સુંદર ચિત્રો સહિત

# પતિવ્રતા સતીઓ.

વેદ, ઉપનિષદ, પુરાણ, અને ઇતિહાસમાંથી સંગ્રહ કરનાર

શાસ્ત્રી પ્રાણજીવન હરિહર

તથા

રા. મણિલાલ છબારામ ભટ્ટ,

ઝાંશીની રાણી, ગુજરાતની જુની વાર્તાઓ,
સુંદરબેન વિગેરેના કર્ત્તા.

આવૃત્તિ બીજી.

પ્રસિદ્ધ કરનાર,

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,

મુંબાઈ.

સને ૧૯૧૫.

મૂલ્ય રૂપીઆ બે.

# પ્રસ્તાવના.



સંસારનો સૌ આધાર સ્ત્રીઓ ઉપર છે અને ભગવાન મનુ કહે છે તેમ જ્યાં સ્ત્રીઓનું સારી રીતે લાલન પાલન ને પોષણ થાય છે ત્યાં જ દેવતાઓ, સઘળી સમૃદ્ધિઓ તથા આબાદીઓ રહે છે. સ્ત્રીઓથી ભાવિષ્યની દુનિયા ઉત્પન્ન થાય છે માટે સ્ત્રીઓની ઉન્નતિ કરવાની આવશ્યકતા છે. વર્તમાનમાં સ્ત્રીઓને કેળવવા તથા તેમને ઉન્નત અવસ્થાએ લઈ જવા માટે સર્વત્ર યત્ન ચાલી રહ્યા છે, એ યત્નમાં અમારો હિસ્સો ઉમેરવાને સ્ત્રીઓને તેમના ધર્મકર્તવ્યોનું શિક્ષણ આપવાને માટે અમે આ યત્ન કર્યો છે. મનુષ્યને મનુષ્યના જીવનમાંથી જેટલું શીખવાનું મળે છે એટલું બીજે કોઈ ઠેકાણેથી મળતું નથી માટે સ્ત્રીને પોતાની પૂર્વે થયેલી સ્ત્રીઓનાં સચ્ચારિત્રથી જે શિક્ષણ મળે છે તે સ્થાયી અસર કરનારું નિવડે છે તેથા પતિવ્રતા-સતીઓનું આ ચરિત્રાત્મક પુસ્તક અમે સવિનય તેમની સન્મુખ મુકવાને ઉત્સુક થયા છીએ અને આશા રાખીએ છીએ કે સન્નારીઓ તેને વાંચી ઉત્તમ પ્રકારનાં ચરિત્રોનું પોતાના મનમાં પરિશીલન કરી **ભા**રતવર્ષની ઉન્નતિ કરવામાં સહાયતા આપશે.

આવાં પુસ્તકને લંબાણ પ્રસ્તાવનાની અગત્ય નથી તેમ છતાં અમારે કહેવું જોઇએ કે, આમાં જે જે ચરિત્રો આપવામાં આવ્યાં તે મૂળની સાથે બહુ જ સંભાળપૂર્વક તપાસીને લખવામાં આવ્યાં છે તેમ છતાં વાચકો જો કંઇ સૂચના આપશે તો તે હવેની બીજી આવૃત્તિમાં ધ્યાનમાં લેવાશે. સ્ત્રીધર્મ અને સ્ત્રીકર્તવ્ય વગેરે સંબંધી નિબંધો શુષ્ક થઇ પડે છે અને સામાન્ય રીતે સ્ત્રીઓને તે વાંચવા રુચતા પણ નથી માટે બહુ સંભાળપૂર્વક તે સઘળા ઉપદેશોને જુદાં જુદાં ચરિ-ત્રોમાં જ ઘટાવ્યા છે. ‘ડાહ્યા થવું’ ‘ચોરી ન કરવી’ એવાં વાક્યોના

નિબંધો કરતાં ચરિત્રોમાં યોજાયલા સત્યાદિ ધર્મો માણસના મન ઉપર બહુ ઉંડી અને સ્થાયી અસર કરે છે એ પ્રસિદ્ધ સિદ્ધાંતને લક્ષમાં રાખી પ્રત્યેક ચરિત્રમાં કંઇ ને કંઇ સ્ત્રીધર્મની તથા તેમનાં કર્તવ્યની પ્રસંગે પ્રસંગે યોજના કરેલી છે. વાંચનારી માતાઓ અને બહેનો જો તેનો યથાર્થ ઉપયોગ કરશે તો અમે અમારા શ્રમને સફળ માનીશું.

પતિવ્રતા–સતીઓની પ્રથમાવૃત્તિ બહાર પડ્યા પછી એક વર્ષમાં જ તેની બધી પ્રતિઓ ખપી ગઈ હતી અને ધર્મનિષ્ઠ સતીઓમાં આ ગ્રંથે અભિરૂચિ ઉત્પન્ન કરી હતી. અને આ ગ્રંથને માટે ધર્મશીળ વિદુષીઓ બહેનો તરફથી વારંવાર માગણીઓ આવ્યા કરતી હતી. પરંતુ વ્યવહારના આવરણથી આ ગ્રંથને બાહાર પડવામાં ઘણો જ વિલંબ થયો છે, છતાં આ આવૃત્તિમાં ઘણો વધારો સુધારો કરવામાં આવ્યો છે તથા કથાના પ્રસંગાનુસાર ચિત્રો પણ આપવામાં આવ્યાં છે. પતિવ્રતા સાધ્વી બેહેનો આ ગ્રંથ વાંચીને તે પ્રમાણે ધર્માચરણ કરીને જો માતાપિતાનાં તથા સાસરાનાં એમ ઉભય કુળને ઉજ્વળ કરશે તો અમે અમારો પ્રયત્ન સફળ થયો ગણશું. આ આવૃત્તિનાં પ્રુફો શાસ્ત્રી છોટાલાલ ચંદ્રશંકરે વાંચી આપ્યાં છે તેને માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

| | | |
|---|---|---|
| સંવત ૧૯૭૧.<br>આષાઢી પૂર્ણિમા,<br>કાલકાદેવી,<br>ગાયવાડી–મુંબાઈ. | } | **શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.**<br>**મણિલાલ છબારામ ભટ્ટ.** |

# અનુક્રમણિકા.

# સદ્ગુણ વિજય.



**ચારૂદત્ત**ના ઘરમાંથી **શર્વિલક** નામના બ્રાહ્મણ પુત્રે ચોરેલા ઘરેણાં માટે રાજ્ય તરફથી **ચારૂદત્ત**ને ફાંસીની શિક્ષા કરવામાં આવે છે. તેમાંથી **વસંતસેના** તેનું નિર્દોષપણું પ્રસિદ્ધ કરી તેને છોડાવે છે, ત્યાંથી છુટીને તે પોતાની સ્ત્રી ધૂતા તથા પુત્ર રોહસેનને મળે છે. (**મૃચ્છકટીક.** અંક ૧૦ મો.)

# પતિવ્રતા સતીઓ.

## સતી.

### वंशस्थ.

यतस्तवोत्पन्नमिदं कलेवरं न धारयिष्ये शितिकंठगर्हिणः
जग्धस्य मोहाद्धि विशुद्धिमंधसो जुगुप्सितस्योद्धरणं प्रचक्षते।

भागवत.



બ્રહ્માના પુત્ર દક્ષ પ્રજાપતિ, મનુની પુત્રી પ્રસૂતિ વેરે પરણ્યા હતા. એ દંપતીને થયેલી સોળ કન્યાઓમાંની તેર ધર્મને, એક અગ્નિને, એક સઘળા પિતૃઓને અને સૌથી નાની દેવી **સતી**, ભગવાન્ **મહાદેવ**ને પરણ્યાં હતાં. એકવાર નૈમિષારણ્યમાં પ્રજાપતિઓએ હજાર વર્ષ ચાલે એવો મોટો યજ્ઞ આરંભ્યો. એ મહાયજ્ઞમાં જ્યારે દક્ષ પ્રજાપતિ ગયા ત્યારે સર્વે દેવોએ ઉભા થઈને આવકાર આપ્યો. માત્ર બ્રહ્મા અને **શંકર** પોતાનાં આસનો ઉપરથી ઉઠ્યા નહિં. બ્રહ્મા પોતાના પિતા હોવાથી તેમને માટે દક્ષને માઠું લાગ્યું નહિં, પરંતુ '**શંકરે** આસન ઉપર બેસી રહી મારૂં અપમાન કર્યું,' એમ તેમને લાગ્યું. દક્ષ પ્રજાપતિ બહુ શાંત સ્વભાવના હતા. તેમ છતાં આ પ્રસંગે તેમનો મિજાજ ગયો. તે બોલ્યા કે—"બ્રહ્માના કહેવાથી મેં આ **શંકર**ને કન્યા દીધી, પરંતુ અવિનયી અને દુરાચરણી તે દુરાચરણી જ રહે છે. મોટા માણસોને કેમ આવકાર દેવો અને સભ્યોની સભામાં કેમ વર્તવું, તેનું આને જ્ઞાન પણ નથી. આવા સમારંભમાં આના જેવો અવિવેકી ન હોતો

જોઇએ, માટે હું શાપ દઉં છું કે, "વિષ્ણુ, બ્રહ્મા અને ઈન્દ્રાદિક દેવો સાથે આજ પછી યજ્ઞોમાં આને ભાગ મળશે નહિ."

ભગવાન્ **શંકર** કંઈ બોલ્યા નહિ, પરંતુ નંદીશ્વરાદિ તેમના ગણો દક્ષ ઉપર ગુસ્સે થયા. વાત વાતમાં મોટી બોલાચાલી થઈ. આખરે તેમને પણ એમાં ભાગ લેવો પડ્યો. પ્રજાપતિએ અને ઋષિઓએ બેઉ પક્ષને સમજાવવાનો ઘણોક યત્ન કર્યો, પણ કોઈ સમજ્યું નહિ. એક બીજાને કઠોર વચનો કહી, સસરો જમાઈ ક્રોધમાં ને ક્રોધમાં ત્યાંથી જતા રહ્યા. દેવોએ, પ્રજાપતિઓએ અને ઋષિઓએ પછી પ્રયાગ તીર્થમાં જઈ અવભૃથ સ્નાન કરી યજ્ઞની સમાપ્તિ કરી.

દક્ષ પ્રજાપતિ અને **શંકર** વચ્ચે થયેલા ઝઘડાને લીધે દેવી સતીએ પિતાને ત્યાં જવા આવવાનું તજી દીધું. સતી સ્ત્રીને પતિથી વધારે પ્રિય બીજું શું હોય? પતિ એ જ સતીનું શરણ અને પતિ એ જ સતી સ્ત્રીની આ જગતમાં પરમ ગતિ છે. દેવી દાક્ષાયણીએ આર્યસ્ત્રીઓના આ પરમ ધર્મને અનુસરી પતિસેવામાં તન, ધન અને મન લગાડી પિયેરિયાંને વિસારી દીધાં. પ્રજાપતિ દક્ષે કે ભગવતી પ્રસૂતિએ પણ '**સ**તી તો સાસરે જ સારી' એમ માનીને મન વાળ્યું. આવા અણબનાવ તથા અપરિચયમાં ઘણોક કાળ વીતી ગયો.

પછી કેટલાક કાળે એકવાર સવારમાં **સ**તી જ્યારે કૈલાસનાં રમણીય ઉપવનોમાં ફરતાં હતાં ત્યારે અમરાવતી તરફથી કેટલાંક વિમાનોને, તેમાં બેઠેલી દેવાંગનાઓ સાથે તેમણે ઉપરા ઉપરી પૃથ્વી તરફ જતાં જોયાં. **દેવ, ગંધર્વ, કિન્નર** અને **વિદ્યાધર** વગેરે તેમની સ્ત્રીઓ સહિત જતા જણાતાં, દેવીને સહજ એમ થઈ આવ્યું કે, 'આ દેવતાઓ ક્યાં જતા હશે?' કોઈ ગણને આ વિષે પૂછવા માટે દેવી **સ**તી ઉપવનમાંથી સુંદર એવા કૈલાસ મંદિર તરફ જતાં હતાં, એટલામાં આકાશમાર્ગે **નારદ** મુનિ જ ત્યાં ઉતરી આવ્યા. એટલે **સ**તીએ વીણાપ્રિય એવા **નારદ**જીને નમન કરી પૂછ્યું કે, "હે ભગવન્! આ **દેવો** અને **દેવાંગનાઓ** મોટા આનંદથી આજે ક્યાં જાય છે?"

"ઓહો ! તમે તે જાણતાં જ નથી કે શું?" **નારદજીએ** પોતાના હમેશના ગમ્મતી સ્વભાવપ્રમાણે વિસ્મય બતાવી દેવીને પ્રશ્ન કર્યો અને જ્યારે "ખરેખર હું કંઈ જ જાણતી નથી," એમ તેમણે જવાબ આપ્યો ત્યારે **નારદજીએ** દેવીને ઉત્તેજન આપતાં કહ્યું કે, "બ્રહ્માએ તમારા પિતા દક્ષ પ્રજાપતિને પ્રજાપતિઓના અધિપતિના અધિકારપર નીમવાથી તેમણે બૃહસ્પતિસવ નામનો મોટો યજ્ઞ આરંભીને, ત્રિભુવનને પોતાના આનંદમાં ભાગ લેવાને આમંત્ર્યું છે અને તમે જ તેમનાં પુત્રી થઈને શું તે વાત જાણતાં નથી? દક્ષ પ્રજાપતિ એવા તો નથી કે, આવે શુભ સમારંભને પ્રસંગે અને આનંદને અવસરે અનુચિત હોય, તોપણ પોતાનાં દિકરી જમાઇને વિસરી જાય?" જાણેને વિચાર કરતા હોય તેમ મૌન રહીને વળી તે બોલ્યા કે, "સેવકોને હાથે કામ લેતાં મોટા માણસનું આમ ઉપહાસ્ય થાય છે. શું સેવકો કદાપિ વિસરી ગયા હશે? વળી દેવિ ! કદાપિ કામકાજને પ્રસંગે તેઓ પોતે વિસરી ગયા હોય તોપણ શું થયું? જાવ, પિતાને ઘેર ટાણું છે, એમ જાણ્યા પછી તમારાથી આમંત્રણની વાટ જોવાય નહી. એમનું ખોટું દેખાય, તે તમારું જ ખોટું દેખાયા બરોબર છે. બાપને ઘેર જવું, તેમાં વળી નેડાં હકારાંની શી જરૂર?"

**નારદનાં** ઉત્તેજક વચન સાંભળી સતીને પિતાને ઘેર જવાનું મન થયું. આમંત્રણ નથી તો શું થયું? હું ત્યાં જઈ એમનું સારૂં દેખાડીશ. લોકોમાં મારાં કેવાં વખાણ થશે? આવો વિચાર કરીને સતી બોલ્યાં કે 'મુનિ! તમે મારી સાથે મંદિરમાં આવો. હું અને તમે બંઉ એમને આ વાત કહીએ અને સૌ સાથે જઇએ.'

નારદ—હું અત્યારે ત્રિવેણી તીર્થ તરફ જાઉં છું, માટે ક્ષમા કરો. દેવિ ! મારા આવવાથી શું વધારે છે? ભગવાન્ **શંકર** ક્યારે આપનું વચન ઉત્થાપે છે?

આ છેલ્લાં વચન સાંભળી **સતી** સહજ હસ્યાં અને વીણાના તાર ઉપર સૂરને મેળવતા **નારદ** મુનિ ત્યાંથી ત્રિવેણી તીર્થ તરફ વિદાય થયા.

**સ**તીને યજ્ઞમાં જવાનું કહી નારદ મુનિ ત્યાંથી ગયા, ત્યાર પછી તે પુષ્પો લઇને મંદિરમાં ગયાં. વાઘનું ચર્મ પાથરીને શંકર તે વખતે અંતર્ગૃહમાં બેઠા હતા. **સ**તીને જોઇને ગણોએ પ્રણામ કર્યા અને **શં**કરે તેમને પોતાની પાસે આવી આસને બેસવા જણાવ્યું. પણ તે બોલ્યાં કે, 'મારા પિતા દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞ મહોત્સવ છે, તે પ્રસંગે દેવો, ગંધર્વો અને વિદ્યાધર પોતાના પરિવાર સાથે ત્યાં જાય છે, માટે આપણે પણ ચાલો.' **શં**કરે કહ્યું, 'આપણને આમંત્રણ નથી.'

'તો શું થયું?' 'એમ બને કે?' **શં**કરે ફરીને ઉત્તર આપ્યો, એટલે સતી ગાલમાં હસ્યાં અને બોલ્યાં કે–

(રાગ ઓખાહરણનો.)

આર્યપુત્ર! તમે આ શું બોલો, ખરા ખોટાંનો કંઇ તોલ તોળો;
આવ્યે અવસરે જાય ભુસાઇ, આડે દાંડે જે હોય લડાઇ.
વિસરાય શું દીકરી કયાંહી, જેની માતા કરે રાજ્ય જ્યાંહી;
પૂજ્ય વર્ગમાં જેહ સવાઇ, ભૂલે સસરો શું તેહ જમાઇ?

**શિવ**— (અનુષ્ટુપ.)

તમારા સમ છે સુભ્રૂ! તમને અથવા મને;
સંદેશ સરખો એ જો, કહાવ્યો હોય એમણે.

**સતી**—(રીશથી) (ત્રિતાલની ચોપાઇ.)

જેણે આમંત્ર્યું છે ભૂત માત્ર, જુઠા! જાવ શું ભુલે તે જામાત્ર?
રાખ્યું હશે તેડું તમે છાનું, સમ સગરા તમારા ન માનું.
આમ નિ:સંગ રહો તે શું સારું, જુવો, સંસારની આંખે વારું;
જોશું ઉછરંગ જાગ જગનનો, સુખવૈભવ તાત ભવનનો.
તમે હોંશ કરો ના કરાવો, મને ઉલટી ઉદાસી બનાવો;
મારી હોંશિલી માત રીઝાવા, તમે ક્યારે સાસરીએ આવ્યા?
તમે ક્યારે પ્રભુત્વ બતાવી, મને મૈએરીમાં ફુલાવી;
મારાં પિયરની શેરીને પંથ, જતા આવતા થઇ મારા કંથ.
મોડી આંખતણે અણસારે. મારી સખીઓથી જોવાયા ક્યારે?

જોવા દીકરી જમાઇનાં જોડાં, હશે આતુર સૌ એ શું થોડાં ?
મારી બાળ સૈએરોનો ભાવ, ચાલો જોજો લઇએ રુડો લાવ;
મારી માતને હેતને હાથે, જમજો સાસરીઆંતણી સાથે.
મારું મોટેરામાં સનમાન, જોઈ તમને થશે અભિમાન;
દાસ દાસી ને ગજ રથ ઘોડે, ચાલો આપણ જઇએ સજોડે.
મારી બેનો ને સખીઓના વાદે, મારે જાવું મૈએર બડા ડાડે;
ઉઠો વાઘાંબરી ! ન સતાવો, ફરી અવસર આવે નહિ આવો.
પાથરીને પાલવ વારંવાર, યાચ્યું આટલું હું ત્રિપુરાર:
કરું તાત વતી કાલાવાલા, ઉઠો પજવો નહિ મારા વાલા!

**શિવ**–શાણાં સમજુ થઇ ભુલો કેમ, વણ તેડયાં જવાય કો કેમ ?
દે ન સત્કાર જો દક્ષરાય, હાસ્ય દેવોમાં આપણું થાય;
ઘટે માન બને કદી આવું, માટે સર્વથા હું નહિ આવું.

**સતી**–હાં, હાં આજ હું સમજી એ સઘળું, તમે આડા થઇ વદો અવળું;
મારા પિએરનું બોલો ઘસાતું. નથી મુજથી હવે તે ખમાતું.
તમે ઉજળાં સગાંના ન સંગી, આડા અતડા ન લેશ ઉમંગી;
વાંકુ પાડીને અવસરે આજ, નાથ ! સંબંધીની લ્યો ન લાજ.

**શિવ**— ( અનુષ્ટુપ. )

ઇચ્છા છે તો ભલે એવી, સિધાવો લઇ નન્દિને;
પ્રણામ માહરા કહેજો, દક્ષને પાદ વંદિને.

નારદ મુનિએ ઉશ્કેરેલાં અને **શં**કર ઉપર રીસે ભરાયલાં દેવી **સ**તી પતિની આજ્ઞા મળી કે તુરત પિતાને ઘેર ગયાં. **શં**કર જાણતા હતા કે, દેવીનું અપમાન થશે, તેથી નંદી આદિ ગણોને તેમણે સાથે મોકલ્યા. **સ**તી વગરતેડે હાલી ચાલીને પિતાને ઘેર યજ્ઞમાં ગયાં, પરંતુ કોઇએ પણ તેમને આવકાર દીધો નહિ તથા સગાં સાગવાંએ પણ બોલાવ્યાં નહિ, એટલું જ નહિ, પરંતુ ઋષિપત્નીઓ એવી તેમની બહેનોએ અને છેવટ માતાએ પણ તેમને બોલાવ્યાં નહિ જ. **સ**તી પોતાના સાહસ માટે અત્યંત દીલગીર થયાં. તેમને મૃત્યુ સમાન પરિતાપ થવા માંડયો અને કોઈ

ઠેકાણે ક્ષણવાર ઉભાં રહેવું પણ ગમ્યું નહિ. ઘરમાંથી આ પ્રમાણે અપમાન પામ્યા પછી સતી યજ્ઞમંડપમાં ગયાં. કારણકે ત્યાં દક્ષ આવકાર દેશે, એમ તે ધારતાં હતાં. યજ્ઞ મંડપમાં પેસતાં દેવોની સાથે **શં**કરનું સ્થાપન જોયું નહિ અને તેમ દક્ષ પ્રજાપતિએ વાત્સલ્યથી બોલાવ્યાંએ નહિ, એટલે **દે**વીને ઘણુંજ માઠું લાગ્યું. પિતાના સામું જોઈ તિરસ્કારનાં વચનોથી તે બોલ્યાં કે:-"મને ધિક્કાર છે કે, હું મારા પતિની અવગણના કરીને અહીં આવી. જ્યાં પતિનું સન્માન ન હોય ત્યાં **સ**તીને જવાનો ધર્મ નથી. અહીં **શં**કરનું સ્થાપન કે સન્માન કંઈ પણ નથી તો તેમાં આગ ઉઠજો." આ છેલ્લાં વચન તેમના મુખમાંથી નિકળતાં જ દક્ષ પ્રજાપતિના યજ્ઞમંડપમાં આગ લાગી અને મોટો ઉત્પાત થઈ રહ્યો. મંડપમાં આગ થતાં જ લાલચોળ થઈ ગયેલાં **સ**તીએ પાછાં વળીને જોતાં નંદીને કહ્યું કે' હું અહીં બળી મરું છું અને તું—

(ઉપજાતિ.)

નિવેદજે આ સઉ વૃત્ત નંદિ ! મારાવતી ત્યાં જઈ પાદવંદી;
એકાંતમાં **શં**કરને કહેજે, મારાં વળી વાયક આ પ્રમાણે:—
"સત્વે તમ દ્રોહિતણે બનેલો, દુર્ભાગ્ય આ દોષિત દેહ મારો;
ઉત્સંગને યોગ્ય નથી રહેલો, હુતાશને આ પળ હોમવાનો.
પિયેરિયાંનો ધરિ પક્ષ મારાં, સુણ્યાં નહીં મેં વચનો તમારાં;
તેથી તમારાં પદ પૂજવાનાં, પૂરાં થયાં પ્રાક્તન પુણ્ય મારાં.
અયોગ્ય મારાં વચને દુભાયા, હશો તમે તોપણ નાથ મારા;
શરીર છુટી તપ આદરીશ, પરંતુ પાછી તમને વરીશ."
મૈંએરનું માન ધરી ઘણેરું, કહ્યું ન માન્યું શિરછત્ર કેરું;
તેનું મળ્યું આ ફળ ભાગ્ય મારું, હુતાશને પાતકને ઉતારું.

**નંદી**ને આમ કહી દેવી **સતી શં**કરનું ધ્યાન ધરી જમણા પગના અંગુઠામાંથી અગ્નિ ઉત્પન્ન કરી ત્યાં જ બળી મુવાં.

---

# સુકન્યા.

વૈવસ્વત મનુના પુત્ર **શર્યાતિ** રાજાને **સુકન્યા** નામની એક લાડકવાઈ પુત્રી હતી. તે સુશીલ અને ડાહી હતી. રાજા જ્યારે જ્યારે બહાર ફરવા જતો ત્યારે **સુકન્યા**ને પણ પોતાની સાથે જ લઈ જતો હતો. એક દિવસે રાજા **સુકન્યા**ને સાથે લઇને વનમાં ફરવા ગયો હતો. તે એક પછી એક વન અને ઉપવનમાં ફરતો ફરતો **ચ્યવન** ઋષિના આશ્રમપાસે જઈ ચઢયો અને કાળાંતર થયાં **ચ્યવન** મુનિની ગેરહાજરીથી જીર્ણશીર્ણ થઈ ગયેલા આશ્રમની પડોસમાં લશ્કરનો પડાવ નાંખીને ઋષિ મુનિઓનાં દર્શનાર્થે આશ્રમની આજુ બાજુના પ્રદેશમાં ફરવા લાગ્યો. **સુકન્યા** પણ પોતાની સખીઓ સાથે આશ્રમનાં વૃક્ષોને વિંટળાઇને ઝુલી રહેલી ભાતભાતની લતાઓનાં પુષ્પો ચુંટતી ચુંટતી એક જૂના રાફડાની પાસે જઈ ચઢી, અને રાફડાની અંદર જોયું તો બે ચળકતા પદાર્થો જોવામાં આવ્યા. એક તો બાળક અને વળી રાજકન્યા. બાળકનું મન કુતુહલ જોવાને આતુર હોય છે. **સુકન્યા**એ તુરત પાસે પડેલી બાવળની સૂળ લઈ રાફડાની અંદર ચળકતા પદાર્થોની પરીક્ષા કરવાને અંદર ખોશી કે તુરત રાફડાના છિદ્રમાંથી લોહીની ધારા વહેવા માંડી. નિર્દોષ મનની **સુકન્યા** કોઈ જીવજંતુ હશે, આમ ધારીને સખીઓની સાથે રમતી રમતી ત્યાંથી બીજી જગ્યાએ ચાલી ગઈ.

**ચ્યવન** ઋષિ ઘણા કાળ થયાં આહારાદિકનો ત્યાગ કરી એક આસને બેશીને તપશ્ચર્યા કરતા હતા, અને તપ તપતાં તપતાં ઘણાં વર્ષે તેમના શરીર ઉપર રાફડો બંધાઈ ગયો હતો. માત્ર મૃત્તિકાની ફાટમાંથી તેમની બે ચળકતી આંખો જ બહાર દેખાતી હતી, પરંતુ આંખો છે, એમ જોનાર જાણી શકે નહિ. તે પતંગીયા કે બીજા કોઈ જીવડા જેવી દેખાતી હતી. **સુકન્યા**એ તેને કોઈ તેજસ્વી પદાર્થ જાણી, સૂળ ઘોંચી તેની પરીક્ષા કરવાનું ધાર્યું હતું, પરંતુ તેમ કરવા જતાં તેનું પરિણામ વિપરીત આવ્યું.

ઋષિ પોતે કામ, ક્રોધાદિકથી રહિત હતા, તોપણ એક નિર-પરાધી તપશ્ચર્યા કરતા ઋષિનો અપરાધ કર્યો, તે પાપને લીધે રાજાના પરિવારોને અને સેનાનાં મનુષ્યોને એકાએક ઝાડા અને પીસાબ બંધ થઈ ગયાં. અચાનક આવી પડેલા આવાં કારમા સંકટને લીધે રાજા ગભરાટમાં પડી ગયો. તેણે પોતાના સેવકોને તથા સાથે આવેલા બીજા મનુષ્યોને બોલાવી પૂછ્યું કે, “ તમે આ પવિત્ર આશ્રમમાં કોઇનો અપ-રાધ તો કર્યો નથી કે? અપરાધ વિના દુઃખ થવાનો સંભવ નથી. અપરાધ થયો હોય તો કહીદો. આપણે જેનો અપરાધ થયો હોય, તેની ક્ષમા માગીએ. ”

સુકન્યા નિશ્ચિન્ત મનથી પોતાની સખીઓ સાથે રમતી રમતી પિતાની પાસે આવી અને તેમને ગભરાટમાં પડી ગયેલા જોઇને બોલી ઉઠી કે—“ પિતાજી ! મારાથી અપરાધ જેવું એક કામ થઈ ગયું છે. વનમાં ફરતાં ફરતાં એક રાફડામાં બે ચળકતી ચીજ મારા જોવામાં આવી હતી. તે શું હશે, તેની પરીક્ષા કરવાને મેં તેમાં સૂળ ઘોંચી તો તેમાંથી લોહીની ધારા નીકળી હતી. ” પુત્રીનાં વચન સાંભળીને રાજા તુરત રાફડાની પાસે ગયો, અને તપાસ કરી તો અંદરથી તપ તપતા અને સુકાઈ ગયેલા, પરંતુ મહાતેજસ્વી વૃદ્ધ **ચ્યવન** ઋષિ નીકળી આવ્યા.

ફૂટી ગયેલી આંખોવાળા અને હાડપિંજરરૂપે અવશેષ રહેલા ઋષિને જોઈ સૌનાં મુખ ઉતરી ગયાં. રાણીઓ ભય પામી કે, રખેને ઋષિ શાપ દેશે તો શું થશે ? રાજાને પણ ભય લાગ્યો, પરંતુ હિમ્મતથી ઋષિ-નાં ચરણમાં પ્રણામ કરીને તેણે કહ્યું કે-“ મહારાજ ! મારી પુત્રીએ આપનો મહાઅપરાધ કર્યો છે, એટલું જ નહિ , પરંતુ આપનાં નેત્ર-રત્નોનો નાશ કરીને આપના જીવતરને નિરર્થક કર્યું છે. તેને માટે હું આપની પાસે ક્ષમા માગું છું.”

**ચ્યવન** મુનિ રાજાને ક્ષમા આપતાં બોલ્યા કે—“મને બીજું તો કંઈ દુઃખ નથી, પરંતુ હવે જ મને ધર્માદિક કાર્યો કરવાને અડચણ પડશે, માટે તું એ કન્યા મને પરણાવ તો તે ધર્મપત્ની તરીકે મારી

પત્ની ધર્મ.



અંધ ચ્યવન ઋષિને સુકન્યા ભોજન પીરસે છે.

પૃ. ૬.

Lakshmi Art, Bombay

## સુકન્યા અને ચ્યવન ઋષિ.



સુકન્યાએ બહુ હોંસથી અંધ ચ્યવન ઋષિની અહોરાત્રિ સેવા કરી તેમનું હૃદય જીતી લીધું.

પૃ. ૯.

*Lakshmi Art, Bombay.*

સેવા કરીને મને ધર્મકાર્યોમાં સહાયતા કરે—હું તને નિરપરાધીને શાપ દેવાને ઇચ્છતો નથી.” આ વખતે સુકન્યા પિતાની પાસે ઉભી હતી. તેણે પોતાનો અપરાધ કૃતજ્ઞ હૃદયથી કબૂલ કર્યો અને નમ્રભાવથી પિતાને પ્રણામ કરીને કહ્યું કે–“ પિતાજી ! હું આ ઋષિ મહારાજની સંપૂર્ણ અપરાધિની છું, માટે હવે હું મારું બાકીનું સર્વ આયુષ્ય એમને અર્પણ કરીને તેમનાં ધાર્મિક કાર્યોમાં સહાયતા કરીશ. હાય ! હાય ! મારી મૂર્ખતાએ કેટલો બધો અનર્થ કર્યો છે ? એમનો પવિત્ર હાથ ઝાલવો, એ જ હવે મારા પાપનું પ્રાયશ્ચિત્ત છે.” આમ કહીને સુકન્યાએ ઋષિનો પાણિ ગ્રહણ કર્યો; અને પછી રાત દહાડા સેવા કરી તેમનાં હૃદયને જિતી લીધું. ઋષિને સુવરાવ્યા પછી સુવું, તેમના ઉઠ્યા પહેલાં ઉઠવું, વનમાંથી દેવસેવા તથા અગ્નિહોત્ર માટે ફળફુલ, કાષ્ઠો તેમ જ વનધાન્યો લાવવા તથા અષ્ટ પ્રહર ઋષિની સેવામાં હાજર રહેવું, વગેરે કાર્યો લાડકોડમાં ઉછરેલી સુકન્યા બહુ જ હોંશથી કરવા લાગી. ઋષિ પણ તેની પોતાના પ્રતિ અનન્ય ભક્તિ જોઇને અત્યંત પ્રસન્ન થયા.

સુકન્યાએ વૃદ્ધ અને અંધપતિ ચ્યવન ઋષિની આ રીતે એક મનથી સેવા કરવામાં કેટલોક કાળ ગાળી કાઢ્યો અને ઇશ્વરે પણ તેની સબુરી સામે નજર કરી. એક વખત દેવોના વૈદ્ય અશ્વિનીકુમારો તે ઋષિના આશ્રમમાં આવી ચઢ્યા. તેમનું ચ્યવન મુનિએ મોટા ભાવથી પૂજન કરીને કહ્યું કે–“ તમે દેવોના વૈદ્યો કહેવાઓ છો તો મારી વૃદ્ધાવસ્થા ટાળો. હું તમને સોમરસના ભાગી કરીશ. દેવોએ યજ્ઞમાં કરવામાં આવતા સોમરસના પાનમાંથી તમને દૂર કર્યા છે, તે વાત હું જાણું છું. તમે વૈદ્યો હોવાથી યજ્ઞના ભાગને માટે અપવિત્ર ગણાવ છો, તોપણ હું તમને પુનઃ પવિત્ર કરીને યજ્ઞમાં ભાગ લેતા કરીશ. ”

અશ્વિનીકુમારોએ ‘ તથાસ્તુ ’ એમ કહી તે આશ્રમની પાસે આવેલા એક સિદ્ધિપ્રદ નામના ધરામાં ચ્યવન મુનિને ડૂબકી મરાવી. ચ્યવન મુનિનું શરીર કેવળ હાડકાંનો માળો થઈ ગયું હતું, ભમરો ધોળી ફક્ક થઈ ગઈ હતી, અને આંખોને ઠેકાણે ફક્ત ખાડાઓ જ દેખાતા હતા.

આખા શરીરમાં માંસ અને રુધિર ન હોવાથી તરી રહેલી નાડીઓ સ્પષ્ટ રીતે દેખાતી હતી. શરીર તદ્દન બેડોળ બની ગયું હતું. ઋષિ જેવા સિદ્ધિપ્રદ ધરામાં ડૂબકી મારીને બહાર નિકળ્યા કે, તુરત નવયૌવન બની ગયા. તેમની દિવ્ય કાન્તિથી આશ્રમ ઝળામળાં થઈ રહ્યું અને દેવ-વૈદ્યોની સાથે જાણે તે પણ ત્રીજા અશ્વિનીકુમાર હોય તેવા જ બની ગયા.

સુકન્યા તે ત્રણે પુરુષોને જોઇને વિચારમાં પડી ગઈ કે, આમાં ચ્યવન ઋષિ કયા? પછી તે દેવવૈદ્યોને પ્રણામ કરી, પાલવ પાથરીને વિનવવા લાગી કે–" હે અશ્વિનીકુમારો! મને મારા પ્રાણાધાર દેખાડો. કયાં ગયા મારા વૃદ્ધ સ્વામી!" અશ્વિનીકુમારો સુકન્યાની પતિભક્તિને જોઇને તેનાપર પ્રસન્ન થયા અને તરુણ થઈ ગયેલા ચ્યવનની સામે આંગળી કરી, તેને ઋષિ બતાવ્યા. સુકન્યા પોતાના તરુણ વયના પતિને જોઈને તેમના ચરણમાં પ્રણામ કરી બે કર જોડી સન્મુખ ઉભી રહી. તે સમયે ચ્યવને બંને દેવવૈદ્યોને કહ્યું કે–" મારા સસરાના યજ્ઞમાં હું તમારા ઉપકારનો બદલો વાળીશ." 'તથાસ્તુ' એમ કહીને ઋષિ અને ઋષિપત્નીને પ્રણામ કરીને તેઓ સ્વર્ગમાં ચાલ્યા ગયા.

થોડા સમય પછી શર્યાતિ રાજા યજ્ઞ કરવા માટે ચ્યવન મુનિના આશ્રમમાં આવ્યા અને જુવે છે તો પોતાની પુત્રીને એક તેજસ્વી અને તરુણ પુરુષની સેવા કરતી દીઠી. દીકરી દૂરથી જ પોતાના પિતાને આવતા જોઈ તેમની સામે ગઈ, અને પ્રણામ કરીને ઉભી રહી. પરંતુ રાજાએ પુત્રીને અશીર્વાદ આપ્યો નહિ, પણ ઉલટું ક્રોધથી કહ્યું કે–" દુરાચારિણી! તેં ઉભય કુળને કલંક લગાડયું? આ તરુણ પુરુષ કોણ છે? કયાં ગયા પેલા મુનિ? લોકો જેમને નમન કરે છે એવા પવિત્રચરિત્ર મુનિને તેં ઠગ્યા?"

સુકન્યાએ પોતાના પિતાને શાન્ત પાડીને કહ્યું કે, "તે જ ઋષિ આ પોતે છે. દેવવૈદ્યોના પ્રતાપથી તેઓ આવી તરુણ સ્થિતિને પામ્યા છે." તે સાંભળી પિતાએ પુત્રીને હર્ષભેર ભેટીને ધન્યવાદ આપ્યો, અને પછી પોતે પોતાના જમાઈ ચ્યવન ઋષિની સહાયતાથી સોમયજ્ઞનો આરંભ કરીને

**અશ્વિની**કુમારોને તેમાં સોમરસ પાયો. તે વખતે ઇંદ્રે ક્રોધ કરી **ચ્યવન**ને મારવા માટે વજ્ર ઉગામ્યું, પરંતુ **ચ્યવ**ને પોતાના તપના પ્રભાવથી તેને અટકાવી દીધું. તે સમયે **શર્યાતિ** રાજાએ અને **દેવવૈદ્ય અશ્વિની**કુમારોએ **સુ**કન્યાનાં વખાણ કરતાં કહ્યું કે;—વૃદ્ધ અને અંધ એવા ઋષિને માત્ર ધર્મ ઉપર જ શ્રદ્ધા રાખીને **સુ**કન્યા પરણી હતી અને તેની અનન્ય ભાવથી સેવા કરતી હતી, જેને પરિણામે તેને અનુપમ સુખ મળ્યું છે અને **ચ્યવન** પણ વૃદ્ધ ઉમરમાંથી તથા અંધાપામાંથી છૂટી, આવી ઉત્તમ સ્થિતિને પામ્યા છે, માટે **સુ**કન્યા ખરેખરી **સુ**કન્યા જ છે." આમ કહીને દેવો અને ઋષિઓ પોતપોતાને સ્થાનકે ગયા. નિરપરાધી મુનિનાં નેત્રો ફોડી નાંખીને તેનો મહાન્ અપરાધ કરનારી **સુ**કન્યાએ પોતાનું આખું જીવન અંધ મુનિને અર્પણ કર્યું અને એક મનથી તેમની સેવા કરી તો તેનું પરિણામ પણ ઘણું જ સારું આવ્યું. પિતાને સંકટમાંથી મુક્ત કરવા માટે જીવનનો ઉત્સર્ગ કરનારી આવી **સુ**કન્યાઓ જ્યારે આપણા દેશમાં જન્મશે ત્યારે જ આપણો સંપૂર્ણ ઉદય થશે!

---

# સાવિત્રી.

**મદ્ર**દેશમાં પૂર્વે **અશ્વપતિ** નામે રાજા રાજ્ય કરતા હતા. તે ધર્મજ્ઞ, બ્રહ્મણ્ય, સત્યવાદી, જિતેંદ્રિય, દાન દેનાર, પ્રજાને પ્રિય અને ક્ષમાવાન્ રાજા હતા. સંતાન થવાને માટે તેણે **સા**વિત્રીને આરાધવાથી દેવીએ પ્રસન્ન થઈ કહ્યું કે—"હે પાર્થિવ! તમારાં શુદ્ધ બ્રહ્મચર્ય વ્રતથી, ઈન્દ્રિયોને વશ રાખવાના નિયમથી તથા ભક્તિથી હું પ્રસન્ન થઈ છું, માટે તમને જે કંઈ ઇચ્છા હોય તે વર માગો." **અશ્વ**પતિ રાજાએ કહ્યું કે—"હે દેવિ! શાસ્ત્રકારોએ કહ્યું છે કે—'ગૃહસ્થાશ્રમીએ ધર્મની વૃદ્ધિ કરવા માટે સંતાન ઉત્પન્ન કરવાં જોઇએ, તેથી સંતાનાર્થે વ્રત નિયમ આચરું છું. તમે જો પ્રસન્ન થયાં હો તો મારા કુળની વૃદ્ધિ માટે મને પુત્ર

આપો." દેવીએ કહ્યું કે–"હે રાજા ! મેં તમારા મનનો અભિપ્રાય જાણી તમને સંતાન આપવાનું બ્રહ્માને કહ્યું છે, તેમના પ્રસાદથી એક મહાતેજસ્વિની કન્યા તમારે ત્યાં અવતરશે."

**સા**વિત્રી દેવી અંતર્ધ્યાન થયાં અને **અ**શ્વપતિ રાજા પણ સ્વસ્થ થઇને મહેલમાં ગયો. પ્રજાને પાલન કરતાં કેટલોક કાળ વ્યતીત થયા પછી નિયમિત વ્રતવાળા રાજાની રાણીએ ગર્ભ ધારણ કર્યો. મનુની પુત્રી એવાં તે મહારાણીનો ગર્ભ શુક્લપક્ષમાં જેમ ચંદ્રમા વૃદ્ધિ પામે તેમ વૃદ્ધિ પામવા લાગ્યો ને દસમે માસે કમળ પત્ર જેવાં નેત્રવાળી કન્યા અવતરી. બ્રાહ્મણોએ જાતકર્માદિ સંસ્કાર કરીને તે કન્યાનું નામ **સા**વિત્રી પાડયું. મૂર્તિમાન્ લક્ષ્મી સરખી તે રાજકન્યા દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી. સુંદર અંગવાળી તે કન્યાને જોઇ 'આ દેવકન્યા છે' એમ સર્વ કોઇ કહેતું હતું. **સા**વિત્રી જ્યારે ઉપવર થયાં ત્યારે રાજાએ કહ્યું કે–" હે પુત્રિ ! તને પરણાવાનો વખત પાસે આવ્યો છે પણ કોઇ માગું કરતું નથી, માટે તું તારી પોતાની મેળે યોગ્ય ગુણવાન્ ભર્ત્તારને શોધી લે. તને જે વર પસંદ આવે તે મને કહેજે, એટલે હું વિચાર કરી તારૂં કન્યાદાન આપીશ. તું ઇચ્છિત વર વર. હે વત્સે ! ધર્મશાસ્ત્રમાં કહેલું છે તે પ્રમાણે હું તને કહું છું. વયમાં આવેલી કન્યાનું દાન ન દેનાર પિતા, રજસ્વલા થયા પછી સ્નાન કરેલી સ્ત્રીનો ત્યાગ કરનાર પતિ અને પિતા મરીગયા પછી માતાનું રક્ષણ ન કરનારા પુત્રની સર્વ લોકો નિંદા કરે છે. હે પુત્રિ ! તું મારાં વચન સાંભળીને ભર્ત્તાની શોધ કર અને જે રીતે હું નિંદ્ય ન થાઉં તેમ કર." **સા**વિત્રીને તથા વૃદ્ધ મંત્રીઓને આમ કહી વાહનાદિકનો બંદોબસ્ત કરી રાજાએ તેમને વર શોધવા જવાની આજ્ઞા આપી. મહાન્ તપસ્વિની **સા**વિત્રી પોતાના પિતાનાં વચન સાંભળી લજ્જાયુક્ત થઇ તેમના ચરણમાં મસ્તક નમાવી સુવર્ણના રથમાં બેશી, વૃદ્ધ મંત્રીઓની સાથે રાજર્ષિઓનાં રમણીય તપોવનમાં ગઇ અને આશ્રમોમાં ફરતાં ફરતાં અંધ માબાપના ગુણવાન્ પુત્ર **સત્ય**વાનને પસંદ કરી પોતાના પિતાની પાસે ચાલી.

**અશ્વપતિ** રાજાએ **સાવિત્રી**ને કહ્યું કે–"હે પુત્રિ ! તું જે વરને વરી હોય તે કહે ?" પિતાનાં વચન સાંભળી **સાવિત્રી**એ કહ્યું કે—" શાલ્વ-દેશના ધર્માત્મા ક્ષત્રિય રાજા **દ્યુમત્સેન** નામે છે. તે પાછળથી અંધ થઈ ગયા છે ને તેમના પુત્ર નાના હોવાથી પૂર્વના વૈરી રાજાએ તેનું રાજ્ય હરી લીધું છે તેથી તે બાળક પુત્ર તથા સ્ત્રી સહિત તપોવનમાં રહીને હાલ તપશ્ચર્યા કરે છે. શહેરમાં ઉત્પન્ન થયેલો તથા તપોવનમાં વૃદ્ધિ પામેલો '**સત્યવાન્**' નામે તેમને એક પુત્ર છે, તેને મનવડે હું વરી ચૂકી છું " **સાવિત્રી**નાં વચન સાંભળી **નારદજી**એ કહ્યું કે–"હે **અશ્વપતિ** ! અજાણી **સાવિત્રી સત્યવાન**ને વરી, પણ તેનું પરિણામ બહુ ખોટું આવશે. **દ્યુમત્સેન** તથા તેની સ્ત્રી **સત્યભાષણ** કરનારાં છે તેથી જ બ્રાહ્મણોએ તેમના પુત્રનું નામ **સત્યવાન્** પાડયું છે. " **અશ્વપતિ** રાજાએ પૂછયું કે–" તે રાજકુમાર તેજસ્વી, બુદ્ધિમાન્, ક્ષમાવાન્, શૂરવીર તથા માતાપિતામાં ભક્તિવાળો છે ?" **નારદજી**એ કહ્યું કે–"હે રાજા ! તે રાજકુમાર સૂર્ય સરખો તેજસ્વી, બૃહસ્પતિ જેવો બુદ્ધિમાન્, પૃથ્વી જેવો ક્ષમાવાન્, **ઇંદ્રિ** સરખો શૂરવીર તથા માતપિતામાં ભક્તિવાળો છે." રાજાએ પુછયું કે–"હે ઋષિ ! તે રાજપુત્ર **સત્યવાન્** દાતા, બ્રાહ્મણોપર ભક્તિવાળો, ઉદાર અને દેખાવડો છે ?" **નારદજી**એ કહ્યું કે–"તે પોતાની શક્તિ પ્રમાણે દાન આપવામાં રંતિદેવ જેવો તથા ઉશીનર દેશના **શિબિ** રાજા જેવો ઉદાર, **યયાતિ** જેવો **સત્યવાદી**, દેખાવમાં ચંદ્રમા જેવો અને રૂપમાં **અશ્વિનીકુમાર** જેવો છે એટલુંજ નહિ, પરંતુ ઇંદ્રિયોને નિયમમાં રાખ-નારો, મધુર બોલનારો, શૂરવીર, સત્યવાદી, સર્વ પ્રાણીનો પરમ મિત્ર, ઈર્ષારહિત, લજ્જાવાન્, કાંતિમાન્, સરળ તથા ધૈર્યવાન્ છે." નારદનાં વચન સાંભળીને, **અશ્વપતિ** રાજાએ કહ્યું કે, 'હે **દેવર્ષિ**! તમે એના સર્વ ગુણ કહ્યા. હવે તેના જે દોષ હોય તે પણ મને કહો ?" **નારદ** બોલ્યા કે–એનામાં એક એવો દોષ છે કે જે તેના બધા ગુણોને ઢાંકી દે છે. એ દોષ પ્રયત્નથી પણ ટળી શકે એવો નથી, અને તે કહેવાને મારી જીભ પણ ઉપડતી નથી.

અરેરે! બિચારી અજ્ઞાન રાજપુત્રી સાવિત્રી !! નિઃશ્વાસ નાંખીને **નાર**દજી ફરી બોલ્યા કે–"હે રાજન્! તે **સ**ત્યવાન અલ્પ આયુષ હોવાથી આજથી એક વર્ષ પછી મરણ પામશે." **નાર**દજીનાં વચન સાંભળી **અ**શ્વપતિ રાજાએ કહ્યું કે–"હે સાવિત્રિ ! હે વત્સે! અહીં આવ, હું કહું તે સાંભળ. દેવતાઓએ જેનો સત્કાર કરેલો છે એવા ભગવાન્ **નાર**દે મને જે કહ્યું તે તેં પણ સાંભળ્યું છે. માટે વિચાર કર, એનો આ દોષ તેના સર્વ ગુણોને ઢાંકી દે છે. અલ્પ આયુષવાળો તે આજથી વર્ષ દિવસે દેહ ત્યજશે, માટે તું બીજા કોઈ વરને વર." પિતાનાં વચન સાંભળી **સા**વિત્રીએ કહ્યું કેઃ—

**सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।**
**सकृदाह ददानीति त्रीण्येतानि सतां सकृत् ॥** (मनु)
**दीर्घायुरथवाल्पायुः सगुणो निर्गुणोऽपि वा ।**
**सकृद्वृतो मया भर्ता न द्वितीयं वृणोम्यहम् ॥** (भारत)

"હે પિતાજી! પિતાના ધનની વહેંચણી એકવાર જ થાય છે, કન્યાદાન પણ એકવાર જ થાય છે, અને હું આપું છું એમ કહીને દાન પણ એકવાર જ દેવાય છે. એ ચારે વાનાં એકવાર જ થાય છે માટે મેં જે ભર્તા પસંદ કર્યો છે તે દીર્ઘાયુ હો કે અલ્પાયુ હો, ગુણી હો કે નિર્ગુણી હો, પણ હું તો એકવાર જેને વરી તેનેજ વરી હવે બીજો નહિ વરૂં. મનવડે નિશ્ચય કર્યા પછી વાણીથી કહેવાય ને તે પછી તે જ કરાય, એવો મારો નિશ્ચય છે. જે મારાં ભાગ્યમાં હશે તે થશે. હવે તમે જે કહેશો તે વૃથા છે." **નાર**દજીએ કહ્યું કે—"હે **અ**શ્વપતિ ! **સા**વિત્રીની બુદ્ધિ સ્થિર છે માટે એને કોઈ વારી શકવા સમર્થ નથી. **સ**ત્યવાનમાં જે ગુણ છે તે બીજા પુરુષોમાં નથી, માટે તમારે એને જ પરણાવવી, એ ઉત્તમ છે." **નાર**દનાં વચન સાંભળી **અ**શ્વપતિ રાજાએ કહ્યું કે—"તેનો નિશ્ચય ચળાયમાન થાય એમ નથી અને તમારું વચન સત્ય છે. તમે મારા ગુરુ છો, તેથી હું આપના કહ્યા પ્રમાણે જ કરીશ." **નાર**દે

કહ્યું કે—"હે રાજા! તમારી **સા**વિત્રીનાં લગ્ન નિર્વિઘ્ને થાઓ." આ પ્રમાણે આશીર્વાદ દઈ **નાર**દજી ત્યાંથી સ્વર્ગ પ્રત્યે ગયા અને રાજા **સા**વિત્રીના વિવાહની સામગ્રી તયાર કરવા લાગ્યો ને અર્થને ચિન્તન કરતો **અ**શ્વપતિ રાજા વિવાહને યોગ્ય સર્વ સામગ્રી તૈયાર થતાં, વૃદ્ધ બ્રાહ્મણો તથા કુલગુરુને બોલાવી, શુભ દિવસે કન્યા તથા બ્રાહ્મણો સહિત દ્યુમત્સેનને આશ્રમે ગયો. સાગના ઝાડ નીચે દર્ભાસન ઉપર બેઠેલા અંધ પણ મોટા ભાગ્યવાળા દ્યુમત્સેન રાજાની ઘટતી રીતે પૂજા કરી,'હું **અ**શ્વપતિ છું,'એમ કહી તેણે પોતાનું નામ નિવેદન કર્યું. ધર્મ જાણનાર દ્યુમત્સેન રાજાએ આદર પૂર્વક સત્કાર કરી તથા આસન આપીને તેને આવવાનું કારણ પૂછ્યું

**અ**શ્વપતિ રાજાએ પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું કે—"હે રાજર્ષિ, ! હે ધર્મજ્ઞ! **સા**વિત્રી નામે મારી આ કન્યા છે તે મન, વાણી અને કર્મે કરીને આપના **સ**ત્યવાન્ નામે મહા ચતુર પુત્રને વરી ચૂકી છે, માટે આપ તેનો સ્વીકાર કરો." **અ**શ્વપતિનાં વચન સાંભળી દ્યુમત્સેને કહ્યું કે—"હે રાજન્! અમે રાજ્યથી ભ્રષ્ટ થઈ વનવાસનો આશ્રય કરી અહીં ધર્માચરણ કરીએ છીએ, તેમાં તમારી સુકુમાર કન્યા દુઃખભાગી થવાને યોગ્ય નથી." "હું ગુણવાન્ **સ**ત્યવાનને **સા**વિત્રી આપવાનો નિશ્ચય કરીને આવેલો છું, અને નમ્રતાથી મસ્તક નમાવી વિનતિ કરું છું કે, આપ મારી આશા ભંગ કરશો નહિ. આપણે બન્ને પરસ્પર સંબંધી થવાને યોગ્ય છીએ, માટે પ્રસન્ન થઈ મારી પુત્રીનો પુત્રવધૂ તરીકે સ્વીકાર કરો." તેનું કહેવું સાંભળીને દ્યુમત્સેન બોલ્યા કે—"હે રાજન્! તમારી સાથે સંબંધ કરવાની મને પ્રથમજ ઇચ્છા હતી, પણ રાજ્યથી ભ્રષ્ટ થયા પછી મારો આ વિચાર એળે ગયો હતો. હવે મારે તમારો અતિથિને યોગ્ય એવો સત્કાર કરવો જોઇએ, તેથી મારો તથા પૂર્વનો ઇચ્છિત અભિપ્રાય હતો, તે ઈશ્વરકૃપાથી આજ પરિપૂર્ણ થયો, તેથી તમારી કન્યાનો હું સ્વીકાર કરૂં છું." એમ કહી આશ્રમવાસી વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી બન્ને રાજાઓએ વિધિ પ્રમાણે **સા**વિત્રી અને સત્યવાનનો વિવાહ કર્યો **અ**શ્વપતિ રાજાએ પોતાની કન્યા સત્યવાનને પરણાવી, તેને ઘટતી રીતે

પહેરામણી આપી, પરમ હર્ષથી પાછો ગયો. ત્યારપછી **સત્યવાન** સદ્ગુણ-વાળી **સાવિત્રીને** પરણીને અત્યંત પ્રસન્ન થયો અને **સાવિત્રી** પણ ઇચ્છિત ભર્ત્તાને પામી સંતુષ્ટ થઈ.

રાજવૈભવનો ત્યાગ કરી, વલ્કલ વસ્ત્ર પહેરી, **સાવિત્રી** સત્યતા, સ્નેહ અને જિતેન્દ્રિયપણાથી સર્વને રાજી કરવા લાગી. ખાનપાન, વસ્ત્રા-દિકની વ્યવસ્થા, સત્કાર તથા વાણીવડે પોતાનાં વૃદ્ધ સાસુ સસરાને અને પ્રિય વચન, પ્રેમ અને સેવાથી પતિને સંતોષ આપવા લાગી એ રીતે આશ્રમમાં રહેતાં તથા તપ કરતાં તેઓનો કેટલોક કાળ વીતી ગયો. **સાવિત્રીને નારદે** જે વચન કહ્યાં હતાં, તે સદા તેને સાલ્યા કરતાં હતાં. જ્યારે **નારદે** કહેલો સમય આવ્યો ત્યારે **સાવિત્રીએ** અનશન વ્રતનો આરંભ કર્યો. તે જાણીને દ્યુમત્સેન રાજાએ **સાવિત્રીની** આશ્વાસના કરતાં કહ્યું કે–"હે રાજપુત્રિ! તમે આ અતિ કઠિન વ્રતનો આરંભ કર્યો છે. ત્રણ દિવસ પર્યંત ભોજનનો ત્યાગ કરવો, એ તમારા જેવી રાજકન્યાને કઠણ છે.

**સાવિત્રીએ** કહ્યું કે–"તાત! તમારે ખેદ કરવો નહિ. હું આરંભેલુ વ્રત સમાપ્ત કરીશ. મેં જે વ્રતનો આરંભ કર્યો છે તે મારાં સૌભાગ્યને વધારનારું છે." રાજા બોલ્યા કે–"હે **સાવિત્રિ**! તમે વ્રતનો ભંગ કરો, એમ હું તમને કહેતો નથી. વળી મારા જેવા તો આવું વ્રત પૂરુ કરાવવાથી જ પ્રસન્ન થાય." આમ કહીને વધૂને વ્રત કરવા માટે ઉત્સાહ આપ્યો. **નારદે** કહેલો ભયંકર સમય પાસે આવી પહોંચ્યો અને તે દિવસની આગલી રાત્રિ **સાવિત્રીએ** દુઃખથી ગાળી, પણ આજે તે દિવસ છે, એમ જાણીને સવારનું સર્વ કામ પૂરું કરી, સર્વ બ્રાહ્મણો-સાસુ તથા સસરાને પ્રણામ કરી, હાથ જોડીને ઉભી રહી. એટલે તેમણે "તમારું સૌભાગ્ય અમર તપો," એવી શુભ આશીષ આપી. તે સાંભળી, એકાગ્ર ચિત્તવાળી **સાવિત્રીએ** "તથાસ્તુ તમારી વાણી ફળો," એમ બોલીને તપસ્વીઓની વાણી માથે ચઢાવી. તે પછી સાસુ સસરાએ તેને કહ્યું કે–"તમારા ધાર્યા પ્રમાણે વ્રત પૂરું થયું છે. હવે પારણાં કરવાને સમય થવા આવ્યો છે, માટે તમારે જે કરવું હોય તે કરો."

સાવિત્રી.



સાવિત્રી વટપૂજન કરે છે

પૃ. ૨૬.

Lakshmi Art, Bombay.

**સા**વિત્રી બોલી; "મેં સર્વ કામ કરી લીધું છે પણ સૂર્ય અસ્ત થયા પછી પારણું કરવું, આવો મારા મનનો સંકલ્પ છે." એટલામાં **સ**ત્યવાન્ સમિધ લેવા માટે વનમાં જવાને તૈયાર થયો.તે જોઇને **સા**વિત્રીએ કહ્યું કે, 'હે પ્રાણનાથ ! તમે એકલા વનમાં ન જાવ. આજે હું તમારી સાથે આવું છું. તમને એકલા જવા દેવાને હું રાજી નથી." **સ**ત્યવાન્ બોલ્યો:–તું પૂર્વે કોઈ દિવસ વનમાં આવી નથી, આ વનનો માર્ગ બહુ દુ:ખરૂપ છે. વળી ઉપવાસથી તું દુર્બળ થઇ ગઇ છે, તેથી તારાથી ચલાશે પણ નહિ. **સા**વિત્રી બોલી:—"ઉપવાસ કરવાથી મને ગ્લાનિ થઈ નથી, તેમ પરિશ્રમ પણ જણાતો નથી. તમારીસાથે આવવાનો મને ઉત્સાહ છે." **સ**ત્યવાને કહ્યું કે, 'જો ઊત્સાહ હોય તો ભલે, પણ માતપિતાની આજ્ઞા જોઇએ.' એટલે **સા**વિત્રીએ સાસુ સસરાને પ્રણામ કરીને કહ્યું કે–'મારા પતિ સમિધ તથા ફળ ફૂલ લેવાને વનમાં જાય છે, જો તમારી આજ્ઞા હોય તો હું પણ તેમની સાથે જાઉં. આજે મને એવો ઉત્સાહ થયો છે કે, હું તેમની સાથે વન જોવા જાઉં. આજ દિવસ સુધી હું આશ્રમની બહાર નીકળી નથી, તેથી પુષ્પવાળું વન જોવાનો મને બહુ જ ઉત્સાહ થયો છે.' દ્યુમત્સેને ધાર્યું કે, જ્યારથી તેના પિતા ગયા છે, ત્યારથી આજ પર્યંત કોઈ દિવસ તેણે બહાર જવાનું મન કર્યું નથી, માટે ભલે જાય. 'ઇચ્છિત કામનાને પ્રાપ્ત થાઓ' એવી આશીષની સાથે તેમણે રજા આપી. પરંતુ કહ્યું કે, 'પુત્રિ ! માર્ગમાં તમે બન્ને સાથે રહેજો.

સાસુ સસરાની આજ્ઞાથી પ્રસન્ન થયેલી, પણ પતિનું આયુષ્ય આજે પૂર્ણ થનાર છે એવા વિચારથી ખેદયુક્ત **સા**વિત્રી પતિની સાથે વનમાં ગઈ. ત્યાં ઘણાં પંખીઓવાળાં રમણીય વનો, પવિત્ર નદીઓ તથા પુષ્પ-વાળાં ઉત્તમ વૃક્ષો જોઇને તે રાજી થઈ. **સ**ત્યવાને તેને જૂદી જૂદી જાતનાં વૃક્ષો અને વેલીઓ બતાવીને કહ્યું કે–'હે સૌભાગ્યવતિ ! તું આ શોભાયમાન વન જો.' સ્વામીનાં મધુર વચનથી આનંદ પામતી અને **નાર**-દજીનાં વાક્યનું સ્મરણ કરીને ખેદ કરતી **સા**વિત્રી આમ તેમ વનો જોતી જોતી ધીમે ધીમે પતિની પાછળ ચાલવા લાગી અને ફળ, મૂળ, પુષ્પ

વગેરે લઇ લીધાં. તેપછી **સ**ત્યવાન્ સમિધ કાપવા લાગ્યો ને તેમ કરતાં તેનું માથું દુઃખવા માંડ્યું. તે ઉપરથી તેણે **સા**વિત્રીને કહ્યું કે 'પ્રિયા! મને મસ્તકમાં સહેજ વેદના થાય છે, અંગો દુઃખે છે અને હૃદય જાણે ખેદ પામતું હોય તેમ ધબકે છે. હે મંજુવાદિનિ! મારો જીવ સ્વસ્થ જણાતો નથી, અને મસ્તક જાણે વિંધાતું હોય એવી પીડા થાય છે. મારામાં ઉભા રહેવાની શક્તિ નથી, હું સુવાને ઇચ્છું છું.'

સ્વામીનાં વચન સાંભળીને, **સા**વિત્રીના પગ ભાગી ગયા. **ના**રદનાં વચન તેના હૃદયમાં તરી આવ્યાં અને શરીરમાં ઝણઝણાટી થઇ; પરંતુ હિમ્મત ધરી મધુર વચને પતિને આશ્વાસન આપી, તેનું મસ્તક ખોળામાં લઈ, **ના**રદનાં વચનને યાદ કરતી પ્રિય પતિનું શું મૃત્યુ થશે, એવા ખેદમાં ડૂબી ગઈ. થોડી વારે રાતાં નેત્રવાળા, શરીરે શ્યામ રંગના તથા પાશ જેના હાથમાં છે એવા **ય**મરાજને તેણે પોતાની સામે ઉભેલા દીઠા. તેમને જોઇને થરથરી ગઈ, છતાં ધીરજથી બોલી કે– 'હે દેવેશ! તમે કોણ છો તથા શું કરવાને અત્રે પધાર્યા છો તે મને કહો?'

**ય**મરાજે કહ્યું કે–**સા**વિત્રિ! તું પતિવ્રતા તથા તપસ્વિની છે તેથી કહું છું કે, હું **ય**મરાજ છું. તારા ભર્તા **સ**ત્યવાનનું આયુષ્ય પૂર્ણ થઈ રહેવાથી હું એને લેવા આવ્યો છું.' **સા**વિત્રીએ અતિ ખેદથી કહ્યું કે, 'મનુષ્યોને લેવાને તમારા દૂતો આવે છે અને આ ઠેકાણે તમે કેમ આવ્યા છો?' 'તારા જેવી સતીના ખોળામાંથી મારા દૂતો એના પ્રાણ હરણ કરી શકતા ન હોવાથી હું આવ્યો છું' એમ કહી **ય**મરાજાએ **સ**ત્યવાનની કાયામાંથી અંગુષ્ઠમાત્ર પુરુષને પાશથી ખેંચી લીધો. તે વખતે **સ**ત્યવાનનું શરીર પ્રાણહીન, કાંતિ વગરનું, શ્વાસ તથા ચેષ્ટા વિનાનું થઇ ગયું. **ય**મરાજા તેના જીવને લઈ દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા તથા તેથી દુઃખી થયેલી નિયમથી અને વ્રતથી દુર્બળ થયેલી **સા**વિત્રી પણ તેમની પાછળ જવા લાગી. **ય**મરાજાએ તેને પાછળ આવતી જોઈ કહ્યું; '**સા**વિત્રિ! તું આટલું બધું શા માટે કરે છે? પાછી ફર અને મરણ પછીની ક્રિયા કર.' **સા**વિત્રી બોલી કે, 'જ્યાં મારા ભર્તાને તમે લઈ જાઓ છો અને જ્યાં તે પોતે જાય

છે ત્યાં મારે પણ જવું જોઇએ, આવો સનાતન ધર્મ છે. હે ધર્મરાજા! વડિલ જનોની ભક્તિ, ભર્ત્તામાં સ્નેહ તથા વ્રત એ સર્વ મેં કર્યાં છે, તેથી તમારા પ્રસાદે કરીને મને કયાંહી કોઈ અટકાવી શકે તેમ નથી. હું તો જ્યાં તમે મારા ભર્ત્તાને લઈ જશો ત્યાં સાથે જ આવીશ. મહાત્મા પુરુષો સાત પગલાં જેની સાથે ચાલ્યા હોય તેને મિત્ર કહે છે અને હું તમારી પાછળ આવું છું, તેથી તમોને મિત્ર માનીને તમને હું વિનતિ કરું તે સાંભળો. ઇંદ્રિયો વશ ન હોય એવા પુરુષો વનમાં યજ્ઞાદિક ધર્મ, બ્રહ્મચર્ય તથા સંન્યાસ આચરતા નથી, પણ જિતેંદ્રિય પુરુષો આચરે છે. આત્મજ્ઞાનનું કારણ ધર્મ જ છે માટે સત્પુરુષો ધર્મને પ્રધાન માને છે. દંભ છોડી દઈને ચાર આશ્રમમાંના એક આશ્રમધર્મને પણ શ્રદ્ધાપૂર્વક આચરવાથી, સર્વ આશ્રમ તથા જ્ઞાનમાર્ગો પ્રાપ્ત થાય છે. તમે મારા ભર્ત્તાનું હરણ કરી મારા ધર્મનો નાશ ન કરો.'

**યમ**રાજાએ કહ્યું કે—'સતિ! તારી શુદ્ધ ઉચ્ચારવાળી વાણી સાંભળીને હું પ્રસન્ન થયો છું, માટે તું પાછી વળ અને તારા પતિના જીવિત વગર તારી જે ઇચ્છા હોય તે વરદાન માગ.'

**સા**વિત્રી—હે ધર્મરાજ! મારા સસરા **દ્યુ**મત્સેન રાજ્યથી ભ્રષ્ટ થઇ ચક્ષુહીન થયેલા છે તથા વનવાસ ભોગવે છે, તેઓ તમારા વરથી ચક્ષુને પ્રાપ્ત થઈ અગ્નિ અને સૂર્ય જેવા તેજસ્વી થાય.

**યમ**રાજાએ કહ્યું કે—'ભલે તેમ થાવો, પણ તને ચાલવાથી ગ્લાનિ થઈ હોય એમ લાગે છે, માટે પાછી વળ અને ઘેર જા.' **સા**વિત્રીએ કહ્યું કે, 'હે **યમ**રાજ! મારા સ્વામીની પાછળ ચાલતાં મને શ્રમ લાગતો જ નથી. જ્યાં તે હોય ત્યાં મારી ગતિ છે. તમે તેમને જે સ્થળે લઇ જશો ત્યાં હું આવીશ. સત્પુરુષને કોઈ પુરુષનો એકવાર સમાગમ થાય તો, તેને તે મિત્ર માને છે. સત્સંગ નિષ્ફળ જતો નથી, માટે તમે પણ મને વરદાન આપશો. મારી આશા પૂરી થયા વિના હું કદી પણ પાછી ફરનાર નથી.'

**યમ**—હે **સા**વિત્રી! તું બહુ મધુર ભાષણ કરે છે અને સત્પુરુષોને

પ્રિય એવાં ધર્મનાં વચન બોલે છે. તેથી **સ**ત્યવાન્‌ના જીવિત વગર તને જે કંઇ ઇચ્છા હો તે વરદાન માગ.

**સા**વિત્રી બોલી–'હે ધર્મરાજ! ધર્મથી પ્રજાનું પાલન કરનારા મારા સસરાનું રાજ્ય જે શત્રુઓએ લઇ લીધું છે તે તેમને પાછું મળે, અને તેઓ પ્રજા પાલનના ક્ષત્રિયધર્મથી પરાઙ્મુખ ન થાય.' **ય**મરાજ બોલ્યા—'હે કલ્યાણિ! તારા સસરા દ્યુમત્સેનને તેમનું ગયેલું રાજ્ય પાછું મળશે અને તેઓ નિરંતર ધર્મમાં પ્રવૃત્ત રહેશે. હવે તું પાછી વળ.'

**સા**વિત્રી બોલી—'હે દેવ! કર્મ પ્રમાણે તમે આ જગતનાં પ્રાણીઓને સુખદુઃખમાં પ્રવૃત્તિ કરાવો છો અને મનુષ્યોની કામનાઓ પૂર્ણ કરો છો, માટે જ તમે ધર્મનું શાસન કરનારા **ય**મરાજ કહેવાવ છો, છતાં હે દેવ! દયા કરવી, એ મોટા પુરુષોનો મુખ્ય ધર્મ છે. અમારાં જેવાં પ્રાકૃત મનુષ્યો કંઈ જ કરી શકતાં નથી. પરંતુ આપ તો દયાળુ છો, માટે મારી મન કામનાઓ પણ તમારે પૂર્ણ કરવી જોઇએ.'

**ય**મ—હે કલ્યાણિ! તરસ્યું માણસ જેમ શીતળ જળ મળવાથી પ્રસન્ન થાય છે, તેમ તારા વચન સાંભળવાથી મને સંતોષ ઉત્પન્ન થાય છે. હું તારાં ધર્મયુક્ત વચનોથી પ્રસન્ન થયો છું, માટે તું **સ**ત્યવાનનાં જીવિત વગર જે કંઈ ઇચ્છા હોય તે વર માગ. **સા**વિત્રી બોલી—'હે ધર્મરાજ! તમે જો પ્રસન્ન થયા હો તો, હું બન્ધુ વગરની બહેન છું, માટે મને સો ભાઇઓ આપો અને મારા પિતાના કુળની અભિવૃદ્ધિ કરો.' પછી **ય**મરાજાએ તેને કહ્યું કે 'હે સતિ! તારી કામના ફળશે અને તેજસ્વી એવા સો ભાઈઓની તું બહેન થઇશ. પણ હવે તું બહુ દૂર ચાલી આવી છે, માટે પાછી ફર અને તારે આશ્રમે જા.'

**સા**વિત્રી—હે **ય**મરાજ! મારું મન સ્વામીથી દૂર નથી અને હું સતી છું એટલે કદી પણ તેમનાથી દૂર થનાર નથી. હે ધર્મરાજ! હજી પણ હું કહું છું કે, આપ દયા કરીને મારું કહેવું શ્રવણ કરો. હે ભગવન્! તમે વિવસ્વત્ સૂર્યના પુત્ર છો, તમે ધર્મ પ્રમાણે સર્વને યથાક્રમ શાસન કરો છો. હે ધર્માત્મા! જે વિશ્વાસ મનુષ્યને પોતાને માટે હોતો નથી, તે

## દિગ્વિજય.



ચંદ્રાપીડ મોટી સેના સાથે દિગ્વિજય કરવાને જાય છે.

પૃ. ૨૧.

વિશ્વાસ તેને સત્પુરુષોમાં હોય છે. તેમ મને આપમાં વિશ્વાસ છે, માટે હે ભગવન્! ઇચ્છિત વરદાન આપી મને આપ ખુશી કરો. **ય**મરાજ બોલ્યા કે–' હે **સા**વિત્રિ! તારા જેવાં મધુર, કોમળ અને નીતિયુક્ત વચનો મેં બીજે કહીં પણ સાંભળ્યાં નથી. હું તારાં વચનોથી બહુ જ પ્રસન્ન થયો છું, માટે **સ**ત્યવાન્નાં જીવિત વગર તને જે કંઇ ઇચ્છા હોય, તે બીજો વર માગ.'

**સા**વિત્રી–હે દેવતાઓમાં ઉત્તમ એવા યમરાજ! મારા કુલની વૃદ્ધિ કરનારા બળ અને પરાક્રમવાળા **સ**ત્યવાન્થી મને સો પુત્ર થાય, એવું વરદાન આપો. યમરાજાએ પ્રસન્નતાની પરંપરામાં ને પરંપરામાં કહ્યું કે, 'હે સતિ! તારા મનને પ્રસન્ન કરે એવા રૂપાળા, બળવાળા અને ભાગ્યશાળી સો પુત્ર તને થશે, પરંતુ હે સતિ! હવે તું અહીંથી પાછી ફર. રાત્રિનો વખત થવા આવ્યો છે અને તું ઘણે દૂર સુધી ચાલી આવી છે.

**સા**વિત્રી બોલી—'હે **ય**મરાજ! મહા પુરુષોનાં વચનોનો અર્થ સફળ થાય છે. તેઓની વાણી અર્થને અનુસરે છે અને કલ્પાંતે પણ તેમનાં વચન મિથ્યા જતાં નથી, માટે આપે મને કૃતાર્થ કરી છે. હે **ય**મરાજ! હવે તમે મારા સ્વામીના આત્માને મિથ્યા જ શા માટે આપની સાથે લઇ જવાને શ્રમ લ્યો છો. હું સતી છું અને આપ મહાત્માએ તેમનાથી મને સો પુત્ર થવાનો વર આપ્યો છે તો હવે મારા પતિને પણ આપ મને પાછા આપો. હે સત્યપ્રતિજ્ઞાવાળા ધર્મરાજ! મારા સ્વામિને લઈ જઈ હવે તમે મને વિયોગી રાખી શકશો, પણ વિધવા બનાવી શકશો નહિ. કારણ કે તમારા જ વરદાનથી મને સો પુત્રો ઉત્પન્ન થાય એટલો કાળ હું મારા સ્વામિથી સુભાગી બનેલી છું. હે **ધ**ર્મરાજ! આપે મારા ઉપર મોટી કૃપા કરી છે અને આપને પણ બહુ પરિશ્રમ પડયો છે. વાસ્તે આપ મારા સ્વામીને મારે સ્વાધીન કરી સુખેથી સ્વધામ પ્રતિ સિધાવો'.

આ પ્રમાણે **સા**વિત્રીની યુક્તિથી યમરાજ બંધાઈ ગયા અને પ્રસન્ન થઈ બોલ્યા કે, ' હે સતિ! તારાં યુક્તિપુરઃસર ને ધર્મયુક્ત વચનોથી તેં

મને જિતી લઈ તારા પતિવ્રતાપણાને સિદ્ધ કર્યું છે. હે **સા**વિત્રી! તારું કલ્યાણ થાઓ અને તારો પતિ **સ**ત્યવાન્ સજીવન્ થાઓ. હે સતિ! **સ**ત્યવાન સાથે હવે તું આ જગતને શોભા આપતાં અને ધર્મ તથા યશ આપનારું સુખરૂપ જીવન ગાળતાં પૃથ્વીનું રાજ્ય ભોગવ. તારા સતીત્વે મને બહુ જ પ્રસન્ન કર્યો છે. **સા**વિત્રીને તેનું અભીપ્સિત આપીને ધર્મ-રાજ ત્યાંથી અંતર્ધ્યાન થયા, અને **સ**ત્યવાનમાં જેની સઘળી મનોવાંછના હતી એવી **સા**વિત્રી ત્યાંથી પાછી ફરી, અને જે વૃક્ષની નીચે **સ**ત્યવાનનું કલેવર પડ્યું હતું ત્યાં આવી.

આ વખતે રાત્રિ થઈ હતી. અજ્ઞાન પુરુષોના હૃદય જેવું અંધારું સર્વત્ર વ્યાપી રહ્યું હતું અને પશુઓ વનમાં અહીં તહીં સંચાર કરી રહ્યાં હતાં. પતિના મૃતપ્રાય થઈ રહેલા કલેવરની ચિંતા કરતી અને સતીત્વને પ્રકાશે વનમાં માર્ગ કરતી કરતી સતી **સા**વિત્રી ઉતાવળે પગલે જ્યાં આગળ **સ**ત્યવાન પડ્યો હતો ત્યાં આગળ આવી પહોંચી અને અતિ આનંદથી તેનું મનોહર મસ્તક પોતાના ખોળામાં લઇને બેઠી. ધીરેથી તેણે અમૃતના જેવો પોતાનો હાથ સ્વામીના મસ્તક ઉપર મૂક્યો કે તુરત જ તેના કલેવરમાં ચેતન આવ્યું અને મનુષ્ય ભરનિદ્રામાંથી જેમ જાગે તેમ **સ**ત્યવાને આળસ મરડી જાગ્રત થઈ સાવિત્રીને કહ્યું કે–" હે પ્રિયે! હે સતિ! ઘણી વાર થયાં હું તમારા ખોળામાં ઉંઘી ગયો હતો. રાત્રી ઘણી ગઈ છે અને સમય વીતી ગયો છે. પરંતુ તમે મને કેમ જાગ્રત કર્યો નહિ? સમિધ કાપતાં મસ્તકમાં મને વેદના થયા પછી હું તમારા પવિત્ર ખોળામાં શિર મૂકીને સુઈ ગયો હતો. ગાઢનિદ્રામાં મને મહા ભયંકર સ્વપ્ન જોવામાં આવ્યું. હે સતિ! એક મહા ભયંકર અને બળવાન્ પુરુષ મને બાંધીને લઈ ચાલ્યો, અને તમે ગદ્‌ગદ્ કંઠે તેની પ્રાર્થના કરતાં કરતાં મને છોડવવા માટે તેની પાછળ પાછળ આવવા લાગ્યાં. આખરે જાણે તમારા સતીત્વથી પ્રસન્ન થયેલા તે મહાનુભાવે મને તમને પાછો આપ્યો, અને હું નિદ્રામાંથી જાગ્રત થયો. હે કલ્યાણિ! આવું ભયંકર સ્વપ્ન તો મેં કદી પણ જોયું ન હતું." **સા**વિત્રીએ મધુર વચનથી આશ્વા-

સન કરી કહ્યું કે,–મનુષ્યોને જ્યારે માથું દુખે છે ત્યારે એવાં દુષ્ટ સ્વપ્નો આવે છે. માટે આપે તેનો હવે વિચાર કરવો નહિ. આપ સ્વસ્થ અને સુખી છો. હે પ્રભો ! આપ હવે નિદ્રામાંથી પરિપૂર્ણ જાગ્રત થયા હો તો, ચાલો આપણે આપણા આશ્રમ પ્રતિ જઇએ, કારણ કે મારાં વૃદ્ધ સાસુ સસરા આપણને મોડું થવાથી ચિંતા કરતાં હશે. હે પ્રિય-પતિ ! માતપિતામાં જ જેનું મન નિરંતર રહ્યા કરે છે એવા આપ સાવ-ધાન થઈ આશ્રમ પ્રત્યે જવાને તત્પર થાઓ. તમારી પિતૃસેવાથી પ્રસન્ન થયેલા મુનિઓ અને દેવતાઓના આશીર્વાદોથી તમે હવે સ્વસ્થ અને સુખી છો માટે ચાલો, હવે આપણી ચિંતા કરતાં માતપિતાને મળીએ."

**સા**વિત્રીનાં વચન સાંભળી પ્રસન્ન થયેલો અને અત્યંત ગાઢ નિદ્રા-માંથી જાગ્રત થયેલો **દ્યુ**મત્સેન રાજાનો પુત્ર **સ**ત્યવાન ઘણી રાત જવાથી માતપિતાને મળવાને તયાર થયો. ને **સા**વિત્રીની સાથે ધીરે ધીરે આશ્રમ તરફ ચાલ્યો. જ્યારે **સ**ત્યવાન અને **સા**વિત્રી આશ્રમ પ્રતિ આવતાં હતાં ત્યારે પેલી તરફ પુત્રમાં જેઓનું મન પરોવાયલું હતું એવાં વૃદ્ધ રાજા અને રાણી પણ ચિંતાકુળ બનીને તેમને શોધવાને વનમાં નીકળી પડયાં હતાં. રાજા **ય**મના વરદાનથી દેખતો થવાને લીધે પોતાને ધન્યભાગ માનતો હતો. એટલામાં તેમને પુત્રને અને પુત્રવધૂનો મેળાપ થયો, તેથી રાજાને રાણી ઘણાં આનંદ પામ્યાં. બીજે દિવસે શાલ્વદેશમાંથી પ્રકૃતિ મંડળે આવીને સત્કારપૂર્વક **દ્યુ**મત્સેનનો શાલ્વદેશ ઉપર રાજ્યાભિષેક કર્યો અને ત્યાં મોટા સત્કાર સાથે તેમને લઈ ગયા. **દ્યુ**મત્સેન પણ પોતાનાં પરિવાર સાથે શાલ્વદેશનું રાજ્ય સંપાદન કરીને સુખમાં દહાડા ગાળવા લાગ્યો. બીજી તરફ **સા**વિત્રીના પિતાને ત્યાં પણ સંતાનોની વૃદ્ધિ થઈ. આ બધું એક નિષ્ઠાથી પતિવ્રત ધર્મ પાળનારી **સા**વિત્રીના જ પ્રતાપનું ફળ હતું. કે જેણે રાજવૈભવોને પણ તજી દઈને ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા રાખી હતી. મનુ-ષ્યોને ધર્મ તારે છે એ વાત ખરી છે.

---

# તારામતી.

અયોધ્યાના મહા સત્યવાદી **હરિશ્ચંદ્ર** રાજાને **તારામતી** નામે પરમ પતિવ્રતા રાણી હતી, સત્યની કસોટી કરવાને **વિશ્વામિત્રે** રાજા પાસેથી રાજપાટ, જમીન અને રાજભંડાર વગેરે સઘળું દાનમાં માગી લીધું. તેથી પહેરેલાં વસ્ત્રભેર જ સ્ત્રી અને પુત્રની સાથે રાજા નગરની બહાર નીકળી પડયો. **વિશ્વામિત્ર** તેની પાછળ ગયા ને કહ્યું કે,-આવાં મોટાં દાન ઉપર તેને યોગ્ય દક્ષિણા આપવી જોઇએ. તે આપ કે જેથી તારૂં દાન પૂર્ણ થયું ગણાય.

રાજાએ કહ્યું કે–" ઠીક છે. હું ધર્મના આચરણમાં જ પ્રીતિવાળો છું એટલે આપની તે યાચના પણ પૂર્ણ કરીશ. આપ મારી સાથે કાશીક્ષેત્ર સૂધી પધારો તો હું આપને દાન ઉપર દક્ષિણા પણ ગમે તે પ્રકારે કરીને અપાવીશ." એટલે **વિશ્વામિત્ર** તેની સાથે સાથે કાશીમાં ગયા. **હરિશ્ચંદ્ર** રાજાએ ત્યાં પોતે અને પોતાની સ્ત્રીએ વેચાઇને પણ સત્ય ધર્મનુ પ્રતિપાલન કરવાનો નિશ્ચય કર્યો હતો. જેણે કોઈ દિવસ સૂર્યનાં કિરણો પણ જોયાં ન હતાં એવાં પતિવ્રતા **તારામતિ** પતિના સત્યવ્રતનું ઋણ ફેડવા દાસી તરીકે વેચાવવાને કાશીનાં બજારમાં ઉભાં રહ્યાં અને એક બ્રાહ્મણે રાજાને દ્રવ્ય આપી **તારામતી** ગુલામડી તરીકે ખરીદ કર્યાં. પરીક્ષા જોવાને પાછળ લાગેલા અને રાજાનું સત્યવ્રત મુકાવવાનો આગ્રહ લઈ બેઠેલા **વિશ્વામિત્રનું** મન એટલા દ્રવ્યથી સંતુષ્ટ થયું નહિ. બ્રાહ્મણપર ભક્તિ રાખનારા હરિશ્ચંદ્ર રાજાએ આખરે તેમને સર્વ વાતે પ્રસન્ન કરવા સારૂં પોતાના દેહનું પણ દાસ તરીકે એક ચંડાળને ત્યાં વેચાણ કર્યું અને તેમાંથી ઉપજેલાં દ્રવ્યને દાન ઉપરની દક્ષિણામાં આપીને **વિશ્વામિત્રને** સંતુષ્ટ કર્યા.

દાન લઈ **વિશ્વામિત્ર** બજારમાંથી ચાલ્યા ગયા. પછી પેલો બ્રાહ્મણ અને ચંડાળ પણ પોત પોતે ખરીદેલાં રાજા રાણી–સત્યવાદી **હરિશ્ચંદ્ર** અને **તારામતિને** પોત પોતાને ઘેર લઈ ગયા. **તારામતિએ** પતિથી જુદી પડતી વખતે પતિની પ્રદક્ષિણા કરી તેમને પ્રણામ કર્યા અને કહ્યું કે:–**નાऽतः**

परतरो धर्मः स्वसत्यस्यानुपालनम् પોતાનાં સત્ય વચનને પાળવા જેવો બીજો કોઈ પણ ધર્મ નથી. વળી હે રાજન્! ઈશ્વર પાસે હું માત્ર એટલું જ માગી લઉં છું કે "यदि दत्तं यदि हुतं ब्राह्मणास्तर्पिता यदि । तेन पुण्येन मे भर्ता हरिश्चंद्रोस्तु वै पुनः" "મેં જો આપ્યું હોય, મેં જો હોમ્યું હોય, અને મેં જો બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય તો તે પુણ્યવડે હરિશ્ચંદ્ર ફરીને મારા પતિ થજો." હરિશ્ચંદ્ર રાજા આ વખતે ગળગળો થઈ ગયો. તેણે કહ્યું કે 'હે કલ્યાણિ! ઈક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલા એવા મને હતભાગ્યને પરણીને તું દાસીપણાંને પામી. અરેરે "को मामुद्धरेद्देवि! पौराणाख्यानविस्तरैः" હે દેવિ! તમારા વિના પુરાણની દૃષ્ટાંતવાળી કથાઓ કહીને હવે કોણ મારો શોક શમાવશે? વૃક્ષની છાયા વૃક્ષને કદાપિ પણ છોડતી નથી, તો આ સત્યશીલ ગુણવતી આજે કેમ મને ત્યજી જાય છે?' પછી હરિશ્ચંદ્રે દયામણે મ્હોડે પુત્રને કહ્યું કે–'હે પુત્ર! મને છોડીને તું પણ જઈશ?' આટલું બોલ્યા પછી હરિશ્ચંદ્રે બ્રાહ્મણને કહ્યું કે–'હે દ્વિજ! મને જેવું દુઃખ આ સ્ત્રી અને પુત્રના વિયોગથી થાય છે તેવું દુઃખ રાજ્યના ત્યાગથી કે વનવાસથી થતું નથી.' આ રીતે રાજાને વિલાપ કરતો મૂકી, પેલો બ્રાહ્મણ તારામતીને તથા તેના બાળકને લઇને ચાલતો થયો અને હરિશ્ચંદ્ર ચંડાલને ઘેર ગયો.

હરિશ્ચંદ્ર રાજા ચંડાળ તરફથી સ્મશાનમાં આવતાં શબ ઉપરનાં વસ્ત્રો અને કર લેવાના કામઉપર રહ્યો. તારામતી પેલા બ્રાહ્મણને રધે દાસીપણું કરવા લાગી. આમ ઘણો વખત નિકળી ગયો, પણ રાજા રાણી કોઈ કોઈને મળવા પામ્યાં નહિ. બન્ને એકનિષ્ઠાથી પોતાનું કામ બજાવતાં હતાં. ઘણો કાળ જવાથી તથા દુઃખી હાલત થઈ જવાથી તે બંનેજણાં પરસ્પર કયાં છે તે ભૂલી ગયાં હતાં છતાં તેઓએ પોતાની જાતિ છોડી ન હતી. એટલામાં રોહિતને સર્પડંશ થયો તેથી તત્કાળ તેનું મરણ થયું. પુત્રનું મુખ જોઈને સતી દિવસો કાઢતાં હતાં, તે મુખચંદ્ર પણ દૈવે અસ્ત કરી નાંખ્યો. સતી તારા પુત્રને બાળવાને સ્મશાનમાં ગઈ,પરંતુ તેની પાસે કંઈપણ ન હતું. તેથી નિરાશ થઈને રોવા લાગી. તે સાંભળીને સ્મશાનની રક્ષા કરનારો હરિશ્ચંદ્ર

રાજા બોલ્યો કે–'અરે ! કોણ છે ! આવી કાળી રાત્રીને સમયે ક્યાંથી આવી છો ? શું મારા ધણીનો કર આપ્યા વગર તારા પુત્રના શબને બાળવા ઇચ્છે છે ? હું મારા ધણીનો કર ઉઘરાવવા તરવાર લઈને અહીં ફરું છું, માટે પહેલાં ચાલ કર આપ. પછી તારા પુત્રને બાળજે.' આવાં વચન સાંભળી નિઃશ્વાસ નાંખીને **તા**રામતી બોલી કે, 'મારી પાસે કંઇપણ નથી. દયા કરીને મારા પુત્રને બાળવાની રજા આપો. અરેરે ! સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ એવા સત્યવાદી **હ**રિશ્ચંદ્ર રાજાની રાણી ક્યાં ! અને આવી વિકટ દશા ક્યાં ! અરે રે ! આ દશામાં મારા પુત્રને બાળવા માટે સ્મશાનનો કર આપવાને પણ હું શક્તિમાન્ નથી. હાય દૈવ !'

આવાં હૃદયવેધક વચન સાંભળતાં જ રાજા મૂર્છિત થઈ પૃથ્વીપર પડીગયો. તેને ઘણી વારે સંજ્ઞા આવી ત્યારે **તા**રામતીના સામું જોઈ ફરીને મૂર્છાગત થયો. કેટલીક વારે ચેતન પામ્યા પછી, વળી **હ**રિશ્ચંદ્ર દુઃખથી અત્યંત ખિન્ન થઈ ગયો અને સ્ત્રીને તથા તેના ખોળામાં પડેલા મરેલા પુત્રના શબને જોઈ, મુક્ત કંઠે રુદન કરવા લાગ્યોઃ–હે પુત્ર ! તું ક્યાં અંતર્ધ્યાન થયો ? તારી ગરીબ માના સામું દયા વિનાનો થઈને કેમ જોતો નથી ? પ્રિય પુત્ર ! એકવાર મનોહર આનંદ આપનારી મધુર ને કોમળ વાણીથી બોલ ! આ તારી માતાને ધન્ય છે, કે જેણે આજ સુધી તારા બોલ સાંભળવાનું સુખ લીધું. પરંતુ મેં તો તારા બોલ આગળ સાંભળેલા તે જ. પ્રિય પુત્ર ! અરેરે ! હૃદયને દળી નાંખે એવે સમયે જ હું નિર્ભાગીને તને મળવાનું નિષ્ઠુર દૈવે નિર્માણ ક્યાં રાખી મૂક્યું હતું ? હા ! પુત્ર ! **રો**હિત ! એકવાર તો આ ચાંડાળપણાને પામેલા તારા દુઃખી પિતાની સામું જો.' આ પ્રમાણે ઘણો વિલાપ કરી, નિઃશ્વાસ નાંખી ફરીને તેણે **તા**રામતીને કહ્યું, 'પ્રિયા ! તું તારા જે પ્રાણનાથનું સ્મરણ કરે છે, તે જ વજ્રમય હૃદયનો આ હું **હ**રિશ્ચંદ્ર છું. હે પ્રભુ ! મારું રાજાપણું ક્યાં ? અને આ ચંડાળની ચાકરી ક્યાં ? મારા જેવો પૃથ્વીમાં કોઈ દુઃખીઓ હશે ? વહાલી ! તું મારા પ્રાણથી પણ મને પ્રિય છે, અને આ મારો પુત્ર પણ મને મારા પ્રાણથી અધિક છે, તોપણ હું મારા

સ્વામીનો કર લેવાનો ધર્મ ચૂકીશ નહિ. જે માણસ પોતાનાં શરીર, સગાં, પુત્ર કે સ્ત્રીસારુ પણ સ્વામીનું અહિત કરે છે, તે મહા અધમમાં અધમ માણસ ગણાય છે, માટે બ્રાહ્મણ અગર બીજા કોઈ પાસેથી યાચના કરી, તું આ સ્મશાનનું શાસન આપ, કે તેથી મારો ધર્મ સચવાય.'

આટઆટલાં દુઃખમાં પણ સ્વામીનાં ધર્મપરાયણ વચનો સાંભળી, સંતુષ્ટ થયેલી પતિવ્રતા **તા**રામતી ધીરજ નહિ છોડતાં સ્મશાનનો કર લેવાને સારુ કાશી તરફ ચાલી ગઈ. રસ્તામાં કોઈ મુએલાં બાળકને પડેલું જોઈ, દયાથી તેને જોવા ગઈ, તેટલામાં પાછળથી સિપાઇઓ દોડી આવ્યા. અને બોલ્યા કે, 'આ સ્ત્રીએ જ આ બાળકને હણ્યું છે, માટે તેને રાજા પાસે લઈ ચાલો. **તા**રામતીને પકડી તેઓ રાજા પાસે લઈ ગયા. રાજાએ જાણ્યું કે 'આ જ સ્ત્રીએ બાળકને માર્યું હશે' તેથી તેનો શિરચ્છેદ કરવાનો હુકમ આપ્યો.

ચંડાળે પોતાના નોકર **હ**રિશ્ચંદ્રને હુકમ અમલમાં મૂકવા ફરમાવ્યું. રાજાએ જાણ્યું કે, આ મારી સ્ત્રી નિરપરાધી છે, તો પણ પોતાના સ્વામીના હુકમનો ભંગ કેમ થાય? તેમણે **તા**રામતીને મારવામાટે તુરત તરવાર ખેંચી અને દૃઢ ધર્મવાળાં **તા**રામતીએ પણ કહ્યું કે, "હે પ્રાણપતિ! તમારા હાથની તરવાર આ ગળામાં મોતીની માળાની પેઠે પડશે, માટે સુખેથી પોતાના ધર્મને બજાવીને મારો ઉદ્ધાર કરો. હે રાજન્! તમારાથી અસત્ય ન થાઓ. જેમ પ્રજાપાલન આદિ રાજધર્મો, બ્રાહ્મણને સંતોષવા આદિ સ્વવર્ગ ધર્મો આપે નિરંતર આચર્યા છે તેમ આ સેવકધર્મરૂપી વ્યવહાર ધર્મને પણ આપ પાળો! ને મને પુત્રશોકવતીને, હે પ્રિય! હવે આ દુઃખમાંથી મુક્ત કરો. મારાં સત્ય કર્મ અને પતિવ્રતા ધર્મ જન્માંતરે મને આપની દાસી કરજો.' રાજા બોલ્યો; કે, 'મેં નિષ્કપટ થઇને મારા સ્વામીની આજ્ઞા પાળી છે, તો આપણું ઈશ્વર કલ્યાણ જ કરશે. આપણે સૌ થોડા વખતમાં સ્વર્ગમાં એકઠાં થઈશું. આ તરવાર આપણા વિયોગને વધારે વાર સહન કરશે નહિ.' આ પ્રમાણે બોલીને જેવી તરવાર ઉગામી રાજા ઘા કરવા જાય

છે, તેવા જ સર્વ દેવોએ આવીને તેમનો હાથ પકડી લીધો ને કહ્યું કે, "હે રાજન્! પ્રાણ જતાં પણ તેં ધર્મને મૂકયો નથી, તેથી તને ધન્ય છે! હે રાજન્! હે પતિવ્રતા મહારાણી શૈબ્યા! તમે સત્ય ધર્મથી અને પતિવ્રતા ધર્મથી આ લોકનો ઉદ્ધાર કર્યો છે અને કાશીવાસી આ બ્રાહ્મણ અને ચંડાળ વગેરે અમે સર્વ ધર્માદિક દેવો તમારી સ્ત્રી પુરૂષની પરીક્ષા કરવા જતાં તમારાં સત્યવ્રતથી જિતાયાં છીએ. માટે કુમાર રોહિતને દીર્ઘાયુષ્ય આપીને, તમને પૃથ્વીનું રાજ્ય આપીને સઘળા જગતને ધર્મમાં પ્રવર્તાવવાને વિનતિ કરીએ છીએ. હે રાજન્! પતિવ્રતા તારામતીના પતિવ્રતાધર્મથી અને તમારા સત્ય ધર્મના પાલનથી અમે પ્રસન્ન થયા છીએ. માટે હવે બીજી જે કંઈ ઇચ્છા હોય, તે વરદાન માગી લ્યો."

દેવોના આશીર્વાદથી તે જ ક્ષણે રોહિત આળસ મરડીને બેઠો થયો અને જેના સ્તનમાં પાનો ભરાઈ આવ્યો હતો એવી તારામતીના પગમાં પડયો. કુમાર રોહિત બેઉ માતાપિતાને નમન કરી, દેવ લોકને તેમની સ્તુતિ કરતા જોઈ વિસ્મય પામ્યો, પણ રાજા રાણીએ "આ સર્વે કલ્યાણ આ મહાત્મા દેવોને પ્રતાપે ઘડાઈ આવ્યું છે" એમ કહીને, રોહિતની સાથે દેવોના તથા વિશ્વામિત્રના ચરણકમળમાં મસ્તક મૂકયાં. તારામતીનાં પાતિવ્રત્યે, હરિશ્ચંદ્રના સત્યે અને રોહિતના માતા-પિતા પ્રત્યેના ધર્મે પ્રસન્ન થયેલા દેવોએ તેમનાં મસ્તક ઉપર હાથ મૂકી આશીર્વાદ દઇને કહ્યું કે—હે રાજન્! "**विना धर्मं मनुष्याणां जायते न शुभं क्वचित् । यत्नतो धारयेत्तस्मात् पुरुषो धर्ममेव हि.** ધર્માચરણવિના મનુષ્યોનું કોઈ દિવસ કલ્યાણ થતું નથી માટે મનુષ્યોએ હરકોઈ પણ પ્રકારે ધર્મને જ ધારણ કરવો જોઇએ."

આમ કહ્યા પછી દેવો અંતર્ધ્યાન થયા અને રાજા રાણી તથા કુંવર ફરી અયોધ્યાનું રાજ્ય પામીને આનંદથી પૃથ્વીનું પાલન કરતાં આ લોકનાં સુખ લેવા લાગ્યાં. પોતાના પતિના સત્યવાદિપણાનું રક્ષણ કરવા માટે કાશીમાં એક બ્રાહ્મણને ત્યાં દાસી તરિકે વેચાઈ, મહા સંક-

ટના સમયમાં પણ **તારામતીએ** પોતાનાં પતિવ્રતનો ભંગ નહિ કરતાં પતિના તરફ જેવો ને તેવો જ ભક્તિભાવ રાખ્યો હતો, એટલુંજ નહિ પરંતુ **હરિશ્ચંદ્રે** પણ જૂદા પડતી વખતે રડતાં રડતાં કહ્યું હતું કે 'હે પ્રિયા! હવે કોણ પ્રાચીન પુરાણોની કથાઓ કહીને મારો શોક દૂર કરશે. 'આવી મહા સતી **તારામતીનું** પવિત્ર ચરિત્ર પ્રત્યેક કુલીન સ્ત્રીઓને અનુકરણ કરવા જેવું છે.

---

# કૌશલ્યા.

કોશલ દેશના રાજાને **કૌશલ્યા** નામે એક ગુણવાન્ પુત્રી હતી. બાલપણથી તેને ઇતિહાસ, પુરાણ અને વ્યાવહારિક શિક્ષણ આપવામાં આવ્યું હતું. અયોધ્યાના મહારાજા દશરથ વેરે આ સદ્‌ગુણી સ્ત્રી પરણ્યાં હતાં. દશરથ રાજા અયોધ્યા જેવા મહાન્ ફળદ્રુપ દેશ ઉપર રાજ્ય કરતા હતા, પરંતુ તેમનું મન સાંસારિક બાબતો તરફ સહેજ વિરકત રહેતું હતું. તેઓ રાજ્યકારભારમાં થોડો ભાગ લઈ, બાકીનો તમામ વખત અધ્યાત્મચિંતનમાં તથા પરમાર્થના કાર્યમાં ગાળતા. **કૌશલ્યા** તેમનાં લૌકિક અને પારમાર્થિક કાર્યોમાં સહાય કરતાં હતાં. અવકાશને વખતે ઇતિહાસોની તથા શાસ્ત્રોની વાતોથી પતિને રીઝવતાં હતાં. કેટલોએક વખત ગયા પછી તેમણે ઋષિઓના ઉપદેશથી એક યજ્ઞ કર્યા પછી તેમને ગર્ભ રહ્યો અને ચૈત્ર મહિનાની નવમીને દિવસે મધ્યાહ્નને તેમણે એક પુત્રને જન્મ આપ્યો. દશરથ રાજાએ જ્યોતિર્વિદોને પૂછીને તેનું રામ એવું નામ પાડ્યું. **રામચંદ્ર** જે અવતારી પુરૂષ હતા તેમણે ભવિષ્યમાં પુત્ર ધર્મ, રાજધર્મ, વગેરે બજાવીને લોકોને સનાતન ધર્મનો ઉપદેશ કર્યો હતો. **રામ** નાની ઉમ્મરથી જ વડીલો તરફ આજ્ઞાંકિત, વિનયી, નમ્ર અને સત્વગુણી હતા. બાળકોની સાથે રમત ગમતમાં પણ તે સત્યનો જ ઉપયોગ કરતા હતા તથા પોતાની માતા કૌશલ્યાની પાસે હમેશાં ધર્મ તથા નીતીનું શિક્ષણ લેતા હતા. જગતને પવિત્ર કરનારા

પરમાત્મા રામ જે માતાના ખોળામાં બેસીને ઉછર્યા હતા તે માતા કેવાં હોવાં જોઇએ, તેનો વિચાર કરવાનું કામ વાંચનારને જ સોંપીએ છીએ.

કૌશલ્યાએ પીએરમાં અને સાસરામાં જે ધાર્મિક તથા વ્યાવહારિક કેળવણી લીધી હતી, તેનું તેમણે **રામ**ને નાની ઉમ્મરથી જ શિક્ષણ આપ્યું હતું. ધીરે ધીરે તેમણે **રામ**ને એક મૂર્તિમાન્ ધર્મ જ બનાવી દીધા હતા. જ્યારે કેકયીની હઠથી **દશરથે** શોકથી રુંધાઈ ગયેલા કંઠે **રામ**ને વનવાસ જવાની આજ્ઞા કરી ત્યારે **કૌ**શલ્યા, **ભ**રત, **શ**ત્રુઘ્ન અને બીજા રાજકીય પરિવારમાંનાં સ્ત્રી પુરુષોના મનમાં અત્યંત ક્રોધ ઉભરાઈ આવ્યો હતો, પરંતુ **રામ**ની અલૌકિક ક્ષમા જોઇને તે સૌ શાંત પડી ગયાં હતાં. રામે પિતાની આજ્ઞા માથે ચઢાવીને પિતાની પ્રતિજ્ઞાને સત્ય કરી બતાવી હતી, તથા પુત્રનો પિતા પ્રત્યે જે ધર્મ છે, તે ધર્મ પણ સ્પષ્ટ રીતે દર્શાવી આપીને રઘુવંશની કીર્તિમાં વધારો કર્યો હતો. **રામ**ના આવા ઉદાર ગુણોને ખીલવનારાં તેમનાં પવિત્ર પતિવ્રતા માતા **કૌ**શલ્યા જ હતાં.

**રામ**ના વનવાસ ગયા પછી **દશરથ** રાજા બહુ જ ખિન્ન થઈ ગયા અને મૂર્છિત દશામાં દહાડા ગાળવા લાગ્યા. તે સમયે **કૌ**શલ્યાએ તેમના પલંગની પાસે બેસી અનેક ઉદાહરણો આપીને તથા અનેક કથાઓ કહી તેમના મનને ધીરજ આપી હતી. **કૌ**શલ્યાએ પાંચ રાત્રિ સુધી ધીરજ આપવા છતાં છઠ્ઠી રાત્રિએ **દશરથ** રાજાએ તેને કહ્યું કે–"હે રાણી! મેં તમારા સુકુમાર બાળક પુત્રને વનવાસ આપીને બહુ જ અનર્થ કર્યો છે. હું સ્ત્રીના એક ક્ષુદ્ર વચનથી આ સમયે બંધાઈ ગયો છું માટે તમે મને ક્ષમા કરો. હે **કૌ**શલ્યા! તમે શત્રુઓને પણ ક્ષમા કરનારાં છો તો મને પણ ક્ષમા આપશો. પતિ ગુણી હોય કે ગુણવિનાનો હોય, પરંતુ સ્ત્રીનો તો તે પતિ જ ગણાય છે. મર્મ જાણનારી સ્ત્રીઓએ પતિનો અનાદર કરવો યોગ્ય નથી. હે પ્રિયે! આ જગતમાં લોકોની ચઢતી અને પડતી વારા ફરતી થયા જ કરે છે, તે તમારા જાણવામાં છે. કારણ કે તમે ઇતિહાસ અને પુરાણોનો અભ્યાસ

# કૌશલ્યા અને રામ.



રામ વનવાસ જતાં કૌશલ્યા શોક કરે છે અને તેને વનમાં ના જવા માટે સમજાવે છે.

પૃ. ૩૯

*Lakshmi Art, Bombay*

## મન્થરા અને કૈકયી.



**રા**મને વનવાસ મોકલીને **ભ**રતને ગાદી સોંપવાનો વર દશરથ રાજા પાસે માંગી લેવા માટે **મં**થરા ( દાસી ) કૈકયીને ઉશ્કેરે છે.

પૃ ૩૩-૩૪.

સુધી રથની એક તરફની ધરીને પોતાની કાંધપર લઈ રણના મેદાનમાં શત્રુની સામે રથને અટકાવી, અંદર બેઠે બેઠે જ હજારો દૈત્યોને મારી, વિજય મેળવવામાં દશરથ રાજાને સહાય કરી હતી. આ વખતે તેમને કૈકયીનો જ આશ્રય હતો. જો તે વખતે કૈકયીએ રથની ધરીને ધરી રાખી નહોત તો દશરથનો પરાજય થાત. સ્ત્રીઓ પણ સમય ઉપર કેટલું બધું પરાક્રમ કરે છે, તે કૈકયીએ દેવાસુરના યુદ્ધમાં પતિના સહાયમાં રહીને આપણને બતાવી આપ્યું છે. કૈકયીનાં આવાં સાહસ ભર્યાં કામથી દશરથના હૃદયમાં ઘણો જ સદ્ભાવ આવ્યો અને કૃતજ્ઞ હૃદયથી તે બોલી ઉઠયા કે "હૃદયેશ્વરી! માગ, તું કહે તે આપવાને હું તૈયાર છું. તું મારા પાસેથી બે વર માગી લે." કૈકયી બોલી;–'હમણાં મારે કોઇપણ જાતનો વર જોઇતો નથી, પરંતુ જ્યારે મને જરૂર પડશે ત્યારે તે માગી લઇશ.' પછી દેવાસુર યુદ્ધ પૂરું થતાં તેઓ અયોધ્યામાં આવ્યાં. કૈકયીએ બતાવેલાં પરાક્રમથી રાજા તેના ઉપર એટલા બધા પ્રસન્ન થયા કે, સર્વ રાણીઓમાં કૈકયીનું વધારે માન રાખવા લાગ્યા.

દશરથને કૈકયી ઉપરાંત કૌશલ્યા અને સુમિત્રા નામની બીજી બે રાણી હતી. મોટી રાણી કૌશલ્યાને **રામ**, કૈકયીને **ભરત** અને સુમિત્રાને **લક્ષ્મણ** તથા **શત્રુઘ્ન** નામે પુત્રો હતા. રામ સર્વ ભાઇઓમાં વડા હતા, તેથી દશરથે તેમને રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો અને રાજ્યાભિષેકની સર્વ તૈયારી થઈ ત્યારે કૈકયીના મનમાં દશરથે પ્રથમ જે બે વરો આપેલા હતા, તે માગવાનો દુષ્ટ વિચાર આવ્યો. **ભરત**ને રાજ્યાભિષેક કરવાની માગણી કરવાને **મંથરા** નામની દાસીએ તેમને ભંભેરી હતી. તેમનામાં પારકાના કહેવાપર દોરાઈ જવાનો દુર્ગુણ હતો, તેથી કૈકયી વખતો વખત ખોટે માર્ગે ઉતરી જતી હતી. મંથરા મહા ખટપટી હતી. તેણે કૈકયીને આડે માર્ગે લઈ જવાનો આ પ્રસંગ સાધી લીધો. રાજ્ય-કુટુંબમાં ઘણે ખરે ઠેકાણે દાસદાસીઓ જ પરસ્પરમાં સાચી ખોટી ભંભેરણીઓ કરી વૈર ઉપજાવે છે. **મંથરા**એ કૈકઇને કહ્યું કે તમે રાજાનાં માનીતાં અને તમારો પુત્ર સદ્ગુણી તથા વિદ્યાસંપન્ન છતાં

કૌશલ્યાના પુત્રને રાજ્યગાદી મળે, એ કાંઈ તમારું જેવું તેવું અપમાન નથી. મહારાજા **દશરથે** તમને બે વરો આપેલા છે, તેમાંના એકથી તમારા પુત્રને અયોધ્યાની ગાદી અપાવો અને બીજાથી **રામને** વનવાસ કઢાવો, એટલે પીડા ટળે; કારણ કે **રામ** મહાબળવાન્ અને ખટપટીઓ છે. તે જો અહીં રહેશે તો તમારા પુત્રને સુખેથી રાજ્ય કરવા દેશે નહિ." **મંથરાએ** તેમના મનની જ્યારે ખરેખરી ચંચળ સ્થિતિ હતી, તે વખતે એવાં તો તિક્ષ્ણ વચનો કહ્યાં કે, જેની અસરથી **કેકયી** પોતાનું સ્વરૂપ ભૂલી જઈ **રઘુકુળના** મહારાજા **દશરથના** માહાત્મ્યને પણ વિસરી ગઈ અને ચઢાઉપણે પોતાના પુત્ર માટે અયોધ્યાની રાજ્યગાદી અને **રામને** માટે ચૌદ વર્ષનો વનવાસ માગી લીધો. વાંચનાર ! ગમે તેવા સદ્‌ગુણીને પણ સંગનો રંગ લાગ્યા વિના રહેતો નથી. તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. **કેકયી** જેવી શાણી અને શૂરી રાણી પણ પોતાનાં માતપિતાની, અને પોતાના પતિકુળની મહત્તાને તથા શાસ્ત્રશ્રવણથી મળેલા વિવેકને **મંથરાની** ભંભેરણીથી વિસરી ગઈ ને **મંથરા** પોતાના કાવતરામાં ફાવી ગઈ. અયોધ્યામાં તથા રાજકુટુંબમાં **કેકયીએ** રાજાની પાસેથી ઉપલાં બે વરદાન માગી લેવાથી મોટો ખળભળાટ થઈ રહ્યો, પણ **રામના** મનમાં જરાએ ખેદ થયો નહિ. તે પોતાનાં કર્મનો જ દોષ કાઢી, માતાપિતાને તથા **કેકયી** વગેરે ઉપમાતાઓને પ્રણામ કરી, તેમની આજ્ઞાને શિરપર ચઢાવી, **સીતા** તથા **લક્ષ્મણ** સાથે વનમાં સીધાવ્યા. સન્નારીઓને **કેકયીના** ચરિત્રમાંથી સાર લેવાનો એ છે કે, પોતાનાં દાસ દાસીનાં મિથ્યા અથવા તો સ્વાર્થી બોલવા ઉપર વિશ્વાસ રાખીને પોતાનાં પતિ, સાસુ, સસરા, દીએર, જેઠ, નણંદ વગેરેના મનમાં દુઃખ થાય તેમ વર્તવું નહિ, અથવા તો કુળને કલંક લાગે તેવાં વર્તને પણ વર્તવું નહિ. સાસરામાં સૌની સાથે નમ્રતાથી વર્તીને સર્વને સંતોષ આપવો અને કદાચ કોઈ ઉશ્કેરવા પ્રયત્ન કરે તેના ખરા ખોટાનો તોલ કર્યા પછી જ પગલું ભરવું. સ્ત્રીએ તો હમેશાં શાંત મન અને ધીરો સ્વભાવ રાખવો

જોઇએ, ઉતાવળથી કે ઉશ્કેરણીથી એવું પગલું કદી પણ ભરવું નહિ કે, જેથી પાછળથી પશ્ચાત્તાપ કરવો પડે. **મં**થરાના ચઢાવ્યાથી કરેલા આ અયોગ્ય કાર્યને માટે **ભ**રતે મોસાળથી **અ**યોધ્યા આવીને માતાને ઠપકો દીધો અને વડીલ ભાઈ **રા**મની–પાદુકા રાજગાદી ઉપર રાખી, પોતે વનવાસનો વેશ ધારણ કરી, **નં**દી ગ્રામમાં વાસ કર્યો, ત્યારે **કે**કયીને પશ્ચાત્તાપ થયો હતો.

---

## સીતા.

**બ**હાર પ્રાંતનો ઉત્તર ભાગ જેને હાલ તિરહૂત કહે છે, તે પૂર્વે મિથિલા કહેવાતો. તેના પાટનગર **જ**નકપુરમાં પૂર્વે **જ**નકરાય નામના પ્રખ્યાત રાજા રાજ્ય કરતા હતા. એક સમયે યજ્ઞ કરવાને શાસ્ત્રોક્ત વિધિથી તે પૃથ્વી ખેડાવતા હતા. તેવામાં પૃથ્વીમાંથી એક દિવ્ય કન્યા તેમને મળી આવી. **જ**નકરાય સંતાનરહિત હોવાથી દૈવયોગે મળી આવેલી આ કન્યાને જોઇને બહુ જ પ્રસન્ન થયા અને પ્રધાનોને સંબોધીને બોલ્યા કે:–'ઇશ્વરે મને અપુત્રને આ કન્યા આપી, તો પણ તે પુત્રને તોલે છે. પછી રાજમહેલમાં જઈ હળથી પૃથ્વી ખેડતાં મળેલી તે કન્યાનું **સી**તા નામ પાડી, તે કન્યા તેમણે પોતાની મુખ્ય રાણીને સોંપી.

**સી**તા નાની ઉમ્મરથી જ સ્વભાવે ઠરેલાં અને બુદ્ધિશાળી હતાં. સખીઓની સાથે રહીને તે કળા કૌશલ્ય, ઇતિહાસ, પુરાણ વગેરે ભણ્યાં હતાં. ક્ષત્રિયાણીઓને ઉપયોગી એવી રમત ગમતોમાં પોતાનો કાળ ગાળીને માનસિક દૃઢતા ઉપરાંત શારીરિક દૃઢતા પણ તેમણે સંપાદન કરી હતી. **જ**નક રાજાના પૂર્વજોને **શિ**વજીએ પ્રસન્ન થઇને એક મોટું ધનુષ તથા બે અખૂટ બાણનાં ભાથાંઓ તુષ્ટિદાનમાં આપ્યાં હતાં. તે **જ**નકના સમયમાં માત્ર પૂજામાં જ પૂજાતાં હતાં.

રાજા અથવા તો બીજું કોઈ તેનો યુદ્ધમાં ઉપયોગ કરતું નહિ. કારણ કે, જ્યારે તે ધનુષને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફેરવવું પડતું ત્યારે ઘણાં માણસો તેને ઉપાડવા માટે જોઈતાં હતાં. બાલ્યવયનાં **સીતા** જ્યારે દેવમંદિરની પડોશમાં રમતાં ત્યારે તેને હાથવતી ઉંચકી દૂર મૂકતાં. એક સમયે દેવર્ષિ **નારદ** ફરતા ફરતા **જનકરાય**ને ત્યાં આવ્યા અને **સીતા**ને **શંકર**નું ધનુષ લઈને રમતાં જોયાં ત્યારે **જનકરાય**ને તેમણે કહ્યું કે—'હે રાજા! આ અલૌકિક કુમારિકાને કોઈ પણ મહાબળવાન્ રાજકુમાર સાથે પરણાવજો.' સંતાનોના વિવાહ કરતી વેળાએ માબાપોએ વરકન્યાના ગુણો જોઇને તેમને પરણાવવાં જોઇએ. હે **જનકરાય**! તમે દેશદેશના રાજાઓને તેડાવી, સ્વયંવરમાં તેઓની પરીક્ષા કરીને **સીતા**ને પરણાવજો."

ક્ષત્રિયોમાં પ્રાચીન કાળે મોટા રાજાઓની ઘણી ખરી કુંવરીઓ સ્વયંવરથી પરણતી હતી. **જનકે** પોતાની વિદ્યાવિનય સંપન્ન **સીતા**ને માટે યોગ્ય પતિ મેળવવાને સ્વયંવર રચ્યો, અને દેશ દેશાંતરના રાજાઓને નિમંત્રણ પત્રિકાઓ મોકલી, **જનકપુર** તેડાવ્યા. સ્ત્રીગીતમાં આ પ્રસંગનાં બહુ મધુર ગીતો છે, જે આપણાં ઘરોમાં સ્ત્રીઓ મધુર રાગથી હમ્મેશાં ગાય છે. **જનકરાજા**ને ત્યાં સ્વંયવર આરંભાયો, તેની કાંઇક અગાઉ **અયોધ્યા**ના રાજા **દશરથ**ના પુત્ર **રામ** તથા **લક્ષ્મણ** વિઘ્નકારી રાક્ષસોથી યજ્ઞનું રક્ષણ કરવાને, **વિશ્વામિત્ર**ને આશ્રમે ગયા હતા. **વિશ્વામિત્ર**ની પાસે ધનુર્વેદ તથા બીજી શાસ્ત્રવિદ્યા શીખી, તે બન્ને ભાઇઓએ યજ્ઞમાં વિઘ્ન કરનારા રાક્ષસોના વડા **મરીચ** અને **સુબાહુ**ને મારી હઠાવી સમારંભને નિર્ભય કર્યો હતો. **જનકરાજા**ના તરફથી સ્વયંવર ઉપર આવવા **વિશ્વામિત્ર**ને કુંકુમપત્રી આવી, તેથી **રામ** તથા **લક્ષ્મણ** સાથે તે **જનકપુર** ગયા. **જનક** રાજાની એક વાટિકા જેમાં તેમની કુળદેવીનું મંદિર હતું ત્યાં તેઓ ઉતર્યા. **સીતાજી** વાડીમાં દેવીનું પૂજન કરવા આવ્યાં ત્યાં તેમણે **રામ**ને જોયા ને રઢ લાગી. એક બીજાનાં નેત્ર એક બીજાને જોઇને ઠર્યાં, પ્રસન્ન થયાં, અને

એક બીજાએ એક બીજાનાં મનને આકર્ષી લીધાં. **સી**તાએ સખીઓ જાણે નહિ તેમ ઘણી વાર સુધી **રા**મના તરફ એક દૃષ્ટિથી જોઈ પોતાના હૃદયમાં વિચાર કર્યો કે-'અરે રે! પિતાજીએ કરેલી પ્રતિજ્ઞાને જો આ રાજકુમાર પૂર્ણ કરે તો મારી ધારણા પણ સફળ થાય; નહિ તો નહિ જ.? હે **અં**બાદેવી! તમારી પુત્રીની સેવાને સફળ કરવાનો આ ખરેખરો સમય છે." એમ કહી સખીઓની સાથે દર્શન કરીને ઘેર ગયાં. વળી એક વાત એવી પણ છે કે—**સી**તાજી જળ લેવા માટે ત્યાંની વાપિકામાં ઉતર્યાં. ત્યાં **રામ** સાથે તેમને તારામૈત્રક અને પ્રથમાનુરાગનો પ્રસંગ પડ્યો. ગુજરાતમાં આ પ્રસંગને અનુસરતું એક ગીત સ્ત્રીઓ નીચે પ્રમાણે ગાય છે:—

" સોનાનું બેડું ને રૂપલા ઉઢાંણી રે, **સી**તા વેલ પાણીડાં સંચર્યાં રે;
કોણ રાયનો બેટો ને કોણ તારું નામ રે, કીયારે નગરનો તું ગરાસીયો રે.
દશરથનો બેટો ને **રામ** શુભ નામ રે, અયોધ્યા નગરીનો ગરાસીયો રે;
કોણ રાયની બેટી ને કોણ તારું નામ રે, કઇરે નગરીની તું ગરાસણી રે.
જનકની બેટી ને **સી**તા વેલ નામ રે, મિથિલા નગરીની ગરાસણી રે;

પછી **જ**નકરાયે **વિશ્વામિત્ર**ને મળીને પૂછ્યું કે-'તમારી સાથે આ કોણ છે? ને કોના પુત્ર છે?' **વિશ્વામિત્રે** કહ્યું કે-'આ બે કુંવરો **અયોધ્યાધીશ દશરથ** રાજાના પુત્રો છે અને તેમનાં નામ **રામચંદ્ર** અને **લક્ષ્મણ** છે.' તે પછી **જ**નકરાયે તેમને નગરમાં લઈ જઈ ઉત્તમ ઉતારામાં રાખ્યા. બીજે દિવસે મોટા વિશાળ મંડપમાં સ્વયંવર ભરાયો. તે સમયે દેશ દેશના રાજકુંવરો અને ઋષિઓ સાથે **રામ** અને **લ**ક્ષ્મણ પણ તેમાં જઇને બેઠા. સ્વયંવર મંડપના મધ્ય ભાગમાં એક વેદી બનાવીને તેનાપર **શં**કરનું ધનુષ મૂકાવ્યું હતું. રાજાઓ, રાજકુંવરો અને ઋષિઓની બેઠકો સામે એક સુંદર ગેલરી રજવાડાની સ્ત્રીઓને સ્વયંવર જોવાને કાઢેલી હતી. જ્યારે સ્વયંવર મંડપમાં સૌ આવી ગયા ત્યારે **જ**નકરાયનો બંદી રાજાનું પણ, સભામાં સર્વેને કહી સંભળાવતાં બોલ્યો કે, "હે રાજાઓ! આ સ્વયંવરમંડપના મધ્ય

ભાગમાં વેદી ઉપર જે **શંકર**નું ધનુષ મૂકેલું છે, તે હાથવતી ઉપાડીને જે રાજા તેનીપર બાણ સાંધશે, તેને **સીતા**જી પરણશે." **જનકરાજા**ની આ પ્રતિજ્ઞા સાંભળીને કેટલાએક રાજાઓ તો આસનો ઉપરજ બેશી રહ્યા, ત્યારે કેટલાએક પોતાની શક્તિને નહિ સમજનારાઓએ પોતાના સાહસમાં નિષ્ફળ થઇને, નિર્બળતા બતાવવા ઉપરાંત સભામાં કાંઇક હાસ્ય કરાવ્યું. છેવટ **રાવણ** નામનો રાક્ષસ રાજા ધનુષપર બાણ સાંધવાને તૈયાર થયો અને તેણે પણ **શંકર**નું ધનુષ ઉપાડવાનો યત્ન કર્યો, પરંતુ તેમ કરવા જતાં ધનુષની નીચે તેનો હાથ દબાઈ ગયો અને તે પણ નિષ્ફળ ઉતર્યો ત્યારે બીજો કોણ સાહસ કરે ? એક બંદીએ સર્વેને મૌન બેઠેલા જોઇને કટાક્ષમાં કહ્યું કેઃ—

"ભૂનક્ષત્રી કરી ભૃગુનાથ, ગયું બળ પરાક્રમ તે સાથ;
ક્ષત્રી કોઈ નથી અહીં આવ્યો, બેઠા મિથ્યા શું મૂછો મરોડો."

તે સમયે **વિશ્વામિત્ર** પાસે બેઠેલા **રામ લક્ષ્મણે** વિનીત ભાવથી ગુરુના સામું જોયું, એટલે ઋષિએ તેમનો અભિપ્રાય સમજી આજ્ઞા કરી કે 'ભલે જાવ, તમે તમારું પરાક્રમ દેખાડો !' પછી **રામ** સભામાંથી જ્યાં ધનુષ નીચે **રાવણ** દબાઇને પડયો હતો ત્યાં ગયા. જ્યારે સુકુમાર **રામચંદ્ર**જી ધનુષનો ભંગ કરવાને વેદી આગળ આવ્યા ત્યારે **સીતા**જીના મનમાં કંઈ કંઈ થઈ ગયું. **રામચંદ્ર**ની સુકુમારતા જોઈ અધીર અંતઃકરણથી તે સખીઓને કહેવા લાગ્યાં કેઃ—

(દ્રુતવિલંબિત) કમઠપૃષ્ઠ કઠોર ધનુષ્યને, મધુરમૂર્તિ સુકોમળ **રામ** છે;
ગુણ ચઢાવવી શું ગજું એમનું, અહહ દારુણ છે પણ તાતનું.

**સીતા**જી આમ ચિંતા કરતાં જ અધીરાં થઇને ઉભાં છે, એટલામાં તો **રામચંદ્ર**જીએ એક હાથથી ધનુષ્ય ઉપાડી બીજા હાથથી તેના ઉપર બાણ સંધાન કર્યું અને પછી જેવું ખેંચવા ગયા કે, તુરત ભાંગીને તેના બે કટકા થઈ ગયા. આ બનાવ જોઇને એકઠા મળેલા રાજાઓ આશ્ચર્યમાં પડી ગયા. **જનકરાય**ની પ્રતિજ્ઞા પાર પડવાથી રાજવાડાની રાણીઓમાં આનંદનો ઘોષ ઉભરાઈ રહ્યો ત્યારે સ્વયંવરમાં રાજા-

ઓનાં અને રાજકુંવરોનાં મુખ ઉતરી ગયાં. આનંદથી ઉભરાતે હૃદયે અને લજ્જાથી પાછે પાછે પડતે પગલે હાથમાં વરમાળ લઈ, **સી**તાજી એક સખીની સાથે નીચે આવ્યાં અને જે મનોહર મુખ ઉપર મુગ્ધ બનેલાં ગુરુજનો વાત્સલ્યને વરસાવી રહ્યાં હતાં, એવા **રામચંદ્ર**જીના કંઠમાં વરમાળ આરોપી.

બીજે દિવસે **જન**કરાજાએ **રામ** તથા **સી**તાના વિવાહની કુંકુમપત્રિકા લખી **દશરથ** રાજાને તેડાવ્યા. કુંકુમપત્રિકા વાંચીને **જન**ક જેવા અધ્યાત્મ્યવેત્તા અને ધર્મનિષ્ઠ રાજાની સાથે પોતાનો સંબંધ જોડાયેલો જાણી **દશરથ** રાજા પ્રસન્ન થયા, અને પોતાના પરિવાર સાથે જાન લઇને **જન**કપુર જઈ પહોંચ્યા. **જન**કરાજાએ સામૈયું કરી **દશરથ** રાજાનો સત્કાર કર્યો, ત્યારપછી વિવાહ મંડપમાં વેદીપર અગ્નિદેવને પધરાવીને **વિશ્વામિત્રે** **વશિષ્ઠ** તથા **શ**તાનંદ વગેરે બ્રહ્મર્ષિઓદ્વારા પવિત્રકીર્તિ **રામ**ચંદ્ર અને **સી**તાનો વિવાહવિધિ આરંભ્યો. **જન**કરાજાએ પ્રથમથી જ નક્કી કરેલા શુભ મુહૂર્તમાં **સી**તાનો કરકમળ **રામ**ચંદ્રના જમણા હાથમાં આપીને કહ્યું કે, 'આ મારી પુત્રી તમને સોંપું છું. તમે બન્ને પરસ્પર પતિપત્નીના સંબંધથી જોડાઇને લૌકિક તથા પારમાર્થિક ધર્મકાર્યો કરજો. અગ્નિદેવ તમારી કામના સફળ કરો.' ત્યાર પછી લાજા હોમ, સપ્તપદી વગેરે વિધિ કરવામાં આવ્યો, અને ઉભય કુટુંબની ચચ્ચાર સુવાસણોએ **સી**તાજીને વધાવીને સૌભાગ્ય દાન દીધું તથા **જન**કરાયે **રામ** તથા **દશરથ** રાજા અને **અ**યોધ્યાના રાજકુટુંબીઓને પહેરામણીથી સારો સત્કાર કરી વિદાયગીરી દીધી. વર વહુને લઈ **દશરથ**રાજા અયોધ્યા આવ્યા ત્યારે **સી**તાજીને જોઇને **કૈ**ાશલ્યા વગેરે રાજરાણીઓ અને પૌરજન પ્રસન્ન થયાં અને **સી**તાજીએ પણ વિવેકથી સર્વેનાં મનને જિતી લીધાં.

**રામ** અને **સી**તાને આનંદમાં કેટલોએક કાળ વીતી ગયો, અને **રામ** રાજ્ય કરી શકે તેવી વયમાં આવ્યા, ત્યારે **દશરથે** તેમને રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો. આ વાત **દશરથ**ની પ્રિય રાણી કૈકયીને કાને ગઈ અને

**મં**થરાએ અગ્નિમાં ઘી રેડવાનું કાર્ય કર્યું. કૈકયીના ચરિત્રમાં કહેલું છે તેમ તેણે રાજા પાસે **રા**મને વનવાસ અપાવી પોતાના **ભ**રતને માટે રાજ માગી લીધું. **રા**મચંદ્રજી પિતાનું વચન માથે ચઢાવી વનવાસ જવાને તૈયાર થયા. **રા**મને વનવાસ આપવામાં આવ્યાથી નગરમાં હાહાકાર થઈ રહ્યો. **કૌ**શલ્યાને સમજાવી તેમની આજ્ઞા લઇને **સી**તાની રજા લેવા માટે **રા**મચંદ્ર અંતઃપુરમાં ગયા. **સી**તા તે સમયે **રા**મનો ઉદાસ ચહેરો જોઇને ખિન્ન થયાં. પવનના આઘાતથી કંપિત થઇને કેળ જેમ પૃથ્વીપર તૂટી પડે, તેમ **જ**નક પુત્રી પૃથ્વીપર ઢળી પડ્યાં. **રા**મે તેમને સાવધ કર્યાં, અને કહ્યું કે "તમે અહીં મારી માતાની સેવા કરી આનંદમાં દહાડા ગાળો, અથવા તો તમને જો તમારે પીએર જવાની મરજી હોય તો તેમ કરો. તમે અહીં રહો ને મારી માતુશ્રીઓની સેવા કરજો, દિયરની મરજી ઉઠાવજો, વડીલ જનોની આજ્ઞામાં રહેજો, વૃધ્ધો તરફ નમ્ર ભાવથી વર્તજો, દાસદાસી તથા બીજા પરિવારોની સાથે સ્નેહભાવથી વર્તજો, સુખથી હરખાશો નહિ તેમ દુઃખથી ઉદાસ થશો નહિ. સમયાનુસાર વર્તીને કામ ક્રોધાદિકને વશ ન થતાં તેમને તાબે કરવાનો પ્રયત્ન કરજો. **ભ**રત કે જે હવે પછી આપણા રાજા થવાના છે, તેમના તરફ ભક્તિ અને વિનય રાખજો. સત્ય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, ક્ષમા, દયા, વગેરે સાધારણ ધર્મો પાળવાનો પ્રયત્ન કરજો." **સી**તાજી બોલ્યાં કેઃ– 'પ્રિય! તમે આ શું બોલો છો? હું અહીં રહેવાની જ નથી. જ્યાં તમે ત્યાં જ હું એમ જાણજો. વળીઃ–

"તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરું વેશ
જટા કરું કેશ, સાથે રાખો સ્નેહથી.
સ્વામી તમ વિના મંદિર ને માળિયાં, ભાસે પર્વત મોટા સમાન
વસ્તી તો વેરાન, સાથે રાખો સ્નેહથી.
મહાવનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દર્શન દાન
કૃપાના નિધાન, સાથે રાખો સ્નેહથી.

## વનવાસ ગમન.



શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજી અયોધ્યા ત્યજી ગંગાજીમાં નૌકામાં બેસી વનવાસ જાય છે.

પૃ. ૮૧.

સાચું સગપણ જગમાં સ્વામીતણું, બીજો સ્વારથીઓ છે સંસાર
કુટુંબ પરિવાર—સાથે રાખો સ્નેહથી.
મારાં લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો લોનાર
કે એક કે આધાર—સાથે રાખો સ્નેહથી.
કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક
જીવું તજી ટેક, સાથે રાખો સ્નેહથી.
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરું રાજ ને પાટ
હવેલીના ઠાઠ, સાથે રાખો સ્નેહથી.
મને હીરનાં ચીર ગમે નહિ, મને ન ગમે ઘરેણાંના ઘાટ
મટાડો ઉચાટ, સાથે રાખો સ્નેહથી.
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણદીઠે તો આંધળી ભીંત
જનમની એ રીત, સાથે રાખો સ્નેહથી.
મેં તો સ્નેહ તોડ્યો સર્વ લોકથી, બાંધી તમ સાથે પૂરણ પ્રીત
ચોરાયું છે ચીત, સાથે રાખો સ્નેહથી.
જમવું જીવન તમથી જુદાં પડી, હોય વિધિ વિધનાં પકવાન
તે વિખનાં નિશાન, સાથે રાખો સ્નેહથી.
કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક ને પાન
તે મેવા સમાન, સાથે રાખો સ્નેહથી.
મુજને મેલી ને પંથે પધારશો, આવી મળવાની ધરશો ન આશ
નિશ્ચે પામું નાશ, સાથે રાખો સ્નેહથી.

પછી વનવાસનો પોશાક ધારણ કરીને **રામ**, **સીતા** અને **લક્ષ્મણ** અયોધ્યા બહાર નીકળ્યાં અને દક્ષિણ દિશાનો માર્ગ લીધો. અનેક નગરો, ગામો, પર્વતો, નદીઓ, સરોવરો તથા અરણ્યોને નિહાળતાં નિહાળતાં તેઓ ચિત્રકૂટ નામના પર્વત ઉપર આવ્યાં. ત્યાંથી દંડકારણ્ય તરફ જતાં માર્ગમાં **અત્રિ** ઋષિનો આશ્રમ આવ્યો. ત્યાં **રામ**, **લક્ષ્મણ** અને **સીતા** થોડો વખત રહ્યાં. **અત્રિ** ઋષિએ રઘુકુળના કુમારોનો અને **સીતાનો** બહુ જ સત્કાર કર્યો. સતી **અનુસૂયાએ** **સીતાને**

પોતાની પાસે બેસાડીને કહ્યું, કે–' હે **જ**નકરાયની પુત્રિ! તું રાજપુત્રી થઇને પતિ સાથે વનવાસમાં નીકળી, એ ઘણી જ આનંદની વાત છે. પતિવ્રતા સ્ત્રીઓના ઇતિહાસમાં આ તારૂં પાતિવ્રત્ય સુવર્ણના અક્ષરે કોતરાઈ રહેશે. હે પુત્રિ! પોતાનો પતિ નગરમાં અથવા તો ભયંકર અરણ્યમાં રહેતો હોય, પોતાને અનુકૂળ હોય અથવા તો વિરુદ્ધ હોય તોપણ સ્ત્રીઓએ તો તેને પ્રભુ માનીને નિત્ય સેવા કરવી જોઇએ, તેમ કરવાથી તેને આલોકમાં તથા પરલોકમાં સુખ મળે છે. પોતાનો પતિ દુરાચારી હોય, નિર્ધન હોય, અથવા તો આંધળો કે લુલો હોય તોપણ સ્ત્રીએ તો તેને પોતાનું પરમ દૈવત માનવો. ઘણાં શાસ્ત્રો વાંચીને મેં સિદ્ધ કર્યું છે કે, સ્ત્રીનું હિત પતિમાં સમાયેલું છે, માટે તેની નિર્મળ મનથી સેવા કરવી. હું તને ભલામણ કરૂં છું કે, તું તારા પતિને અનુકૂળ રહીને ધર્માદિક તથા બીજાં રાજકીય કાર્યોમાં તેમને સહાય કરજે, અને સમયને અનુસરીને સુખદુ:ખને સહન કરી ક્ષમાથી સર્વની સાથે વર્તજે. એમ કરવાથી તારા ધર્મની અને યશની વૃદ્ધિ થશે.'

**સી**તાજી વૃદ્ધ ઋષિપત્નીનાં વચન સાંભળીને ધીરા અવાજથી બોલ્યાં કે–'માજી! આપે મને યોગ્ય ઉપદેશ આપીને કૃતાર્થ કરીછે. પતિ એ જ સ્ત્રીનું પરમ દૈવત છે. હું એ સંપૂર્ણ રીતે જાણું છું. મારા પતિ તો પરમાત્માનો અવતાર છે, પરંતુ ગમે તેવા પતિની પણ સ્ત્રીએ સેવા કરવી જોઇયે આ વાત મારાં સાસુ સસરાએ વારંવાર મને કહેલી છે, તેમ જ મારાં માતપિતા વગેરેએ પણ મને પતિ સેવાવિષે ઉપદેશ કર્યો છે. આપણા આર્ય લોકોમાં સ્ત્રીઓના ધર્મમાં સ્ત્રીનો મુખ્ય ધર્મ પતિસેવા જ છે, અને તે સ્ત્રીના સૌભાગ્યમાં વૃદ્ધિ કરનારો છે.'

**અ**નુસૂયા **સી**તાનાં વચનો સાંભળીને રાજી થયાં, અને તેમણે કહ્યું કે–'પુત્રિ! હું નહોતી જાણતી કે તું આવી ડહાપણ હોઇશ, પણ તેં તો ખરેખર રઘુવંશની અને જનકવંશની કીર્તિને અજવાળી છે. તારા ડહાપણથી હું બહુ જ પ્રસન્ન થઇને તને પ્રીતિદાનમાં આ દિવ્યવસ્ત્રો, દિવ્ય પુષ્પમાળા, દિવ્ય આભૂષણો, અને અંગરાગ, ( ચંદનનો લેપ ) આદિ સૌભાગ્યની

શ્રી રામચંદ્રના આશ્રમમાં રાવણ.



રાવણ બ્રહ્મચારી ભિક્ષુકના વેશમાં રામના આશ્રમમાં દાખલ થયો.

પ. ૪૪.

મળ્યા: **સી**તા સંબંધી ખબર પૂછતાં તેમણે તેમને કેટલોક વૃત્તાંત જણાવ્યો. અન્યોન્યનો કુશળ સમાચાર અને કુળ વગેરે પૂછ્યા પછી તેઓમાં મિત્રતા થઈ અને **રામે** **સુગ્રીવ** કે જેના બળવાન્ બંધુ **વાલિએ** તેની સ્ત્રી અને રાજ્ય લઈ લીધાં, તે તેને પાછાં મેળવી આપવામાં સહાય કરવાનું વચન આપ્યું, અને તેના બદલામાં **સુગ્રીવે** **સી**તાની શોધ કરવાનું તથા **સી**તાને મેળવવાને સૈન્યની સહાય જોઇએ તો તે પણ આપવાને કબુલ કર્યું. પછી તે સર્વે કિષ્કિંધાના વાનર રાજા **વાલિ** ઉપર હલ્લો લઈ ગયા. ઈન્દ્રના પુત્ર **વાલિએ** તેમની સાથે નગર બહાર નિકળીને યુદ્ધ કર્યું, પરંતુ આખરે **રામે** તેને રણમાં હણ્યો અને **સુગ્રીવ**ને કિષ્કિંધાની ગાદી અપાવી.

**સુગ્રીવે** કિષ્કિંધા કબજે કરીને રાજ્યની વ્યવસ્થા કરી, એટલામાં ચોમાસુ આવવાથી **રામ** અને **લક્ષ્મણ** ઋષ્યમૂક નામના પર્વત ઉપર જઇને ચાતુર્માસ ગાળવા લાગ્યા. ત્યાં **સુગ્રીવે** તેમની સારી મેમાનગીરી કરી અને પ્રસંગ આવ્યો ત્યારે **હનુમાન્** વગેરે કેટલાક વાનરોને **સી**તાની શોધ કરવા માટે દક્ષિણ દિશા તરફ મોકલ્યા. **નળ**, **નીલ**, કુમાર **અંગદ** અને **જાંબવાન** સાથે **પવન**નો પુત્ર **હનુમાન્**, પર્વતો અને ખીણોમાં શોધ કરતા કરતા મલય પર્વતમાં થઇને લંકામાં જવાને તૈયાર થયા. લંકા જવા માટે સમુદ્રનું ઉલ્લંઘન કરવું પડે તેમ હતું. તે કરવાને માટે **હનુમાન**ને તેના સાથી વાનરોએ ઉત્તેજન આપ્યું અને છેવટ એક મોટા પર્વતના શિખરપર ચઢી મોટો હુંકારવ કરી, **હનુમાન્** સમુદ્ર કુદીને લંકામાં જઈ પડ્યા. **રાવણ**ની રાજધાની લંકામાં આવ્યા પછી **હનુમાન્** **સી**તાની શોધ કરતા ઘણે ઘણે ઠેકાણે ફરતા ફરતા અને પોતાનાં પરાક્રમોથી રાક્ષસોને ચકિત કરતા કરતા છેવટ 'અશોક' નામની સુંદર વાટિકામાં ગયા. આ વાટિકામાં **રાવણે** **સી**તાને હરી લાવીને રાક્ષસીઓના રક્ષણમાં રાખ્યાં હતાં. **હનુમાન્** જ્યારે ત્યાં આવ્યા ત્યારે દેવી **સી**તા ક્રૂર અને ભયંકર દેખાવની રાક્ષસીઓની વચ્ચે એક મોટા અશોક વૃક્ષની નીચે બેઠાં હતાં,

ત્યાં આગળ ગયા. ત્યાંની સર્વ હકિકત જાણ્યા પછી જે ઝાડને અઢે-લીને **સી**તા બેઠાં હતાં, તે જ ઝાડની ઘટામાં **હનુમાન્** છૂપાઇને બેઠા. થોડીવારમાં **રાવણ** કેટલાએક રાક્ષસોની સાથે **સી**તાની પાસે આવ્યો અને તેને કહેવા લાગ્યો કે–'હે **સી**તા ! હવે હઠ છોડી દે. તારાં ફોગટ જતાં યૌવનને મારી સાથે સંબંધ બાંધીને સફળ કર ! તારાં કદળીના ગર્ભ જેવાં સકોમળ શરીરને અને નાજુક અંગોને દુઃખને લીધે કર-માવી ન નાખ. **રાવણ**ની સાથે લગ્ન કરવાથી તું ત્રણ ભુવનની પટ્ટ-રાણી બનીશ.' **સી**તા તેનો તિરસ્કાર કરીને બોલ્યાં કે, ઓ નિર્લજ્જ ! લંપટ ! તું પ્રજાનો રાજા થઇને આવું નીચ કૃત્ય કરવાને કેમ તૈયાર થયો છે. તારે તો સર્વ સ્ત્રીઓના તરફ માતાના અને બહેનના જેવી દૃષ્ટિ રાખવી જોઇએ. રાજા તો પ્રજાનો પિતા ગણાય છે, છતાં તું કેમ આવો અધર્મ આદરી બેઠો છે ? તારાં આ કૃત્યથી તારા કુળનો અને આ નગરીનો નાશ થશે, અને તારા નામ ઉપર લોકો ધિક્કારનો વરસાદ વરસાવશે. હું કોણ છું, તેની તને ખબર છે ? હું રઘુકુળતિલક **રામ**ચંદ્રની ધર્મપત્ની છું, મહાત્મા એવા જનક રાજાની પુત્રી છું, શ્રી **રામ**ની ભુજાનું ઓશીકું કરીને સુનારી છું, તે હું હવે બીજાની કદી પણ થનારી નથી. આ હાથ **રામ** વિના બીજાના હાથમાં કદી પણ શોભે નહિ. **રાવણ** સીતાનાં આવાં તિરસ્કાર ભરેલાં વચનોથી ઉશ્કેરાઇ ગયો અને તેણે આસપાસ ચોકી કરતી રાક્ષસીઓને કહ્યું કે,–' આ સ્ત્રીને હજી પણ સમજાવજો, અને તે જો ન સમજે તો પછી હું તેને મારા ક્રોધનો સ્વાદ ચખાડીશ.' આમ કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

પાછળથી રાક્ષસીઓ પણ સીતાને વિનવવા લાગી, અને બોલી કે,–તું હવે હઠ છોડી દઇને **રાવણ**ની પ્રાર્થના માન્ય કર.' છેવટે એ રાક્ષસીઓને તિરસ્કારી કાઢી અને પછી પોતાના ઉપર ગુજરેલી વિપત્તિ માટે પોતે એકલાં બેઠાં બેઠાં વિલાપ કરવા લાગ્યાં. તે જોઇને **હ**નુમાને ઝાડ ઉપરથી **રામ**નામવાળી મુદ્રિકા તેમના શરીર ઉપર નાંખી. **સી**તા તે મુદ્રિકા જોઇને પ્રથમ તો ભ્રમમાં પડી ગયાં, કારણ કે રાક્ષસો અનેક

પ્રકારની માયા કરતા હતા, પરંતુ થોડીવારમાં **હનુમાને** પોતે નીચે ઉતરીને **રામ** સંબંધી સર્વ હકિકત કહી ત્યારે તે પ્રસન્ન થયાં અને તેમણે પોતાના માથાપરનો ચાક નિશાની તરીકે આપ્યો. **હનુમાન્** ત્યાંથી પાછા આવ્યા અને **રામને સીતાના** સમાચાર આપ્યા. તેપરથી **રામ** વાનરસૈન્ય લઇને લંકા તરફ ગયા.

લંકા નગરી ઉપર **રામ** ચઢી આવ્યાના સમાચાર સાંભળી **મંદો-દરીએ રાવણને** સમજાવવા માંડ્યો કે,–'હે પ્રિય! **રામ** મહાવીર પુરુષ છે, તેની સ્ત્રીને હરણ કરીને તમે અહીં લાવ્યા છો, તે તમે મહા જોખમનું કામ કર્યું છે, માટે તમે તેમને પાછાં સોંપી દ્યો અને કરેલા અપરાધ માટે તેમના પગમાં પડીને માફી માંગો, નહિ તો કુળનો નાશ થશે. હે સ્વામીનાથ! તમારી રાંકડી રાણીનો આ હિતોપદેશ ગ્રહણ કરો. પરસ્ત્રી વિષસમાન ગણાય છે અને તેનો ત્યાગ કરવામાં જ કલ્યાણ છે.' **विनाशकाले विपरीतबुद्धिः** એ ન્યાય પ્રમાણે **મંદોદરીનાં** વચનો **રાવણે** કાનપર લીધાં નહિ. **રામની** સામે **રાવણે** યુદ્ધ કર્યું, તેમાં **રામચંદ્રે** સર્વ રાક્ષસોનો સંહાર કરી નાંખ્યો, અને છેવટે તેને પણ મારી નાંખીને **વિભીષણનો** રાજ્યપર અભિષેક કર્યો અને **સીતાને** તેડવા માટે અશોક વાડીમાં જ્યાં **સીતા** બેઠાં હતાં, ત્યાં **હનુમાનને** મોકલ્યો. **હનુમાન્ સીતાની** પાસે ગયા, અને તેમને **રામની** પાસે આવવાની વિનતિ કરી, એટલે **સીતાજી** તુરત વાહનમાં બેશીને **રામની** છાવણીમાં આવ્યાં. **રામે** વિયોગદુઃખથી દુર્બળ થઈ ગયેલાં **સીતાને** જોઇને કહ્યું કે, 'મેં શત્રુને મારીને મારું કર્તવ્ય પૂરું કર્યું છે, પરંતુ હવે તમારું એક કર્તવ્ય રહ્યું છે. તમારા શિયળને માટે મને તો સંપૂર્ણ ખાતરી છે, તોપણ તમારે જગતની ખાત્રી કરી બતાવવાની જરૂર છે. અહીં તમને માર્ગમાં **રાવણનો** અપવિત્ર સ્પર્શ થયો હશે, તે સ્પર્શદોષ દૂર કરવા માટે પ્રાયશ્ચિત્ત આપવાની જરૂર છે. અહીં સામે જે અગ્નિનો ઢગ પડ્યો છે, તેમાં તમે ઉઘાડે પગે ઉભાં રહીને અગ્નિસ્નાન કરો, એટલે સર્વના મનમાં ખાત્રી થાય.' **રામનાં** આવાં વચન સાંભળીને, **સીતાએ** તુરત **રામને** પ્રદ-

ક્ષિણા કરીને ભડભડાટ બળતા અગ્નિમાં પ્રવેશ કર્યો કે, અગ્નિદેવ તુરંત **સીતા**જીને પોતાના મંગળમય ઉત્સંગમાં ઝીલી લઇને પવિત્ર મૂર્તિ સ્વરૂપે **રામ**ને પાછાં અર્પણ કર્યાં. તે વેળા દેવનાં દુંદુભિ વાગ્યાં ને જયજયકાર થઈ રહ્યો. ઋષિઓ બોલ્યા કે:—હે રઘુકુળમણિ **રામ**! તમારી પત્ની **સીતા** પવિત્ર છે, પતિવ્રતા છે, દેવી છે, આખા જગતની સ્ત્રીઓને પૂજનીય અને અનુકરણીય છે. તેમના વિષે કોઈ પણ જાતની શંકા રાખશો નહિ. **રામે** અગ્નિદેવને માન આપ્યું અને તુરત **સીતા**! **સીતા**! એમ કહેતાં જ **સીતા** **રામ**ની પાસે હાજર થઈ તેમને પ્રણામ કરીને ઉભાં રહ્યાં. ઋષિઓના તથા બીજા લોકોના હર્ષનો અને આશ્ચર્યનો પાર રહ્યો નહીં.

તે પછી **રામ** લંકાનું રાજ્ય **વિભીષણ**ને સોંપી, **લક્ષ્મણ**, **સીતા**, **હનુમાન**, **સુગ્રીવ** વગેરે વાનર સેનાપતિઓને વાનરોની સેના સાથે લઈ, લંકાનો મહાસાગર ઓળંગીને ભરતખંડના સીમાડાપર આવ્યા. એ સર્વને વિદાય કરીને **રામ**, **સીતા** અને **લક્ષ્મણ** પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા નગરીમાં આવી પહોંચ્યા. તેમનાં આવ્યાના ખબર સાંભળીને **ભર**તાદિક ભાઇઓએ તથા પ્રજાજનોએ મોટા આદર સત્કાર સાથે **રામ**ને નગરીમાં પધરાવ્યા, અને **રામ**ના આવ્યાની વાટ જોતા ભ્રાતૃભક્ત **ભર**તે તેમનો રાજ્યાસન ઉપર મોટા ઠાઠમાઠથી અભિષેક કર્યો.

**રામ** રાજ્યાસન ઉપર આવ્યા પછી હમેશાં છૂપા દૂતોદ્વારા નગરચર્યા જાણતા હતા, અને રાજકાર્યભાર સંબંધી જે નબળાઈ જાણવામાં આવતી, તે સુધારવાનો પ્રયત્ન પણ કરતા હતા. એક વખતે એક દૂતે આવી રામને કહ્યું કે—"આજે હું નગરચર્યા નિહાળતો નિહાળતો ધોબીવાડામાં ગયો હતો. ત્યાં ધોબી અને ધોબણ વચ્ચે નિચે પ્રમાણે વાતચિત થતી મારા સાંભળવામાં આવી; ધોબીએ સ્ત્રીને ધમકાવીને કહ્યું કે—હું કંઈ **રામ** બામ નથી કે, તને ઘરમાં રાખું. **સીતા**

રાવણના ઘરમાં રહી આવી છે, તોપણ રામે તેને સંઘરી છે. પરંતુ હું તો કદીપણ સંઘરવાનો નથી." તે વાત સાંભળીને રામ મનમાં ખિન્ન થયા અને તેમણે પોતાના મન સાથે વિચાર કર્યો કેઃ–સીતા અગ્નિમાં સ્નાન કરીને શુદ્ધ થયાં, એ વાત છૂપી રહી અને રાવણના ઘરમાં રહ્યાં એ વાત લોકમાં ચર્ચાતી રહી. પારકાનાં છિદ્રો શોધવાં, એ જ મનુષ્યોનું કામ હોય છે, પરંતુ મારે તેટલો દોષ પણ મારા ઉપર રહેવા દેવો નહિ જોઇએ. હું જાણું છું કે, સીતા પવિત્ર છે. પરંતુ લોકોના મનના સમાધાન માટે મારે તેનો ત્યાગ કરવો જોઇએ. કારણ કે જેથી હું પ્રજામાં શુદ્ધ-ચરિત્ર ગણાઉં; ને પ્રજાને મારાં નિષ્પક્ષપાતપણાંમાટે સંપૂર્ણ ખાતરી થાય. આવો વિચાર કરીને રામે લક્ષ્મણને તેડાવ્યા અને તેમને સર્વ વાત કહી. લક્ષ્મણે સીતાનો ત્યાગ ન કરવા માટે રામને બહુ બહુ સમજાવ્યા, પરંતુ રામ એકના બે ન થયા, તેથી નિરુપાયે લક્ષ્મણે પોતાના મોટા ભાઇનાં વચનને માન્ય રાખ્યું. સીતાને પણ તે દિવસે નિદ્રામાં દુષ્ટ સ્વપ્નાંઓ આવ્યાં હતાં. તેમને પોતાના પર આવી પડનારી ભયંકર વિપત્તિની પ્રથમથી જ અનિષ્ટ સૂચનાઓ થઈ હતી, પરંતુ તે તેનાં ખરાં પરિણામો જાણતાં ન હતાં. હમણાં તે ગર્ભવંતાં હતાં, પ્રસૂતિના દિવસો પણ પાસે આવી પહોંચ્યા હતા, તેથી રામ હમેશા અનેક જાતના વિનોદ કરાવીને તેમની ઇચ્છાઓને પૂર્ણ કરતા હતા. આજે પોતાનાપર આવી પડનારી વિપત્તિના પૂર્વરૂપ તરિકે દુષ્ટ સ્વપ્નુ આવતાં જ નિદ્રાવસ્થામાં સીતા રડવા લાગ્યાં, અને તુરત જાગીને જુવે છે તો લક્ષ્મણને પોતાની પાસે ઉભેલા દીઠા. સીતાએ અંગ મરોડતાં મરોડતાં લક્ષ્મણને પૂછ્યું કે–'કેમ દીએરજી ! તમારા ભાઈ ક્યાં છે?' લક્ષ્મણે ઉત્તર આપ્યો કે–'ભાભી ! તેઓ રાજસભામાં ગયા છે, અને મને હુકમ કરતા ગયા છે કે, તમે આજે એમને રથમાં બેસારીને અરણ્યમાં વનલીલા જોવાને લઈ જજો.' સીતાને રામની આજ્ઞા સર્વદા માન્ય હતી, તેથી મનમાં જરાપણ મુંઝાયા વિના લક્ષ્મણ સાથે તે રથમાં બેઠાં. એટલે સારથિ ગંગા નદીની પડોશમાં આવેલા વાલ્મીકિના આશ્રમ તરફ નિર્જન

વનમાં રથને હંકારી ગયો ને ત્યાં ગયા પછી તેણે રથને ઉભો રાખ્યો, એટલે **લક્ષ્મણ** નીચે ઉતર્યા અને તેણે **સીતા**ને પણ નીચે ઉતરવાની પ્રાર્થના કરી; પરંતુ **રામ**ની આજ્ઞાથી પોતે તેમને વનમાં ત્યાગ કરવા આવ્યા છે, એ વાત કહેતાં તેમનો કંઠ રુંધાઈ ગયો; **સીતા** રુદન કરતાં કરતાં રથમાંથી નીચે ઉતર્યા, **સીતા**ની આંસુભરી સુંદર મુખશ્રીને નિહાળતાં, **લક્ષ્મણ**ના મનમાં અત્યંત ખેદ થવા લાગ્યો. ખેદ સાથે તેના નેત્રમાંથી પણ અશ્રુધારા વહેવા લાગી અને તે પણ આંસુભરી આંખે **સીતા**ના મુખ તરફ જોઈ રહ્યા.

થોડીવાર પછી ગર્ભના ભારથી મ્લાન થઈ ગયેલાં **સીતા** સાવધાન થઇને બોલ્યાં કે,–'મેં તે એવાં પૂર્વ જન્મમાં શાં પાપ કર્યાં હશે કે મારા પર ઉત્તરોત્તર વિપત્તિઓ જ આવ્યા કરે છે? હાય દૈવ! હું આ નિર્જન વનમાં એકલી તે કેમ રહી શકીશ? **રામ**ના વિયોગમાં મારા દિવસો કેમ જશે?' પછી પોતાના પગમાં પડેલા અને શોકથી વિવ્હળ થઈ ગયેલા **લક્ષ્મણ**ને ઉઠાડીને **સીતા** બોલ્યાં; "ઓ વીરા **લક્ષ્મણ**! તમે અયોધ્યામાં જઇને આ હીણભાગી **સીતા**ના વતી મારાં સાસુઓને પ્રણામ કહેજો તથા તમારા વડીલ બંધુ **રામ**ને પણ પ્રણામ કરીને મારા તરફથી કુશળ સમાચાર પૂછજો અને કહેજો કે, તમે મને લોકાપવાદના ભયથી તજી છે. મારે લીધે લોકોમાં તમારી નિંદા થઈ છે અને તમારાઉપર અપવાદ આવ્યો છે, તે હું સારી રીતે જાણું છું. તથાપિ મારે તો એક તમારો જ આશ્રય છે. સ્ત્રીને પતિ એ જ પરમ ઈશ્વર છે, ને તે જ મારા જીવનનો મુખ્યધર્મ હું માનું છું, તમે મારા વિયોગથી વિવ્હળ થઈ ગયેલા તમારા વડીલ બંધુ **રામ**ની સેવા કરજો અને મારા વિયોગના દિવસોમાં તેમને કોઇ પણ જાતનું ઓછું આવવા દેશો નહિ. જાવ! વીરા **લક્ષ્મણ** જાવ! રડો નહીં, મનુષ્યને પોતાનાં કર્મને આધીન થવાની જરુર છે." આમ કહેતાં કહેતાં પૂર્વનો વૈભવ યાદ આવતાં **સીતા** પાછાં મૂર્છિત થઇને ધરણીપર ઢળી પડ્યાં. **લક્ષ્મણ** **સીતા**ની ક્ષમા માંગવા જતો હતો, પરંતુ **સીતા**ને મૂર્છિત થયેલાં જોઇને તેનો શોક પણ ઉભરાવ

લાગ્યો. તેથી લક્ષ્મણ માત્ર ડુસકાં ભરતા ભરતા જ પ્રણામ કરીને રથમાં બેઠા અને અયોધ્યા નગરીમાં આવ્યા.

થોડીવાર પછી **સીતા**ને મૂર્છા વળી અને તે એક ઝાડની છાયાતળે બેસીને પોતાનાપર વીતેલાં અનેક દુઃખોનો વિચાર કરવા લાગ્યાં. તે સમય વાલ્મીકિ મુનિના શિષ્યો, યજ્ઞના કાષ્ઠો, દર્ભ તથા પુષ્પો લેવાને વનમાં આવ્યા હતા, તેઓની **સીતા**પર નજર પડી. **સીતા**નાં અલૌકિક તેજે ઋષિકુમારોના મનમાં આશ્ચર્ય સાથે જિજ્ઞાસા ઉત્પન્ન કરી અને ઋષિકુમારોએ **સીતા**ની પાસે જઇને પૂછ્યું, 'બેન! તું કોણ છે અને અહીં અરણ્યમાં કેમ બેઠી છે?' **સીતા**એ પોતાની માતપિતાની અને પતિકુળની ઓળખાણ આપી અને વનમાં આવવાનું કારણ કહ્યું. પછી ઋષિકુમારોએ ધૈર્ય આપીને શાંત કર્યા. અને પોતાનાં આશ્રમમાં લઈ જઇને પોતાના ગુરૂને તેમનું વૃત્તાંત કહી સંભળાવ્યું. **વાલ્મીકિમુનિ**એ મોટા સત્કાર સાથે તેમને પોતાના આશ્રમમાં રાખ્યાં. **સીતા**ને પૂરા દહાડા હતા, તેથી થોડા સમયમાં તેમણે બન્ને પુત્રને સાથે જ જન્મ આપ્યો. ઋષિએ આમાંના મોટાનું નામ **લવ** અને નાનાનું નામ **કુશ** પાડયું; તે બન્ને કુમારો શુકલપક્ષના ચંદ્રની પેઠે દિવસે દિવસે વધવા લાગ્યા અને અગ્યાર વર્ષના થયા કે, ઋષિની પાસેથી ઉપનયન સંસ્કાર ગ્રહણ કરીને ધનુર્વેદનો તથા બીજી વિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યા. **સીતા** પણ વખતો વખત પોતાના પુત્રોને ધર્મની તથા નીતિની ઉપદેશાત્મક કથાઓ કહીને, તેમનાં મનને કેળવતાં હતાં. બન્ને પુત્રો કેટલાએક વર્ષોમાં ધનુર્વેદ શીખીને મોટા પરાક્રમી યોધા થઈ ગયા.

**રામ** મહાજ્ઞાની અને એકપત્નીવ્રતધારી હતા. જેમ **સીતા**ને **રામ** પ્રાણસમાન પ્રિય હતા, તેમ જ **રામ**ને **સીતા** ઉપર પણ અથાગ વાત્સલ્ય હતું. તેમણે માત્ર લોકનિંદાથી ડરીને જ **સીતા**નો ત્યાગ કર્યો હતો, પરંતુ **સીતા** તેમના હૃદયમાંથી ખસ્યાં ન હતાં. **સીતા** જેમ વાલ્મીકિના આશ્રમમાં **રામ**ને માટે ઝુર્યા કરતાં હતાં, તેમ જ **રામ** પણ રાજમંદિરમાં રાત દિવસ **સીતા**ના નામની જ જપમાળ જપ્યા કરતા હતા.

બન્નેનો આત્મા એક જ હતો, માત્ર ખોળીયાં જ જૂદાં હતાં. આમ **રામે** કેટલાએક દિવસો ગાળી કાઢયા. પછી પોતે કરેલી કેટલીએક હિંસાના દોષમાંથી મુક્ત થવા માટે ઋષિઓની સાથે વિચાર કરીને અશ્વમેધ નામનો મહાયજ્ઞ આરંભ્યો અને યજ્ઞના ઘોડાને **લક્ષ્મણ**ની દેખરેખ નીચે દેશેદેશ ફરવા મૂકયો. ઘોડો ફરતો ફરતો **વાલ્મીકિ**ના આશ્રમમાં આવી ચઢયો. તે વખતે **લવ** તથા **કુશ** બાર વર્ષની ઉમ્મરના થયા હતા, ને તેઓ નિત્યના અભ્યાસથી બાણુવિદ્યામાં કેળવાઈ ગયા હતા. તેઓએ ધનુષપર બાણો ચઢાવીને ઘોડાને આશ્રમના દ્વાર આગળથી જતાં અટકાવી દીધો, એટલે બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ થયું. **લક્ષ્મણ**ની સેનાએ **લવ** તથા **કુશ** ઉપર બાણોનો મારો ચલાવવા માંડયો, પણ તેથી કાંઈ **લવ** તથા **કુશ** નમી પડ્યા નહીં, પરંતુ તેઓએ પણ સામાં બાણો મારીને શત્રુઓને તુરત જ ઉત્તર આપ્યો. બંને વચ્ચે રોમાંચજનક યુદ્ધ થયું. છેવટે **રામ**ને પણ ત્યાં આવવું પડયું. **લવ** તથા **કુશ**ના મુખની આકૃતિ અને પરાક્રમ જોઇને **રામ**ના મનમાં પુત્રવાત્સલ્ય અંકુરિત થયું. કેટલાએક સંકલ્પ વિકલ્પો થયા પછી **રામ**ના મનમાં ખાત્રી થઈ કે, આ બન્ને મારા પુત્રો છે, રઘુવરના કુમારો વિના આવું ક્ષાત્રતેજ બીજે કયાં હોય? આમ સંકલ્પ-વિકલ્પમાં **રામ** રોકાયા હતા, એટલામાં તો **લવ** અને **કુશ** **રામ**-ચંદ્રનું નામ સાંભળીને, વિનયથી તેમની પાસે જઇને તેમનાં ચરણમાં પ્રણામ કર્યા અને વિનયસાથે **રામ**, **લક્ષ્મણ** અને બીજા તેમના પરિવારને પોતાના આશ્રમમાં તેડી ગયા. ત્યાં **વાલ્મીકિ**નાં ચરણમાં પ્રણામ કરીને **રામ** તથા **લક્ષ્મણ** બેઠા, એટલામાં **રામ**ના વિયોગથી હાડકાંનો માળો થઈ ગયેલાં **સીતા** પણ પોતાની પર્ણકુટીમાંથી બહાર આવ્યાં અને **રામ**નાં ચરણમાં પ્રણામ કરી **લક્ષ્મણ**ને આશીર્વાદ દઇને ઉભાં રહ્યાં. પછી મુનિ **વાલ્મીકિ**એ **સીતા**ના પ્રસવસંબંધી સર્વ વાત **રામ**ને કહી સંભળાવી. ધન્ય છે સતી શિરોમણિ **સીતા**ને, કે જેમણે પતિના ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખીને પોતાના ઉપર

આવી પડેલી વિપત્તિઓની સામે સારી પેઠે ટક્કર ઝીલી. મનુષ્ય ઉપર વિપત્તિ આવે ત્યારે મનુષ્ય જો તેની સામે થઇને પોતાના સત્યથી ચળતો નથી તો પરિણામે તેનો વિજય થાય છે. બ્હેનો! આપણાં સતી શિરોમણિ **સીતા**ના ઉપર દુઃખ પડવામાં બાકી રહ્યું ન હતું, તો પણ તેમણે પતિભક્તિપર અચળ શ્રદ્ધા રાખીને છેવટ સૂધી દુઃખ સામે યુદ્ધ કર્યું હતું; તેથી પરિણામે તેનો વિજય થયો હતો અને આજે પણ લોકો તેમની મહાસતી તરિકે પૂજા કરે છે.

---

# સુમિત્રા.

**સુમિત્રા** અયોધ્યાપતિ દશરથનાં ત્રીજી ભાર્યા હતાં, તેમણે **લક્ષ્મણ** અને શત્રુઘ્ન જેવા એ સદ્‌ગુણી પુત્રરત્નોને જન્મ આપ્યો હતો. **સુમિત્રા** પતિને વહાલાં પતિવ્રતા સ્ત્રી હતાં. દશરથરાજા બીજી રાણીઓના કરતાં **કૈકયી**ના ઉપર અધિક પ્રેમ રાખતા હતા, છતાં સાધારણ સ્ત્રીની પેઠે **સુમિત્રા** તેમને અપ્રીતિની આંખથી જોતાં નહોતાં ‘ પોતાના પતિરૂપ દેવતાને તે સદા પ્રેમભકિતથી ભરેલી નજરે જોતાં હતાં. તેમનાં બીજાં પણ સુશીલપણાનાં ઘણાં લક્ષણો હતાં. રામ અને **ભરત** તેમની શોકયના પુત્ર હતા છતાં **સુમિત્રા** તેમના ઉપર પોતાના પુત્રો પ્રમાણે જ સ્નેહ અને મમતા રાખતાં હતાં, ને તેમના જ શિક્ષણથી **લક્ષ્મણ** તથા **શત્રુઘ્ન** ઉત્તમ ગુણવાળા થયા હતા. વળી **સુમિત્રા** પોતાના શોકયોના ઉપર પણ સગી બ્હેનોના અથવા તો સહીઅરોના જેટલી પ્રીતિ રાખતાં હતાં. તેમના ઉત્તમવિચાર, તેમની નમ્રતા અને ધર્મઉપર પ્રીતિ વિગેરે સદ્‌ગુણોથી **કૌશલ્યા** તેમને ઘણાં જ ચાહતાં હતાં. વિનય, સરળતા, સુશીળપણું, સર્વ તરફ સમભાવ, વાત્સલ્ય વગેરે કેટલાક ગુણોને લીધે સ્ત્રીઓ પિતાના તથા પતિના કુળમાં પ્રીતિપાત્ર થઈ શકે છે. પરંતુ શોકયની

આગળ પ્રીતિપાત્ર અને વિશ્વાસુ થવું, એ તેના કરતાં પણ વિશેષ ઉચ્ચ ગુણોનું કામ છે. આ ઉપરથી **સુમિત્રાના** ઉત્તમ ચરિત્રની ખુબી જણાય છે.

**સુમિત્રાના** ઉત્તમ જીવનની ઓળખાણ તેમના પુત્ર **લક્ષ્મણના** જીવનથી થઈ શકે છે. મોટા ભાઈ તરફ અત્યંત માન તથા અનુપમ સ્નેહ, સત્ય ઉપર પ્રેમ, જિતેન્દ્રિયપણું, ત્યાગ, દયા, નિડરપણું અને વિનય ઇત્યાદિ દેવતાઈ સદ્ગુણોથી તે ભરપૂર હતા, જે ગુણો નરદેવતા **લક્ષ્મણ** પોતાની માતા **સુમિત્રા** પાસેથી જ શીખ્યા હતા. **સુમિત્રા** પુત્રને કેવી જાતનું અપૂર્વ શિક્ષણ આપતાં હતાં, તેનું વર્ણન નીચેના બનાવપરથી સમજાશે. જ્યારે દુષ્ટ **મંથરાની** ખરાબ સલાહથી કેકયી ક્રૂર થઈ, અયોધ્યાની આશાને બાળી નાંખીને રાજા **દશરથને** મારવા તૈયાર થઈ, જ્યારે **રામચંદ્ર** પિતાનું વચન પાળવા માટે વનમાં જવાને તૈયાર થયા, જ્યારે **દશરથના** વિલાપથી અયોધ્યાની પ્રજા હાહાકાર કરી ઉઠી અને **કૌશલ્યાના** રોવાથી અયોધ્યા નગરી મહાસ્મશાન જેવી થઈ પડી, ત્યારે **સુમિત્રાએ** શું કર્યું? તે પણ **કૌશલ્યાના** જેવી મમતા બતાવનાર માતા હતી, પરંતુ શોકયના બોલવાથી વ્યાકુળ ન થતાં વનમાં જવાને તૈયાર થયેલા પુત્રને તે વખતને અનુસરતું શિક્ષણ તથા સદુપદેશ આપવા લાગી. તેણે પોતાના વહાલા પુત્ર **લક્ષ્મણને** કહ્યું કે;–‘ઓ પુત્ર **લક્ષ્મણ**! જો કે તું મને ઘણો જ વહાલો છે, તો પણ મોટા ભાઈ **રામની** સાથે વનવાસ જવાની હું તને આજ્ઞા આપું છું. એ તારો મોટો ભાઈ થાય છે, માટે તેની જ આજ્ઞામાં તારે સર્વદા વર્તવું. મોટાની આજ્ઞા પાળવી, એને જ ખરો ધર્મ શાસ્ત્રમાં કહ્યો છે. વડીલની આજ્ઞાને પાળવી ને તેઓને માન આપવું, એ રઘુવંશના રાજાનું કર્તવ્ય છે. **તું હમણાં રામને પિતા, સીતાને માતા, અને ઘાડા વનને અયોધ્યા ધારજે.** પુત્ર! હવે સુખેથી જાઓ.” આ વાકયો **સુમિત્રાના** ઉદાર મનની ઓળખાણ આપે છે. આવી ભારે વિપત્તિમાં પણ આવી ધીરજ, આવું સ્થિરપણું, આવી સહન-

શીલતા અને આવું કર્તવ્યજ્ઞાન, એ સર્વ તેની મહત્તાની પરિસીમા છે. તેમનું ચરિત્ર દૈવી હતું ને **લક્ષ્મણ** આવી માતાના પુત્ર હતા, તેથી જ તે મનુષ્ય જાતિમાં જન્મ્યા છતાં દેવતા હતા. **લક્ષ્મણની** પેઠે **શત્રુઘ્ન** પણ દેવના જેવાં ચરિત્રવાળા હતા, તે પણ **સુમિત્રા** માતાના પ્રતાપથી જ.

મનુષ્યના જીવનનું ઉચ્ચપણું, સત્ય ધર્મપર પ્રીતિ રાખવામાં રહેલું છે. **સુમિત્રા** સત્ય ધર્મપર ઘણી જ પ્રીતિ રાખતાં હતાં. **રામ, લક્ષ્મણ** અને **સીતા** વનમાં ગયાં ત્યારે શોકાતુર **દશરથ** **રામના** શોકથી મરવા જેવા થઇને **કૌશલ્યાના** ઓરડામાં પડયા હતા. તે વેળાએ **કૌશલ્યા** પણ શોકથી બેશુદ્ધ થઈ ગયેલી હતી. આવા દારુણ શોકને સમયે પુત્રને વનવાસ કાઢયાથી દુઃખ પામતાં **કૌશલ્યાને** **સુમિત્રાએ** નમ્રતાથી કહ્યું કેઃ—આર્યે! તમારો **રામ** સર્વગુણસંપન્ન છે, કદી પણ તેને વિપત્તિ પડવાનો સંભવ નથી, માટે તમે દીન ભાવથી રોવાનું કે વૃથા શોક કરવાનું છોડીદ્યો. જુઓ! તમારો **રામ** સત્યવાદી છે, પિતાનું વચન પાળવાને માટે રાજ્ય છોડીને વનમાં ગયો છે. સનાતન ધર્મમાં તેનો પ્રેમ છે, તેથી તેને માટે શોક કરવો યોગ્ય નથી. દયાળુ અને નિષ્પાપ **લક્ષ્મણ** નિરંતર તેની પિતા પ્રમાણે સેવા કરે છે. વળી **જાનકી** પણ અરણ્યવાસનું દુઃખ સારી પેઠે જાણ્યા છતાં પણ **રામની** જોડે ગયાં છે. હે **દેવિ**! હવે તમે શોક કરો નહિ. **રામનું** કોઈ પણ પ્રકારે અશુભ થવાનો સંભવ નથી. હે આર્યે! તમારે તો બીજા બધાઓને ધીરજ આપવી જોઇએ. તેને બદલે તમે જ ગભરાઓ છો! એ શું યોગ્ય છે?

જેવો **કૌશલ્યાને** શોક થયો હતો, તેવો જ **સુમિત્રાને** પણ થયો હતો. પરંતુ આ શોકના સમયે પણ તેનો માતૃભાવ તથા પતિ ઉપરનો દૃઢ પ્રેમ જરા પણ ઓછો થયો નહોતો, પરંતુ ઉલટો વધારે પ્રબળ થયો હતો. એવી અવસ્થામાં પણ **સુમિત્રાએ કૌશલ્યાને** કહ્યું હતું કે; "જુઓ, તમારો **રામ** સત્યવાદી છે. તે પિતાના વચનનો

અંગીકાર કરવા માટે રાજ્ય છોડીને વનમાં ગયો છે." આ વાકયથી **સુમિત્રાની** શોકયના પુત્ર **રામ** પ્રતિ સંપૂર્ણ પ્રીતિ જણાઈ આવે છે. **સુમિત્રા** પતિવ્રતાસ્ત્રીઓમાં શ્રેષ્ઠ ગણાય છે. જે સ્ત્રી અનંત કષ્ટો વેઠીને પણ સ્વામીના કર્તવ્ય કર્મ માટે સહાયતા આપે છે ને પોતાની વેદનાને છૂપાવે છે, તે સ્ત્રી ઉત્તમ છે. વળી જે સ્ત્રી પોતાના પુત્રના દુઃખદાયક દેશવટાના સમયમાં પણ સ્વામીના ચિત્તને શાંત કરવા માટે તે વેળાએ જે સાંભળવાથી સ્વામીના ખિન્ન મનમાં જરાક શાંતિ થાય તેવું કરી શકે છે, તે ઉત્તમ સ્ત્રી ગણાય છે. **સુમિત્રા** પણ આવી જ એક ઉત્તમ સ્ત્રી હતી અને તેથી જ તે અયોધ્યાની રાજરાણી થવાને લાયક હતી તથા સતી કુળની મહારાણી થવાને પણ યોગ્ય હતી.

---

# ભામતી.

શ્રીમત્ **શંકરાચાર્યના** ભાષ્ય ઉપર ટીકા કરનાર સમર્થ વિદ્વાન્ વાચસ્પતિમિશ્રને **ભામતી** નામે વિદુષી અને શીલસંપન્ન સ્ત્રી હતી. જેવા **વાચસ્પતિ** વિદ્વાન્ અને ધર્મપરાયણ હતા, તેવી જ **ભામતી** પણ તેમને સહાય કરવામાં પોતાનું કર્તવ્ય સમજનાર સ્ત્રી હતી. રાત દહાડો વિદ્યામાં લીન રહેનારા વિદ્વાનો અને કવિઓ પોતાની વિદ્યામાં એવા તો એકતાર થઈ જાય છે કે, તેમને પોતાની આગળ પાછળ બનતા મોટા મોટા બનાવોની પણ ખબર રહેતી નથી. અરે, એટલું જ નહિ, પણ તેઓ રસના એકતારમાં કોઈ વાર પોતાને પણ ભૂલી જાય છે. **વાચસ્પતિમિશ્ર** આવી જાતના વિદ્વાન્ હતા. એક વખતે **વાચસ્પતિમિશ્ર શાંકરભાષ્ય** ઉપર ટીકા લખવાના કામમાં એવા તો તલ્લીન થઈ ગયા હતા કે, રાત્રિ દિવસ પોતે શું કરે છે? કયાં રહે છે? ક્યાં જમે છે? અને ક્યાં નિદ્રા કરે છે? તેની પણ તેમને ખબર રહેતી

નહોતી. ભાષ્યનો વિચાર કરવામાં, અન્ય ગ્રંથોમાંથી ઉદાહરણો શોધી કાઢવામાં અને પોતાની ટીકાનો અવિચ્છિન્ન પ્રવાહ ચલાવવામાંથી તેમનું મન એક ક્ષણ પણ નવરું પડતું ન હતું.

આ વખતે તેઓ પોતે જુવાન હતા, અને **ભા**મતી પણ નવાં જ સાસરે આવેલાં નવવધૂ હતાં. એ દંપતી રાત્રિ દિવસ સાથે વસતાં, પરંતુ **વા**ચસ્પતિમિશ્ર શાસ્ત્ર વિચારવામાં ઉપર જણાવ્યું તેમ એવા તો તલ્લીન રહેતા હતા કે, તેમને પોતાની સાથે કોણ રહે છે તેનું પણ ભાન રહ્યું ન હતું. રાત્રિએ શયનગૃહમાં જ્યારે તેઓ ભાષ્યની ટીકા લખતા ત્યારે **ભા**મતી તેમને લેખન સાહિત્ય પૂરાં પાડતાં અને વચમાં મુષ્કેલી આવતાં **વા**ચસ્પતિ કંઇ શંકા ઉપર તેમને પ્રશ્ન કરતા તો પોતે તેને ઉત્તર આપતાં અને **વા**ચસ્પતિમિશ્ર **ભા**મતીને પોતાના સહાધ્યાયી મિત્ર સમજતા હતા અને **ભા**મતી લજ્જાળુ, વિનયી, નમ્ર અને સુશીલ હતાં તેથી પોતે કદીપણ સંસાર-સંબંધી કંઈ પણ બોલતાં નહિ. પતિ એ જ પરમેશ્વર, એવી દૃઢ માન્યતાવાળાં, પતિના મોટા કાર્યમાં રખેને સંસાર માંડતાં વિક્ષેપ થાય, એવા ભયથી પણ પોતાની મનોવૃત્તિઓને માર્ગ સુદ્ધાં આપતાં ન હતાં. એ ટીકા કરતાં કરતાં **વા**ચસ્પતિમિશ્રનું અને **ભા**મતીનું યૌવન પુરું થયું અને પ્રૌઢ ઉમ્મર થઈ પણ પતિએ પત્નીને મિત્ર સમાન જ જોયા કરી અને પતિવ્રતા **ભા**મતીએ પતિને શાસ્ત્રાભ્યાસમાં વિક્ષેપ થાય, તેવા ભયને લીધે સંસારની સૂચના સુદ્ધાં કરી નહિ.

યૌવન ઉતરી ગયું અને ભાષ્ય ઉપરની ટીકા પણ પૂરી થવા આવી, એવામાં એકવાર મધ્યરાત્રિને સમયે એકાંત શયનગૃહમાં નિરંતર થતા ઉજાગરાઓને લીધે સહસા જ **ભા**મતીની આંખમાં નિદ્રા ભરાઈ ગઈ અને જે દીવાને અજવાળે **વા**ચસ્પતિમિશ્ર ટીકા લખ્યા જતા હતા, તે દિવો દિવેલ ને દિવેટ ખુટવાથી નિસ્તેજ થઈ ગયો, અને અંધારું થયું. અને કલમ અટકી ત્યારે **વા**ચસ્પતિમિશ્રે ઉંચુ જોયું; અને મોટા આશ્ચર્યથી તે વખતે તેમણે **ભા**મતીને નિદ્રાળુ જોઇ.

તેઓ તેના સામુ જોઇને ચમકયા અને ઘણે વર્ષે તેને પોતાની સ્ત્રી જાણીને પ્રસન્ન અંતઃકરણે બોલ્યા કે, "હે સુંદરિ! તને ધન્ય છે! તેં મને જિત્યો છે અને મારા શ્રમને તેં જ સફળ કર્યો છે, માટે આ ટીકા કે જે મેં તારી અપૂર્વ સહાય અને અનન્ય ગુણને લીધે પૂરી કરી છે, તેને હું તારા જ નામથી બહાર પાડું છું. આમ કહી તેમણે એ ટીકાનું નામ "**ભા**મતી પાડયું અને **ભા**મતીનો બહુ બહુ આભાર માન્યો.

**ભા**મતીએ પોતાને ઉંઘ આવવા માટે ક્ષમા માગી, બે હાથ જોડીને કહ્યું કે "ઓ પ્રાણેશ્વર! આ સંસારના ઉપર ઉપરથી રમણીય લાગતાં ક્ષણિક સુખો કરતાં મેં આપના જ્ઞાનમય કાર્ય સાથે રહીને બહુ સુખ ભોગવ્યું છે અને મને હવે બીજા સુખની અભિલાષ રહી જ નથી. આપની વાણીના પવિત્ર જ્ઞાનમય પ્રવાહમાં જ સ્નાન કરતી હું, આ સંસારસાગરને તરી ગઈ છું."

**વા**ચસ્પતિ બોલ્યા—"ધન્ય છે સુહાગિણિ! તને જ ધન્ય છે કે, તેં મારા આવા મોટા દોષને પણ ગણકાર્યો નથી અને ઉલટો ગુણ લીધો છે. તારા જેવી પતિપરાયણ, પતિસહાયક અને પતિરંજક સ્ત્રી-ઓને જ ધન્ય છે."

**ભા**મતી બોલ્યાં,—"હે નાથ! અતિ વિનયનું શું પ્રયોજન છે? કેટ-લાએક દોષ કહેવાતાં છતાં પણ મોટા ગુણરૂપ હોય છે અને તેથી જ લોકો તેને વખાણે છેઃ—

**दोषमपि गुणवति जने दृष्ट्वा गुणरागिणो न खिद्यन्ति ।**
**प्रीत्यैव शशिनि पतितं पश्यति लोकः कलंकमपि ।**

ચંદ્રમામાં પડેલું કલંક પણ લોકો જેમ પ્રીતિથી જુવે છે, તેમ ગુણને ચાહનારા માણસો ગુણવાન્ મનુષ્યનો દોષ જોઇને પણ ખેદ કરતા નથી. આપમાં મેં દોષ જોયો જ નથી અને હું આપ સાથે વસતાં બહુ જ આનંદ પામી છું."

**ભા**મતી પોતે વિદુષી હતાં અને તેમણે કલ્પતરુ નામના ગ્રંથ ઉપર વ્યાખ્યા કરેલી છે, એમ બુલર સાહેબ જણાવે છે. આવી લોક-

ત્તર ગુણશાળી સ્ત્રીઓવડે જ ભારતવર્ષની કીર્તિ અદ્યાપિ પણ દિગંતમાં જેવી ને તેવી જ ગાજી રહીછે, ભવિષ્યમાં માતા થનારી બાળાઓ જો **ભામતીની** પેઠે સદ્‌વિદ્યા ઉપર પ્રીતિ રાખે અને પોતાના પતિને સંસારના અને ધર્મના કાર્યમાં સાહાય્યતા આપે તો ભારતવર્ષનો ઉદય થાય !

---

# અરૂન્ધતી.

તપસ્વિની **અરુંધતી** મહાત્મા **વસિષ્ઠનાં** પત્ની હતાં. તે નિત્ય પોતાના પતિની સાથે રહીને તપ કર્યા કરતાં હતા. દિવ્ય તપના પ્રભાવથી હજારો ઋષિઓ અને ઋષિપત્નીઓ તેમનાં ચરણનું વંદન કરતાં હતાં. તે રાતદિવસ પોતાના પતિની સાથે તીર્થયાત્રા કર્યા કરતાં હતાં, એક વખતે મોટો દુષ્કાળ પડ્યો અને સર્વ ઠેકાણે અન્ન ખુટી ગયું તે વખતે **અરુંધતી** પોતાના પતિની સાથે તીર્થાટન કરતાં હતાં.

બીજા પણ **અત્રિ** વગેરે **ઋષિઓ** સાથે હતા. તે સમયે **વસિષ્ઠ** અને **અરુંધતી** ઉપવાસો કરીને પોતાના દિવસો કાઢતાં હતાં, તે વાતની **વૃષાદર્ભિ** નામના રાજાને ખબર પડી, તેથી તે રાજાએ **અરુંધતીને** અને તેના પતિને અન્ન તથા પુષ્કળ ધન આપવા માંડ્યું પરંતુ **અરુંધતીએ** તે લેવાની નાપાડી, એટલે રાજાએ કરગરીને કહ્યું કે; માજી! તમે ઘણા દાહાડાનાં ભૂખ્યાંછો, માટે મારું અન્ન સ્વીકાર કરીને મને કૃતાર્થ કરો. **અરુંધતી** જે ઘણા જ દિવસના ઉપવાસથી કૃશ થઈ ગયાં હતાં તેમણે ઉત્તર આપ્યો કે, રાજાનો પ્રતિગ્રહ અર્થાત્ રાજાનું દાન મધના જેવું જોકે મધુર લાગેછે પરંતુ તેથી પરિણામે લેનારાને નરક ભોગવવું પડેછે. ધર્મ કરવા માટે ધનનો સંગ્રહ કરવો એ એક પક્ષ છે પરંતુ તેના

કરતાં પણ તપનો સંગ્રહ ઉત્તમ ગણાય છે. અમને તારુ કંઈપણ જોઈતું નથી. એમ કહીને તે ત્યાંથી આગળ ચાલવા લાગ્યાં. રાજાએ પાછળથી દૂતો મોકલીને તેને ધન તથા ધાન્ય લેવાને લલચાવ્યાં પરંતુ ઋષિપત્ની એક નાં બે થયાં નહિ, તેમણ તપનો નાશ કરનારાં ધનની બીલકુલ દરકાર કરી નહીં. તેથી રાજાએ એક કૃત્યા ઉત્પન્ન કરીને તે દંપતીને મારી નાખવાને મોકલી, તે ઋષિ **વસિષ્ઠ** અને **અરુંધતીની** પાછળ પાછળ ગઈ. આ વખતે **અરુંધતી** ભુખ્યાં અને તરસ્યાં વનમાં પતિની સાથે ફરતાં હતાં, તેઓ ફરતાં ફરતાં એક તળાવડી ઉપર જઈ ચઢયાં, જ્યાં પેલી કૃત્યા તેની વાટ જોતી બેઠી હતી, **અરુંધતી** તળાવડીના તરફ જવા લાગ્યાં તે સમયે પેલી કૃત્યાએ તેમને અટકાવીને પૂછ્યું કે બાઇ! તારૂં નામ શું છે તે મને કહે! પછી ખુશીથી પાણી પીવા માટે જજે. **અરુંધતી** તે કૃત્યાનું કર્તવ્ય પ્રથમથીજ જાણી ગયાં હતાં, તેથી તેમણે પોતાનું નામ એવી રીતે કહ્યું કે જેથી પેલી કૃત્યા તેમનું નામ સ્પષ્ટ રીતે જાણી શકી નહિ, તેથી તેમને જવાની રજા આપી **વસિષ્ટે** પણ પોતાનું નામ ગુચવણ ભરી રીતે કહયું તેથી તેમને પણ કૃત્યાએ જવાની રજા આપી. પછી **વસિષ્ઠ** અને **અરૂંધતી** બન્નેએ વાવમાં સ્નાન કરીને પાણી પીધું તથા કમળનાં નાળ ખાઇને ક્ષુધાને શાંત પાડી.

ક્ષુધા સહન કરી પરંતુ રાજાના દાનની દરકાર નહિ. તેવી રીતનો **અરુંધતીનો** ટેક જોઇને ઈંદ્રિ તેના ઉપર પ્રસન્ન થયો હતો. અને તે પતિપત્ની સહદેહે સ્વર્ગમાં ગયાં હતાં. **અરૂન્ધતી** પોતાનાં સાસુ તથા સાસરાની સેવામાં રાત દિવસ પરાયણ રહેતાં હતાં, કોઈ પણ વસ્તુ સર્વને વેહેંચી આપ્યા પછી પંડે તેનો ઉપયોગ કરતાં હતાં. પ્રાણીઓના તરફ દયા, પરગજુપણું, વડીલોના તરફ શ્રદ્ધા, ભક્તિ. અને પોતાથી નાની વયના તરફ વત્સલભાવ, આ સર્વ ગુણો તેમનામાં અનુપમ હતા.

---

# અનસૂયા.

કર્દમ ઋષિને દેવહૂતિ નામની સ્ત્રીથી **અનસૂયા** નામની એક પુત્રી અને કપિલ નામના એક મહાત્મા પુત્ર જન્મ્યા હતા. કપિલ મુનિ સાંખ્યશાસ્ત્ર રચીને મોટા તત્ત્વવેત્તા તરિકે જગતમાં પ્રખ્યાત થયા છે. તેમણે બિન્દુસરોવરના તીર ઉપર પોતાની માતાને તત્ત્વ-જ્ઞાનનો ઉપદેશ કરીને, તેનો ઉદ્ધાર કર્યો હતો. **અનસૂયા** પોતાના તત્ત્વજ્ઞાની ભાઈની સાથે વિદ્યાભ્યાસ કરવામાં તથા ઇતિહાસ પુરાણની કથા સાંભળવામાં રાત્રિ દિવસ ગાળતાં હતાં. તેમના પિતાએ તેમને અત્રિ જેવા મહાન્ ઋષિની સાથે પરણાવ્યાં હતાં. **અનસૂયાએ** પર-ણીને સાસરે ગયા પછી, વડીલ જનોની સેવા કરીને, પતિને વ્યાવહારિક અને ધાર્મિક કાર્યોમાં સાહાય્ય કરીને તથા સુખદુઃખોને સહન કરીને, પોતાનાં **અનસૂયા** (ઇર્ષા નહિ કરનાર) એવાં નામને સાર્થક કર્યું હતું. સવારમાં સંધ્યાવંદન તથા સેવા પૂજાનાં પાત્રોને માંજીને સાફ રાખવાં, અગ્નિહોત્રનાં પાત્રને તયાર રાખવાં, હોમસમયે પતિને સર્વ પ્રકારની સાહાય્ય આપવી, પુષ્પાદિકના હાર બનાવીને પૂજાની વખતે તૈયાર રાખવા, નિયમ પ્રમાણે ભોજન વિગેરે તૈયાર કરવાં તથા વ્યાવહારિક બાબતો તરફ ધ્યાન આપવું વિગેરે સર્વ ઘર-નો કાર્યભાર **અનસૂયાએ** પોતાને માથે ઉપાડી લીધો હતો. ઘરનાં કામ-કાજેમાંથી પરવાર્યા પછી, તે પતિસેવામાં ગુંથાતાં હતાં. તેની અલૌકિક પતિસેવાથી આખું જગત્ તેમનાં પાતિવ્રત્યને વખાણવા લાગ્યું. પતિની પહેલાં ઉઠવું, પતિના સુતા પછી સુવું, તેમને નવરાવીને નહાવું, તેમને જમાડીને જમવું વિગેરે પતિસેવા તે કરવા લાગ્યાં. **બ્રહ્મા**, **વિષ્ણુ** અને **મહેશ** પણ તેમની આવી અલૌકિક પતિભક્તિ **જોઇને આશ્ચર્યમાં** પડી ગયા અને એક વખતે જ્યારે **અત્રિ** ઋષિ **આશ્રમમાંથી** બહાર ગયા હતા ત્યારે **અનસૂયાની** પરીક્ષા કરવા માટે **તેમના આશ્રમમાં આવી**, **અનસૂયાને** પ્રણામ કરીને બેઠા. પતિને

વિષે ઈશ્વરબુદ્ધિ રાખનારાં **અનસૂયાએ** તે ત્રણેય દેવોને આવકાર આપીને બેસાડ્યા. અને તેઓનાં સામી જેવી ધર્મમય નેત્રોથી દૃષ્ટિ કરી કે, તુરત પરીક્ષા કરવા માટે આવેલા **બ્રહ્મા, વિષ્ણુ** અને **મહેશ** ૭ ૭ મહિનાના બાળકો બની ગયા. **અનસૂયાએ** તે ત્રણે દેવતાઓને ઝોળીમાં સૂવરાવ્યા. એટલામાં **અત્રિ** મુનિ આશ્રમમાં આવ્યા અને જુવે છે તો ત્રણેય બાળકોને ઝોળીમાં સુતેલા દીઠા. ઋષિએ ધ્યાન ધરીને જોયું તો **બ્રહ્મા, વિષ્ણુ** અને **મહેશ** પોતાની સ્ત્રી **અનસૂયાની** પરીક્ષા કરવા આવ્યા હતા, તે જ તેમની દૃષ્ટિ પડવાથી, ૭ ૭ મહિનાના બાળકો થઈ ગયા છે, એમ જાણવામાં આવ્યું.

પછી **અત્રિ** ઋષિએ તે ત્રણે દેવોને બાળભાવમાંથી મુક્ત કર્યા અને તેઓ **અનસૂયાનાં** ચરણકમળમાં મસ્તક નમાવી, સતીના સત્યનાં વખાણ કરતા કરતા પોતપોતાના લોકમાં ચાલ્યા ગયા.

કેટલોક કાળ વીત્યા પછી એક વખતે મોટો દુષ્કાળ પડ્યો. ઉપરા ઉપરી વરસાદ નહિ વરસવાથી નદી, વાવ, કુવા તળાવ વિગેરે નવાણો સુકાઈ ગયાં. મનુષ્યો તથા પશુ પંખીઓ અન્ન, પાણીને અભાવે મરણ પામવા માંડ્યાં. મોટાં નગરો, ગામો અને આશ્રમો ઉજ્જડ થઈ ગયાં. આવી ભયંકર સ્થિતિ જોઈ, **અત્રિ** ઋષિના મનમાં અત્યંત ખેદ થવા લાગ્યો ને લોકોનું દુઃખ નજરે ન જોઈ શકવાથી સમાધિ ચઢાવીને પરમાત્માના ધ્યાનમાં પડ્યા. **અનસૂયા** પણ તે સમયે સમાધિમાં બેઠેલા પોતાના પતિને કોઈ પણ જાતનું દુઃખ ન થાય, એટલા માટે ટાઢ, તડકો તથા ભૂખ તરસ વેઠીને રાત દિવસ એક ચિત્તથી તેમની સેવા કરવા લાગ્યાં. આમ સેવા કરતાં કરતાં સો વર્ષનો દુષ્કાળ નીકળી ગયો, પરંતુ સો વર્ષ ક્યાં ગયાં, તે **અનસૂયાને** બીલકુલ જણાયું નહિ.

સો વર્ષમાં એક વરસ અધુરુ હતું, તે વખતે **અત્રિ** ઋષિએ સમાધિમાંથી જાગ્રત થઈ પીવા માટે પાણી માગ્યું, એટલે **અનસૂયા** પતિની પાસે પડેલું કમંડલ લઈ પાણી લેવા માટે આશ્રમની બહાર

અનસૂયાનું સતીત્વ.



બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, છ છ મહિનાના બાળકો બની ગયા.

પૃ. ૬૨.

નીકળ્યાં ને પાસેની વાવમાં ઉતર્યાં. પરંતુ તેમાં જળ નહતું, તેથી બીજા જળાશય પ્રતિ ગયાં, તો ત્યાં પણ પાણી મળે નહિ! આમ સર્વે નવાણોમાં ફરી વળ્યાં, પરંતુ બધાં પાણી વિનાનાં ખાવા ધાય તેવાં જણાયાં. તે ઉપરથી **અનસૂયા** મનમાં અકળાઇને બોલ્યાં કે,–"આજ દિવસ સૂધી આ નવાણો પાણીથી ભરેલાં હતાં અને આજે એકાએક કેમ સુકાઈ ગયાં હશે? આજે સો વરસે પણ મારા પતિની ઇચ્છા સફળ કરવાને શું હું નિષ્ફળ નીવડીશ? અરેરે દૈવ! આ શો ગજબ," આમ વિમાસણ કરતાં સૂર્યના તાપથી ધખધખી રહેલા રણમાં પાણીને માટે આમ તેમ ભટકવા લાગ્યાં. રાત દિવસ પતિની સેવામાં એક ચિત્ત રહેવાથી જગતમાં શું બને છે, તેની તેમને બીલકુલ ખબર નહતી. સો વર્ષનો દુષ્કાળ પડવાથી કોઈ ઠેકાણે જળનું નામ સુદ્ધાંત રહ્યું નહતું, મનુષ્યો તથા પક્ષીઓ અન્ન પાણીને અભાવે ટળવળીને મરણ પામ્યાં હતાં, તે વાત પતિભક્તિપરાયણા અનસૂયાથી અજાણી હતી, તેથી જ પાણીની આશાએ રણમાં તે આમ તેમ ફરતાં હતાં. પતિવ્રતા અનસૂયાને પાણી માટે ભટકતાં જોઇને પતિતપાવિની **ગંગાએ** અણચિંત્યાં તેમને દર્શન આપીને કહ્યું કે, "બહેન! તમે પતિની સેવા છોડીને ક્યાં જાવ છો?" **અનસૂયા** પાણી ન મળવાથી ગભરાઈ ગયાં હતાં, તેથી ઉભા નહિ રહેતાં ચાલતાં ચાલતાં જ બોલ્યાં કે, "બહેન! હું મારા સ્વામીનાથને માટે પાણી લેવાને જાઉંછું. આપ આશ્રમમાં પધારો! હમણાં હું ત્યાં આવું છું!" **ગંગાદેવી અનસૂયાનાં** વચન સાંભળીને બોલ્યાં કે, "હે સતિ! તમે ક્યાંથી પાણી લાવશો? સો વર્ષ થયાં સૂકો દુષ્કાળ ચાલે છે, સો સો ગાઉમાં પણ તમને પાણી મળશે નહિ. તમે વૃથા ફાંફાં મારો છો." "પાણી મળશે નહિ," આ શબ્દો **અનસૂયાને** વજ્ર જેવા વસમાં લાગ્યા. કારણ કે તેમના પ્રાણપતિ આજે સો વર્ષે સમાધિમાંથી ઉઠ્યા હતા અને તેમની તૃષા છીપાવવાને **અનસૂયા** જળ માટે ફાંફાં મારતાં હતાં. ગંગાનું વચન સાંભળતાં જ તે તુરત મૂર્છિત થઈ ગયાં અને ભાન આવ્યા પછી ઈશ્વરની

પ્રાર્થના કરતાં બોલ્યાં કે, "હે વિશ્વંભર ! મેં જો આજ દિવસ સૂધી મારા પતિની મન, વાણી અને કાયાવડે એક ચિત્તથી સેવા કરી હોય, તો તે સત્યને આધારે મને માત્ર આ કમંડલ જેટલું જ પાણી આપવાની કૃપા કરજો ! મારા સ્વામીનાથે આજે સો વર્ષે મને માત્ર પાણી લાવવાની જ આજ્ઞા કરી છે અને તે આજ્ઞા પણ જો મારાથી પાળી શકાય નહિ તો પછી મેં આજ દિવસ સૂધી કરેલી સેવા નિષ્ફળ જાય." આમ કહીને **અનસૂયા** રડવા લાગ્યાં, તે જોઇને પતિતપાવિની **ગંગાદેવીએ** તેમને ધીરજ આપીને કહ્યું કે, "હે સતી શિરોમણિ **અનસૂયા**! ગભરાવ નહિ ! તમે અહીં જ એક ખાડો ખોદો, એટલે તેમાંથી પાણી નિકળશે. હું પોતે **ગંગાદેવી** છું ને તમારા પતિવ્રતનો મહિમા સાંભળીને, તમારાં દર્શન કરવા માટે આવી છું. '**ગંગાદેવી** છું,' આ શબ્દ સાંભળતાં જ **અનસૂયા** હર્ષમાં આવીને તેમનાં ચરણમાં પડ્યાં. અને પછી ત્યાં ખાડો ખોદ્યો ! કે, અમૃતના જેવાં મીઠાં પાણીથી તે ભરાઈ ગયો. **અનસૂયાએ** તેમાંથી કમંડળ ભરી લીધું અને આશ્રમ તરફ જતાં જતાં બોલ્યાં કે, "પતિતપાવિની દેવી **ગંગા**! મારા પતિ આપનાં દર્શન કરવા માટે આવે, ત્યાંસૂધી આપ અહીં જ બિરાજજો. અથવા અમારા આશ્રમમાં જ પધારો." **ગંગા** બોલ્યાં, "હે સતિ! હું તમારા પતિ આવે ત્યાં સૂધી અહીં રહેવાને રાજી છું, પરંતુ તેમની સાથે એક સરત કરવાને ઇચ્છું છું, તે એ છે કે, તમે આજ દિવસ સૂધી પતિની જે સેવા કરી છે, તેમાંથી માત્ર એક વર્ષનું જ પુણ્ય મને આપવાની કૃપા કરશો તો હું રહેવાને રાજી છું." 'તથાસ્તુ' એમ કહીને **અનસૂયાએ ગંગાજીની** માગણીને માન્ય કરી અને આશ્રમમાં જઇને **અત્રિ** મુનિને પીવા માટે પાણી આપ્યું. **અત્રિઋષિ** પાણી પીને સંતુષ્ટ થયા અને બોલી ઉઠ્યા કે, "હે સતી! સો વર્ષના સુકા દુકાળમાં તમે ક્યાંથી પાણી લાવ્યાં ?" **અનસૂયાએ** સર્વ વાત કહી સંભળાવી, એટલે તે પોતાની વાટ જોતાં એવાં **ગંગાજીનાં** દર્શન કરવાને ગયા. **ગંગાનાં** દર્શન કરીને

## ભાગીરથી (ગંગા)એ અનસૂયાને દીધેલાં દર્શન.



"પતિત પાવની દેવી ગંગા' માતા! પતિ આપનાં દર્શન કરવા માટે આવે ત્યાંસુધી આપ અહીં જ બિરાજજો, અથવા અમારા આશ્રમમાં જ પધારો. પૃ. ૬૪.

તે બોલ્યાં કે, "હે પતિતપાવિની દેવી ગંગા! આપે મારા ઉપર મોટી કૃપા કરી છે તો હવે આપ મારા આશ્રમમાં જ વાસ કરીને રહો." ગંગાજી બોલ્યાં કે, "હું તેમ કરવાને રાજી છું, પણ તમારાં ધર્મપત્ની **અનસૂયા** પોતાના પતિવ્રતનું એક વર્ષનું પુણ્ય મને આપે અને તમે **શંકર**ને પ્રસન્ન કરીને અહીં રહેવા માટે મને અનુજ્ઞા અપાવો. **અત્રિ**ઋષિએ તે કબુલ કર્યું, એટલે **ગંગા**નદી **અત્રિ**મુનિના આશ્રમ પાસે નદીના આકારમાં વાસ કરીને રહ્યાં. આજે પણ દક્ષિણ દેશમાં **અત્રીશ્વર મહાદેવ** અને **અત્રિગંગા અત્રિ**ઋષિના આશ્રમની પડોશમાં બિરાજે છે. લોકો **અત્રિગંગા**માં સ્નાન કરીને પાવન થાય છે. આવો મોટો લાભ પતિવ્રતા **અનસૂયા**નાં સતીપણાને લીધે લોકને મળ્યો છે.

એક વખતે પિતૃભકત **રામ** અને **લક્ષ્મણ** સીતાની સાથે વનવાસમાં ફરતા ફરતા અત્રિઋષિના આશ્રમમાં જઈ ચઢ્યા અને તેમને પ્રણામ કરી તેમનાથી થોડે દૂર બેઠા. તે પછી અત્રિ ઋષિએ સીતા તરફ આંગળી કરીને અનસૂયાને કહ્યું કે, "સતિ અનસૂયા! આ બન્નેની વચ્ચે બેઠેલાં સીતા છે, તે **જનક**ની પુત્રી અને **દશરથ**ના પુત્ર **રામ**ની પત્ની છે. તે જેમ પિયેરમાં, તેમજ સાસરામાં પણ રાજ-વૈભવો ભોગવીને ઉછરેલી છે, તો પણ પોતાના પતિની સેવા કરવા માટે તેણે અત્યારે સર્વ સુખોને તજી દઇને વનનો વાસ અંગીકાર કર્યો છે." આટલું કહ્યા પછી તેમણે પોતાનાં પતિવ્રતા સ્ત્રી **અનસૂયા**ની સીતાને ઓળખાણ આપતાં કહ્યું કે, "રઘુકુળની રાણી સીતા! આ મારી પાસે બેઠેલાં વૃદ્ધ વયનાં મારાં પત્ની **અનસૂયા**ને માટે હું જેટલું કહું, તેટલું ઓછું છે. તે મારી સેવા કરવામાં એટલાં તો તલ્લીન થઈ ગયાં હતાં કે, સો વર્ષનો મહાન્ દુષ્કાળ પણ ક્યાં ગયો, તે તેને જણાયું ન હતું. તેમની પતિભકિતના પ્રભાવથી પતિતપાવિની ગંગાદેવી પણ પ્રસન્ન થઇને મારા આશ્રમના દ્વાર ઉપર આવીને રહ્યાં છે. તેમને પ્રણામ કરીને તમે તથા **રામ** ને **લક્ષ્મણ** પોતાના આત્માને પવિત્ર કરો!"

**અત્રિ**ઋષિનાં વચન સાંભળીને **રામે સીતા**ને કહ્યું; "હે **સીતા**! **અત્રિ**ઋષિએ પોતાનાં ધર્મપત્નીવિશે જે કહ્યું, તે તમે સાંભળ્યું કે ? આ **અનસૂયા**એ નાની વયમાંથી જ અધ્યાત્મવેત્તા ભાઈના સહવાસથી અને સાસરામાં આવ્યા પછી **અત્રિ** જેવા પવિત્ર ઋષિની સોબતમાં રહીને ઉત્તમ પ્રતિનું શિક્ષણ લીધું છે અને તેમનું ધર્મમય જીવન અત્યારે સ્ત્રીજાતિને અનુકરણ કરવા જેવું છે. જાઓ! તેમને પ્રણામ કરીને પવિત્ર થઓ !' પતિની આજ્ઞા થતાં જ **સીતા**એ **અનસૂયા**ની પાસે જઈ તેમનાં ચરણમાં પ્રણામ કર્યા. **અનસૂયા**એ તેમને 'અખંડ સૌભાગ્યવતી થા અને વીર પુત્રોની માતા થા!' એમ આશીર્વાદ આપ્યો અને બોલ્યાં કે "દીકરી! તું એક મોટા રાજાની રાજકુમારી છો અને મોટા રાજાના એક પાટવી કુમારની પટ્ટરાણી છો. છતાં ઐશ્વર્યનું અભિમાન ન રાખતાં પતિની પાછળ વનમાં ચાલી નિકળી છે, તેને માટે તને જેટલો ધન્યવાદ આપું તેટલો થોડો છે. તારાં આચરણ ઉપરથી જ જણાય છે કે, તું પતિવ્રતાના ધર્મને જાણે છે તો હું મારી ફરજ વિચારીને તને સ્ત્રીઓના ધર્મો કહેવાને ઇચ્છું છું તે સાંભળ! ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**नगरस्थो वनस्थो वा शुभो वा यदि वाऽशुभः ।**
**यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोका महोदयाः ॥**

પોતાનો પતિ વનમાં કે નગરમાં રહેતો હોય, સારો હોય કે નઠારો હોય, તોપણ જે સ્ત્રીઓને પોતાનો પતિ વહાલો હોય છે તે સ્ત્રીઓને પરલોક મળે છે.

**दुःशीलः कामवृत्तो वा धनैर्वा परिवर्जितः ।**
**स्त्रीणामार्यस्वभावानां परमं दैवतं प्रभुः ॥**

પોતાનો પતિ દુષ્ટ સ્વભાવનો, દુરાચારી કે નિર્ધન હોય, તોપણ ઉત્તમ સ્વભાવની સ્ત્રીઓએ તેને પરમ દેવ સમાન ગણીને તેની જ સેવા કરવી.

**नातो विशिष्टं पश्यामि बांधवं विमृशन्त्यहम् ।**
**सर्वत्र योग्यं वैदेहि तपः कृतमिवाव्ययम् ॥**

હે **સીતા**! વિચાર કરતાં પતિના જેવો બીજો કોઈ પણ ઉત્તમ સંબંધ હોય, એમ હું જોતી નથી. પતિ એ આ લોક તથા પરલોકનું સુખ મેળવવા માટે ઉત્તમ સાધન છે તથા ઉત્તમ અને અખંડ એવું તપ છે.

**नत्वेवमुपगच्छन्ति गुणदोषमसत् स्त्रियः ।**
**कामवक्तव्यहृदया भर्तृनाथाश्चरन्ति हि ॥**

દુષ્ટ સ્ત્રીઓનું હૃદય હમેશાં સંસારની કામનાઓમાં રચ્યું પચ્યું રહે છે અને તેવી સ્ત્રીઓ રાત દહાડો પોતાના પતિની પાસે પોતાની કામનાઓ પૂર્ણ કરવા માટે પ્રાર્થના જ કર્યા કરે છે તથા આડી અવળી રખડ્યા કરે છે, પરંતુ પોતાના ગુણ દોષનો વિચાર કરતી નથી.

**प्राप्नुवंत्ययशश्चैव धर्मभ्रंशं च मैथिलि ।**
**अकार्यवशमापन्नाः स्त्रियो याः खलु तद्विधाः ॥**

હે **સીતા**! ઉપર જણાવેલી ઉદ્ધત મનની સ્ત્રીઓ અકાર્ય કરે છે અને ધર્મ ભ્રષ્ટ થઇને જગતમાં અપકીર્તિનું પાત્ર થઈ પડે છે.

હે **સીતા**! હું તારા સદ્‌ગુણો સાંભળીને પ્રસન્ન થઈ છું તો પણ તને ભલામણ કરું છું કે, તું તારા પતિને પ્રત્યેક કાર્યમાં સહાયતા કરજે."

**સીતા** જે અત્યાર સુધી **અનસૂયાનો** ઉપદેશ સાંભળતાં હતાં, તેમનાં ચરણમાં ફરીને પ્રણામ કરીને બોલ્યાં–'માજી! આપે મને જે ઉપદેશ આપ્યો છે, તે ઉપદેશ પ્રમાણે હું વર્તું છું અને હવે પછી પણ વર્તીશ.' આ રીતે **સીતાને અનસૂયાની** વાતચિતમાં આખો દિવસ નિકળી ગયો અને ઋષિ તથા ઋષિપત્ની **અનસૂયા** તરફથી કરવામાં આવેલા આતિથ્યસત્કારથી રામ ને **સીતા** અત્યંત પ્રસન્ન થયાં અને બીજે દહાડે તેઓ ત્યાંથી આગળ ગયાં.

**અત્રિઋષિનાં** વૃદ્ધ પત્ની સતી શિરોમણિ **અનસૂયા** આ પ્રમાણે ધર્માચરણ તથા પતિસેવામાં પોતાનું જીવન ગાળતાં હતાં. તેમને દત્ત જેવા મહાન્ ગુણગ્રાહી ને જ્ઞાની પુત્ર થયા હતા. વિદુષી અને પતિવ્રતા માતાના ખોળામાં બેઠાં બેઠાં સાંભળેલા જ્ઞાનના પ્રતાપે તે જગતમાં દત્તગુરુને નામે પ્રખ્યાત થયા છે. પતિની સેવાથી સ્ત્રીઓ મોટાં મોટાં કાર્યો કરી શકે છે, પતિ પણ તેવી પવિત્ર સ્ત્રીઓની સહાયતાથી અલભ્ય લાભ મેળવે છે, એ આપણે **અનસૂયાનાં** પવિત્ર ચરિત્રમાં જોઇએ છીએ. માટે પ્રત્યેક નારીઓએ પોતાનાં જીવનની ઉન્નતિને અર્થે પતિસેવા કરવી જોઇએ.

---

## મંદોદરી.

સદ્ગુણી **મંદોદરી મય** નામના શિલ્પવેત્તા દાનવની પુત્રી હતી. પિતાએ તેને લંકાના રાજા **રાવણની** સાથે પરણાવી હતી. **મંદો**-**દરી** રૂપમાં તેમ જ ગુણમાં બહુ ચઢિયાતી સ્ત્રી હતી. પૃથ્વીના જેવી તેનામાં ક્ષમા અને ગંગાના જેવી ઉત્તમ પવિત્રતા હતી. ઈન્દ્ર-જિત નામનો મહા બળવાન્ પુત્ર પણ તેની જ કુખમાં પાકેલું નર-રત્ન હતું. **મંદોદરીએ** વ્યવહાર ઉપરાંત ધર્મજ્ઞાન પણ સંપાદન કર્યું હતું. **રાવણ** જેવા મહાક્રોધી પતિની અનેક આજ્ઞાઓ ઉઠાવીને તેને પણ તેણે વશ કર્યો હતો. **રાવણ મંદોદરીની** સેવાથી તેના ઉપર અત્યંત પ્રસન્ન રહેતો. તેનામાં બળવાન્પણાનું મિથ્યા અભિ-માન, અહંકાર તથા કામીપણું વિશેષ હતાં, તેને લીધે આખરે તેનું મોત નિપજ્યું હતું. તેણે સ્વયંવરમાં જ્યારથી **સીતાને** જોયાં ત્યારથી તેની બુદ્ધિ બગડી હતી. આ વાતની **મંદોદરીને** જ્યારે ખબર પડી ત્યારે તેણે **રાવણને** ઉપદેશ આપ્યો હતો, પરંતુ તેણે તેનું કહેવું ગણકાર્યું નહતું. પરંતુ વનમાં જ્યાં **જનકપુત્રી સીતા રામની**

સાથે રહેતાં હતાં ત્યાં જઇને **રામ**ની ગેરહાજરીમાં પાછળથી તેનું હરણ કર્યું હતું. **સીતા**ને હરી લાવ્યા પછી પણ **મંદોદરી**એ રાવણને કહ્યું હતું કે,–"હે પ્રાણેશ ! તમે બહુ જ અન્યાય કર્યો છે. પરસ્ત્રીને રાજાએ માતા સમાન જાણવી જોઇએ. તમે પાછા જઈ **સીતા** **રામ**ને સોંપી દ્યો. નહિતર આપણાં રાજ્યપાટનો અને કુળનો સંહાર થશે, પરસ્ત્રીના શિયલનો ભંગ કરવો, સતીને સંતાપવી, એના જેવું બીજું કોઈ પણ અધમ કર્મ નથી. પરસ્ત્રીની ઇચ્છા કરનારો પુરુષ સુખી થતો નથી. વિષનું પાન કરીને કોણ જીવતો રહ્યો છે ? કંઠમાં પથ્થર બાંધીને કોણ મહાસાગર તરી ગયો છે. હે પ્રાણનાથ ! તમારી દાસીનું આ કહેવું મનમાં લાવીને **સીતા** તેમના પતિને પાછાં સોંપી દ્યો. **રામ** મનુષ્ય નથી, પરંતુ પરમાત્મા છે. તેમની સાથે વૈર કરીને તમે તેમનો અપરાધ કર્યો છે. તોપણ તમે તેમને શરણે જશો તો તે તમારા ઉપર દયા કરશે. તે મહાદયાળુ છે." **મં**દોદરીનાં આવાં વચન સાંભળી રાવણે ક્રોધ કરીને કહ્યું કે,–"તું શા માટે ચિંતા કરે છે ! જે ભાગ્યમાં માંડ્યું છે, તે કદી પણ મિથ્યા થનાર નથી. સુખ કે દુ:ખ જે મારેમાટે નિર્માણ થયું છે, તે કદી પણ મટનાર નથી. હું **રામ**ને **સીતા** કદી પણ પાછી આપીશ નહીં." **રાવણ**નાં આવાં આગ્રહ ભર્યાં વેણ સાંભળીને **મં**દોદરી મૌન રહી. પરંતુ તે વારંવાર એકાંત પ્રસંગ શોધીને **સીતા**ની પાસે જતી અને તેને અનેક દૃષ્ટાંતો આપીને ધીરજ આપતી હતી. સીતા પણ તેને અનેક જ્ઞાનની વાતો કહીને સામો આનંદ આપતાં હતાં. **સીતા**જી તરફથી **મં**દોદરીને એવું તો જ્ઞાન મળ્યું કે, **મં**દોદરીને સત્ય પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન થયું અને તેમણે તુરત **સીતા**ના ખરા માયાવી સ્વરૂપને ઓળખી પ્રદક્ષિણા કરી તેમની સ્તુતિ કરી; "હે માતુશ્રી ! તમે માયાનું સ્વરૂપ છો, એમ મેં અત્યારે જ જાણ્યું. તમારાથી મને મારા સત્ય સ્વરૂપનું જ્ઞાન થયું. સત્સમાગમથી ખરેખર લાભ જ થાય છે." આમ કહીને તુરત તે રાજમહેલમાં ગઈ અને **રાવણ**ના પગમાં પડીને

તેને ઉપદેશ કર્યો કે,—"હે સ્વામીનાથ! **સી**તા મનુષ્ય નથી, પરંતુ તે તો દેવતા છે. તેનું હરણ કરવાથી આપણું ભવિષ્યમાં ભુંડું થશે. તમે એ વિશ્વની માતાને પ્રણામ કરીને, તેમને પ્રસન્ન કરો! સતીનો કોપ મહાન્ અનર્થ કરે છે. સતીને દુભવવાથી કદી પણ ભલું થતું નથી, માટે **સી**તા **રા**મને સોંપી દઇને કરેલાં પાપને માટે પ્રાયશ્ચિત્ત કરો."

આ પ્રમાણે **મં**દોદરીએ સદુપદેશ કરી સ્ત્રીનો ધર્મ બજાવ્યો, પરંતુ **રા**વણ એકનો બે થયો જ નહીં. તેણે **મં**દોદરીને કહ્યું કે—"વહાલિ! તારું કહેવું બધું મેં સાંભળ્યું, પરંતુ હું **રામ** જેવા એક જોગટાને કદી પણ નમીશ નહીં. જેમ **રા**મને પોતાના બળનો ગર્વ છે, તેમ મને પણ મારા બળ માટે ગર્વ છે. હું જીવતો છું ત્યાં સુધી તો કદી પણ **રામ સી**તાનું મ્હોડું જોવા પામશે નહીં. પુરુષાર્થ વિનાનું પુરુષનું જીવન નકામું ગણાય છે, માટે હું **રા**મની સાથે યુદ્ધ કરીને જગતને મારું પરાક્રમ દર્શાવીશ." **મં**દોદરી સમજી ગઈ કે, **રા**વણ કંઈ મારું માનવાનો નથી, તેથી ખિન્ન થઈ ચિંતામાં દિવસ નિર્ગમન કરવા લાગી. **રામ** ને **લ**ક્ષ્મણ **હ**નૂમાન મારફતે '**સી**તા **લં**કામાં છે' એવા સમાચાર જાણીને, વાનરોની સેના સાથે **લં**કા ઉપર ચઢી આવ્યા અને બન્ને વચ્ચે યુદ્ધ આરંભાયું. તે સમયે **વિ**ભીષણે **રા**વણને બહુ બહુ ઉપદેશ કર્યો, પણ **રા**વણે તેનો ઉપદેશ પણ ગ્રહણ કર્યો નહીં. તેણે પોતાના યોધાઓને **રા**મની સામે લઢવાને મોકલ્યા. તેઓનો રામે રણમાં સંહાર કરી નાંખ્યો, એટલે **કું**ભકર્ણને તથા **ઇં**દ્રજિતને લઢવા મોકલ્યા. તેમને પણ **રા**મે મારી નાંખ્યા. છેવટ **રા**વણ પોતે લઢવા ગયો. તે વખતે મંદોદરીએ **રા**વણની પાસે આવીને ફરીને તેને કહ્યું કે, "હે પ્રાણનાથ! મારો ઉપદેશ તમે ગ્રહણ કર્યો નહીં, તેથી આજે આપણા બધા કુટુંબનો સંહાર થઈ ગયો. વહાલામાં વહાલો શૂરવીર ભાઈ **કું**ભકર્ણ અને ઈન્દ્રજિત જેવો પુત્ર પણ આપણે ગુમાવી બેઠાં. સતીનો કોપ મહાભયંકર હોય છે. આ બધું સતીના કોપનું પરિણામ છે. માનો, હજી પણ આ દાસીનાં વચન માનો અને **સી**તાને **રા**મના ચરણ આગળ હાજર કરી તેમની પાસે કરેલા અપરાધની ક્ષમા માંગો." પરંતુ **રા**વણે

**મં**દોદરીનું કહેવું માન્યું નહીં અને તે એકદમ યુદ્ધે ચઢ્યો. **રામ** અને **રાવણ** વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું, લોહીની નદીઓ વહી અને **રામ**ને હાથે **રાવણ**નું મોત થયું. **રાવણ** જેવો મહાપરાક્રમી પુરુષ પણ સતી **સી**તા ઉપર કુદૃષ્ટિ કરવાથી રાજ્યપાટથી ભ્રષ્ટ થઇને પરિવાર સાથે મરણ પામ્યો. **રાવણ**નાં મૃત્યુની ખબર રાજમહેલમાં પહોંચતાં જ **મં**દોદરી છૂટા કેશ મૂકીને રણમાં જ્યાં આગળ તેનું શબ પડયું હતું ત્યાં આવીને બહુ બહુ વિલાપ કરવા લાગી. તે સમયે **રામ**, **લક્ષ્મણ** સાથે **મં**દોદરીની પાસે ગયા અને તેને કહ્યું કે, "હે સતિ ! શા માટે વિલાપ કરો છો ? નાશ થવું એ તો જગતનો સ્વભાવ જ છે. જે જન્મ્યું તે જવાને માટે જ છે. જગતમાં કોઈ પણ અમર રહેવાનું નથી. મનુષ્યનાં સારાં નરતાં કર્મો જ પાછળ રહી જાય છે. તમારો પતિ **રાવણ** ગમે તેવો હતો, પરતુ તમે તમારો સતી ધર્મ છેવટ સૂધી બજાવ્યો છે. પોતાના પતિને ધર્મનો, નીતિનો તથા વ્યવહારનો બોધ આપીને તેનો આલોક અને પરલોક સુધારવાનું કામ સ્ત્રીઓનું છે. સ્ત્રીને પતિની મંત્રી કહેલી છે, તેનો પણ એ જ તાત્પર્ય છે. તમારો પાતિવ્રત્યપ્રભાવ જોઈ હું તમને આશીર્વાદ આપું છું કે, મહાસતીઓમાં તમારી પણ ગણના થશે." તે પછી **મં**દોદરીએ **રામ**, **લક્ષ્મણ** તથા **સી**તાને પ્રણામ કર્યા અને પોતાના પતિની ઉત્તર ક્રિયા કરી. **રાવણ** જેવા મહાક્રોધી અને કામી પતિની પણ એકમનથી સેવા કરીને તેના મનને વશ કરનારી **મં**દોદરીને પુરાણોમાં મહાસતી તરિકે વર્ણવવામાં આવી છે અને સ્ત્રીઓ પ્રભાતમાં પવિત્ર થવામાટે સતીઓનાં નામનું સ્મરણ કરતી વખતે **મં**દોદરીનાં નામનું પણ સ્મરણ કરે છે.

---

# સુલોચના.

શેષ **નાગ**ની પુત્રી **સુલોચના** લંકાના રાજા **રાવણ**ના યુવરાજ **ઈન્દ્રજિત** વેરે પરણી હતી. રાક્ષસ કુળમાં આવ્યા છતાં તેનો સ્વભાવ **શાંત રહ્યો હતો;** અસુર વૃત્તિવાળા સસરાના કુળમાં અને લંકામાં ઘણી

વાર જ્યારે ક્રૂર કર્મો થતાં હતાં ત્યારે સુલોચનાને તે માટે દયા ઉત્પન્ન થતી હતી. જ્યારે દેવ, ઋષિ અને દીનજન ઉપર વારંવાર જુલમ ગુજરતો હતો ત્યારે મહારાણી મંદોદરી અને સતી સુલોચના એવા દુઃખી જનને આશ્વાસન આપતાં હતાં. સુલોચના પતિભક્તિપરાયણ અને કુટુંબ ઉપર પ્રીતિ રાખનારી રાક્ષસ કુળની શોભારૂપ હતી. ચારે તરફ અવિવેક, ક્રૂરતા અને દુરાચરણ ચાલી રહ્યાં હતાં, ત્યારે રાવણના ઓરડાના દિવારૂપ યુવરાણી સુલોચના વિવેક, દયા અને સદાચારની મૂર્તિરૂપ હોઈ વડીલોથી, ઓળખીતાંથી અને દાસજનથી સંપૂર્ણ માન પામતી હતી. પતિને પ્રભુતુલ્ય માની તે ઘણીવાર તેને પણ નીતિ અને સદાચારની શ્રેષ્ઠતાનાં દૃષ્ટાંતો આપી સદ્વર્તન માટે વિવેક પુરઃસર બોધદાયક પ્રિય વચનો કહેતી હતી.

રાવણ જ્યારે રામચંદ્રનાં પત્ની સતી સીતાને લંકામાં હરી લાવ્યો ત્યારે સુલોચનાને બહુ ખોટું લાગ્યું હતું, અને એકવાર હસતાં હસતાં તેણે પટાંતરે તેના પતિને કહ્યું હતું કે,–"પરસ્ત્રીના હરણથી મહાન્ અનર્થ થાય છે. ઉજળા રાજ્યના વૈભવો અને બળના મદમાં પણ એવો અનર્થ ન થવો જોઈએ કે, જેને પરિણામે કુળક્ષય થાય. પિતાના અનર્થની વાત ઇંદ્રજિત સમજતો હતો, છતાં તેણે પુત્રધર્મને અનુસરીને તેની ઉપેક્ષા કરી. જ્યારે રામચંદ્ર કિષ્કિંધાના રાજા સુગ્રીવની મદદથી મોટાં વાનરસૈન્ય સાથે લંકા ઉપર ચઢી આવ્યા ત્યારે બલ અને ઐશ્વર્યથી ઉન્મત્ત થયેલા રાવણે રામનાં પરાક્રમોને ન ગણકારતાં યુદ્ધ માંડયું અને તેમાં એક પછી એક તેના બળવાન્ સંબંધીઓ, બંધુઓ અને પુત્રો વીરધર્મને અનુસરી રણમાં પડવા માંડ્યા. કુંભકરણના મરણ પછી યુવરાજ ઈન્દ્રજિતનો વારો આવ્યો અને મોટા બળવાન્ સૈન્યની સાથે તે પણ રણે ચઢયો. તેણે રણમાળ પહેરીને જ્યારે સુલોચનાની અનુજ્ઞા માંગી ત્યારે તે વીરપત્નીએ રણમાં હાક વગાડી વિજય વર્તાવી વહેલા પાછા વળવાનું કહીને શીખ દીધી. આણી તરફ રામચંદ્રનો નાનો ભાઈ સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ તેની

સામે થયો. મહાઘોર યુદ્ધ થયું અને ઇન્દ્રને જિતનાર ઇન્દ્રજિતે પોતાનાં વીરત્વને શોભા અપાવે એવું રણકૌશલ્ય દેખાડયું, છતાં આખરે લક્ષ્મણના બાણોએ તેને વીંધી નાંખ્યો અને એક મહાતેજસ્વી શરે તેનું મસ્તક અને જમણો હાથ કાપી નાંખ્યાં. રાક્ષસસેનામાં હાહાકાર થઇ રહ્યો. વાનરોએ ઈન્દ્રજિતનું મસ્તક પૃથ્વી ઉપર પડતું ઝીલી લીધું, પણ તેનો હાથ રણસંગ્રામમાંથી ઉડીને કહે છે કે, જ્યાં આગળ પતિના વિજયનું ચિંતન કરતી રાજમહેલમાં સુવર્ણના હિંડોળા ઉપર સુલોચના પતિની પ્રતીક્ષા કરતી બેઠી હતી, ત્યાં જઇને ચોકમાં પડ્યો.

હાથ આવીને ચોકમાં પડવાથી થયેલા ધબકારાથી ભયનું માર્યું સતીનું હૃદય કંપ્યું. તેણે દાસીઓને 'શું પડયું?' તે જોઈ આવવા મોકલી, પણ ઈન્દ્રજિતનો હાથ જોઈ, તેમાંની કોઇની પણ સુલોચનાને તે માઠી ખબર કહેવાને હિમ્મત ચાલી નહિ. દાસીઓ પાછી ન ફરી, તેથી ધબકતે અને ભારે હૃદયે સુલોચના પોતે જ હિંડોળા ઉપરથી ઉઠીને ચોકમાં ગઈ અને પતિનો હસ્ત જોતાં જ વિજળી પડવાથી જેમ નાજુક કેળ કપાઈ પડે, તેમ મૂર્છાથી ધરણી ઉપર ઢળી પડી. દાસીઓએ આશ્વાસન કરતાં અને સંજ્ઞા આવતાં, ચોધાર આંસુએ રોતાં તેણે ભવસાગર તરવાને વિવાહ સમયથી ધરેલા પતિના હાથને સંબોધીને કહ્યું કે–' મારા જીવનના સ્થંભ! વિવાહથી માંડીને મેં તારો આશ્રય લીધેલો છે માટે જે ખરેખરું હોય તે અત્યારે જણાવજે.' દાસીઓના તરફ જોઈ 'ચાલ, ગુલામુખિ! તું કલમ ને કાગળ લાવ, ઝટ કર, સ્વામી પરલોક વાસી થયા હશે તો મારે તેમને ઝટપટ જઇ મળવાનું છે. ચાલ ઝટ કર.' દાસી કાગળ ને કલમ લાવી અને સતીના સત્યે ઈન્દ્રજિતના હસ્તે તેને પોતાનો પરલોકવાસ વિદિત કરી, 'મસ્તક રામચંદ્રની પાસે છે,' એમ લખી જણાવ્યું. પતિમરણની નીલાક્ષર લીપી વાંચી, ફરીને મૂર્છામાં પડતાં પડતાં સુલોચના ઉઠીને ઉભી થઈ અને સહગમનમાં વિલંબ ન થવાને ભયે

પેલા હસ્તને લઈ પતિનું મસ્તક મેળવવા માટે **રામચંદ્રની** છાવણી તરફ ચાલી.

**લક્ષ્મણ** અને વાનરો **રામચંદ્રને** ઇન્દ્રજિતનું મસ્તક દેખાડી ઇન્દ્રજિતનાં પરાક્રમનાં વખાણ કરતા હતા, એટલામાં **સુલોચનાએ** સભામાં આવી મસ્તકની માંગણી કરી. વાનરોએ કહ્યું કે, 'મસ્તક હસે તો આપીશું.' **સુલોચના** પોતાના પતિવ્રતથી તેને વિનવતાં વિવિધ આલાપે રુદન કરવા લાગી અને તેનાથી વિલાપમાં બોલાઇ જવાયું કે 'હે સ્વામી! મારા પિતા જીવતા હોત તો તમારી આ ગતિ ન થાત?' આ વચન સાંભળીને મસ્તક હસી પડ્યું, કારણ કે, પરલોકવાસથી તેને જણાયું હતું કે, સુમિત્રાનો પુત્ર **લક્ષ્મણ** જ શેષનો અવતાર તેનો છેદનકર્તા છે. વાનરસભા મસ્તકનુ હાસ્ય જોઇને સતીના સત્યે પ્રસન્ન થઈ ગઈ અને **રામચંદ્રે** તેને મસ્તક અપાવ્યું, તે લઇ સતી **સુલોચના** સમુદ્રના તીર ઉપર ચંદનની ચિતા ખડકી, સ્વામીનું મસ્તક ખોળામાં રાખી, અંગુઠામાંથી અગ્નિ પ્રકટાવી, બળી મુઈ. સતી થતાં તેનો સત્યાનુસારક જીવ પતિને જઈ મળ્યો અને **લંકામાં**, વાનરોમાં તથા જગતમાં તેનું આવું પાતિવ્રત્ય ગવાઈ રહ્યું. પતિ એ જ ગતિ, એમ માનનારી સ્ત્રી ગમે તો દેવકુળની હોય કે રાક્ષસકુળની હોય, તો પણ તે **સુલોચના** પેઠે પોતાના પતિવ્રતના પ્રભાવથી જગતને શોભા આપનારી થઈ પડે છે.

---

## તારા.

સતી **તારા** **સુષેણ** નામના રાજાની પુત્રી હતી. તેણે નાની ઉમરમાં જ પિતાના ઘરમાં ઉછરતી વખતે અર્થશાસ્ત્ર, વ્યવહારશાસ્ત્ર તેમ જ અનેક ગૃહોપયોગી તથા રાજ્યોપયોગી વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. તેના પિતાએ તેને કિષ્કિંધાના રાજા **વાલીની** સાથે પરણાવી હતી. **વાલી** મહાબલવાન્ હતો, અને કિષ્કિંધા નગરમાં રહીને તેની આસપાસના જંગલી પ્રદેશ ઉપર રાજ્ય કરતો હતો.

**વાલી** પોતે બુદ્ધિમાન્ હતો, તો પણ કોઈ કોઈ પ્રસંગે **તારા**ની સલાહ લેતો, ત્યારે **તારા** તેને બુદ્ધિ અનુસાર સલાહ આપીને સ્ત્રીધર્મ બજાવતી હતી. શાસ્ત્રોમાં સ્ત્રીને પુરુષની મંત્રી કહેલી છે. પુરુષને ગૃહરાજ્ય ચલાવવામાં પ્રસંગે પ્રસંગે યોગ્ય સલાહ આપીને સ્ત્રી તેની અગવડોને દૂર કરે છે, એટલા માટે જ સ્ત્રીઓને વ્યાવહારિક વિદ્યા તથા ઇતિહાસ પુરાણો ભણવાની જરૂર છે. વિદ્યાવિના ગૃહરાજ્યની વ્યવસ્થા બરાબર ચાલતી નથી, તેમ પતિને સંસારવ્યવહારના કાર્યમાં મદદ પણ થઈ શકતી નથી. **તારા** ગૃહરાજ્ય ચલાવવામાં ઘણી જ કુશળ હતી અને તેને માટે પતિના મનમાં પોતાના ડહાપણ માટે તેણે સારી છાપ બેસાડી હતી. **વાલી** અને **તારા**એ કેટલાંએક વર્ષ સુધી આનંદમાં રાજ્ય કરીને પોતાની પ્રજાને પ્રસન્ન કરી હતી. બંનેના પ્રેમના બંધનરૂપ **અંગદ** નામનો તેમને એક મહાશૂરવીર પુત્ર થયો હતો. **તારા**એ તેને બાલ્યથી જ રાજનીતિ અને વાક્ચાતુર્યાદિ યુવરાજપદને યોગ્ય શિક્ષણ આપ્યું હતું. તેણે **રામ** અને **રાવણ**ના યુદ્ધમાં **રામ**ના દૂત તરીકે **રાવણ**ના દરબારમાં જઇને **રામ**નો સંદેશો કહી, **રાવણ** અને તેની સભાના સભાસદો વચ્ચે પોતાને માટે ઉંચો વિચાર બેસાડ્યો હતો.

**તારા** અને **વાલી** બંને, અંગદ જેવા ઉત્તમ પુત્રને જન્મ આપીને વિનોદમાં રહેતાં હતાં; પરંતુ બીજી તરફ ગૃહકલહે તેમના ઘરમાં પગ ઘાલ્યો હતો. ઘરનો કલહ ગમે તેવા બળવાનનો પણ નાશ કરી નાંખે છે. **વાલી** અતુલ પરાક્રમી હતો અને તેની સામે ભલભલા પણ લડવાની હામ ભીડતા નહી, પરંતુ તેનો હવે ઘરકલહથી અંત આવવાનો સમય આવી લાગ્યો હતો. **વાલી** અને **સુગ્રીવ** બન્ને સગા ભાઈ થતા હતા, છતાં તેમને કેટલાક દહાડા થયા રાજ્યગાદી તથા બીજા કેટલાંક કારણોને લીધે ટંટો થયો હતો. **વાલી કિષ્કિંધા**માં રહીને રાજ્ય કરતો હતો, અને તેનો ભાઇ ત્યાંથી દેશનિકાલ સ્થિતિમાં દૂર રહીને તેનો નાશ કરવાની તક શોધ્યા કરતો હતો. એટલામાં **રામચંદ્ર**નાં પ્રિયપત્ની **સીતા**નું **રાવણે હરણ** કરવાથી **રામ લક્ષ્મણ સીતા**ની શોધ કરતા કરતા ઋષ્યમૂક પર્વત

ઉપર આવી લાગ્યા. ત્યાં **સુગ્રીવ**ની સાથે મિત્રતા કરી **સુગ્રીવ** પણ રાજ્યાદિક માટે શોધ કરતો હતો, તેથી તેણે **રામ**ને **સીતા**ની શોધ કરી આપવાનું વચન આપ્યું. તેના બદલામાં **વાલી**ને મારીને **કિષ્કિંધા** નગરી પોતાને અપાવવી, આમ તેણે **રામ**ને પ્રાર્થના કરી. **રામ** પણ કાર્યાર્થી હતા. તેમણે **સુગ્રીવ**ની પ્રાર્થનાને આનંદથી સ્વીકારી લીધી, અને વાનરોની એક મોટી સેના લઇ **રામ લક્ષ્મણે કિષ્કિંધા** ઉપર ચડાઇ કરી. **વાલી**ને લડવા માટે તેડું મોકલ્યું. **વાલી** મહાપરાક્રમી અને કોઇથી ગાંજ્યો જાય તેવો નહતો. તેણે પણ તુરત યુદ્ધની તૈયારી કરી અને નગરીની બહાર સેના સાથે જવાને તૈયાર થયો. **તારા**એ મહેલના જરૂખામાંથી શત્રુની સેના સામે દૃષ્ટિ કરી તો તેનું દળવાદળ સૈન્ય જોઇને તેના મનમાં પોતાના પતિના વિજય માટે શંકા ઉત્પન્ન થઇ. વળી તેણે સાંભળ્યું કે, **રામ** અને **લક્ષ્મણ સુગ્રીવ**ને સહાયતા આપવા સેનામાં આવેલા છે, તેથી તેણે તુરત પોતાના પતિની પાસે જઇને કહ્યું કે—"પ્રાણપતિ! શત્રુની ગર્જના સાંભળી આ વખતે જો કે તમને ક્રોધ ચડ્યો છે, તો પણ આપ હવે તે ક્રોધનો ત્યાગ કરી વિવેક બુદ્ધિથી કર્તવ્યાકર્તવ્યનો વિચાર કરો. મારૂં માનો તો અત્યારે યુદ્ધે ચઢવામાં સાર નથી. તમે હમણાં જ તેને હરાવીને નસાડ્યો હતો, છતાં તેણે ફરીને તમારા ઉપર હલ્લો કર્યો, તેનું કારણ **રામ** અને **લક્ષ્મણ** નામના મહાવીર અને પવિત્ર પુરુષોએ તેને આશ્રય આપ્યો છે. હમણાં યુદ્ધથી વિરામી જાવ તો સારૂં."

**વાલી** મહાપરાક્રમી અને ક્રોધી હતો. તેણે **તારા**ના સુવિચાર ગ્રહણ કર્યા નહીં, પણ તેને ધીરજ ભર્યા વચનો કહીને અંતઃપુરમાં મોકલી. તે વખતે વિચારશીલ **તારા**એ પોતાના પતિને આલિંગન દઇ પ્રણામ કર્યા અને તેના વિજયની ઇશ્વર પાસે પ્રાર્થના કરી. **વાલી** પોતાની સેના સાથે **કિષ્કિંધા** પુરીમાંથી બહાર નિકળ્યો અને મોટા જોશથી **સુગ્રીવ**ની સેના સામે લઢવા લાગ્યો. બંને સેના એકમેક થઈ ગઈ. બંને વચ્ચે મહાભયંકર યુદ્ધ થયું. છેવટ **રામે સુગ્રીવ**ને આડો ધરીને જોરથી બાણ માર્યું, તેથી તે જમીનપર તુટી પડ્યો, અને તેની

સેનામાં ભંગાણ પડયું. આ સમાચાર જેવા **તારા**ને કાને ગયા કે, તુરત **તારા** કિષ્કિંધા નગરીમાંથી દાસીઓ તથા, કેટલાએક આપ્ત મનુષ્યોની સાથે જ્યાં આગળ **વાલી** પડ્યો હતો, ત્યાં રણભૂમિ તરફ ચાલી. તે વખતે પોતાની સેનાના કેટલાએક યોધાઓ નાશ ભાગમાં પડ્યા હતા. તેઓનો તિરસ્કાર કરીને કહ્યું કે; "ધીક્ક છે તમારા પાપી જીવનને! આમ નાશો છો શા માટે?" આમ કહીને કેટલાએકને તેણે નાસતા અટકાવ્યા. પછી **રામ** અને **લક્ષ્મણ** જ્યાં આગળ ઉભા હતા, ત્યાં ક્રોધાવેશથી જઇને ઉભી રહી, અને બોલી કે "હે **રામ**! અને **લક્ષ્મણ**! તમે સાક્ષાત્ મહાત્મા પુરાણ પુરુષોત્તમ છો. એમ મને તમારી આકૃતિ તથા ચરિત્રો ઉપરથી જણાય છે. પરંતુ તમે મારા પ્રાણપતિનો વધ કરીને મારા સૌભાગ્યનો નાશ કર્યો છે. એ બહુ જ અનિષ્ટ કર્યું છે. હવે તમે મને બાણ મારો, એટલે હું પણ મારા પતિના લોકમાં જાઉં. હે **રામ**! સ્ત્રીના વિયોગથી પુરુષને કેટલું દુઃખ થાય છે, તે તમે જાણો છો, માટે સ્વર્ગમાં મારા વિયોગથી તે ખિન્ન ન થાય, માટે મને પણ એ જ બાણ મારીને સ્વર્ગમાં મોકલી આપો."

તે સમયે **હનૂમાને** અને **રામે** **તારા**ને ધીરજ આપીને કહ્યું કે, "આત્મા અમર છે, અને તે કદી પણ મરતો નથી. સુખ અને દુઃખ કર્યા કર્મ પ્રમાણે આવ્યાં જ કરે છે, તેથી જ્ઞાનીઓ હર્ષ કે શોક પામતા નથી. તમે **અંગદ**ને અને **સુગ્રીવ**ને **વાલી**નું ઉત્તર કાર્ય કરવાની આજ્ઞા આપો, એટલે તેઓ તેનાં કાર્ય કરવાનો આરંભ કરે." **હનૂમાન** આમ વાત કરતા હતા, તે સમયે **વાલી** પણ રણભૂમિ ઉપર બાણના પ્રહારથી પછાડા મારતો પડ્યો હતો, અને તેના પ્રાણ પણ તેના ખોળીઆને છોડીને જવાને તૈયાર થયા હતા, એટલામાં તેની દૃષ્ટિ **સુગ્રીવ**ના ઉપર પડી. ભ્રાતૃવાત્સલ્યથી તેના હૃદયમાં પ્રેમ ઉભરાઇ આવ્યો. બંધુપ્રેમ ખરેખર અંકુરિત થયો, અને ડચકાં ખાતાં ખાતાં તેણે **સુગ્રીવ**ને કહ્યું કે—"હે **સુગ્રીવ**! મારી મરતી વખતની તને એક ભલામણ છે તે તું સાંભળ. જો આ તારી ભાભીના સંબંધમાં હું તને ભલામણ કરવાની ઇચ્છા રાખું છું

તેના તરફ તું લક્ષ આપજે. વ્યવહાર સંબંધી સૂક્ષ્મ વિચાર કરવામાં તથા અનેક જાતના ઉત્પાતો વખતે શું કરવું જોઇએ, તેના સંબંધનો નિર્ણય કરવામાં તે ઘણી જ કુશળ છે, માટે જે કાર્ય કરવાની તે સલાહ આપે તે તારે નિઃસંશયપણે માન્ય કરવી. કારણ કે તે જે કહે છે તે જ પ્રમાણે થાય છે."

**વાલી**ના જેવો એક શૂરવીર પુરુષ મરતી વખતે પોતાના ભાઇને પોતાની સ્ત્રીના સંબંધમાં આવાં ઉત્તમ પ્રતિનાં વચનો કહીને તેની સલાહ લેવાની ભલામણ કરે, તે કેવું બોધક છે. પછી તેણે પોતાના પ્રાણ તજી દીધા. **વાલી**નો **તારા** માટે આવો ઉત્તમ મત હતો, તેનું કારણ તેની અર્થ શાસ્ત્રમાં કુશળતા, કાર્ય કરવામાં ઉત્તમ પ્રતિની પદ્ધતિ તથા બુદ્ધિમત્તા વગેરે હતું. તેણે વખતો વખત **વાલી**ને પોતાની કુશળતા દેખાડી આપી હતી, અને છેવટે **વાલી**એ પોતાની ડાહી સ્ત્રીની બુદ્ધિનો ઉપયોગ ન કર્યો, તેનું માઠું પરિણામ પણ ભોગવ્યું હતું. એ વાત પણ તેણે પોતાના કૃતજ્ઞ હૃદયથી માન્ય કરી હતી, અને તે ભૂલ પોતાના કુટુંબીઓ ફરીને ન કરે, તેને માટે **તારા**ની ઉત્તમ બુદ્ધિની ભાઇને મરતી વખતે ભલામણ કરી હતી. પતિની ઉત્તર ક્રિયા સમાપ્ત થયા પછી **તારા** તેના દિયેર **સુગ્રીવ** અને પુત્ર **અંગદ**ની સાથે કિષ્કિંધામાં રહીને રાજ્યસૂત્ર ચલાવવા લાગી. તેના ઉત્તમ ગુણોએ તેના પુત્ર **અંગદ**માં વાસ કર્યો હતો; તેથી **રામે રાવણ** ઉપર સંદેશો મોકલની વખતે **અંગદ**ને જ પસંદ કર્યો હતો.

વિદ્યાવંતી સ્ત્રીઓ પોતાના પતિના કુળની કેટલી ઉન્નતિ કરે છે, તેના દાખલા માટે આપણને વિદુષી તથા સતી **તારા**ના જીવનમાંથી ઘણું જાણવાનું મળે છે.

---

## અહલ્યા.

સતી શિરોમણિ **અહલ્યા ગૌતમ** ઋષિનાં સ્ત્રી થતાં હતાં. તે પોતાના પતિની સાથે આશ્રમમાં રહી, રાતદિવસ તેમની સેવામાં

પરાયણ રહેતાં હતાં. પ્રભાતમાં તથા સાયંકાલે અગ્નિહોત્રમાં હોમ આપતી વખતે પતિની સાથે બેસીને અગ્નિહોત્રના કુંડમાં હોમ કરતાં તથા બીજી પણ ધાર્મિક ક્રિયામાં તથા વ્યાવહારિક ક્રિયામાં રાત દહાડા પતિને સહાયતા કરતાં હતાં. મહાત્મા **ગૌતમ** મુનિ પણ મહાજ્ઞાની અને તત્ત્વવેત્તા હતા. તે રાત દહાડા પોતાની પત્ની **અહલ્યાને** ધર્મ સંબંધી ઉપદેશ કર્યા કરતા, તેથી તેમના જ્ઞાનમાં વધારો થયો હતો. અને **અહલ્યા** પોતાની પતિભક્તિથી તથા સદ્‌ગુણોથી જગતમાં મહાસતીની ગણનામાં ગણાવા લાગ્યાં. તેમને **શતાનંદ** નામનો પુત્ર અને **અંજની** નામની પુત્રી એમ બે સંતાનો થયાં હતાં, તેમાં **શતાનંદ** મહાવિદ્વાન્ અને તત્ત્વવેત્તા હતો. **અહલ્યા** જેમ ભણેલાં અને ગુણી હતાં તેમ દેખાવડાં પણ હતાં. તેમનાં સૌંદર્ય ઉપર મોટ મોટા દેવો પણ મોહી પડ્યા હતા. **ઇંદ્ર** તેમના મનોહર રૂપથી ગાંડો ઘેલો બની ગયો હતો. પવિત્ર મનનાં સતી શિરોમણિ **અહલ્યાના** સુખમાં ભંગ પાડવા માટે તે રાત દહાડો છિંડા શોધતો હતો; પરંતુ **ગૌતમ** મુનિનો તેને ડર લાગતો હતો, તેથી તે પોતાની ધારણા પાર પાડવા માટે આશ્રમમાં જઈ શકતો નહતો. એકવાર મધરાતે **ઇંદ્ર** કુકડાનું રૂપ લઇ આશ્રમની પાસે આવીને બોલ્યો, તેથી **ગૌતમ** પ્રભાત થવા આવ્યું છે, એમ સમજીને તુરત પથારીમાંથી ઉઠ્યા અને આશ્રમની નજીક વહેતાં ગંગામાં નહાવા માટે ગયા. પાછળથી **ઇંદ્ર ગૌતમનો** વેશ લઇને સતીને છળવા માટે આશ્રમમાં દાખલ થયો. સતી **અહલ્યાએ** પણ દેવની માયામાં અંજાઈ જઇને તેને પોતાનો પતિ ધાર્યો, અને **ઇંદ્ર** પોતાની ધારણા પાર પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો, એટલામાં **ગૌતમ** સ્નાન કરી, દર્ભ તથા અગ્નિહોત્ર માટે કાષ્ઠ અને પુષ્પો લઈ ગંગાના તટ ઉપરથી અર્ધરાત્રે પાછા ફર્યા. મુનિને જોઇને **ઇંદ્ર** ભયભીત થઇ ગયો. તે પછી મુનિના વેશમાં રહેલા દુરાચારી **ઇંદ્રનો** તિરસ્કાર કરીને **ગૌતમ** મુનિએ કહ્યું કે,—"અલ્યા દુષ્ટબુદ્ધિ **ઇંદ્ર**! તેં મારું રૂપ લઇને આવું અકાર્ય શા

માટે કર્યું? આવું નીચ કૃત્ય કરવાથી તારા આખા શરીરમાં કાંણાં પડી જશે અને તું પુરુષાર્થહીન થાઇશ." તે પછી અજાણતાં અપરાધ થવાથી કંપતાં **અ**હલ્યા તરફ જોઇને તે બોલ્યા કે,–" હે **અ**હલ્યા! તું પણ આ આશ્રમમાં આહાર તથા પાણી વિના હજારો વર્ષો સૂધી શિલા થઇને પડી રહીશ. જ્યારે **રામચંદ્ર** તેમના ગુરુ સાથે આ આશ્રમમાં પધારશે ત્યારે તેમના ચરણનો સ્પર્શ કરીને પવિત્ર થઇશ, અને તારાં પાપ બળીને ભસ્મ થઇ જશે. પછી તેમનો સત્કાર કરીને દિવ્ય શરીર ધારણ કરી તું મને મળીશ." આમ કહીને મુનિ હિમાલયના શિખર તરફ તપ કરવાને ચાલ્યા ગયા અને **અ**હલ્યા સતી શિલા થઇને આશ્રમમાં પડ્યાં.

કેટલાંએક વર્ષો વીત્યા પછી **શ્રીરામ વિ**શ્વામિત્રની સાથે **ગૌ**તમના આશ્રમમાં પધાર્યા અને તેમના ચરણનો સ્પર્શ થતાં વેંત જ **અ**હલ્યાએ પાછું પોતાનું અસલ રૂપ ધારણ કર્યું. બે હાથ જોડીને **શ્રીરામ**ચંદ્રની સ્તુતિ કરીને ગળગળા કંઠે તે બોલ્યાં કે,—"હે **રામચંદ્ર**! આપના ચરણકમળના સ્પર્શથી મારો ઉદ્ધાર થયો છે. હું આપને પ્રણામ કરૂં છું." **શ્રી રામચંદ્રે** તથા **લક્ષ્મણે** વિનયથી સતીને સામા પ્રણામ કરીને કહ્યું કે,–"હે મહા ભાગ્યશાળી સતિ! શી આજ્ઞા છે? તે કહો." એમ કહીને **રામ** તથા **લક્ષ્મણે** સતી **અ**હલ્યાના ચરણમાં ફરીને પ્રણામ કરી તેમના બન્ને ચરણનો સ્પર્શ કર્યો. તે પછી **અ**હલ્યાએ અર્ધ્યવડે **વિ**શ્વામિત્ર, **રામ** અને **લક્ષ્મણ**નું પૂજન કર્યું અને ભોજન માટે ફલાદિ અર્પણ કર્યાં. એટલામાં **ગૌ**તમ મુનિ પણ **રામચંદ્ર** પોતાના આશ્રમમાં પધાર્યા છે, એમ સાંભળીને ત્યાં આવી પહોંચ્યા. **રામે** અને **લક્ષ્મણે** તે મહામુનિને પ્રણામ કર્યા અને **વિ**શ્વામિત્ર તથા **ગૌ**તમ પરસ્પર નમસ્કાર કરીને એક બીજાને મળ્યા પછી **રામ** તથા **લક્ષ્મણ**ને લઇને **વિ**શ્વામિત્ર જનકપુરી તરફ ગયા અને **ગૌ**તમ મુનિ સતી શિરોમણિ **અ**હલ્યાની સાથે રહીને ત્યાં ધર્માચરણ કરવા લાગ્યા. **અ**હલ્યાનું પાતિવ્રત્ય અત્યંત વખાણવા યોગ્ય હતું, પરંતુ તેમનાં દિવ્ય રૂપને લીધે ઇન્દ્રે છળકપટ કરીને તેનો ભંગ કર્યો હતો.

અહલ્યા.



વિશ્વામિત્ર સાથે ગૌતમઋષિના આશ્રમમાં શ્રી રામચંદ્ર તથા લક્ષ્મણજી પધાર્યા છે તેમને અહલ્યા પ્રણામ કરે છે.

પૃ. ૮૦

આ ઉપરથી સમજવાનું એ છે કે, દુરાચરણી પુરુષોથી સ્ત્રીઓએ બહુ જ સાવચેત રહેવું, કે જેથી તેમની વૃત્તિ પોતાને પાપમાં ઘસડી જાય નહિ. અહલ્યા પોતાના ઉત્તમ પતિવ્રતપણાને માટે આજે પણ લોકોમાં સતી શિરોમણિ તરિકે ગવાય છે.

---

## વૃંદા.

વૃંદા નામની એક મહાપતિવ્રતા જાલંધર નામના દૈત્યને પરણી હતી. તે દૈત્યે પોતાની પતિવ્રતા સ્ત્રીના પ્રભાવથી સર્વે દેવતાઓને હરાવ્યા હતા. તે દેવોના ઉપર અત્યંત જુલમ કરતો હતો, તે ઉપરથી દેવોએ એકઠા થઈ વિષ્ણુની પાસે જઇને પોતાનું દુઃખ જણાવ્યું. એટલે વિષ્ણુએ દેવોને ઉત્તર આપ્યો કે, "જાલંધર તેની પતિવ્રતા સ્ત્રીના સત્ય પ્રભાવથી આટલો બધો વધી ગયો છે. પરંતુ હું કોઈ પણ યુક્તિથી તેનો નાશ કરીશ, તમે નિર્ભય રહો."

તે પછી વિષ્ણુ ભગવાને જાલંધર સાથે યુદ્ધ કર્યું, તેમાં છેવટે સતીના પતિવ્રતને પ્રભાવે જાલંધરનો વિજય થયો; એટલે વિષ્ણુએ તે દૈત્યને વર માંગવાનું કહ્યું. તે ઉપરથી જાલંધરે માગ્યું કે, "તમે લક્ષ્મી સાથે મારા ઘરમાં આવીને નિવાસ કરો."

વિષ્ણુએ તેમ કરવાની હા પાડી અને તેના ઘરમાં જઇને રહ્યા. આમ થવાથી બ્રહ્મા, વિષ્ણુ તથા સર્વ સિદ્ધિઓએ પણ તે દૈત્યના ઘરમાં વાસ કર્યો.

તે પછી એક વખતે યુક્તિબાજ નારદમુનિ તે દૈત્યને ઘેર આવ્યા, અને તે દૈત્યનું નિકંદન કાઢવા માટે તેને કહેવા લાગ્યા કે, "તારી સ્ત્રી જો કે ઘણી જ સુંદર છે, પરંતુ શંકરની સતી પાર્વતીના જેવી

સુંદર નથી જ. પેલો **જાલંધર** દૈત્ય મૂર્ખ અને કામાંધ હતો, તેથી તેણે **કૈલાસ**માં જઈ **શંકર**ની સ્ત્રી **પાર્વતી**નું હરણ કરવાનો વિચાર કર્યો. તે વાત **વૃંદા**ના જાણવામાં આવતાં તેણે તેને કહ્યું કે, "હે પ્રાણનાથ! તમને આ શું સૂઝયું છે? **પાર્વતી** તો સાક્ષાત્ શકિતનો અવતાર છે અને તેમનાં સતીત્વનો પ્રભાવ આખા વિશ્વમાં વિખ્યાત છે. તે સતીનું હરણ તો શું, પરંતુ તે સતીની સામે કુદૃષ્ટિથી જોવાને પણ કોઈ સમર્થ નથી. તમારી બુદ્ધિમાં આ શો ભ્રમ થયો છે? તમારું કાર્ય આપણા સુખનો અંત આણશે. હે નાથ! આ અબળાનું કહ્યું માનો અને અનર્થ કરવો રહેવા દો." **જાલંધરે** **વૃંદા**ની ઉપેક્ષા કરી અને તુરત જ દૂતને મોકલી **શંકર**ને કહાવ્યું કે, "તમારાં સતી **પાર્વતી**ને **જાલંધર**ને ત્યાં મોકલી આપો, કારણ કે તે તમને યોગ્ય નથી. પરંતુ તે તો **જાલંધ**-રને જ શોભે તેવાં છે. જો તેમ કરવાની મરજી ન હોય તો લઢવાને તયાર થઈ જાઓ."

દૂતે **કૈલાસ**માં **શંકર**ની પાસે જઈને **જાલંધર** દૈત્યનો સંદેશો કહી સંભળાવ્યો. **શંકરે** તુરત તે દૂતનું મસ્તક છેદી નાંખવાની પોતાના ગણોને આજ્ઞા કરી. દૂતે બે હાથ જોડીને પ્રાર્થના કરી કે, "હે ભોળાનાથ! દૂતનું કાર્ય બજાવવા ઉપરાંત મારો આમાં શો અપરાધ છે? મને નિરપ-ધીને બચાવો!" **શંકરે** દયા કરી તેને છોડી દીધો. તે ત્યાંથી **જાલંધર**ની પાસે પાછો ગયો અને તેને કહેવા લાગ્યો કે, "હે મહારાજ! **શંકર**ની શક્તિ અમોઘ છે. તેમની સામે કોઈ પણ ટકી શકે તેમ નથી. તમે આ વાત જવા દો. એમાં કંઈ પણ સાર નથી."

**જાલંધરે** તેનું કહેવું સાંભળ્યું નહીં. તે **શુંભ** તથા **નિશુંભ** નામના બળવાન્ દૈત્યોને લઈ **કૈલાસ** ઉપર લઢવા ગયો. **શંકર** પણ ગણોને સાથે લઈને તેની સામે યુદ્ધ કરવા માટે બહાર પડ્યા. બન્ને વચ્ચે ઘણાં યુદ્ધો થયાં, પરંતુ **જાલંધર**નું તેમાં કંઈ પણ ચાલ્યું નહીં. આખરે **જાલંધર** એક વખત **શંકર**નું સ્વરૂપ લઈ **શંકર**ના બારણામાં જઈને ઉભો રહ્યો. **પાર્વતીએ** તેને જોતાં વેંત જ ઓળખી કાઢ્યો કે, "આ તો

દુષ્ટ **જાલંધર** છે અને છળવા માટે આવ્યો છે." તેથી તેમણે હરિ-હરનું જેવું સ્મરણ કર્યું કે તે ત્યાંથી નાશી ગયો. **વિષ્ણુ** પોતે પતિવ્રતા **પાર્વતી**ની પાસે હાજર થયા અને વિનયથી નમ્ર થઈ બોલ્યા કે, "હે સતિ! તમારે મને શા માટે સંભારવો પડ્યો? આજ્ઞા હોય તે કહો. હું સતીનું કાર્ય કરવાને સદાય તત્પર છું." ભગવતી **પાર્વતી** બોલ્યાં કે;–"તમે દુષ્ટ દૈત્યના ઘરમાં નિવાસ કરીને રહ્યા છો ત્યારથી જ તે દૈત્ય છકી ગયો છે. એક અધમ મનુષ્યને જ્યારે ઉત્તેજન મળે છે ત્યારે તે સારાં કામ કરવાને બદલે અધમ કાર્ય કરવા માંડે છે. માટે હવે તે દૈત્યને ઉત્તેજન આપવાનું કંઈ પણ પ્રયોજન નથી. કારણ કે તે દિવસે દિવસે અત્યંત નીચ કૃત્યો કરવા લાગ્યો છે. એવા પાપીનો નાશ કરવાથી જ જગતનું કલ્યાણ થાય છે."

**પાર્વતી**નાં વચન સાંભળીને **વિષ્ણુ** બોલ્યા કે, "હે **પાર્વતિ**! આપ સતી મારે પૂજ્ય છો. હું હમણાં જ એ દુષ્ટ રાક્ષસને મારી નાંખું છું. તમે ગભરાશો નહીં. તેની સ્ત્રી **વૃંદા** પતિવ્રતા છે. તેના પુણ્ય-પ્રભાવથી એ દુષ્ટ આજ સુધી જીવતો રહ્યો છે. દેવો પણ સતી **વૃંદા**ના શાપને લીધે તે દુષ્ટ દૈત્યને કંઈ પણ કરી શકતા નથી, માટે તેની સ્ત્રીના સતીપણાનો જો ભંગ થાય તો જ તેનો પતિ મરે, તે વિના બીજો ઉપાય નથી. તે ઉપાયની હું યોજના કરું છું." આમ કહીને **વિષ્ણુ** પાછા **જાલંધર**ને ઘેર ગયા. શરીર ઉપર રાખ–ભસ્મ ચોળી મોટા સાધુનો વેશ ધારણ કરી, તેના રાજમહેલના બગીચામાં જઈને બેઠા અને અનેક માયાઓ કરીને **વૃંદા**ને મોહિત કરવા લાગ્યા. પરંતુ થોડા જ સમયમાં તે સતી ચેતી ગઈ અને તુરત તે સ્ત્રીએ કંપતા કંઠે શ્રી **હરિ**ને કહ્યું કે–"હે **હરિ**! તમે આ શું કર્યું? મને છળ કપટથી છળીને છેહ દીધો. જાવ તમને પણ સ્ત્રીનો વિયોગ થશે અને તમે પણ વન વન વિલાપ કરતા રખડશો. માત્ર વાનરો વિના બીજું કોઈ તમને સહાય કરશે નહીં." આમ કહી **વૃંદા**એ તુરત અગ્નિની ચેહમાં પડીને પ્રાયશ્ચિત્ત કર્યું. **વૃંદા**ના મરણથી **જાલંધર** પરાક્રમ

તથા તેજહીન થઈ પડ્યો. એટલે શંકરે તેમે મારી નાંખ્યો અને દેવો ક્રૂર દૈત્યના દુઃખમાંથી છૂટીને સુખી થયા. વિષ્ણુને સતીના પતિવ્રતનો ભંગ કરવાનું કારણ માત્ર જાલંધરને મારવાનું હતું. તે દૈત્ય દેવોના ઉપર બહુ જ જુલમ કરતો હતો, તેથી વિષ્ણુને આવો ઉપાય લેવો પડ્યો હતો. બીજી તરફ સતીનો પ્રભાવ પણ અત્યંત બળવાન્ હતો. રામ જેવા પરમાત્માને પણ સતીના શાપને લીધે સીતાનો વિયોગ સહેવો પડ્યો હતો.

---

## શબરી.

તપઃસિદ્ધિના પ્રભાવથી જગતમાં પ્રખ્યાત થયેલી શબરીએ નાની વયથી જ વનવાસ અંગીકાર કરીને, મહાત્મા ઋષિઓની સેવામાં પોતાનું જીવન ગાળી, અધ્યાત્મશાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું હતું. તે પંપા સરોવરના પશ્ચિમ તટ ઉપર મતંગ વનની નજીક પોતાનો આશ્રમ બાંધીને રહેતી હતી. ઋષિઓની સેવાથી તથા યમ-નિયમો પાળીને તેણે શરીરને તપોમય બનાવ્યું હતું. રામ તથા લક્ષ્મણ સીતાની શોધ કરતા કરતા જ્યારે શબરીના રમણીય આશ્રમમાં જઈ ચઢ્યા ત્યારે તપસ્વિની શબરીએ બે હાથ જોડીને રામ તથા લક્ષ્મણને પ્રણામ કર્યા અને પગ પખાળવા માટે તથા આચમન માટે જળ આપીને આસન ઉપર બેસાર્યા. તે પછી રામે શબરીને પ્રશ્ન કર્યો કે;–"હે તપસ્વિનિ! તું યમ નિયમોને બરાબર પાળે છે કે? તારી ગુરુસેવા નિર્વિઘ્નપણે ચાલે છે કે? તપમાં પણ દિનપર દિન વૃદ્ધિ થતી જ હશે." શબરીએ નમ્રતાથી ઉત્તર વાળ્યો,–"મહારાજ રામચંદ્ર! આપનાં દર્શનથી આજે મારાં જપ, તપ, વ્રત વગેરે સર્વ સફળ થયાં છે, હું કૃતાર્થ થઈ છું, આપનાં દર્શનથી મારો જન્મ સફળ

થયો છે અને મને સદેહે સ્વર્ગ મળી ચૂક્યું, એમ હું માનું છું. આપ ચિત્રકૂટ પર્વત ઉપર પધાર્યા, તે વખતે મુનિઓ વિમાનમાં બેસીને અહિંથી સ્વર્ગમાં ગયા. તે ઋષિ મુનિઓની હું સેવા કરતી હતી. તે ઋષિઓએ જતી વખતે મને કહ્યું છે કે,–"રામ આ પવિત્ર આશ્રમમાં આવે ત્યારે તું તેમનો સત્કાર કરજે! તે તારો ઉદ્ધાર કરશે." હે મહાભાગ્યશાળી રામ! તે ઋષિઓના કહેવાથી મેં આપને માટે ઘણા દહાડા થયા વનનાં સ્વાદિષ્ટ ફળો સંગ્રહી રાખ્યાં છે. તે સ્વીકાર કરીને આ દાસીના ઉપર અનુગ્રહ કરો." આમ કહીને તેમણે શ્રી રામચંદ્રને માટે જ ખાસ સંગ્રહી રાખેલાં મધુરાં મધુરાં બોર અર્પણ કર્યાં, જે બોર શ્રી રામચંદ્રે બહુ જ ભાવથી આરોગીને તે બાઇના ઉપર અનુગ્રહ કર્યો.

તે પછી રામચંદ્રે શબરીને કહ્યું કે,–"હે શબરી! મેં દનુની પાસેથી તે ઋષિઓનો પ્રભાવ સાંભળ્યો છે અને અમને તેઓનાં દર્શનની ઇચ્છા છે. માટે તું અમારી ઇચ્છા પૂર્ણ કર." શબરી, રામને તથા લક્ષ્મણને મતંગ વન દેખાડીને બોલી કે–"આ ઠેકાણે અમારા ગુરુઓ, વૃદ્ધવયના હોવાથી નિત્ય ધ્રુજતા હાથે, હોમ કરતા હતા અને હજી સુધી તેમના હોમની વેદી પવિત્ર જ્વાળાઓથી સર્વ દિશાઓને પ્રકાશિત કરતી નજરે પડે છે. તેઓ વૃદ્ધ હોવાથી સ્નાન કરવાને અશક્ત હતા, તેથી સાતે સાગરો અહિં આવીને વસ્યા છે. તેઓએ સ્નાન કરીને આ ઝાડો ઉપર સુકાવા મૂકેલાં વલ્કલ વસ્ત્રો પણ હજી ભીનાં જ નજરે પડે છે અને દેવકાર્યોમાં વાપરેલાં પુષ્પો ને કમળો પણ હજી તાજાં જ છે. પરંતુ મારા તે ગુરુઓ અહિંથી સ્વર્ગમાં ચાલ્યા ગયા છે, માટે હું પણ તેમની પાસે જવાની ઇચ્છા રાખું છું." સિદ્ધ પુરુષોમાં મોટા માનને પાત્ર થયેલી શબરીનાં વચન સાંભળીને, રામચંદ્રજી બોલ્યા કે "હે સાધ્વિ! તારે જો તારા ગુરુઓની પાસે જવાની ઇચ્છા હોય તો ભલે જા! તેં મારું પૂજન કર્યું છે, તેનું તને ફળ મળો.!"

તે પછી રામચંદ્રની આજ્ઞા લઈ, ચિતા ખડકી તેમાં અગ્નિ સળગાવીને **શબરીએ** તુરત તેમાં પોતાના દેહનો હોમ કર્યો અને દિવ્ય સ્વરૂપ ધરીને પરલોકમાં ગઈ. **શબરીએ** પતિની સેવા કરી ન હતી, તેમ તે કંઈ ઉત્તમ જાતિની સ્ત્રી પણ ન હતી, પરંતુ વનમાં વસનારી એક ભીલડી હતી. તેણે જ્ઞાની ઋષિઓની સેવા કરીને તથા તપ કરીને ઉત્તમ જ્ઞાન મેળવ્યું હતું. જે જ્ઞાનના પ્રભાવથી પરમાત્મા **રામચંદ્ર** જાતે તેના આશ્રમમાં ગયા હતા અને તેને દર્શન આપ્યાં હતાં તથા તેમના હાથથી બોર આરોગીને તેનો ઉદ્ધાર કર્યો હતો. તપ અને જ્ઞાનનો મહિમા કેટલો બધો મોટો છે, તે જાણવાને તપસ્વિની **શબરી** એક ઉત્તમ સાધન છે.

---

# ઈલા.

**મનુને ઈલા** નામની પુત્રી હતી. તે ભણેલી ગણેલી અને ડાહી હતી. મહારાજા **મનુ** પોતે ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રજાનું પાલન કરતા હતા અને વખતો વખત ધર્મશાસ્ત્ર, ઇતિહાસ વગેરેની કથા વાર્તા કરીને પોતાની પુત્રીને રંજન કરતા હતા. ઈલા પણ નાની ઉમરમાં પિતાના ખોળામાં બેઠી બેઠી ધર્મશાસ્ત્રની અનેક વાર્તાઓ સાંભળીને મહાજ્ઞાની થઈ હતી. ઉમરમાં આવ્યા પછી **મનુએ** પોતાની સદ્દગુણી અને ભણેલી પુત્રી ઈલાને વસિષ્ઠના પુત્ર **શક્તિની** સાથે પરણાવી હતી. તેણે પણ મન, વચન અને કાયાથી પતિ **શક્તિની** સેવા કરવા માંડી. કેટલોક કાળ ગયા પછી **ઈલા** ગર્ભવતી થઈ અને તેણે **પરાશર** નામના મહર્ષિને જન્મ આપ્યો. **પરાશર** પણ વિદુષી માતાના પેટમાં પાકયા હતા, તેથી તેઓ મોટા જ્ઞાની તથા ધર્મશાસ્ત્રકર્ત્તા થયા હતા. તેમણે **'પારાશર ધર્મશાસ્ત્ર'**

નામનો એક ગ્રંથ રચ્યો છે. પરાશર માત પિતાના મહાન્ ભક્ત હતા. તેમણે જાતે માતાપિતાની સેવા કરીને જગતમાં પોતાનું ઉત્તમ આચરણ દર્શાવી આપ્યું હતું.

પુત્રો સારા અથવા તો નરસા થવા, એમાં મુખ્ય કારણ માતા છે. પિતા કરતાં પણ માતાની જોખમદારી વધારે છે, કારણ કે જન્મ થયા પછી બાળકને આરંભથી માની પાસે જ રહેવું પડે છે. તે સમયે ઉત્તમ ઉત્તમ ધર્મની તથા નીતિની વાર્તાઓ કહીને સંતાનને કેળવવાનું કામ માતાના હાથમાં હોય છે. પરાશર આગળ જતાં ધર્મશાસ્ત્રના કર્ત્તા થયા હતા અને તેમની કીર્તિ આખા જગત્ ઉપર ફેલાઈ, તેનું કારણ તેમની વિદુષી માતા ઈલા હતી. સઘળી માતાઓ જો આ પ્રમાણે પોતાનાં સંતાનોને કેળવવાનો પ્રયત્ન કરે તો તેમનાં સંતાનો ધર્મનિષ્ઠ અને સદાચારી નિવડે અને તેથી દેશનો ઉદ્ધાર થાય.

---

## ઇન્દ્રાણી.

પુલોન નામના રાજાને શચી નામની પુત્રી હતી તે, રૂપે રંગે ફુટડી, સદ્‌ગુણી અને ભણેલી ગણેલી હતી. ઉમરમાં આવ્યા પછી તેના બાપે તેને સ્વર્ગના રાજા ઇંદ્ર વેરે પરણાવી હતી. ઇંદ્રિ દેવતાઓ ઉપર રાજ્ય કરતો હતો, અને તેને વારંવાર દેવતાઓના દૈત્યોની સામે યુદ્ધો કરવાં પડતાં હતાં. શચી તેમાં તેને અનેક પ્રકારે સહાયતા આપતી હતી. રાજાને ભણેલી ગણેલીરાણીથી રાજકાર્ય જેટલું સહેલું થઈ પડે છે, તેટલું બીજા મંત્રીઓ વગેરેથી થઈ પડતું નથી. સ્ત્રીને જ શાસ્ત્રમાં પુરુષની મંત્રી કહેલી છે. તેની યોગ્ય સલાહથી પુરુષ, ગૃહરાજ્યનો તેમ જ કુટુંબના વ્યવહારનો

કાર્યભાર સરળતાથી ચલાવી શકે છે. ઇંદ્રિ રાજા પણ ઈન્દ્રાણી જેવી પતિવ્રતા અને નીતિકુશળ સ્ત્રીને પરણીને સુખી થયો હતો.

એક વખતે દૈત્યો તરફથી વૃત્ર નામનો બ્રાહ્મણ ઈન્દ્રની સામે લઢવા માટે આવ્યો. તે યુદ્ધમાં ઇન્દ્રે વૃત્રને મારી નાંખ્યો. વૃત્ર બ્રાહ્મણ હતો, તેથી ઇન્દ્રને બ્રહ્મહત્યા લાગી અને તે તેની પાછળ પડી. ઈન્દ્ર તેનાથી નાશ ભાગ કરવા લાગ્યો, પરંતુ જ્યાં તે જાય ત્યાં બ્રહ્મહત્યા પણ તેની પાછળ પાછળ જાય. આખરે કીડાનું સ્વરૂપ લઇને, ઇંદ્રિ માન સરોવરની અંદર કમળના નાળમાં છૂપાઈ બેઠો. બ્રહ્મહત્યા ત્યાં આગળ જઈ શકી નહીં. બીજી તરફ ઇન્દ્રના નાશી જવાથી સ્વર્ગની રાજ્યગાદી રાજા વિનાની થઈ પડી. નિરાધાર ઇંદ્રાણી રાત દહાડો ઇંદ્રિના વિયોગથી ઝુરવા લાગી. તે પછી દેવતાઓએ ઇન્દ્રાણીને શાસ્ત્રના અનેક દાખલાઓ આપીને ધીરજ આપી અને સ્વર્ગના રાજ્યાસન ઉપર નહુષ નામના રાજાનો અભિષેક કર્યો. તે રાજા પ્રથમ તો ઘણો જ ધર્માત્મા હતો, પરંતુ પાછળથી ઈન્દ્રાણીનાં રૂપ તથા ગુણ જોઇને તેનાપર મોહી પડયો. ને રાતદહાડો ઈન્દ્રાણીને તે કહેણ મોકલવા લાગ્યો કે,–"હવે તું ઇન્દ્રને માટે વૃથા શા માટે દુઃખી થાય છે? મારી રાણી થઇને સ્વર્ગના રાજ્યનો લ્હાવો લે. કાલની કોને ખબર છે! આવી લાગેલા સુખને લાત મારીને શા માટે દુઃખને સ્વીકારે છે? ઈન્દ્ર હવે કંઈ અહીં આવવાનો નથી, માટે મારું કહેવું માની જા અને મારી અર્ધાગના થઇને સ્વર્ગનું અનુપમ રાજ્યસુખ ભોગવ." પતિવ્રતા ઇંદ્રાણીએ નહુષના કહેણનું અપમાન કર્યું અને તેને કહેવરાવ્યું કે,–"તમે ગમે તેવી લાલચ આપશો, પરંતુ હું મારું શિયળરૂપી અમુલ્ય ધન ગુમાવીશ નહીં. રાજ્યસુખ તો આજે છે ને કાલે નથી. પરંતુ તેને માટે હું કંઈ મારો પરલોક બગાડીશ નહિ." નહુષ ઇંદ્રાણીની હઠ જોઇને બહુ જ ક્રોધે ભરાયો અને ફરીને તેને કહેવરાવ્યું કે,–"તને મારી પત્ની થવામાં શી અડચણ છે?" તું તો ગાદીની રાણી છે, અને અત્યારે ગાદીપતિ છું. માટે મારી રાણી

થવામાં તને શી અડચણ છે. આ રીતે કામથી આંધળો થયેલો નહુષ વારંવાર ઈન્દ્રાણીને પોતાની પટરાણી થવાનું કહેવા લાગ્યો.

ઈન્દ્રાણીએ થોડો વખત તો નહુષને આડા અવળા જવાબો આપીને તથા ક્રોધ દર્શાવીને અટકાવ્યો, પરંતુ છેવટે નહુષે જ્યારે તેના ઉપર બળાત્કાર ગુજારવાનું કહેવરાવ્યું ત્યારે ઈન્દ્રાણી મુઝાઇને રાજગુરુ બૃહસ્પતિની પાસે જઇને તેમને નહુષના દુષ્ટ વિચારની વાત કહી સંભાળાવી અને પૂછ્યું કે,–"હવે મારે મારા પતિવ્રતનું રક્ષણ કેવી રીતે કરવું, તે મને કહો. કારણ કે નહુષની બુદ્ધિ બગડી છે, તેને ધર્મ અધર્મની ખબર નથી. નક્કી તે મારા શિયળનો ભંગ કરશે. હે ગુરુદેવ! તમે કોઈ પણ ઉપાયથી મારી રક્ષા કરો. તમે પૂર્વે મને આશીર્વાદ આપતાં કહ્યું હતું કે, 'તું અખંડ સૌભાગ્યવતી રહીશ, પતિવ્રતા થઇશ અને અત્યંત સુખ ભોગવીશ.' માટે અત્યારે તે તમારા આશીર્વાદની વાણીને ખરી કરી બતાવો." ઇંદ્રાણીનું કહેવું સાંભળીને બૃહસ્પતિએ તેને ધીરજ આપીને કહ્યું કે "હે પુત્રિ! ગભરા નહિ. તને ઇન્દ્રનાં દર્શન પણ થોડા જ વખતમાં થશે. તારું શિયળપણું સચવાશે. તારે નહુષથી ડરવું નહીં."

નહુષ રાજાને ઇંદ્રાણીએ બૃહસ્પતિની પાસે ફરિયાદ કર્યાના સમાચાર મળ્યાથી તે બૃહસ્પતિના ઉપર પણ કોપાયમાન થયો. તે વખતે દેવતાઓએ અને ઋષિઓએ નહુષને શિખામણ આપીને કહ્યું કે, "તમે ક્રોધ કરો નહી, શાંત થાવ. ક્રોધ કરવો, એ તમારા જેવાને ઘટે નહીં. હે દેવોના રાજા! ઇંદ્રાણી તો પરસ્ત્રી છે. પારકી સ્ત્રીના શિયલનો ભંગ કરવાથી પાપ લાગે, માટે તેવાં પાપી કર્મ કરવામાં મન રાખો નહિ; પરંતુ ધર્મથી પ્રજાનું પાલન કરો!" નહુષે દેવોનું અને ઋષિઓનું કહેવું માન્યું નહી, પરંતુ તે ઇંદ્રના દોષો ઉઘાડા કરતાં બોલ્યો કે–"ઇંદ્રે પણ પૂર્વે ઘણા અપરાધો કર્યા છે. કેટલાંક છળકપટ કર્યાં છે તથા ગૌતમની સ્ત્રી અહલ્યાના શિયલનો ભંગ કર્યો હતો, તેને તમે કેમ વાર્યો ન હતો? તમે ઇંદ્રાણીને મારા મહેલમાં મોકલી આપો. તમારું પણ તેમ

કરવાથી કલ્યાણ થશે.” તે પછી દેવો નહુષની પાસેથી બૃહસ્પતિને ઘેર જ્યાં ઈન્દ્રાણી છૂપાઇ બેઠી હતી ત્યાં ગયા અને બૃહસ્પતિને કહેવા લાગ્યા કે–“હે દેવર્ષિઓમાં શ્રેષ્ઠ બૃહસ્પતિ! અમે તમને વિનવીએ છીએ કે, તમે ઇન્દ્રાણી નહુષને સોંપી દ્યો. ઇન્દ્રના રાજ્યાસનપર બિરાજતા નહુષને તે પતિ તરીકે કબુલ કરે, કારણ કે અત્યારે નહુષ ઈન્દ્ર કરતાં મોટી પદવી ઉપર છે.” તે વખતે ઈન્દ્રાણી આંખમાં આંસુ આણીને રડતી રડતી બોલી કે,– હે બૃહસ્પતિ! હું તમારે શરણે આવી છું. તમે મારું રક્ષણ કરો!” બૃહસ્પતિએ ઇન્દ્રાણીના તરફ દૃષ્ટિ કરીને કહ્યું કે–‘હું શરણાગતનો ત્યાગ કરતો નથી. તેમાં વળી તું તો ધર્મ જાણનારી અને સત્યવાદિની છે, તેનો તો કેમ જ ત્યાગ કરું? હું બ્રાહ્મણ છું, કદી પણ અકાર્ય કરીશ નહીં. કારણ કે હું ધર્મને સારી રીતે જાણું છું. હું સત્યવાદી છું અને ધર્મની શિક્ષાને જાણું છું. પૂર્વે આ બાબતમાં બ્રહ્માએ એવું કહ્યું છે કે, જે મનુષ્ય શરણાગતની રક્ષા કરતો નથી, તે મનુષ્ય વર્ષાકાળમાં બીજ વાવે છે તો પણ તે ઉગતું નથી. વરસાદના સમયમાં તેને વરસાદ પણ વરસીને પાણી આપતો નથી. તેનો ધર્મ નાશ થાય છે, તે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થાય છે, તેની પ્રજા અકાળે મરણ પામે છે, માટે હું ઈંદ્રાણી નહુષને કદી પણ સોંપીશ નહીં. ઈન્દ્રાણીના શિયળનું રક્ષણ થાય, તેવો તમે પ્રયત્ન કરો.” તે પછી દેવોએ બૃહસ્પતિને કહ્યું કે, તમે ઈન્દ્રાણીને એવો કોઈ ઉપાય બતાવો કે, જેથી તે પોતાના શિયળનું રક્ષણ કરી શકે. બૃહસ્પતિ બોલ્યા કે,–ઈન્દ્રાણી નહુષની પાસેથી અમુક સમયની અવધિ માંગી લે. કારણ કે કાળ તેના દુઃખનો છેડો આણશે. તે ઉપરથી ઈન્દ્રાણી નહુષની પાસે ગઈ અને તેને પ્રણામ કરીને બોલી કે,– ‘મહારાજા! મારા સ્વામી ઇંદ્ર ક્યાંક ગયા છે માટે થોડાક સમયની મને અવધિ આપો. એટલા સમયમાં જો તે નહી આવે તો પછી હું નક્કી તમને વરીશ.’ નહુષ પ્રસન્ન થયો અને ઇંદ્રાણીને જવાની

રજા આપી. તે ત્યાંથી બૃહસ્પતિને ઘેર ગઈ. પછી દેવતાઓએ એકઠા મળીને વિચાર કર્યો કે, હવે આપણે ઇંદ્રને બ્રહ્મહત્યામાંથી છોડાવવાનો પ્રયત્ન કરવાની જરૂર છે, માટે વિષ્ણુને તેનો ઉપાય પૂછી જોઇએ. આમ સલાહ કરીને સૌ દેવો વિષ્ણુની પાસે ગયા ને તેને પ્રાર્થના કરીને પૂછયું કે,–ઈન્દ્ર બ્રહ્મહત્યાના દોષથી નાશીને કમળમાં ભરાઈ બેઠો છે, માટે હવે તે બ્રહ્મહત્યામાંથી છૂટે, તેવો ઉપાય બતાવો. વિષ્ણુએ બ્રહ્મહત્યામાંથી છૂટવાના તથા ઇંદ્રના પદ ઉપર આવવાના ઉપાય તરિકે અશ્વમેધ યજ્ઞ કરવાનું કહ્યું. તે ઉપરથી દેવતાઓ જ્યાં ઈન્દ્ર રહેતો હતો ત્યાં ગયા અને તેની પાસે અશ્વમેધ યજ્ઞ કરાવ્યો. બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થઇને તે પાછો નિર્દોષ તથા બળવાન્ થયો. તેની પાસે યુદ્ધની જોઇએ તેવી સામગ્રી નહતી, તેમ તેનો ઉદયકાળ પણ નહતો. તેથી તે સરોવરમાં કમળનાં નાળોની અંદર જ છૂપાઈ રહ્યો. અહીં સતી ઇન્દ્રાણી મુઝાણી, તેણે માંગેલી મુદત દિવસે દિવસે ઓછી થવા લાગી. એટલામાં ઇન્દ્રાણીનાં પતિવ્રતના પ્રભાવથી દેવ તથા શ્રુતિએ ઈન્દ્રાણીને એકાંતમાં મળી તેને તેના પતિ ઇંદ્રની સાથે મેળવી. ઇંદ્રાણી ઇંદ્રનાં દર્શન કરીને બોલી કે "હે નાથ! દુષ્ટ નહુષ હવે મારા શિયળનો ભંગ કરશે, માટે જેમ બને તેમ તમે મારું રક્ષણ કરો." ઈન્દ્રે ઇંદ્રાણીને ધીરજ આપતાં કહ્યું કે, "વહાલી! હમણા મારાથી કંઈ પણ થઈ શકે તેમ નથી. તે મહા બળવાન્ છે, માટે એક નીતિ બતાવું તે પ્રમાણે તું કર. નહુષ રાજાને એકાંતમાં તારે જઇને કહેવું કે "મહારાજા! તમે ઋષિઓની પાસે પાલખી ઉંચકાવી તેમાં બેસીને મારે ત્યાં આવો તો હું ખુશીથી તમારી સેવા કરવાને તૈયાર થાઉં." ઇંદ્રાણી ઇન્દ્રે બતાવેલો ઉપાય ધ્યાનમાં લઇને તુરત પાછી સ્વર્ગમાં આવી અને નહુષની પાસે એકાંતમાં જઇને ઉભી રહી. નહુષ ઇન્દ્રાણીને જોઈ મંદ મંદ હસીને બોલ્યો કે "હે સુંદરિ! ભલે પધાર્યા, શી આજ્ઞા ઉઠાવું. તમારી જે આજ્ઞા હશે, તે હું ઉઠાવીશ. તમે મારી સેવા કરો.

શરમાવ નહી ને મોકળા મનથી મારાપર વિશ્વાસ મૂકો. હે દેવિ! હું સત્યના સોગન ખાઈ કહું છું કે, તમારા કહ્યા પ્રમાણે હું કરીશ.”

ઈન્દ્રાણીએ મુખ મલકાવીને કહ્યું કે,–‘ રાજાજી! જો તમારી મારાપર પ્રીતિ હોય અને તમે જો મારા મનગમતું કરવાને ઇચ્છતા હો તો મારી એવી ઇચ્છા છે કે, ઈન્દ્રને હાથીઓ અને ઘોડાનાં વાહનો હતાં, પરંતુ મારી તો એવી જ ઇચ્છા છે કે, જે વાહન વિષ્ણુને, રુદ્રને, અસુરોને કે રાક્ષસોને પણ ન હોય, તેવાં વાહનમાં બિરાજીને આપ મારે મહોલે પધારો. કહેવાનું છે કે આપ પાલખીમાં બેસો અને તે પાલખી ઋષિઓની પાસે ઉંચકાવી મારા ઘરને પાવન કરો.’ નહુષ રાજા કામી અને અવિચારી હતો. તેથી તેણે ઇંદ્રાણીની માગણી સ્વિકારી અને વંદન કરવા યોગ્ય સપ્તર્ષિઓની પાસે પાલખી ઉપડાવી તેમાં બેસીને નહુષ ઇંદ્રાણીને મહોલે જવાને નીકળ્યો. માર્ગમાં તેણે ઋષિઓનું અપમાન કર્યું અને કહ્યું કે, ઝટ ચાલો. તે ઉપરથી ઋષિઓ તેના ઉપર કોપાયમાન થઈ ગયા તથા અગસ્ત્ય ઋષિએ નહુષને પૂછ્યું કે–બ્રાહ્મણો અને ગાયોના પ્રોક્ષણ મંત્રો તને માન્ય છે કે નહીં? નહુષે બુદ્ધિભ્રષ્ટ થવાથી કહ્યું કે–ના, મને તે માન્ય નથી. એટલે ઋષિઓએ નહુષને શાપ આપ્યો કે–જા તું અજગર નામનો સર્પ થા. આ પ્રમાણે શાપ થતાં નહુષ રાજા અજગર થઈ ગયો. ત્યાર પછી ઇંદ્ર પાછો સ્વર્ગમાં આવ્યો ને પોતાના રાજ્યાસન ઉપર બેસીને દેવોના ઉપર રાજ્ય કરવા લાગ્યો. બ્રહ્મહત્યાથી દૂષિત મહાપાતકી થયેલો ઇંદ્ર બ્રહ્મહત્યામાંથી મુકત થઇને પાછો સ્વર્ગના રાજ્યાસન ઉપર બેઠો. આ બધાનું કારણ પતિવ્રતા ઈન્દ્રાણી હતું. ઇંદ્રાણી પોતાના પતિવ્રતાના માહાત્મ્યને લીધે જ ઇંદ્રનો દુઃખમાંથી ઉદ્ધાર કરવાને સમર્થ થઈ હતી. તેણે લાંબા સમય સુધી સૌભાગ્ય ભોગવ્યું હતું. તે ઉપરથી હમણાં પણ લોકમાં વિવાહ સમયે વરકન્યાને ઇંદ્રઈન્દ્રાણીનું સૌભાગ્ય આપવામાં આવે છે. ધન્ય છે, ઇંદ્રાણીનાં પતિવ્રતને !!!

---

# ઉષા—ઓખા.

એક સમયે ભગવાન્ **શંકર** તપ કરવાને તૈયાર થયા, ત્યારે દેવી **પાર્વતીએ** કહ્યું કે, "**મહારાજ**! આવડા મોટા સુના કૈલાસમાં આપના વગર મને ગમશે નહિ. આપની ઇચ્છા હોય તો હું એક બે બાળક ઉત્પન્ન કરું અને તેની સાથે હું વિનોદ કરીને આપના વિયોગના દહાડા વીતાડીશ." **શંકરે** તેમ કરવાની રજા આપી. એટલે **પાર્વતીએ** જમણા અંગમાંથી મેલ કાઢીને એક પુત્ર અને ડાબા અંગમાંથી મેલ લઈ રૂપરૂપની અંબાર એક સુંદર કન્યા બનાવી. આ બે બાળકો સાથે **પાર્વતી** કૈલાસમાં હમેશાં આનંદમાં દિવસો ગાળવા લાગ્યાં. એક વાર **નારદજી** ફરતાફરતા કૈલાસમાં આવ્યા અને બાળકોને જોઈ ચકિત થયા. પછી **શંકર**, જ્યાં **હિમાલય** પર્વતની ખીણમાં **ગંગા** નદીના મનોહર અને એકાંત પ્રદેશમાં તપ કરતા હતા ત્યાં જઈ, તેમને કહ્યું કે, "હે **મહાદેવ**! તમે તો ભોળા તે જન્મારો ભોળા જ રહ્યા- તમે અહીં લાંબા સમયથી તપ કરો છો અને ઘેર બે છોકરાં ઉત્પન્ન થયાં છે." **શંકરને** આ વાત સાંભળી નખશિખ ક્રોધ ચઢ્યો. **પાર્વતીને** તપ કરવા આવતી વખતે બે બાળક ઉત્પન્ન કરવાનું પોતે જ કહ્યું હતું, તે ભોળા **મહાદેવ** ભૂલી ગયા અને અત્યંત ક્રોધથી ત્રિશૂળ લઈ કૈલાસ તરફ ગયા.

જ્યારે **શંકર** કૈલાસમાં આવ્યા ત્યારે દેવી **પાર્વતી** "કોઈ આવે તો અંદર આવવા દેશો નહિ' એમ કહી બે બાળકને બારણે બેસારી સ્નાન કરતાં હતાં. **શંકર** ધસમસ્યા ઘરમાં પેસવા જતા હતા, તેમને છોકરાએ હાથ પકડી ખેંચી રાખી કહ્યું કે, "હે યોગી! ક્યાં જાય છે? અંદર જવાય એમ નથી. મારાં માતાજી સ્નાન કરવા બેઠાં છે, તેથી ઉભો રહે. પછી તને ભિક્ષા આપશે." **શંકર** મૂળે તો ક્રોધમાં જ હતા, તેમાં આ બાળકે અટકાવ્યાથી બળતામાં ઘી હોમાયું. બાળક **શંકરથી** ગાંજ્યો જાય તેવો ન હતો. બાપ દીકરા વચ્ચે આંગણામાં તુરત યુદ્ધ

મંડાયું, તે જોઈ બાળકી **ઓ**ખા મીઠાની કોટડીમાં જઈ સંતાઈ ગઈ. યુદ્ધ કરતાં કરતાં કાળના પણ કાળ એવા **શં**કર **ભ**ગવાને ત્રિશૂળ મારી છોકરાનું મસ્તક કાપી નાંખ્યું. મસ્તક ત્યાંથી ઉડી, **ચં**દ્રના લોકમાં જઈ પડ્યું. અને દ્વારમાં લાત મારીને **શં**કર અંદર ગયા. **પા**ર્વતીજીએ પૂછ્યું કે, "તમે ક્યાંથી? મારાં બે બાળકો બહાર હતાં તે ક્યાં ગયાં? તેમણે તમને રોક્યા નહિ?" **શં**કર બોલ્યા કે, "છોક-રાનું તો મેં મસ્તક ઉડાવી દીધું અને છોકરી તો કોણ જાણે ક્યાં ગઈ." વીજળી પડવાથી કેળ કપાઈ પડે તેમ દેવી **પા**ર્વતી ધરણીપર ઢળી પડ્યાં. હવે **શં**કરને સ્મરણ થયું કે, મેં તપ કરવા જતાં બાળક ઉત્પન્ન કરવાની દેવીને રજા આપી હતી અને આ તો પેલા **ના**રદ મુનિએ અમસ્તો જ ભંભેરી ભવાડો કરાવ્યો. દેવી **પા**ર્વતીનું તેમણે બહુ બહુ રીતે મન મનાવ્યું, પણ માતાનું મન કદી પણ માને? આ-ખરે **શં**કરે કહ્યું કે, "દેવિ! શાંત થાવ. હું તમારા પુત્રને સજીવ કરું છું." પછી નંદીના સામું જોઈ બોલ્યા કે, 'આ છોકરાને ધડ છે પણ મસ્તક નથી, માટે તમે ઝટ જાવ અને જે કોઈ સામું મળે તેનું મસ્તક કાપી લાવો.' નંદી અને બીજા ગણો તુરત દોડ્યા. બહાર નીકળતાં તેમને એક હાથી સામો મળ્યો, તેનું મસ્તક કાપી લીધું. **શં**કરે કહ્યું કે, હવે એમાં કંઈ ફેરફાર થાય નહિ, પણ તમારી ઇચ્છા છે તો તેત્રીશ ક્રોડ દેવતાઓમાં હું તેની પ્રતિષ્ઠા વધારું છું. તે ગણપતિ કહેવાશે ને કોઈ પણ શુભ કાર્ય પ્રથમ તેની પૂજાથી શરુ કરવામાં આવશે તો તે સફળ થશે. તે નિત્યે મોદકનો આહાર કરશે ને સિદ્ધિ તથા બુદ્ધિ તેની પટરાણીઓ થઈ રહેશે." દેવ લોકોએ ભગવાન્ **શં**કરના આશીર્વાદથી પ્રસન્ન થઈ પુષ્પવૃષ્ટિ કરી. દેવી **પા**ર્વતી પણ તેથી પ્રસન્ન થયાં. પછી નારદે આવી હસીને ક્ષમા ચાહી.

આ બધું થઈ રહેતાં દેવીને ઓખા યાદ આવી. શોધ કરતાં લવણની કોટડીમાંથી તે મળી આવી ત્યારે **પા**ર્વતીએ ગુસ્સે થઈ તેને શાપ દીધો કે, "લવણની માફક તું ઓગળજે." થરથર કંપતી

ઓખાએ આજીજી કરી કે, "માતાજી! ક્ષમા કરો. છોરું કછોરું થાય પણ માબાપથી નિષ્ઠુર ન થવાય." તેની આંખમાંથી પડતાં ચોધાર આંસુને લીધે **પાર્વતીજી**એ તેને છાતી સરસી ચાંપી વરદાન દીધું કે, તારે નિમિત્તે ચૈત્ર માસમાં જે સ્ત્રીઓ અલૂણાં કરશે, તેમનું સૌભાગ્ય વધશે."

આ સમયે નર્મદાના પ્રદેશમાં **શોણિતપૂર** નામના નગરમાં બલિ રાજાના પુત્રનો પુત્ર **બાણાસુર** રાજ્ય કરતો હતો અને સોરઠમાં દ્વારિકાં નગરીમાં **શ્રી**કૃષ્ણચંદ્ર છપ્પન કોટી **જાદ**વ સાથે પૃથ્વીનું પાલન કરતા હતા. **બાણ** બળની ઇચ્છાવાળો હોવાથી કૈલાસ ગયો અને રાવણની પેઠે મહા કઠણ એવી તપશ્ચર્યા કરી. જ્યારે એના તપથી પ્રસન્ન થઈ **શં**કરે વર માગવાનું કહ્યું ત્યારે હજાર હાથીના બળવાળા હજાર હાથ અને અમરત્વ માગ્યું. **શં**કરે હાથ આપ્યા, પણ અમરત્વ આપ્યું નહિ. બળથી ઉન્મત્ત થયેલો **બાણ**ાસુર પૃથ્વી, આકાશ અને પાતાળના રાજાઓ ઉપર જિત મેળવવા લાગ્યો. દિવસે દિવસે તેને પોતાના બળનું વધારે અને વધારે અભિમાન આવતું ગયું. વિજયની પરંપરાઓમાં એને સંસારસુખની કંઈ અસર થઈ નહિ, પરંતુ એકવાર પ્રભાતમાં ઉઠીને તે બારીએ ગયો ત્યારે એક ચંડાળણીએ તેનું મુખ નહિ જોવા માટે આડે સાવરણી ધરી. **બાણે** અને રાણીએ તેનું કારણ પૂછતાં તે ઘડીએ જણાવ્યું કે, વાંઝીયા રાજાનું મુખ જોવાને હું ખુશી ન હતી. **બાણ**ાસુર અને રાણી બેઉને આથી ઘણું જ માઠું લાગ્યું. કેવી રીતે વાંઝીયામેણું ટાળવું, તેને માટે **બાણ** વિચારમાં પડ્યો. રાણીએ તેને કાલાવાલા કરીને જણાવ્યું કે, "તમે **શં**કરના ભક્ત છો, માટે **શં**કરની પાસે જઇને તેમની આરાધના કરો અને સંતાન માંગો. **શં**કર આપણી આશા પૂરશે." **બાણ**ાસુરે કૈલાસ જઈ તપ કરી **શં**કરને પ્રસન્ન કર્યા અને સંતાન માગ્યાં. **શં**કરે કહ્યું કે, "આખું જગત્ પોતાના કર્મથી બંધાયેલું છે. ભાવીમાં હોય તે જ દેવો પણ આપી શકે

છે. **તા**રા કર્મમાં પુત્રસંતાન નથી, માટે તે તને નહિ મળે." **બાણ** નિરાશ થયો નહિ ને તેણે **પાર્વતીજી**ને પ્રસન્ન કર્યાં. તેમણે **ઓ**ખા પુત્રી **બાણ**ને આપી અને કહ્યું કે, " આ છોકરીને લાલન-પાલનથી ઉછેરી સંતાનનો લાવો લેજે." **બાણ ઓ**ખાને લઇને ઘેર આવ્યો. રાણી અને આખું નગર આનંદ પામ્યું. **ઓ**ખા પણ શુકલ પક્ષના **ચંદ્ર**માની માફક દિવસે દિવસે વધતી ગઈ. પ્રધાનની પુત્રી **ચિત્ર**લેખા સાથે નાના પ્રકારની બાળ રમત રમતાં અને સુખ ભોગવતાં તે પરણવાને યોગ્ય થઈ. **બાણ** આ વખતે લગભગ ત્રિભુવન જિતી મહાગર્વમાં આવ્યો હતો. દેવલોક જિતી પાછા ફરતાં તે કૈલાસમાં ગયો અને પોતાના હાથનું બળ અજમાવવાવાસ્તે મૂળમાંથી બાથ ભરી કૈલાસને ઉપાડ્યો. ઓચિંતો કૈલાસ ઉપડવાથી **પાર્વતીજી** મંદિરમાં પડી ગયાં. **શં**કર ગુસ્સે થયા અને **બાણ**ને શાપ દીધો કે, "તને જે હજાર હાથનું બળ છે, તે હાથ કપાઈ તારો ગર્વ ઉતરશે." **બાણ** પગે પડ્યો, ત્યારે ભોળા **શં**કરે તેને ધજા આપીને કહ્યું કે, "આ ધજા તારા રાજમહેલ ઉપર મૂકજે. જ્યારે તે તૂટી પડે ત્યારે જાણજે કે, શત્રુ ઉત્પન્ન થયો છે. તારી પુત્રી **ઓ**ખાનો વડ સસરો તારા હજાર હાથ કાપી નાંખશે." **બાણ** દિલગીર થઇને ઘેર આવ્યો. **કૌ**ભાંડ નામના મંત્રી સાથે વિચાર કરી તે એવા ઠરાવ ઉપર આવ્યો કે, "**ઓ**ખાને પરણાવવી જ નહિ." **કૌ**ભાંડે કહ્યું કે, "તમે નહિ પરણાવો તો, તે પોતાની મેળે પરણશે." **બાણે કહ્યું** કે, "પરણશે શું? હું તેને એક ડંડીયા મહેલમાં રાખી નીચે તેના ઉપર સખત પહેરો મૂકીશ." **બાણ**ની રાણીએ ઘણુંએ કલ્પાંત કર્યું પણ તે ડગ્યો નહિ. ઘણી ઘણી વિનવણીએ છેવટ પ્રધાનપુત્રી **ચિત્ર**લેખાને તેની સાથે રાખવા કબુલ થયો. થાંભલા ઉપર મહેલ બંધાવી **ઓ**ખા અને **ચિત્ર**લેખાને તેમાં રાખ્યાં, પહેરો મૂક્યો અને માત્ર બે માણસનું જ અનાજ પાણી ત્યાં મોકલવા માંડ્યું. **ઓ**ખા પરણવાને બહુ

## ઉષાનું સ્વપ્ન.



ઉષા સ્વપ્નમાં અનિરૂદ્ધનું દર્શન કરે છે.

પૃ. ૭૫

Lakshmi Art Bombay

## અનિરુદ્ધ ચિત્ર લેખન.



ચિત્રલેખાએ તે ઉપરથી રાજકુમારોનાં ચિત્ર ચિતરીને તેને બતાવ્યાં.

પૃ. ૬૫.

આતુર હતી, પણ શું કરે? તે હમ્મેશાં 'વર, વર' જંખ્યા કરતી ને **ચિત્રલેખા** તેનું મન મનાવતી ધીરજ આપતી.

એક વખત **ઓ**ખાને સ્વપ્નું આવ્યું, તેમાં તે પરણી. સ્વપ્નામાં ને સ્વપ્નામાં વિવાહનું સુખ લેતી તે બડબડવા લાગી, એટલે **ચિત્રલેખા**એ તેને જગાડી. પોતાને આવા સુખમાંથી જગાડવા માટે **ચિત્રલેખા** ઉપર ગુસ્સે થઈ, તેણે કહ્યું કેઃ—

**ઓ**ખા ભર રે નિદ્રામાંથી જાગી, અંગોઅંગ અંગીઠી લાગી;
ફટ પાપિણી આ શું રે કીધું, મુને અમ્રત લેઇ વખ દીધું.

પછી **ઓ**ખાકુંવરી બહુ વલોપાત કરીને બોલી કે, "બેન **ચિત્રલેખા**! તું ગમે તેમ કર, પણ સ્વપ્નમાં મારી સાથે પરણેલા વરને મને મેળવી આપ.

આંખે આંસુની ધારા વહે છે, કર જોડીને કન્યા કહે છે;
બાઈ રે તું છે! દીન દયાળ, એવું કહી પગે લાગી બાળ.
માબાપ વેરી થયાં મારાં, મેં તો ચરણ સેવ્યાં છે તારાં.

આ પ્રમાણે **ઓ**ખાએ બહુ બહુ આજીજી કરી, ત્યારે **ચિત્ર-લેખા**એ કહ્યું કે, 'સ્વપ્નમાં તું કોની સાથે પરણી તે તને યાદ છે?' **ઓ**ખાએ જવાબ દીધો કે, 'એ તો યાદ નથી. પણ હું જોઉં તો ઓળખું ખરી.' **ચિત્રલેખા**એ તે ઉપરથી રાજકુમારોનાં ચિત્ર ચિતરીને તેને બતાવ્યાં. દ્વારકાંના રાજા **શ્રી**કૃષ્ણના પૌત્ર અને **પ્રદ્યુમ્ન**ના પુત્ર **અ**નિરુદ્ધને જોઇને ઓખા શરમાઈ ગઈ. પોતાના વર તરીકે ઓળખાવ્યો અને તેને એકદંડીયા મહેલમાં લઈ આવવાને **ઓ**ખાએ **ચિત્રલેખા**ને બહુ બહુ વિનતિ કરી. **ચિત્રલેખા**એ પહેલાં તો કહ્યું કેઃ—

દુર પંથ છે **દ્વા**રામતી, કેમ જવાય ત્યાં મારાવતી;
રક્ષા કરવા ફરે છે રે ચક્ર, ત્યાં તો જઈ ન શકે રાય શક્ર.

આવાં આવાં બહાનાં બતાવ્યાં; પણ **ઓ**ખાએ તેનું કહેલું માન્યું નહિ. પરંતુ છેવટે રાજકુમારી ઉપર દયા લાવીને પછી

ચિત્રલેખા ત્યાંથી આકાશ માર્ગે દ્વારિકાં ગઈ. દ્વારિકાંની આસ-પાસ સુદર્શન ચક્ર રક્ષા કરવા ફરતું હતું, તેથી નારદજીએ આવી યુક્તિથી તેને અંદર દાખલ કરાવી. ચિત્રલેખા પ્રદ્યુમ્નજીના મહેલ-માંથી હિંડોળામાં અનિરુદ્ધ સૂતો હતો તેને લેઈ, પાછી શોણિત-પુર એકદંડીયા મહેલમાં આવી. ઓખા પોતાના વરને આવેલો જોઈ ખુશ થઈ, પણ તેને જગાડ્યા નહિ. ચિત્રલેખા કેવી રીતે ગઈ ને કેવી રીતે આવી, એ સંબંધી તેઓ વાતો કરવા લાગ્યાં. એમ કરતાં કરતાં પ્રભાત થયું. બંદિજનનાં ગાયન સંભાળાવ્યાં ત્યારે અનિરૂદ્ધ ઓચિંતો જાગી ઉઠ્યો. તેણે પરણવાની ના પાડી, પણ ચિત્રલેખાએ છેવટ અનિરૂદ્ધને શાંત પાડી માળિયામાં ઓખાને તેના હાથ મેળવી પરણાવ્યાં અને પછી ઓખાને કહ્યું કે, 'બેન ! મને રજા આપ. હું મારા લોકમાં જઇશ, પછી ચિત્રલેખા ગઈ. માળિયામાં વરવહુ ઓખા અને અનિરુદ્ધ રહ્યાં. બીજે દિવસે પહેરેગીરોને શક પડ્યો કે, માળિયામાં ચિત્રલેખા નથી, પણ કોઈ પુરુષ છે. તેમણે બાણની પાસે જઈ ખબર આપી. એથી કોભાંડ મંત્રી તપાસ કરવાને આવ્યો. ઓખાએ થોડીવાર તેને ઉડાવ્યા કર્યા, પણ કોભાંડે માન્યું નહિ. ત્યારે તેણે માળિયાની તપાસ કરવાને હુકમ કર્યો. કાલાવાલાથી પ્રધાન સમજ્યો નહિ ત્યારે ઓખાએ તેને દમ ભરાવ્યો.

કોભાંડે કાલાવાલા કે ધમકી કશાને નહિ ગણકારતાં, મેડી તપાસવાનો હુકમ કર્યો. બારણાની ભોગળ લઈ, ક્રોધથી અનિ-રુદ્ધ તેની સામે થયો અને રાક્ષસોને તથા કોભાંડને ત્યાંથી મારીને નસાડી મૂક્યા. કોભાંડે જઈ બાણને સર્વ હકીકત જાણ કરી. બાણ બહુ જ ગુસ્સે થયો. બળવાન્ માણસો સાથે તે એકડંડીયા મહેલ ઉપર ગયો અને નાગપાશથી અનિરુદ્ધને બાંધી કેદી કરાવ્યો અને ઓખાને રાજમહેલમાં સખત પહેરામાં રાખી. નારદજીએ બંધીખાનામાં આવી અનિરુદ્ધને દર્શન આપી ધીરજ દીધી અને

## નાગપાશ.



નાગપાશથી અનિરૂદ્ધને બાંધી કેદ કરાવ્યો

પ. ૯૯.

Lakshmi Art, Bombay

ત્યાંથી દ્વારિકામાં જઈ શ્રીકૃષ્ણને કહ્યું કે, 'તમે તો અહિં મોજ મહાલો છો, પણ પ્રદ્યુમ્નનો દીકરો અનિરુદ્ધ તો શોણીતપુરમાં બંદીખાને પડ્યા છે. રુકિમણીએ શ્રીકૃષ્ણને ઉશ્કેર્યા અને જાદવનું મોટું સૈન્ય લઈ, શોણિતપુર ઉપર ચઢી ગયા. બાણુ બહુ બળથી લડ્યો, પણ તેનું કંઈ વળ્યું રહિ. તેના હજાર હાથ કાપી નાંખ્યા ત્યારે તેણે જાણ્યું કે આ શંકરના શાપનું ફળ મળે છે. શંકરની સ્તુતિ કરતાં તે તેની વહારે આવ્યા. શિવ તથા વિષ્ણુ સામસામા લઢવાને તૈયાર થયા ત્યારે બ્રહ્માએ જાણ્યું કે, સૃષ્ટિનો સંહાર થઈ જશે. તેથી બ્રહ્માએ આવી, સલાહ કરાવી અને બાણે વાજતે ગાજતે ઓખા અનિરુદ્ધને પરણાવ્યાં. કૃષ્ણ પરમાત્મા વરકન્યાને લેઈ મોટી ધામધુમથી દ્વારિકામાં પધાર્યા અને સર્વત્ર જય જયકાર થઈ રહ્યો.

---

# મૈત્રેયી.

આ ધર્મનિષ્ઠ અને પવિત્ર બાઈ મહાત્મા યાજ્ઞવલ્કય ઋષિનાં પત્ની હતાં. તે ઇશ્વરભક્ત અને પતિવ્રતા હતાં. પતિ પાસેથી તેમણે આધ્યાત્મિક જ્ઞાનથી પોતાનું અંતઃકરણ સ્વચ્છ કર્યું હતું. મહાત્મા યાજ્ઞવલ્કયને કાત્યાયની નામે બીજી પણ પત્ની હતી. તેની સાથે મૈત્રેયી સ્નેહભાવથી વર્તતાં હતાં. મૈત્રેયીની કથા બૃહદારણ્યક ઉપનિષદમાં આ પ્રમાણે વર્ણવી છે. એક વખતે યાજ્ઞવલ્કય ઋષિએ મૈત્રેયીને કહ્યું કે, "હવે મારી આખર અવસ્થા થઈ છે માટે તમે બેઉ વનમાં જઇને ઇશ્વરસેવામાં બાકી રહેલું જીવન ગાળજો. મારી બધી સંપત્તિ તમને બન્ને જણને સરખે હિસ્સે વહેંચી આપું તે તમે લ્યો." કાત્યાયની કાંઈ પણ બોલ્યાં નહિ, કારણ કે તે કેવળ ઘરના જ કામમાં કુશળ

હતાં, પરંતુ તેજસ્વી બુદ્ધિનાં મૈત્રેયી બોલ્યાં કે, "હે પ્રભુ! આ જગત્ જો ધનથી પરિપૂર્ણ થઇને મારા હાથમાં આવે તો તેનાથી હું શું નિર્વાણ પદ મેળવી શકું?" યાજ્ઞવલ્કયે કહ્યું કે, ધનથી તમારું જીવન ધનવાનના જીવન સરખું થશે. પૈસાથી અમર થવાની આશા નથી." મૈત્રેયીએ ઉત્તર આપ્યો કે-"જેનાથી અમર થવાની સંભાવના નથી, તે લઇને હું શું કરું? જેનાથી અમરત્વ મેળવી શકાય, એવા બ્રહ્મજ્ઞાનનો મને તો ઉપદેશ આપો."

યાજ્ઞવલ્કયે કહ્યું,-"મૈત્રેયી! તમે મને ઘણાં પ્રિય છો, તે ઉપરાંત પરમ કૃપાળુ પરમેશ્વર સંબંધી પ્રશ્ન પૂછીને તથા તેને વિષે જાણવાની ઇચ્છા કરીને મને વધારે પ્રિયકર થયાં છો. તમે મને જે પ્રશ્ન પૂછ્યો તેનો ઉત્તર આપું તે સાંભળો. કોઈ સ્ત્રી સ્વામીની ઇચ્છાનુસાર તેને પ્રિય થવાની ઇચ્છા રાખતી નથી, પરંતુ આત્માની કામનાના અનુરૂપ ભર્તારને પ્રીતિપાત્ર થાય છે. સ્ત્રી પોતાની ઇચ્છા પરિપૂર્ણ થયાથી જ સંતુષ્ટ રહે છે. પત્ની પતિને ન ગણકારે તો તે સ્વામીની વિરક્તિને પ્રાપ્ત થઈ પડે. પુત્રો પિતાને પ્રિય હોવાનું કારણ એ છે કે, તેઓ ભવિષ્યમાં તેને સુખ આપે. પુત્ર પિતાને તાબે ન રહે તો તે કદી પણ પિતાનો સ્નેહાસ્પદ થતો નથી. તે જ પ્રમાણે ઘોડા, ગાય વગેરે પશુઓ પણ સ્વાર્થને લઇને જ પ્રિય છે. જ્યારે તેઓ પોતાનું કામ કરવાને અસમર્થ થાય છે ત્યારે અપ્રિય થઈ પડે છે. વેદ લોકોને પ્રિય છે તેનું કારણ એ છે કે, તેનું અધ્યયન કંઈ પ્રયોજનવાળું છે એમ તેઓ સમજે છે. વેદથી આલોકમાં સન્માન અને પરલોકમાં સુખ મળે છે. માટે લોકો તેને પ્રિય સમજે છે. આ સર્વ દૃષ્ટાંતોનું તાત્પર્ય એ છે કે, આત્મા સિવાય બીજું કંઈ પુરુષને પ્રિય નથી. આત્મા જ ખરેખર પ્રિય છે. પુત્ર તથા સ્ત્રી વગેરે જે પ્રિય થાય છે, તે આત્માના સ્વાર્થને અંગે છે, માટે હે મૈત્રેયિ! પરમાત્માનો સાક્ષાત્કાર કરવો, એ જ

સારનો સાર છે. આત્માનો પ્રતિપાદક વેદ તે પ્રથમ સાંભળવો. પછી યુક્તિથી તેના અર્થનું મનન કરવું, પછી નિદિધ્યાસન એટલે તેનો અર્થ સારી રીતે ધ્યાનમાં લેવો. પરમાત્મા સાંભળ્યો અને જાણ્યો, એટલે પરમાત્માના તત્વથી સાક્ષાત્કાર થયેલું આ સર્વ જગત્ જણાય છે.

આત્મા જ દર્શન, મનન, શ્રવણ અને ધારણાને યોગ્ય છે. હે મૈત્રેયિ! અંતરમાં જે લોક છે તે આત્માને જુએ તો જ તે લોકે સર્વ કાંઈ જાણ્યું, સાંભળ્યું, મનન કર્યું અને ધારણ કર્યું કહેવાય. એક વસ્તુ જાણ્યાથી બીજી વસ્તુ કેવી રીતે જણાય? પરમાત્મા સિવાય બીજી કંઈ સત્તા નથી. જો કંઈ હોય તો તે આપણને જાણ થવાની નથી. ટુંકામાં બીજું કંઈ જ નથી. પરમાત્મા સ્વતંત્ર છે, માટે આત્મા જ સર્વસ્વ જણાય છે. જેમ ઢોલનો અને વિણાનો શબ્દ સાંભળ્યાથી ઢોલને મારવાનો તથા વિણાને વગાડવાનો શબ્દ સંભાળાય છે તેમ પરમાત્માને જાણ્યાથી સર્વ જાણવામાં આવે છે. સમુદ્ર સઘળા પાણીનું સ્થાન છે, ત્વચા સ્પર્શનું મુખ છે, જીભ રસનો સ્વાદ લેવાનું સાધન છે અને નાક ગંધ લેવાનું સાધન છે. જો નાક ન હોત તો શ્વાસ લેવાત નહિં. કાન એ જ શબ્દ શ્રવણભૂમિકા છે, ચિત્ત બધી વાસનાનું મંદિર છે, હૃદય સઘળી વિદ્યાનું મંદિર છે, હાથ બધા કર્મનો આશ્રય છે, મરુત બધી કુદરતી વસ્તુનો ભંડાર છે અને વાક્ય એ શ્રુતિનું અવલંબન સ્થાન છે. જો વાક્ય ન હોય તો વેદ રહી શકત નહિં. સર્વ પદાર્થોના આશ્રયોનો આશ્રય બ્રહ્મ છે. હે મૈત્રેયિ! તમે બ્રહ્મ જ અવલંબીને જીવતાં રહો."

**મૈત્રેયી**–"પ્રભુ! આપે જે મહાન્ આત્મા સંબંધી કહ્યું, તે શું મોહમાં ફસાઈ શકે છે?"

**યાજ્ઞવલ્ક્ય**–"નહિ, તે આત્મા અવિનાશી, સ્થિતિ તથા નાશ રહિત છે. અજ્ઞાન આત્માને કદી પણ સ્પર્શ કરવાને સમર્થ નથી."

મૈત્રેયી આ આધ્યાત્મિક તત્વ ભરેલાં વચનો સાંભળ્યાથી વિદુષી, બુદ્ધિશાળી અને બ્રહ્મજ્ઞાનમાં પ્રીતિવાળી થઈ. તેની વિદ્યા-ગ્રહણ કરવાની બુદ્ધિ ઘણી જ વિશાળ હતી. તેમ જ તેની ધર્મ-પ્રવૃત્તિ ઉત્તમ હતી. તેનું ઉપનિષદમાં કહેલું વેદવાક્ય ઘણું જ ઉત્તમ છે. તે બ્રહ્મવાદિની થઈ હતી, એવું શ્રુતિમાંથી જણાય છે. 'तयोर्ह मैत्रेयी ब्रह्मवादिनी बभूव' અધ્યાત્મ તત્વની જિજ્ઞાસા તેનામાં ઘણી જ બળવાન્ હતી. જ્યારે યાજ્ઞવલ્ક્ય ઋષિ વનમાં તપ કરવા ગયા ત્યારે પતિવ્રતા મૈત્રેયી યોગિનીનો વેષ ધારણ કરી સ્વામીની સાથે વનમાં ગયાં હતાં, અને સ્વામીની સાથે જ બ્રહ્મ-તદાકારમાં લીન થયાં હતાં.

---

## દેવહૂતિ.

સરસ્વતી અને દૃષદ્વતી નદીઓના વચલા ભાગમાં બ્રહ્મવર્ત દેશના રાજા સ્વાયંભૂ મનુની પુત્રી દેવહુતિ બાલ્યવયથી જ બુદ્ધિમાન્ હતી. તેની સદ્બુદ્ધિ જોઇને તેના પિતાએ તેને ધર્મ-શાસ્ત્ર, ન્યાય, વિજ્ઞાન, વગેરે વિદ્યાનું અધ્યયન કરાવ્યું હતું. વિદ્યામાં તેમ જ સૌંદર્યમાં તે વિદ્યુત સરખી તેજસ્વી હતી. સ્વાયંભૂ મનુએ તેનાં જ જ્ઞાન, ગુણ, રૂપ અને સ્વભાવને મળતાં જ જ્ઞાન, ગુણ અને સ્વભાવવાળા મહાત્મા શ્રી કર્દમ મુનિ વેરે શાસ્ત્રવિધિથી તેને પરણાવી હતી.

દેવહૂતિને કર્દમ મુનિના કેટલાક ગુણોનો પાશ લાગ્યો. તે હમેશાં પતિ સેવામાં, ગૃહકાર્યમાં અને ઇશ્વરારાધનામાં તત્પર રહી નિત્ય કર્મ કરતી. નવરાશના વખતમાં પતિ પાસેથી તત્ત્વજ્ઞાન મેળવવાનો યત્ન કરતી હતી. તેને બ્રહ્મજ્ઞાન બહુ પ્રિય હતું. કાળે કરીને દેવહૂતિને એક પછી એક એમ નવ પુત્રીઓ થઈ

હતી. કર્દમ મુનિએ વનમાં તપ કરવા જવા ધાર્યું ત્યારે દેવહૂતિએ તેમને કહ્યું કે, "આપ સંસારાશ્રમ છોડી વનમાં જાઓ છો, તો આપની ગેરહાજરીમાં મને જ્ઞાનનો ઉપદેશ કોણ આપશે? મને તત્વજ્ઞાન શિખવવા માટે કોઈને યોજો." મુનિના મનમાં કરુણાનો ઉદય થયો અને તેમણે દેવહૂતિને ઈશ્વરભક્તિમાં ચિત્ત રોકવાનો ઉપદેશ કરવા થોડા દિવસ વનમાં જવાનું મુલતવી રાખ્યું. પછી દેવહૂતિને પેટે એક પરમ સુંદર અને તેજસ્વી પુત્રનો જન્મ થયો. તેનું નામ કપિલદેવ પાડ્યું. દેવહૂતિને પુત્ર થયા પછી કર્દમ મુનિ વનમાં તપ કરવા ગયા. દિવસ જતાં કપિલ મોટા થયા. તેમણે માતાના અભિપ્રાય પ્રમાણે ચાલી, ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. સાંખ્ય શાસ્ત્ર તેમણે બનાવેલું છે. તેમાં એવો ઉપદેશ છે કે, ચોવીસ તત્વને જાણીને તેનાથી હું ભિન્ન છું એમ જાણે છે તથા છવિસમા પુરુષને ઓળખે છે તો તેને મોક્ષ મળે છે. બ્રહ્મવિદ્યાથી આત્મસ્વરૂપનું જ્ઞાન થાય છે તથા સુખદુઃખની નિવૃત્તિ થાય છે. ચિત્ત જ જીવનું બંધન છે અને પરમેશ્વરમાં સંલગ્ન થવાથી મુક્તિ મળે છે. દેવહૂતિએ પોતાના પુત્રને એવો મોટો જ્ઞાની થયેલો જોઈ, તેની સાથે તત્વજ્ઞાન સંબંધી જે વાતચિત કરી હતી તે આ પ્રમાણેઃ—

કપિલ—મારા અભિપ્રાયમાં યોગ એ જ મુક્તિ મેળવવાનો સર્વથી મોટામાં મોટો માર્ગ છે. યોગસાધન મનને તાબે કર્યા શિવાય એટલે અંતઃકરણની એકાગ્રતા શિવાય કદી પણ થઈ શકતું નથી. મનને જે તરફ ચલાવવામાં આવે તે તરફ દોડે છે. ભોગની વસ્તુ તરફ ચિત્તનું વલણ થવાથી જીવને નિવૃત્તિ મળવાનો સંભવ નથી, પરંતુ ઈશ્વરમાં લીન થયા પછી અજ્ઞાન, પાપ, પ્રલોભન, વગેરેથી તેનો છૂટકો થઈ શકે છે. ત્યાર પછી આત્મસમર્પણ વિના યોગીઓને બ્રહ્મજ્ઞાન મેળવવાનો બીજો કોઈ માર્ગ નથી. સાધુઓનો સમાગમ આ સર્વનું મૂળ છે.

દેવહૂતિ–પુત્ર! ભગવાનની કેવી રીતે ભક્તિ કરવી જોઈએ, તે હું જાણુતી નથી. હું સ્ત્રી છું, માટે મારે ઈશ્વરની કેવી રીતે ભક્તિ કરવી તે મને કહે? ભક્તિયોગથી મારો જન્મ સાર્થક થાય, એવું જે તત્વ હોય તે તું મને કહે.

કપિલ–વેદમાં કહેલાં કર્મો કર્યાથી ભગવાન્ વિશે ભક્તિ થાય છે. ભક્તિના બળથી મોક્ષ માર્ગ સરળ થાય છે, પરંતુ ઘણા જણુ આવી રીતિથી સંતોષ પામતા નથી. તેઓ મુક્તિના કરતાં ભક્તિયોગથી પરમેશ્વરની સેવા કરવાને વધારે પસંદ કરે છે અને તેથી તેમાં જ સદાકાળ ગાળે છે. હે માતાજી! જેના યોગે હૃદયની શંકાઓ દૂર થઈ પરમાત્માનું દર્શન થાય તે જ ઉત્તમ જ્ઞાન કહેવાય છે. મોક્ષને માટે વિદ્વાનો જે વિષય દેખાડે છે તે જ્ઞાન ઉત્તમ છે અને તે સંબંધી થોડુંક હું તમને કહું છું તે, તમે સાંભળો. જે આત્મસ્વરૂપ, આદિ રહિત, સ્વયં–પ્રકાશિત અને ગુણુ તથા પ્રકૃતિના સંગ રહિત તથા અખિલ બ્રહ્માંડ જેના પ્રભાવથી પ્રકાશ પામે છે તે જ પરમ પુરુષ છે. પ્રકૃતિ શક્તિરૂપ, ધૃતિરૂપ અને અવ્યક્ત ગુણથી યુક્ત છે. તે લીલાક્રમથી વિષ્ણુની પાસે ગયાથી વિષ્ણુ તેને ગ્રહણુ કરે છે. જે ક્રિયા પ્રકૃતિના ગુણને લીધે થાય છે, એટલે જેનો પ્રકૃતિની સાથે ઘણો જ નિકટનો સંબંધ છે, તેથી તે સર્વ તેનું કર્તવ્ય છે એમ ધારવું. હે માતાજી! પુરુષ સ્વયં-સાક્ષી માત્ર સુખસ્વરૂપ છે. કોઈ કામમાં તેનું પ્રભુત્વ નથી. પ્રકૃતિ, કાર્ય, કારણુ અને કરવાનું મૂળ કારણુ છે. પુરુષ તો કેવળ સુખદુઃખનો ઉપભોક્તા છે.

દેવહૂતિ—આ દૃષ્ટિએ પડતા વિશ્વનું નાનામાં નાનું અને મોટામાં મોટું કાર્ય પ્રકૃતિ અને પુરૂષથી ઉત્પન્ન થયું છે, તે હું સમજી ખરી, પરંતુ હે પ્રિય પુત્ર! હવે તું તેનાં લક્ષણુ મને કહે.

કપિલ—માતાજી! સનાતન સત્વ, રજ અને તમોગુણુની જે સામાન્યાવસ્થા તે જ પ્રકૃતિ છે. પાણી, પૃથ્વી, આકાશ, અગ્નિ,

વાયુ એ પાંચ મહાભૂત છે; રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ આ પાંચ તન્માત્રા છે; કાન, જીભ, ત્વચા, નાક, આંખ, આ પાંચ જ્ઞાનેન્દ્રિય તથા વાણી, હાથ, પગ, ગુદા ને ઉપસ્થ આ પાંચ કર્મેન્દ્રિય છે; અહંકાર, ચિત્ત, મન અને બુદ્ધિ એ ચાર અંતરિન્દ્રિયો છે. એમ બધાં મળીને ચોવીસ તત્વો છે. એ સગુણ બ્રહ્મમાં છે. "કાળને ગણતાં" પચીસ તત્વ થાય છે. કેટલાએક કાળને જૂદો પદાર્થ ગણતા નથી. તેઓ કહે છે કે, એક વિશ્વપતિના પ્રભાવ વિના બીજું કાંઈ નથી. વળી પુરુષ સૂર્યની પેઠે નિર્ગુણ અને નિર્વિકાર છે. "હું કરનારો છું." આવું અભિમાન જે પુરુષ જે પળમાં કરે છે, તે પળે તે વિકૃતિમાં આસક્ત થઈ પડે છે અને તેથી શોક ઉત્પન્ન થવાનું તેને મોટું કારણ મળે છે. અર્થ શિવાય સંસાર ચલાવવો કઠિન છે. વળી વિષયવ્યાપાર વગેરેના વિચારમાં ગુંથાયાથી પુરુષ માયાની જાળમાં પડે છે, માટે જ હું કહું છું કે, ચિત્તવૃત્તિ ખરાબ માર્ગે દોડે તો દૃઢભક્તિથી અને વૈરાગ્યથી તેને વશ કરવી જોઇએ.

બીજું યમ નિયમાદિ યોગથી ચિત્તને વશ કરીને શ્રદ્ધાપૂર્વક ઈશ્વરમાં આત્માર્પણ, મૌનનું અવલંબન, સર્વ ધર્મનું અનુષ્ઠાન, વિષયવાસનાનું નિઃસ્પૃહપણું, એકાંત જગામાં વાસ રહેવું, બ્રહ્મચર્ય અને પ્રકૃતિ પુરુષનું જ્ઞાન મેળવવા માટે જ્ઞાનનો સંગ્રહ, આ બધું કરવાથી જ બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે છે. હે ભગવતિ! પાણીમાં પ્રતિબિંબિત થયેલો સૂર્ય પૃથ્વી ઉપર દેખાય છે અને પાણી તથા પ્રતિબિંબના મેળાપથી ગગનમાંનો ચંદ્ર જોવાય છે. ઇન્દ્રિય, ભૂત અને મનોમય આત્માના પ્રતિબિંબથી તથા ત્રણ ગુણવાળો અહંકાર બ્રહ્મના પ્રતિબિંબરૂપે જોવાથી તે અહંકારથી પરમાર્થ પરિજ્ઞાનરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે.

**દેવહૂતિ–પુત્ર!** પ્રકૃતિ અને પુરુષ બન્ને નિત્ય છે અને બંને અન્યોન્યાશ્રય સ્વરૂપ છે, તે મારા સમજવામાં આવ્યું. ક્ષિતિ

અને ગંધ જેમ એક બીજાથી જૂદાં થઈ શકતાં નથી, રસ અને પાણીમાં જેવો અભેદ્ય સંબંધ છે તેવો પુરુષ અને પ્રકૃતિનો નિત્ય સંબંધ છે. તે છૂટાં પડીને સ્વતંત્ર ભાવથી રહી શકતાં નથી, તેમ પ્રકૃતિ અને પુરુષ ન છૂટે એવા બંધનથી બંધાયલાં છે.

કપિલ—હવે યોગનું વર્ણન કરું તે સાંભળો. એનાથી મન મેલવિનાનું અને સન્માર્ગે જનારું થાય છે. યથાશકિત સ્વધર્મનું ધર્માનુષ્ઠાન, નિર્વાહ જેટલી વસ્તુ ઉપર પ્રીતિ ને અપવિત્ર વસ્તુ ખાવી નહિ, અલ્પ આહાર કરવો, એકાંત વાસ રાખવો, અહિંસા વગેરે ઉત્તમ વ્રત લેવું, સત્ય બોલવું, તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, શુદ્ધાચાર, ઈશ્વરની આરાધના અને પ્રાણાયામ વગેરેની ધ્યાયતાથી અંતઃકરણને યોગ તરફ દોડાવવું, અગ્નિ અને વાયુથી સોનાની શુદ્ધિ થાય છે તેમ યોગી શ્વાસોચ્છ્‌વાસને રોકી અંતર શુદ્ધ કરે છે. પ્રાણાયામથી વાયુ,પિત્ત, તથા શ્લેષ્માદિ દોષ; ધારણાથી મનનો દોષ અને ધ્યાનથી નાસ્તિકતા દૂર થાય છે. ત્યારપછી યોગના માહાત્મ્યથી ચિત્ત શુદ્ધ થયા પછી, નાકના આગળના ભાગ ઉપર નજર સ્થાપીને બ્રહ્મના વિચારમાં મનને રોકવું જોઇએ. ભકતોનું હૃદય (મન) જ તેના ઉપદેશનું માત્ર એક આસન છે.

દેવહૂતિ—સાંખ્ય દર્શનમાં પ્રકૃતિ ઈત્યાદિનો વૃત્તાન્ત જે પ્રકારે કહેલો છે, તે પ્રકારે તેનું વર્ણન તેં કર્યું. હવે તેનું મૂળ સ્વરૂપ ભકિતયોગના વિષયનું વર્ણન કર. એ સાંભળવાથી જીવ સંસારના વ્યવહારથી નિઃસ્પૃહ થાય છે. જેવી રીતે તત્ત્વનો ઉપદેશ તેં મને આપ્યો છે, તે ઉપરથી મારી ખાત્રી થાય છે કે, તું યોગનો પ્રકાશ કરવામાં સૂર્યરૂપ છે.

કપિલ—માતાજી! ભકિતયોગ જૂદા જૂદા પ્રકારનો છે. ભેદદર્શી યોગ તામસ એટલે નિકૃષ્ટ યોગ છે. ધન, માન અથવા

પ્રખ્યાતિ મેળવવાની આશાથી જે યોગ કરવામાં આવે છે, તેને રાજસ યોગ કહ્યો છે. તે પણ સારો યોગ નથી. પરંતુ તે મધ્યમ પ્રકારનો યોગ છે. જગદીશ્વરપ્રતિ પ્રીતિ નહિ દેખાડવાથી જીવની સદ્દગતિ થતી નથી, એવું સમજવું, એ સાત્વિક યોગ કહેવાય છે અને એ જ સર્વથી ઉત્તમ છે. એનું બીજું નામ નિર્ગુણ ભક્તિ યોગ છે. જેમ નદીનું પાણી સમુદ્રના પાણીમાં મળવા સાગરના પાણીના ગુણને ગ્રહણ કરે છે, તેમ નિષ્કામ મનોગતિ (એટલે ઇશ્વરની આગળ સાંસારિક કામના વિનાની પ્રાર્થના) ઇશ્વરભાવને ધારણ કરે છે. તેથી તે ઘણો જ પ્રશંસનીય છે.

એ પ્રમાણે મહાત્મા કપિલ મુનિએ શિક્ષણ મેળવીને, પોતાની પ્રિયજનની દેવહૂતિને ખરા તત્વનું જ્ઞાન આપ્યું હતું. મા દીકરાની વચ્ચે અધ્યાત્મ વિષયની વાતચિત થઈ હતી. પૂર્વે ભારત વર્ષની માતાઓ દેવહૂતિની પેઠે તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયમાં ઉંડી ઉતરીને, આત્માની ઉન્નતિને માટે યત્ન કરતી હતી.

---

# લોપામુદ્રા.

લોપામુદ્રા વિદર્ભ રાજાનાં પુત્રી અને મહાત્મા અગસ્ત્યનાં પત્ની થતાં હતાં. તે બુદ્ધિમાન્ અને ઇતિહાસ તથા પુરાણોનું શ્રવણ-મનન કરનારાં હતાં. વિદર્ભરાજે લોપામુદ્રાને તપસમૃદ્ધિવાળા મહાત્મા મિત્રાવરુણના પુત્ર અગસ્ત્ય ઋષિ, કે જે મહાવિદ્વાન, તેજસ્વી, સદ્દગુણી અને તપસ્વી હતા, તેમની સાથે પરણાવ્યાં હતાં. ઋષિની સમૃદ્ધિમાં જોઇએ તો ખાખરાનો દંડ, પાણી પીવાને કમંડળ, રહેવાને ઝુંપડી અને પહેરવાને વલ્કલ વસ્ત્ર એટલું જ હતું. લોપામુદ્રાએ તેમાં વધારે સુખ માનીને રાજવૈભવને

તુચ્છ ગણી, ઋષિની જોડે ખુશીથી લગ્ન કર્યાં હતાં. **અગસ્ત્ય** ઋષિએ જ્યારે વિદર્ભ રાજા પાસે **લોપામુદ્રાની** માંગણી કરી ત્યારે રાજ-વૈભવના સુખમાં ઉછરેલી પુત્રીને ઋષિને આપવા તે ખુશી થયા નહિ. 'ઋષિને શો ઉત્તર આપવો' તેની રાજાને ચિંતા થવા માંડી. આ વાત લોપામુદ્રાના જાણવામાં આવતાં તેણે પિતાને કહ્યું કે, "પિતાજી! મહર્ષિની પત્ની થવામાં હું લગારે દિલગીર થતી નથી. આપ શા માટે વ્યર્થ વિલાપ અને પરિતાપ કરો છો? આપને શી અડચણ છે? આપના સૌભાગ્યનો ઉદય થશે. ત્રિલોકથી પૂજાયલા અને આખા વિશ્વનું હિત ઇચ્છનારા ધાર્મિક મુનિવર **અગસ્ત્ય** આપના જમાઈ થવાને ઇચ્છે છે, તો તે મહાત્માની સ્ત્રી થવાથી મને કંઈ પણ કષ્ટ પડશે નહિ. પૃથ્વીમાં જેટલા પ્રકારનાં સુખ છે, તેમાં ધર્માચરણનું સુખ એ જ હમેશાનું સુખ છે. બીજાં બધાં સુખ નાશવંત છે. વળી હે પિતાજી! ધર્મનું સુખ રાજ-મહેલ કરતાં વનમાં વધારે સુલભ છે. શાંત વૃત્તિવાળા સાધુ પુરુષની સાથે વનમાં રહેવા કરતાં સંસારીઓની સાથે રાજભવનમાં રહેવું, શું વધારે સુખદાયક છે? કદી નહિ. હું મહર્ષિની પત્ની થવાની ઇચ્છા રાખું છું, માટે આપ સુખેથી મારું કન્યાદાન દ્યો."

**વિદર્ભના** રાજા, કન્યાનાં ધર્મયુક્ત વાક્યો સાંભળીને પ્રસન્ન થયા. **લોપામુદ્રાને** પછી મહર્ષિ **અગસ્ત્ય** સાથે પરણાવી. તેણે રાજવૈભવને તુચ્છ માની, પિતા તરફથી સાસરવાસામાં જે ઉત્તમ વસ્ત્રાલંકાર વગેરે મળ્યું હતું તે દૂર ફેંકી, પોતાના પતિની સમૃદ્ધિને યોગ્ય વલ્કલ વસ્ત્ર ધારણ કર્યાં. વાઘ, વરુ, ચિત્તા, વગેરે ફાડી ખાનારાં પશુઓથી ભરેલા અને ભયંકર શબ્દોથી ગાજી રહેલા અરણ્યમાં પતિ સાથે વાસ કર્યો. જેણે કદી પણ તાઢ, તાપ કે વરસાદ વેઠેલો નહિ, જે કદી પણ પગે ચાલેલ નહિ તેવાં કોમળ અંગનાં **લોપામુદ્રા** મન, વચન અને કર્મથી સ્વામીની સેવામાં દિવસ નિર્ગમન કરવા લાગ્યાં.

રાજવૈભવમાં ઉછરેલાં લોપામુદ્રા યોગિનીને વેશે, પતિ સાથે પોતાનું કર્તવ્ય કરવા મંડ્યાં. પતિની આજ્ઞાનુસાર રહી, તેમની છાયા પ્રમાણે સદા ચાલતાં, તે પોતાનું મન ધાર્યું કંઈ પણ કરતાં નહિ. નિત્ય તેમને ભોજન કરાવ્યા પછી પોતે ભોજન કરતાં, સુતા પછી સૂતાં અને ઉઠ્યા પહેલાં ઉઠતાં હતાં. કદી અસંતોષી રહેતાં નહીં અને નિરંતર અતિથિ, ગાય, અનાથ તથા કુટુંબીઓને જમાડ્યા પછી જમતાં. આવો ગૃહસ્થાશ્રમ તેમણે જીંદગીપર્યંત પાળ્યો હતો. તેમનો ધ્યાનજ્ઞાનનો વિષય માત્ર ઈશ્વર અને પતિ જ હતો. તેમણે પતિ પાસેથી તત્ત્વજ્ઞાન મેળવ્યું હતું અને તપશ્ચર્યા કરી દેહનો ઉદ્ધાર કર્યો હતો. ઋગ્વેદમાં કેટલીક ઋચાના તે દ્રષ્ટા છે. લોપામુદ્રાએ એક મહા તેજસ્વી પુત્રને જન્મ આપ્યો હતો. તેનું નામ દૃઢદસ્યુ હતું. સુતીક્ષ્ણ મુનિએ રામને જે માર્ગ બતાવ્યો હતો, તે ઉપરથી જણાય છે કે, તેમનો આશ્રમ દંડકારણ્યમાં હતો. ગોદાવરી નદીના ઉત્તર તીર ઉપર લોપામુદ્રાનો આશ્રમ હતો, એમ રામાયણથી જણાય છે, જ્યારે મહાભારતમાં તે આશ્રમ ગયા પાસે હતો એમ જણાવેલું છે. લોપામુદ્રાએ પતિસાથે દેશ વિદેશમાં તીર્થયાત્રા કરી હતી. અગસ્ત્ય મુનિએ ઘણી શોધો કરી હતી. લોપામુદ્રા એક રાજાની કન્યા છતાં, તેમણે રાજવૈભવનાં સુખની સ્પૃહા ન રાખતાં, વૈભવરહિત જંગલમાં રહેનાર ઋષિને પસંદ કર્યા હતા. જ્ઞાન તેમને સુખદાયી અને ઉદ્ધારક થઈ પડયું હતું એટલું જ નહિં, પણ તેમનું કીર્તિવંત નામ જગતમાં કાયમ રાખવાને અધ્યાત્મ કારણભૂત થયું હતું. મહાત્મા અગસ્ત્ય જેવા મહર્ષિની પત્ની થઇને લોપામુદ્રાએ જે લાભ મેળવ્યો છે, તેવો રાજદ્વારમાં કોઈ પણ રાજાની રાણી થઇને તે મેળવી શકત નહિ. તેમણે દીર્ઘદૃષ્ટિથી પોતાના આત્માના કલ્યાણનો માર્ગ ગ્રહણ કરતાં પોતાને જન્મ આપનાર પિતાનું પણ શુભ ઇચ્છયું હતું. એકંદરે વિચાર કરતાં લોપામુદ્રાની પિતૃભક્તિ, પતિભક્તિ અને સહનશીલતા ખરેખર સ્તુતિપાત્ર જ છે.

---

# રુકિમણી.

વિદર્ભ દેશમાં ભીમક નામે રાજા રાજ્ય કરતો હતો. તેને રુકિમણી નામની એક પુત્રી અને બીજા પાંચ પુત્રો હતા. મોટા પુત્રનું નામ રુકમી હતું ને પુત્રીનું નામ રુકિમણી હતું. તે ભણેલીગણેલી તથા વ્યવહારકુશળ હતી. પોતાના પિતાની પાસે આવતા અનેક પંડિતોના મુખથી તેણે શ્રીકૃષ્ણનાં અનેક પરાક્રમો સાંભળ્યાં હતાં તથા તેની ધર્મનિષ્ઠાનાં પણ ઘણાં જ વખાણ સાંભળ્યાં હતાં, તેથી તેનું મન તેને પરણવા માટે ઉત્સુક થયું હતું. આ વાત તેના પિતાને તથા માતાને પણ ગમતી હતી, પરંતુ તેના મોટા ભાઈ રુકમીને તે વાત ગમતી નહતી. તે શિશુપાળનો અને કંસનો મિત્ર હતો, જે શ્રીકૃષ્ણના કટ્ટા દુશ્મન હતા. તેથી રુકમીએ રુકિમણીની ઇચ્છા ન છતાં પોતાના માતા અને પિતાના વિચારથી વિરુદ્ધ થઇને પોતાની બહેનનું શિશુપાળની સાથે સગપણ કર્યું અને વિવાહનો દિવસ પણ નિશ્ચય કરી, શિશુપાળને કુંકુમપત્રિકા મોકલી અને બીજા રાજારાણાઓને પણ આ વિવાહમાં પધારવાને માટે કુંકુમપત્રીઓ મોકલીને બોલાવ્યા. કુંડીનપુર વિવાહના ઉત્સવથી ઉભરાઈ જવા લાગ્યું. આખા નગરમાં વિવાહ નિમિત્તે આનંદ મંગળ થવા લાગ્યાં. બીજી તરફ વિવાહના દિવસ થોડા રહ્યા કે, મંડપારોપણ થયું. રુકિમણીને ચોટ્ટી આપવા માંડી અને વિવાહનાં ગીતોથી રાજમહેલ ગાજી રહ્યો. પરંતુ આવા આનંદના અવસરમાં પણ એક રુકિમણી એકલી બેઠી બેઠી સંતાપ કરતી હતી. તેણે વિચાર કર્યો કે, હવે શ્રીકૃષ્ણને કેવી રીતે સંદેશો પહોંચાડવો. મારો પ્રાર્થનાપત્ર ત્યાં કોણ લઈ જાય? મારી પ્રાર્થના પ્રભુને કોણ જાણ કરે? આમ વિચાર કરતાં તેને એક પોતાના ઘરનો આશ્રિત વૃદ્ધ બ્રાહ્મણ યાદ આવ્યો, એટલે તેને પોતાના સખીદ્વારા બોલાવ્યો અને એક પત્ર લખીને તે બ્રાહ્મણને આપ્યો અને શ્રીકૃષ્ણને મોહોડે કહેવાની

કેટલીએક વાતની સમજણ પાડીને દરબાર ગઢના પાછલા દ્વારથી રવાના કર્યો. બ્રાહ્મણ **રુક્મિણી**નો પત્ર લઇને દ્વારકાપુરી તરફ ચાલ્યો; અને કેટલેક દહાડે **દ્વાર**કાપુરી પહોંચ્યો અને **શ્રી**કૃષ્ણને પત્ર આપ્યો. **શ્રી**કૃષ્ણે પણ **રુક્મિણી**નો પોતાના ઉપર પ્રેમ છે, એ વાત ઘણા દિવસથી જાણી હતી. તેણે બ્રાહ્મણને માન આપીને આસન ઉપર બેસાડ્યો અને પછી ધીરેથી તેને પૂછ્યું; 'મહારાજ ! કેમ પધાર્યા છો ? અમારાં જેવાં શાં કામ છે ?' બ્રાહ્મણે આશીર્વાદ આપીને કહ્યું કે, 'રાજાજી ! આપનાં ઘણાં કામ છે. અમારા રાજાની પુત્રી **રુક્મિણી**એ આપને પત્ર મોકલ્યો છે, તે વાંચીને આપ સર્વ જાણશો.' એમ કહીને વાંસની વાંસળીમાં ઘાલેલો કાગળ બહાર કાઢ્યો ને **શ્રી**કૃષ્ણના શ્રીહસ્તમાં આપ્યો. **શ્રી**કૃષ્ણ ઘણા જ આનંદથી તે કાગળ વાંચવા લાગ્યા, જેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:-

**કાગળ.**

**દ્વા**રિકાં પૂરી પૂરી સોહામણી, તાહાં બીરાજો **શ્રી**કૃષ્ણ;
જીવણ વ્હેલા આવજો. ટેક.

માન મૂકી લુખી ભૂખી વીનવું, કાળચક્ર ભમે શીર ઉષ્ણ. જી૦ ૧
કોદી નજરે જોયા નથી આપને, ઓળખાણ વિના ધરું હામ; જી૦
માટે માફ કરી હરિ મુજને, વ્હાલા વ્હેલા વળો કહું આમ. જી૦ ૨
મારી છાતી દોડે ધસી તમભણી, ઝીલી લેજો વેળાસર યાર; જી૦
પૂઠે ભમતો **શિ**શુપાળ કાળ તે, મૂઓ આવશે સાંજ સવાર. જી૦ ૩
અહો રાય હું છું હીણ કિંકરી, ઉલટ્યો ઘરનો સહુ સાથ; જી૦
મારું અબળાનું શું જોર ફાવશે, માટે આવી અહો મુજ નાથ. જી૦ ૪
મારું ચિત્ત પ્રોવાયું તમમાંહે, વરું તો વરું શ્રી જદુરાય; જી૦
પ્રીતિજોશ તે નારીની જાતમાં, દૂધ ઉભરો ના જ સમાય. જી૦ ૫
માગી માન મૂકી સામું હું કરું, માની રાખો કરી તમ વામ; જી૦
અર્પ્યા પ્રાણ મેં તો વાસુદેવને, હવે ભયથી ઉગારજો સ્વામ. જી૦ ૬

મોટા મોટા રાજા ગુણુ સાંભળ્યા, નહીં ભીષ્મક મન મનાય; જી૦
પછી બોલ્યો મોટો ભાઈ રૂક્મ તે, યોગ્ય એક શિશુપાળરાય. જી૦ ૭

ભારી ગજવી કીરતી તેહની, તારે બાપે ધર્યો કંઈ કાન; જી૦
વચ્ચે બોલી ઉઠ્યો રૂક્મકેશ તે, બ્હેન લાયક છે નંદકહાન. જી૦ ૮

નામ સુણતાં ગમ્યો વરરાયને, સાચી વાત કહી રૂક્મકેશ; જી૦
નથી એની સમાન કો લોકમાં, એ તો ગુણરૂપરૂડે વેશ. જી૦ ૯

ક્રોધ આવેશમાં રૂક્મ ભાઇ તો, ઘણી નિંદા બકયો બહુ વાર; જી૦
ઘણાં વચનો કહ્યાં વળી બાપને, નથી શિશુપાળસમ કોઈ સાર. જી૦ ૧૦

તારે કંકાસનું મોઢું બાળવા, એમ જાણી ભણી હા રાય; જી૦
શિશુપાળને ટીકો મોકલ્યો, તે તો ભાગ્યેગવાન મનાય. જી૦ ૧૧

મારે પલ્લું નથી કાંઈ જોઇતું, પલ્લું મોટું પરાક્રમ દેવ; જી૦
માટે રાક્ષસ વિધિએ વરો, વ્હેલા થાઓ ક્યારે કરું સેવ. જી૦ ૧૨

અંબા મંદીર પૂરીની બહાર છે, હું તાં આવીશ પૂજવાં માત; જી૦
તમે વ્હેલા પધારજો ત્હાંખરા, પછી થાશે ત્યાંહાં સંધીવાત. જી૦ ૧૩

હવે ઘડીએ તે ઘુંટ ભરાય છે, માટે આવીને લો જ સંભાળ; જી૦
મૂર્ખ સાથે તે શું ઘર માંડવું, જેથી બન્યો બને બેહાલ. જી૦ ૧૪

રંક રૂક્મિણી કિંકરી દાસીના, સ્વામ સ્વીકારજો સાષ્ટાંગ; જી૦
પાણી પીવા રહેશો નહિ નાથજી, આવી રાખી કરો અરધાંગ. જી૦ ૧૫

( કવિ નર્મદ. )

કાગળ વાંચી રહ્યા પછી બ્રાહ્મણે કહ્યું–'હે યદુદેવ! હું આ રીતનો ગુપ્ત સંદેશો લાવ્યો છું. હવે આમાં વિચાર કરીને જે કાંઈ કરવા યોગ્ય હોય તે આપ કરો.' પછી ભગવાને કહ્યું કે, હું જાણું છું કે રૂક્મીએ દ્વૈષને લીધે મારો વિવાહ અટકાવ્યો છે, માટે ક્ષુદ્ર રાજાઓનો નાશ કરી, મારે આધારે રહેલી નિર્દોષ રૂક્મિણીને હું

લાવીશ. કારણ, રુકિમણીને જેમ મારાપર આટલો બધો પ્રેમ છે, તેમ મારું મન પણ તેના ઉપર આસક્ત છે. પછી **શ્રી**કૃષ્ણ ભગવાન્ રથ જોડાવી તેમાં બેસી બ્રાહ્મણને સાથે લઈ, એક રાત્રિમાં **વિ**દર્ભ દેશમાં આવી પહોંચ્યા.

અહીં કુંડિનપુરના રાજા **ભી**ષ્મક પુત્રપર સ્વાભાવિક વાત્સલ્યને લીધે તેને આધીન હોવાથી, પોતાની કન્યા **શિ**શુપાળને પરણાવવા માટે નગરને શણગારવાનો તથા **ગ**ણપતિ વગેરેની પૂજા કરવાનો આરંભ કરાવી દીધો હતો. રુકિમણીને સારી રીતે મંગળસ્નાન કરાવી, ઉત્તમ વસ્ત્રો ઓઢાડીને તેને સ્વસ્તિવાચન કરાવ્યું. રુકિમણી જે **શ્રી**કૃષ્ણ ભગવાનના આગમનની વાટ જોતી હતી, તે મોકલેલા બ્રાહ્મણને પાછો ન આવેલો જોઈ ચિંતા કરવા લાગી. તે મન સાથે કહેવા લાગી કે, 'મારા વિવાહને માત્ર ત્રણ પ્રહર જ આડા છે; છતાં હજી કમળનયન **શ્રી**કૃષ્ણ આવ્યા નહીં. ન આવવાનું કારણ શું હશે, તે હું જાણી શકતી નથી.' આમ વિચાર કરે છે, એટલામાં તો તેનું ડાબું અંગ ફરકવા લાગ્યું અને પેલો બ્રાહ્મણ રુકિમણીની પાસે આવીને ઉભો રહ્યો અને રુકિમણીએ તેને પૂછયું કે, 'હે બ્રાહ્મણદેવ! **શ્રી**કૃષ્ણ ભગવાને મારો સંદેશો સ્વીકાર્યો કે નહીં?' ત્યારે બ્રાહ્મણે **શ્રી**કૃષ્ણના આવવાની વાત તથા તેણે રુકિમણીને પરણવા માટે આપેલું સત્ય વચન એ સર્વ કહી સંભાળાવ્યું. રુકિમણી તે બ્રાહ્મણના મુખથી આ વાત સાંભળી હર્ષઘેલી થઈ ગઈ. જેમ પૂર્વના સમયમાં રાજાઓની કન્યા દેવીની પૂજા કરવા પગે ચાલીને જાય છે, તેમ તે પણ પગે ચાલીને દેવીની પૂજા કરવા ગઈ. પૂજા કરી રહ્યા પછી રુકિમણી જેવી બહાર આવી કે, **શ્રી**કૃષ્ણે તેને રથમાં બેસાડી દીધી તથા રથને પૂરજોશમાં દોડાવ્યો ને એકઠા મળેલા સર્વે રાજાઓને કહ્યું કે, 'હું રુકિમણીને પરણવાનો છું, માટે હરણ કરી જાઉં છું.' રુકિમ પોતાની બેનનું હરણ થયેલું જોઈ અત્યંત ગુસ્સે થયો ને મોટું સૈન્ય લઈને **શ્રી**કૃષ્ણની પાછળ

દોડયો. શિશુપાળ રાજા મોટા ઠાઠમાઠ સાથે અનેક રાજાઓને સાથે લઈ રુક્મિણીને પરણવાને આવ્યો હતો. તે પણ શ્રીકૃષ્ણની પાછળ દોડ્યો. તે પછી શ્રીકૃષ્ણે એમને યુદ્ધ આપવા માટે રથને ઉભો રાખ્યો. શિશુપાળના પક્ષના તથા રુક્મિના પક્ષનાં ઘણાં માણસો આ લડાઇમાં મરી ગયાં તથા રુક્મિ જાતે પકડાયો. શ્રીકૃષ્ણ ખડ્ગ લઈ તેને મારવા જતા હતા, તેવામાં રુક્મિણીએ વચમાં પડી કહ્યું, “તમે જો મારાપર પ્રેમ રાખતા હો તો મારા મોટા ભાઇને મારશો નહિ. એના મૃત્યુથી મને અત્યંત કષ્ટ થશે; માટે દયા લાવી એને છોડી મૂકો.” શ્રીકૃષ્ણે રુક્મિને છોડી મૂકયો. તે ત્યારપછી પોતાના નગરમાં નહિ ગયો, પણ ત્યાં જ નગર વસાવી પોતે રહ્યો. પછી યથાવિધિ શ્રીકૃષ્ણ ભગવાનનું તથા રુક્મિણીનું લગ્ન થયું તથા ભીષ્મક અને તેની રાણીને આ લગ્નથી અત્યંત સંતોષ થયો. ત્યાર પછી શ્રીકૃષ્ણ ભગવાને તથા રુક્મિણીએ ઘણા જ પ્રેમ-પૂર્વક પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવ્યો. રુક્મિણી રાજનીતિમાં જેવી કુશળ હતી, તેવી જ ધર્મપરાયણ હતી. તેમણે શ્રીકૃષ્ણને અનેક કર્મોમાં સહાયતા આપીને સંતોષ આપ્યો હતો. તે પતિપરાયણ પતિવ્રતા સતી હતી.

---

## ગાર્ગી.

અધ્યાત્મ શાસ્ત્રમાં પારંગત વિદુષી ગાર્ગી વચક્નુ ઋષિનાં પુત્રી થતાં હતાં. નાની વયમાંથી જ વેદો અને વેદનાં અંગોનું અધ્યયન કરીને તેમણે ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું હતું અને વિદ્વ-ન્મંડળમાં વારંવાર ભાગ લઇને બ્રહ્મનિષ્ઠાવાળાં તથા વિદુષી તરિકે પ્રખ્યાતિને પામ્યાં હતાં. એક વખત વિદેહી જનકે બહુદક્ષિણ નામનો મહા યજ્ઞ આરંભ્યો હતો. તે પ્રસંગે કુરુ દેશના અને પંચાલ દેશના

વિદ્વાન્ બ્રાહ્મણો વિદેહી એવા **જનક**ના યજ્ઞમાં એકઠા મળ્યા હતા. તે યજ્ઞ પ્રસંગે એકઠા મળેલા બ્રાહ્મણોમાં કયો બ્રાહ્મણ વેદ પારંગત અને બ્રહ્મનિષ્ઠ છે, તે જાણવાની રાજાને ઇચ્છા થઈ આવી. તે ઉપરથી તેમણે જેનાં પ્રત્યેક શિંગડામાં એક ચતુર્થાંશ પળ કરતાં કંઇક વધારે સુવર્ણ બાંધેલું હતું, એવી એક હજાર ગાયોને એક વાડામાં પૂરી, અને યજ્ઞમાં આવેલા વિદ્વાન્ બ્રાહ્મણોને કહ્યું કે– "હે ભાગ્યશાળી વિદ્વાન્ બ્રાહ્મણો! તમારામાં જે બ્રાહ્મણ બ્રહ્મનિષ્ઠ હોય, તેને આ સામેના વાડામાં એકઠી કરેલી એક હજાર ગાયો આપવાનો મેં સંકલ્પ કરેલો છે." **જનક** રાજાનું વચન સાંભળી, કોઈપણ પંડિત બ્રાહ્મણ બ્રહ્મવેત્તા હોવાનો દાવો કરી શકયો નહીં. ત્યાર પછી **યાજ્ઞવલ્કયે** પોતે જ પોતાના **સામશ્રવા** નામના બ્રહ્મચારી શિષ્યને હાંક મારીને કહ્યું કે–'હે **સામશ્રવા**! આ બધી ગાયોને આપણા આશ્રમપ્રત્યે હાંકી જા.' ગુરુની આજ્ઞા થતાંજ **સામશ્રવા** તે બધી ગાયોને ગુરુને આશ્રમે લઈ ગયો. તે જોઇને એકઠા થયેલા બ્રાહ્મણો ક્રોધમાં આવી ગયા અને એક સાથે બોલી ઉઠ્યા, 'અરે **યાજ્ઞવલ્કય**! તમે કેવી રીતે બ્રહ્મવેત્તા છો? તમારે તમારું બ્રહ્મવેત્તાપણું દર્શાવવું પડશે.' તે પછી યજ્ઞમાં એકઠા મળેલા વેદ તથા શાસ્ત્રમાં પારંગત વિદ્વાન્ બ્રાહ્મણોમાંથી અશ્વલ, આર્તભાગ, ભુજ્યુ, ઉપસ્ત, કોહલ, ઉદ્દાલક અને શાકલ્ય નામના શાસ્ત્રવેત્તા બ્રાહ્મણોએ **યાજ્ઞવલ્કય**ની બ્રહ્મજ્ઞાન સંબંધી પરીક્ષા કરવા માટે સભા વચ્ચે પ્રશ્નો કર્યા હતા. તે વખતે **વિદુષી ગાર્ગીએ** પણ **યાજ્ઞવલ્કય**ને ઇશ્વરના સંબંધમાં પ્રશ્નો પૂછીને, તેમના બ્રહ્મજ્ઞાનની પરીક્ષા કરી હતી.

**યાજ્ઞવલ્કયે** કોહલના પ્રશ્નના ઉત્તરો આપ્યા પછી **ગાર્ગીએ** પૂછ્યું કે, 'હે **યાજ્ઞવલ્કય**! આ સર્વ પાર્થિવ ધાતુનો સમુદાય જળમાં ઓતપ્રોત છે, પરંતુ તે જળ કોનેવિશે ઓતપ્રોત છે?' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો કે, 'વાયુમાં તે જળ ઓતપ્રોત છે.' **ગાર્ગીએ** પૂછ્યું; 'વાયુ કોને વિશે ઓતપ્રોત છે?' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો કે,

'અંતરિક્ષમાં.' ગાર્ગીએ પ્રશ્ન કર્યો કે, 'અંતરિક્ષ કોને વિશે ઓતપ્રોત રહેલો છે?' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો કે, 'ગંધર્વલોકમાં.' ગંધર્વ લોક કોને વિશે ઓતપ્રોત રહેલો છે? **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો–'આદિત્ય લોક વિશે.' **ગાર્ગીએ** પૂછ્યું, 'આદિત્ય લોક કોને વિશે ઓતપ્રોત રહેલો છે.'? **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો, 'હે **ગાર્ગી**! તે ચંદ્રલોકમાં ઓતપ્રોત રહેલો છે.' ફરીને **ગાર્ગીએ** પ્રશ્ન કર્યો કે,– 'ચંદ્રલોક કોને વિશે ઓતપ્રોત છે?' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો,– 'નક્ષત્ર લોક વિશે.' **ગાર્ગીએ** પુનઃ પૂછ્યું,–'નક્ષત્ર લોક કોને વિશે ઓતપ્રોત રહેલો છે?' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો,–'હે **ગાર્ગી**! તે દેવલોક વિશે ઓતપ્રોત રહેલો છે.' **ગાર્ગીએ** પ્રશ્ન કર્યો, 'દેવલોક કોને વિશે ઓતપ્રોત રહેલો છે.' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો,–'હે **ગાર્ગી**! ઇન્દ્રલોક વિશે ઓતપ્રોત રહેલો છે.' 'ઇંદ્રલોક કોને વિશે ઓતપ્રોત છે?' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો,–'**પ્રજાપતિ** બ્રહ્મલોકમાં ઓતપ્રોત છે.'

**ગાર્ગીએ** ફરીને પ્રશ્ન કર્યો કે,–'બ્રહ્મલોક કોને વિશે ઓતપ્રોત છે?' તે સાંભળીને **યાજ્ઞવલ્કય** બોલ્યા કે, 'ઓ **ગાર્ગી**! તારો આ પ્રશ્ન અતિપ્રશ્ન છે. તારા જેવી **વિદુષીએ** અતિપ્રશ્ન કરવો યોગ્ય નથી.' એટલે **ગાર્ગીએ** પ્રશ્ન પૂછવા બંધ કર્યા અને ઉદ્દાલક પ્રશ્નો કરવા લાગ્યો. ઉદ્દાલક પ્રશ્નો પૂછ્યા પછી ફરીને **ગાર્ગી યાજ્ઞવલ્કયને** પ્રશ્ન પૂછવાને તૈયાર થઈ અને તેણે સભામાં બેઠેલા પંડિતોના તરફ મુખ કરીને કહ્યું કે, 'હે પંડિતો! હું **યાજ્ઞવલ્કયને** ફરીને બે પ્રશ્નો પૂછું છું, તે જો મારા પ્રશ્નોનો ઉત્તર આપશે તો હું ખાતરીથી કહું છું કે, 'કોઈ પણ પંડિત બ્રહ્મવાદમાં તેમનો પરાજય કરી શકશે નહીં.' એમ કહીને તેણે **યાજ્ઞવલ્કયને** પૂછ્યું કે, 'હે **યાજ્ઞવલ્કય**! જે સ્વર્ગની ઉપર છે, જે પૃથ્વીની નિચે રહેલ છે તથા જે બ્રહ્માંડના મધ્ય ભાગમાં સ્વર્ગ તથા પૃથ્વી છે તે અને ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ બધું કોને વિશે ઓતપ્રોત રહેલું છે?'

**યાજ્ઞ**વલ્કયે ઉત્તર આપ્યો, 'હે **ગાર્ગી**! જે સ્વર્ગની ઉપર છે, જે પૃથ્વીની નિચે છે તથા મધ્યમાં સ્વર્ગ અને પૃથ્વી છે તે તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ બધું આકાશમાં ઓતપ્રોત છે.' **ગાર્ગી**એ પોતાના પ્રશ્નનો ઉત્તર મળવાથી પ્રેમપૂર્વક **યાજ્ઞ**વલ્કયને નમસ્કાર કરીને ફરી પૂછ્યું 'તે આકાશ કોને વિશે ઓતપ્રોત છે.' **યાજ્ઞ**વલ્કયે ઉત્તર આપ્યો, 'તે આકાશ પરબ્રહ્મ વિશે ઓતપ્રોત છે, જે પરબ્રહ્મને અક્ષર કહે છે. તે નથી સ્થૂલ, નથી અણુ, નથી હ્રસ્વ, નથી દીર્ઘ, નથી લોહિત, નથી સ્નિગ્ધ, નથી છાયારૂપ, નથી વાયુરૂપ કે નથી આકાશરૂપ. વળી તે નેત્ર, કર્ણ, જિવ્હા, મન, પ્રાણ અને તેજરહિત છે. તે કોઈનું ભક્ષણ કરતુ નથી, તેમ તેનું પણ કોઈ ભક્ષણ કરી શકતું નથી.

'હે **ગાર્ગી**! એ અક્ષરની આજ્ઞાને અધીન થઇને સૂર્ય તથા ચંદ્ર રહેલા છે. વળી એ જ અક્ષર પરમાત્માને અધીન થઇને સ્વર્ગ, પૃથ્વી, નિમેશ, મુહૂર્ત, અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ અને સંવત્સર પોતાની સ્થિતિ કરી રહ્યાં છે. પર્વતોમાં વહેતી નદીઓ પણ એ જ અક્ષર બ્રહ્મની આજ્ઞામાં રહીને પોતપોતાની દિશા તરફ વંહે છે. હે **ગાર્ગી**! એ અક્ષર બ્રહ્મને ઓળખીને જે પુરુષ હોમહવન કરે છે તથા તપ તપે છે, તેના હોમ તથા તપ સફળ થાય છે. જે આ અક્ષરને જાણ્યા વિના જ આ લોકમાં મરણ પામે છે, તે વારંવાર જન્મ મરણ પામ્યા કરે છે, પરંતુ તે અક્ષર બ્રહ્મને જે ઓળખે છે, તે બ્રહ્મવેત્તાનો જન્મમરણનો ફેરો ટળી જાય છે.

'હે **ગાર્ગી**! તે અક્ષર બ્રહ્મને કોઇએ દીઠા નથી, પરંતુ તે સર્વના દ્રષ્ટા છે. તેને કોઇએ પણ સાંભળ્યા નથી, છતાં તે સર્વના શ્રોતા છે. તે મનના પણ વિષય નથી, પરંતુ તે સર્વના મનનકર્તા છે. તેને કોઈ પણ જાણતું નથી, છતાં તે સર્વના જ્ઞાતા છે. એના સરખા બીજા દ્રષ્ટા, શ્રોતા, મંતા, જ્ઞાતા છે જ નહીં. આવા અક્ષર બ્રહ્મવિશે આકાશ ઓતપ્રોત રહેલું છે અને તે

પરબ્રહ્મને જાણવાથી કંઈપિણ જાણવાનું બાકી રહેતું નથી અને તેને જાણનારો મોક્ષને પામે છે.'

ઉપર પ્રમાણે પોતાના પ્રશ્નનો ઉત્તર સાંભળીને, **ગાર્ગી**એ સભામાં બેઠેલા બ્રાહ્મણોને બે હાથ જોડીને કહ્યું કે, 'હે બ્રાહ્મણો! મારી ખાતરી થઈ છે કે, 'તમે **યાજ્ઞવલ્ક્ય**ને બ્રહ્મવાદમાં જિતશો નહિં. તેની બુદ્ધિ અગાધ અને તે બ્રહ્મવિદ્યામાં પારંગત છે. માંટે તમે નમસ્કાર કરીને વાદ પડતો મૂકો.' આટલું કહીને **ગાર્ગી** વિરામ પામ્યાં. આ **ગાર્ગી** બ્રહ્મચારિણી હતી. તેણે નાની વયમાંથી જ વેદ તથા શાસ્ત્રનો અભ્યાસ કરીને અધ્યાત્મ વિદ્યાનું જ્ઞાન સંપાદન કર્યું હતું. જ્યાં જ્યાં યજ્ઞયાગ પ્રસંગે વિદ્વાનો એકઠા થઇને વિદ્યાવિનોદ કરતા, ત્યાં ત્યાં **ગાર્ગી** પણ હાજર થતાં અને પોતે પણ વિનોદમાં ઉતરીને પોતાની વિદ્વત્તાનો બીજાઓને લાભ આપતાં હતાં. તેમણે સાંસારિક ખટપટમાં નહી પડતાં પોતાનાં જીવનને વિદ્યાથી તેજસ્વી બનાવ્યું હતું, અને પોતાનાં સદ્વર્તનથી પોતાની વિદ્યાને વધારે તેજસ્વી કરી હતી. સંસારના મિથ્યા વિષયો પાછળ ઘેલી થયેલી આર્ય બહેનો! જે **ગાર્ગી**ની પેઠે વિદ્યા ભણીને ઉદ્ધત નહિ થતાં સાદું જીવન ગાળતાં શીખે તો તેમનું જીવતર અને વિદ્યા સફળ થાય. ખરેખર હાલના જમાનામાં આર્ય સ્ત્રીઓ જો **ગાર્ગી**ના જીવનમાંથી કંઈ પણ સાર ગ્રહણ કરશે તો પોતાના દેશનું કલ્યાણ કર્યા વિના રહેશે નહીં.

---

## સુભદ્રા.

**યાદવો**ના રાજા **દ્વારિકાધીશ શ્રીકૃષ્ણચંદ્ર**નાં બહેન **સુભદ્રા** જ્યારે પરણવા જેવડાં થયાં હતાં, ત્યારે એકવાર રાજકુટુંબ **રૈવતાચળ** ઉપર ઉત્સવ કરવાને ગયું હતું. **પાંડુ**રાજાનો પુત્ર

અર્જુન સંન્યાસીના વેશમાં ફરતો ફરતો એ જ પ્રસંગે યાત્રા કરવા માટે ત્યાં જઈ ચઢ્યો હતો. યાદવકુલની સ્ત્રીઓ રૈવત વનમાં નાના પ્રકારની ક્રીડાઓ કરતી ઉત્સવના દિવસો ગમ્મતમાં ગાળતી હતી અને અર્જુન પરોક્ષ રીતે તેમનાં ક્રીડન જોતો હતો. એકવાર એક બાગમાં સુભદ્રાને સખીઓની સાથે ફરતી જોઇને તે મોહ પામ્યો. બન્ને વચ્ચે તારામૈત્રક થયાં અને બેઉ એક બીજાની ઉપર પ્રીતિવાળાં થયાં. અર્જુન મામાની કન્યામાં પ્રીતિવાળો થયો અને ત્યાં જ એક કુંજમાં તેને મળ્યો.

સુભદ્રાનો વિવાહ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન સાથે કરવાનો હતો. એટલામાં આ જોડું સહેજ બંધાયું અને તે વાતની ચર્ચા થતાં બલભદ્રને પસંદ પડયું નહિ. શ્રીકૃષ્ણની તેમાં સંમતિ હોવાથી પ્રેમથી પરવશ જેવી થઈ રહેલી સુભદ્રા તેની કુંતી ફોઇના પુત્ર અર્જુનની સાથે જવાને તૈયાર થઈ અને તે કાળે રાજકુંવરોમાટે ઉત્તમ ગણાતી વીરભાવનાવાળી પ્રીતિને અનુસરી, અર્જુને તેનું હરણ કર્યું. તે સાંભળીને બળદેવને ક્રોધ ચઢ્યો અને અર્જુનની સામે શસ્ત્રનો પણ ઉપયોગ કર્યો હોત, પરંતુ શ્રીકૃષ્ણે તેમને સમજાવીને શાંત પાડ્યા અને હસ્તિનાપુરથી કુંતાજી વિગેરેને બોલાવી યથાવિધિ અર્જુન ને સુભદ્રાનાં લગ્ન કર્યાં.

શ્રીકૃષ્ણ અને અર્જુનને મિત્રતા હતી, તેમાં આ લગ્નથી વધારો થયો અને ફોઇના પુત્રને પરણી સુભદ્રા પણ સંબંધમાં સંબંધ વધવાથી વધારે સુખિણી થઈ. તે જેવી વીરભગિની અને વીરપત્ની હતી, તેવી જ સ્ત્રીપણાંના ઉત્તમ ગુણવાળી હતી. દ્રૌપદી અને તે બે બહેનોની માફક વર્તતાં. તેઓ પાંડુરાજાના પુત્રોના ગૃહ કાર્યભારનાં મંત્રીરૂપ થઈ પડ્યાં હતાં. પતિભક્તિ, વડીલોની સેવા, ગૃહકાર્ય અને એવા જ બીજા સ્ત્રીજાતિને શોભાવનારા ગુણોની સાથે ગુર્જરીઓનો પ્રધાન ગુણ અર્થાત્ વિલાસ અને રમણીય સાંસારિક લ્હાવા લેવાનો સ્વભાવ પણ સુભદ્રામાં રાજકુટુંબને પ્રિય થઈ પડે તેવો જ

હતો. સુખ લેતાં અને વડીલોની સેવાનો સંતોષ મેળવતાં તે સગર્ભા થયાં. જ્યારે સીમંતોન્નયન સંસ્કાર કરવાનો અવસર આવ્યો ત્યારે, તેમણે જ પોતાને પિયેર કુમકુમપત્રિકા મોકલાવી, સર્વેને તે પ્રસંગ ઉપર હસ્તિનાપુર બોલાવ્યાં. એ કુમકુમપત્રિકા હાલમાં પણ અઘરણીના અવસરમાં આપણા લોકો નીચે પ્રમાણે ગાય છે:—

## સુભદ્રાની કંકોતરી.

કંકુ છાંટી કંકોતરી મોકલી, કોડે કા'વે સુભદ્રા બેન, વીરા વ્હેલા આવજો.
શ્રીકૃષ્ણ બળદેવ બે બાંધવો, તમ આવ્યે થશે સુખચેન. વીરા.
ભાઈ ભતરીજા સરવે શોભાય છે, છે પવિત્ર પિતા વસુદેવ. વીરા.
જગત જનેતા દેવકી ને રોહિણી, આવજો સરવે મળી તતખેવ. વીરા.
મારે પિએર પનોતો પરિવાર છે, જોતાં વાધે છે ઝાઝો સ્નેહ. વીરા.
ભય ભંજન મારી રે ભાભીઓ, શોળ સહસ્ર ને એક સો આઠ. વીરા
વેદવંતા બ્રાહ્મણ સાથે લાવજો, ભવ જળના તારણ તરનાર. વીરા.
સંગે જાદવ સર્વેને લાવજો, બીજી વરણ જે ઉત્તમ અપાર. વીરા
મેં તો પ્રેમશુ પગરણ માંડીઆં, રુડા જગન રચ્યો રાજસૂય. વીરા.
થોડું કા'વ્યું ઘણું કરી માનજો, છોજી નોંધારાના આધાર. વીરા.
વાંચી પત્રિકા વ્હેલા પધારજો, કોડે લઇને કુટુંબ પરિવાર. વીરા.
મારા સસરાને ડગલા ને ડોટીઓ, મારાં સાસુને દખણીનાં ચીર. વીરા.
મારા જેઠને લાવ વીરા ધોતીઆં, જેઠાણીને જાદરનાં ચીર. વીરા.
મારા દીએરને લાવ વીરા પામરી, દેરાણીને છાયલની જોડ. વીરા.
મારી નણંદને જોઇશે ચુંદડી, નણદોઇને પહેરવા ઝુલ. વીરા.
મારા કુટુંબને લાવ વીરા કાંચળી, પાડોશીને નાલીયરની જોડ. વીરા.
મારા અર્થે લાવજો ઘરચોળડાં, માથે બતરીસ ભમરીનો મોડ. વીરા.
મારા ઘરનાને લાવ વીરા ઘોડલો, જેનાં મોતિડે જડિત્ર પલાણ. વીરા.
વીરા એટલી સંપત હોય તો આવજો, નહિ તો રે'જો તમારે ઘેર. વીરા.

મારા જેઠ આવ્યા રે જેઠાણી સોતા, એક નાવ્યો માડી જાયો વીર. વીરા.
હું તો ઉંચી ચઢું ને નીચી ઉતરું, હું તો જોઉં મારા વીરાની વાટ. વીરા.
વીરો ક્યારે ગાજ્યો ને ક્યારે ગડગડ્યો, ક્યાં વરસ્યો અસાડો મેહ. વીરા.
મારી નણંદ તે મસરકે બોલીયાં, ભાભિ! નાવ્યા તમારા વીર. વીરા.
મારા દિએર વધામણી લાવિયા, ભાભિ! આવ્યા તમારા વીર. વીરા.
વીરો દ્વારકાં ગાજ્યો ને ગોકુળ ગડગડ્યો, હસ્તિનાપુર વરસ્યો મેહ. વીરા.
એવે ઝળકયાં વીરા માથે મોળીઆં, ઝળકી ભાભીને માથે છાબ. વીરા.
વીરો આવ્યા ને વાડીએરે ઉતર્યા, "મારી બેનીને તેડવા જાઓ." વીરા.

**સુભદ્રાએ** પહેલે જ ખોળે **અભિમન્યુ** જેવા વીરપુત્રને જન્મ આપ્યો. **સુભદ્રા** બાળકને પીએરમાં ઉછેરતાં હતાં, એટલામાં પાંડવોએ તેર વર્ષનો વનવાસ પૂરો કર્યો હતો. તેરમા વર્ષના અજ્ઞાત વાસમાંથી જાહેર પડતાં વિરાટ દેશના રાજાએ **અર્જુનની** સેવાઓના બદલામાં પોતાની કુંવરી ઉત્તરા **અર્જુનને** પરણાવવા માંડી, પરંતુ **અર્જુને** જેને પુત્રી ગણીને ભણાવી હતી, અને તે પોતાની શિષ્યા થતી હતી, તેથી પોતાનો શુદ્ધ ભાવ દર્શાવવા માટે તેમણે **અભિમન્યુ** માટે તેનો સ્વીકાર કરવાનું કહ્યું, જે **વિરાટ** રાજાએ પ્રીતિથી માન્ય કર્યું અને **વિરાટ** રાજાએ **દ્વારિકાથી** વર સાથે **શ્રીકૃષ્ણને** તેડાવી મોટી ધામધૂમથી તેમનાં લગ્ન કર્યાં. પણ પાંડવો ઉત્તરા કુંવરીને પિએર રહેવા દઈ રાજપાટ મેળવવા માટે **હસ્તિનાપુર** તરફ ગયા અને **દુર્યોધને** તેમનો રાજ્યભાગ આપવાની ના પાડતાં કુરુક્ષેત્રમાં તેઓ વચ્ચે મોટું યુદ્ધ આરંભાયું. **દ્રૌપદી** અને **સુભદ્રાએ** **પાંડવોની** સાથે રણક્ષેત્રના મેદાન ઉપર તાણેલા તંબુઓમાં રહી, તેમની સાંસારિક વ્યવસ્થા રાખી અને **અર્જુનાદિ** **પાંડવોએ** લડાઈની તૈયારીઓ કરી. યુદ્ધ શુરુ થયા પછી એકવાર ચક્રવ્યૂહની રચના કરી. તેના જ્ઞાનવાળા **અર્જુનને** છળથી સંસપ્તકોને જિતવાને પાતાળમાં મોકલી **કૌરવોએ** યુદ્ધની માંગણી કરી. યુધિષ્ઠિર વિચારમાં પડી ગયા, પરંતુ **સુભદ્રાના** તરુણ અને વીર પુત્ર **અભિમન્યુએ**, 'હું ચક્રવ્યૂહ યુદ્ધ જાણું છું અને

રણે ચઢીશ.' એમ કહી **કૌરવો**ની માંગણી કબૂલ રખાવી. રણમાળ પહેરી **અભિમન્યુ** જ્યારે માતાઓના શિબિરમાં ગયો ત્યારે **સુભદ્રા**એ તેને ધન્યવાદ આપ્યો અને પોતાની હમ્મેશની સાંસારિક કુશળતા બતાવી, **યુધિષ્ઠિર** રાજાને કહી ઉત્તરાને આણું મોકલાવ્યું. યુદ્ધે ચઢવાના સમયની લગભગ ઉત્તરા આવી પહોંચી. **સુભદ્રા**એ શુભેચ્છાથી વહુવરને મેળવ્યાં અને માતા તથા હોંશિલી સાસુ તરિકેનો પણ લ્હાવો લીધો. રણયુદ્ધમાં **અભિમન્યુ** મરાયો. **અભિમન્યુ** પડયો એમ સાંભળ્યું ત્યારે **સુભદ્રા** વીર માતાની માફક ધૈર્ય ધરીને બેસી રહ્યાં હતાં. પરંતુ તેણે રુદન કરીને **અર્જુન**ના ધૈર્યનો ભંગ કર્યો ન હતો. **સુભદ્રા** જેમ સદ્‌ગુણી હતાં, તેમ જ ક્ષત્રિયાણી તરિકે એક ધીરજનું ધામ પણ હતાં; તેથી તે **અર્જુન**ને માટે સલાહકાર થઈ પડયાં હતાં.

---

# દમયંતી.

**વિદર્ભ** દેશનાં રાજા **ભીમક** તથા તેની રાણી સંતાન માટે નિરંતર શુભ વ્રત આચરતાં હતાં. એક વાર મહા તેજસ્વી **દમન** મહર્ષિ તેમને ત્યાં ગયા ત્યારે રાજારાણીએ તેમનો સત્કાર કરી, એવી રીતે આતિથ્ય કર્યું કે, તેમણે પ્રસન્ન થઈ તેમને વરદાન આપ્યું. ઋષિના આશીર્વાદવડે **દમ**, **દાંત** અને **દમન** નામે ત્રણ પુત્રો અને **દમયંતી** નામે એક કન્યા તેમને થઈ. ત્રણ પુત્રોની ઉપર થયેલી કુંવરી **દમયંતી** જેમ રૂપાળી, તેજસ્વી અને સૌમ્ય દેખાવની હતી, તેમ માતાપિતા અને પ્રજાને ઘણી લાડકવાઈ પણ હતી. તે કન્યા શુકલ પક્ષના ચંદ્રમાની માફક નાના પ્રકારના સુખ વૈભવમાં ઉછરી હતી. તે જ્યારે **વિદર્ભ** રાજકુળમાં કળાએ કરીને મોટી થતી જતી હતી ત્યારે બીજી તરફ નિષધ દેશમાં **વીરસેન** રાજાનો પુત્ર **નળ** રાજા રાજ્ય કરતો હતો.

તે પણ ગુણવાન્, બળવાન્, અશ્વવિદ્યાનો જાણનાર અને પરાક્રમી હતો. **વિદર્ભ** દેશથી તેના દરબારમાં આવતા કવિજનો અને બીજાં માણસો **ભીમ**કની કુંવરી **દમયંતી**નાં રૂપનાં તથા ગુણનાં વખાણ કરતા હતા. તે સાંભળીને **નળ**ના મનમાં સ્વાભાવિક રીતે જ પ્રીતિ ઉત્પન્ન થઈ હતી. **દમયંતી**નો મોહ લાગવાથી **નળ** રાજા કામથી પીડાતો હતો. રાજ્યમાંથી અને વૈભવી સુખોમાંથી તેનું મન **દમયંતી**માં જઈ ચોંટયું હતું અને રાત્રિ દિવસ તેના જ સ્મરણમાં અને તેના જ વિચારોમાં તે પોતાનો કાળ ગાળતો હતો. સેવકો તરફથી થતાં સુખનાં સાધનો તેને દુઃખરૂપ લાગતાં હતાં. **શ**શીનાં કિરણો તાતાં લાગતાં હતાં અને પુષ્પનાં સુખદ શયન અને **હ**રિચંદનના લેપ તેને સંતાપકારી થઈ પડ્યા હતા. આવી સ્થિતિમાં એક વાર જ્યારે તે રાજમહેલની પ્રમદ વાટિકામાં **દમયંતી** વિશે વિચાર કરતો કરતો ફરતો હતો ત્યારે ત્યાં કેટલાએક હંસો અને હંસીઓ પણ રમતાં હતાં. **નળ** તેમની પાસે ગયો, પણ હંસીઓમાં વિલાસ કરતા હંસ તેને જોઈ શકયા નહિ અને રાજાએ પક્ષીસૌંદર્યથી આકર્ષાઈને એક હંસને પકડી લીધો.

એક **હ**ંસ પકડાયો કે, તુરત બીજા **હ**ંસો અને હંસીઓ ત્યાંથી ઉડીને કદંબના વૃક્ષ ઉપર જઈ બેઠાં અને રાજાએ પકડેલા **હ**ંસ ઉપર પ્રીતિવાળી **હ**ંસી, કે જેણે પોતાના સ્વામીને મોહથી ઘેલો કરી મૂક્યો હતો, તેણે રાજાને શાપ દીધો કે, "જેમ હું મારા પતિથી વિખૂટી પડી છું, તેમ તમારી સ્ત્રી પણ તમારાથી વિખૂટી પડજો." પછી મનુષ્ય વાણીથી **હ**ંસે રાજાને કહ્યું કે, "હે રાજન્! હું તમારું પ્રિય કરીશ. **દમયંતી**ને તમારામાં પ્રીતિ ઉત્પન્ન કરાવીશ. માટે તમે મને જીવિતદાન આપો." **દમયંતી** પાસે જવાને રાજાએ તેને છોડી દીધો, એટલે પોતાની પ્રિયા અને સંબંધીઓને મળીને તે **વિદર્ભ** દેશ ગયો અને જે વાડીમાં **દમયંતી** અને તેની સખીઓ હમેશાં ક્રીડા કરતી હતી ત્યાં જઈ **નળ**ના ગુણ ગાવા માંડ્યા

**દમયંતી** અને તેની સખીઓ લાલ પગ અને ચંચુવાળા મનોહર **હંસ**ને જોઈ અત્યંત પ્રસન્ન થયાં. સખીઓ સાથે તેણે **હંસ**ને પકડવાને કેટલીક યુક્તિઓ કરી. તેણે એક હોજમાં પોતાનું અંગ છૂપાવી પાણીની ઉપર કમળના જેવો સુંદર પોતાનો પોંચો ઉંચો રાખી સુંદર કમળ પત્ર જેવી આંગળીઓ પહોળી કરી. કમળમાં મધ લેવાને બેઠેલા ભ્રમરનો ભાસ કરાવવામાટે તેમાં જાંબુ મૂક્યું. **દમયંતી**ની યુક્તિથી કમળને મિસે તેમ જ કાર્ય સાધવાને માટે **નળ**ના ગુણ ગાનારો **હંસ** તેના પોંચાપર જઈ બેઠો અને **દમયંતી**એ તેને પકડી લીધો. **હંસે** રાજાને વચન આપ્યા પ્રમાણે **દમયંતી**ને **નળ**નાં યશોગાનથી એવી રઢ લગાડી કે, તે જ તેની આગળ કરગરી પડી કે—

'હોરે વિહંગમ! હોરે વિહંગમ! મારો વિરહનો વન્હિ શમાવો.
**વી**રસેન સુતને વિવા અર્થે, વીરા વ્હેલા લાવો. હોરે૦
તારા વેણી **નળ**ને વિજોગે, એ બે દુઃખે હું દુખાળી;
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, મેળાપ તમારો ટાળી. હોરે૦
જો તું **નળ** આણી નહિ આપે તો, કોણ મેળવશે વળતું;
મોટું પુણ્ય છે મનુષ્ય રાખ્યાનું, અનંગ અગ્નિથી બળતુ. હોરે૦
**હંસ** ભણે 'હો ભગિની મારી, **ભી**મક રાજ કુમારી;
નિશ્ચે **નળ** તુજને પરણાવું, દયા આવે મને તારી. **હંસ**૦
અમો મળ્યાને પ્રાણ દઈએ, પુરીએ મનની આશ;
તારો મોહ લગાડું **નળ**ને, નાંખી નવલા પાશ.' **હંસ**૦

**હંસે** તેને વચન આપ્યું અને **નળ**ને તે વાત પાછી વિદિત કરી. **હંસ**ના ગયા પછી **નળ**માં આસક્ત થયેલું છે ચિત્ત જેનું એવી **દમયંતી** રાત્રિ દિવસ **નળ**મય થઈ જઈને કાળ ગાળવા લાગી. સખીઓ તેને વિવિધ રીતે આનંદ આપવાનો યત્ન કરતી, પણ તે કશાથી પ્રસન્ન થતી નહિ અને વારંવાર પ્રિયસખીને સંબોધીને કહેતી કે,—'પ્રિયસખી! **હંસ નળ**રાજાને મારી વાત કહેશે અને

એ રાજવી મને પરણશે વારું? હું એમને ગમીશ?' પછી **ભીમક** રાજાના જાણવામાં આવ્યું કે, **દમયંતી** ઉપવર થઈ છે, તેથી તેમણે દેશદેશના રાજાઓ ઉપર કુંમકુમપત્રિકાઓ મોકલી સ્વયંવર રચ્યો. એકવાર તેવામાં જ **નારદજી** ફરતા ફરતા ઇન્દ્રલોકમાં ગયા. **દમયંતીના** રૂપગુણની પ્રશંસા કરી તેમણે સ્વયંવર સંબંધી વર્તમાન કહ્યા. **ઇંદ્રિ, યમ, અગ્નિ અને** વરુણે તે સાંભળી **દમયંતીને** વરવાની ઇચ્છા કરી. **નારદના** ગયા પછી **લોકપાળો** વિમાનમાં બેસી પૃથ્વીપર ઉતર્યા અને સ્વયંવરમાં જતા **નળરાજાને** કહ્યું કે, "હે નૈષધપતિ **નળ**! તમે સત્યવાદી અને જિતેન્દ્રિય છો, માટે અમારું એક કામ કરો." **નળરાજાએ**, "તે હું કરીશ" એમ કહ્યું અને પછી દેવના દૂત થઈ **દમયંતી** પાસે ગયા. રૂપ જોઈ **દમયંતી** આનંદ પામી, એટલું જ નહિ, પણ કેટલીક વારસૂધી લાજને લીધે કંઈ બોલી પણ નહિ. **નળરાજાએ** પોતાનું ઓળખાણ આપી તેને કહ્યું કે, "હું માનવજાત છું, તેને પરણવા કરતાં તમે દેવોમાંના એકાદને પસંદ કરી, તેની સાથે સ્વર્ગના સુખનો અનુભવ લેવાને ભાગ્યશાળી થાઓ."

**દમયંતીએ** મંદહાસ્ય કરી લજાતાં લજાતાં મધુર વાણીથી ઉત્તર આપ્યો કે, "હે રાજાજી! જ્યારથી કર્ણમાં આપની પ્રશંસાનાં વચનો પડ્યાં છે, ત્યારથી જ આ દેહાદિ સર્વસ્વ આપને અર્પણ કરી દીધેલાં છે, એટલે આપ મને દેવ લોકને વરવાનું કહી શકો નહિ." તેનાં આવાં મધુર વચનો સાંભળી **નળરાજા** દેવોની પાસે ગયા અને તેમને કહ્યું કે, "**વિદર્ભ** દેશના રાજાની કુંવરીએ તો મને જ પરણવાની પ્રતિજ્ઞા કરેલી છે, એટલે આપને વરવાની ના પાડે છે."

પછી જ્યારે સ્વયંવરનો શુભ દિવસ પાસે આવ્યો ત્યારે સખીઓની સાથે વર પસંદ કરવાને માટે હાથમાં ઉત્તમ પુષ્પની વરમાળ લઈ **દમયંતી** સ્વયંવરમાં ગઈ. દેશદેશના રાજકુંવરોને

જોઈ છેલ્લે **નૈષધ** નરેષ પાસે ગઈ. પણ ત્યાં તો તેને **નળ**નાં ૭ રૂપ જોવામાં આવ્યાં; કારણ કે ઈન્દ્રાદિ દેવો પણ **નળ**નું રૂપ ધારણ કરીને ત્યાં બેઠા હતા. ખરા **નળ**રાજાને નહિ ઓળખી શકવાથી ગુંચાઈ તે મધુર વચનોવડે બોલી કે,—“ હે દેવતાઓ! **હંસ**ના વચન સાંભળીને મેં જે **નળ**માં મારી પ્રીતિને પ્રેરી છે, તે **નળ** આપ જ મને બતાવો. કારણ કે, આપ સત્યના પ્રેરક છો. ” દેવતાઓએ લજ્જિત થઈ પોતપોતાનાં સ્વરૂપ ધારણ કરી, **દમયંતી**ની પ્રશંસા કરતાં **નળ** બતાવ્યો અને પ્રસન્ન થએલા અંતઃકરણવાળી તેણે લજ્જાથી નમ્ર મુખે તેના કંઠમાં વરમાળ આરોપી. **દમયંતી**ની આવી દૃઢ પ્રતિજ્ઞા અને અવિચળ અનુરક્તતા જોઈ, **નળ**રાજાએ તેને કહ્યું કેઃ—

**यस्त्वं भजसि कल्याणि पुमांसं देवसंनिधौ**
**तस्मान्मां विद्धि भर्त्तारमेवं ते वचने रतम् ।**
**यावच्च मे धरिष्यन्ति प्राणा देहे शुचिस्मते**
**तावत्त्वयि भविष्यामि सत्यमेतद्ब्रवीमि ते ॥**

‘હે કલ્યાણિ! દેવોની આગળ જે પ્રેમને લઇને તમે મને પસંદ કર્યો છે, તે જ પ્રેમથી તમારા વચનમાં પ્રીતિવાળો મને તમારો સ્વામી જાણો. હે પવિત્ર મંદ હાસ્ય કરનારી! જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું તમારો જ છું એમ માનો.’ **નળ** અને **દમયંતી**ના સુવર્ણ અને સુગંધના જેવા રમણીય સંમેલનથી પ્રસન્ન થએલા લોકપાળો તેમને આઠ વરદાન આપી ત્યાંથી નિવૃત્ત થયા, પરંતુ **દમયંતી** ઉપર મોહ પામેલો કળિયુગ તેથી ગુસ્સે થયો અને દંપતીનાં સુખમાં વિક્ષેપ પડાવવાનો વિચાર કરી, **નળ**રાજામાં દોષ–છિદ્ર શોધવા લાગ્યો. **ભીમ**કરાયે મોટી ધામધૂમથી તેમનાં લગ્ન કર્યાં અને **દમયંતી** પામવાથી પ્રસન્ન થયેલો **નળ** સસરાના ગૃહ આગળ વિવાહ મંગળનાં સુખ લેતો અને દશૈયાંના આનંદજનક દિવસ અનુભવતો, કેટલાક દિવસ સુધી

## પારધીનું મૃત્યુ.



દમયન્તીના ઉપર કુદૃષ્ટિ કરતાં પતિવ્રતાના પ્રભાવે તે બળીને ભસ્મ થઈ ગયા.

પૃ. ૧૫૮.

કુંડિનપુરમાં જ રહ્યો. વૈભવને યોગ્ય પહેરામણી આપી **ભી**મક-રાજાએ પછી વરકન્યાને વિદાય કર્યાં. **નળ**દમયંતી પરણી સ્વદેશ ગયાં ત્યારે તેમની પ્રજાએ સુવર્ણના પુષ્પોથી અને નવ વધૂઓએ મોતીથી તેમને વધાવી લીધાં. રાજારાણીને પ્રજાનું પાલન કરતાં અને વિવાહનું સુખ લેતાં ઘણો કાળ વીતી જતાં એકવાર અશૌચ કર્યા વગર રાજા સંધ્યાવંદન કરવા ગયા. તેથી કળિએ તેમનામાં પ્રવેશ કર્યો. **નળ**રાજા તે પછી એક પછી એક એમ હલકાં કામ કરવા લાગ્યો. તેથી તે અત્યંત દુઃખી થવા લાગ્યો. કળિએ **નળ**ના ભાઇને ઉશ્કેરી દ્યૂત રમવા મોકલ્યો ને **નળ** પુષ્કર સાથે તેની માંગણીથી દ્યૂત રમવા બેઠો અને તેમાં કળિ પાસારૂપ થયેલો હોવાથી **નળ** હારતો ગયો. રાજ્યપાટ વગેરે સર્વસ્વ હારી ગયો. પછી તેમને વનવાસ લેવો પડ્યો. તે સમયે બાળકોને પિયેર મોકલતાં **દ**મયંતી રાણી ગદ્‌ગદ્‌ વાણીએ બોલ્યાં કેઃ—

મોસાળ પધારો રે બાલક બાલુડાંરે, મારાં લાડકવાયાં બે બાળ.
નમાયાં થઈ વરતો રે, સેજો મામા મામીની ગાળ. મોસાળ૦
હૃદયામાં ચાંપે રે, પેટને છેલ્લું વેલ્લું લાડ;
હવે મળવાં દોહ્યલાં રે, મળીએ તો પ્રભુજીનો પાડ. મોસાળ૦
( સુદેવને ) ગુરુ સુદેવજી રે ? તમારે ખોળે છે બે તન;
કે' જો મુજ માતને રે, કરે જીવની પેરે જતંન. મોસાળ૦
પુત્રી જમાઇએ રે, કેજો વનમાં પુર્યો વાસ;
કે'જો મુજ તાતને રે, લે વિવાસીઆંની તપાસ. મોસાળ૦
ચુંબન કરી માવડી રે, ફરી ફરીને મુખ જોય;
હૈએથી ન ઉતરે રે, તેમ **દ**મયંતી રાણી રોય. મોસાળ૦

એક **વસ્ત્ર**ભેર રાજા અને રાણી વનવાસ માટે નિકળ્યાં. કેટલુંક ચાલ્યા પછી તેમને ભુખ લાગી. પાસે કંઈ પણ ખાવાનું ન હતું. રાજા વિચાર કરતો હતો, એટલામાં એક પંખી તેની નજરે પડયું. એટલે **નળે** તેને પકડવાને વસ્ત્ર નાંખ્યું. પંખીરૂપ-

ધારી કળિ તે વસ્ત્રને લઇને ઉડી ગયો; ને નલ રાજા નગ્ન થઈ રહ્યો. આવા દુઃખને લીધે વિદર્ભ દેશનો રસ્તો દેખાડી નળે દમયંતીને પિએર જવા કહ્યું, ત્યારે તે બોલી કે, 'રાજન્! આપ મારાં દુઃખથી ખિન્ન થાવ નહિ. હું તમારી સાથે સુખદુઃખ સહેવાને બંધાયલી છું તે, તમને દુઃખમાં મૂકીને કદી પણ પિએર જઇશ નહિ. આપ આવતા હો તો ચાલો, આપણે બેઉ ત્યાં જઇએ. મારા પિતા, આગળની માફક જ આપનો સત્કાર કરશે." નળે તે માન્યું નહિ અને તેઓ વનમાં આગળ ચાલ્યાં. ચાલતાં ચાલતાં થાકી ગયેલાં તે બન્નેજણાં એક ઝાડની તળે રાત વાસો રહ્યાં. જરાવાર ઉંઘ લઈ નળ રાજા જાગ્યો ત્યારે દમયંતીની સામું જોઇને તેને વિચાર થયો કે,—'અરેરે! મારે લીધે આ સુકુમાર રાજકન્યા દુઃખી થાય છે. હું તેને તજી દઇને જાઉં તો તે કદાપિ એને પિએર જાય અને સુખથી રહે.' પછી ઉંઘતી દમયંતીનું અરધું વસ્ત્ર ફાડી લઇને શરીરમાં કળિયુગ પેઠો હતો, તેથી રાજા નિર્દય થઇને ત્યાંથી ચાલ્યો ગયો.

સવારે જાગ્રત થતાં નળને નહિ જોવાથી દમયંતી અત્યંત દુઃખી થઈ અને ગાંડાની માફક વનમાં તેને શોધવા લાગી. વનમાં ફરતાં ફરતાં અજગરના મુખમાં પગ પડવાથી તેણે તેને અરધી ગળી. તેણે બુમો પાડી, એટલે એક પારધીએ આવીને છોડાવી, પણ તે તેના ઉપર મોહી પ ો. દમયંતીના ઉપર કુદૃષ્ટિ કરતાં પતિવ્રતાના પ્રભાવે તે બળીને ભસ્મ થઈ ગયો. વનમાં ફરતાં ફરતાં આખરે એક વણઝાર મળી, તેની સાથે દમયંતી ચેદિ દેશમાં ગઈ અને ત્યાં સુબાહુ રાજાની બહેન સુનંદાની સખી થઇને રહી. આણી તરફ દમયંતીને મૂકીને નળ વનમાં આગળ ચાલ્યો. ત્યાં તેને 'બચાવો' એવો શબ્દ સંભળાયો. નળે ત્યાં જઈ જોયું તો એક નાગ દાવાનળમાં બળતો હતો. નળે તેને અગ્નિમાંથી બહાર કાઢ્યો, એટલે તે તેને કરડ્યો અને રાજા બેડોળ થઈ ગયો. તેનું નામ કર્કોટક નાગ હતું. તેણે તેને કહ્યું કે, 'હે રાજન્! તમને

## નળરાજા દમયન્તીનો ત્યાગ કરે છે.



નળ રાજા નિર્દય થઇને ઉંઘતી દમયન્તીને વનમાં એકલી મૂકીને ત્યાંથી ચાલ્યા ગયા.

પૃ. ૧૨૮.

દમયન્તી ચેદિ રાજાના નગરમાં.



સુનંદાએ તેને 'દમયન્તી' જાણી, પોતાની માતાને કહ્યું.

પૃ. ૧૨૯.

જ્યારે તમારું અસલ રૂપ લેવાની ઇચ્છા થાય ત્યારે મારું સ્મરણ કરજો. દરમીઆન હમણાં તો બાહુક નામ ધારણ કરીને **અયોધ્યા**ના રાજા ઋતુપર્ણને ત્યાં જાવ ને સારથિ થઇને રહો.'

**વિદર્ભ** રાજાએ પુત્રી તથા જમાઇની શોધ માટે **સુદેવ** નામના બ્રાહ્મણને પરદેશમાં મોકલ્યો હતો. ફરતો ફરતો તે **ચેદિ** રાજાને ત્યાં ગયો ને તેણે દમયંતી ઓળખી. **સુદેવ** અને **દમયંતી** બેઉની આંખોમાંથી આંસુ પડ્યાં અને **સુનંદા**એ તેને 'દમયંતી' જાણી, તેની માતાને કહ્યું. **સુનંદા**ની મા દમયંતીની માસી થતી હતી, તેથી બહુ જ દિલગીર થઈ અને તેને **વિદર્ભ** દેશ મોકલી આપી. દમયંતી પિયરમાં જઇને રહી, પણ ત્યાં તેણે વિયોગિણીનું વ્રત પાળવા માંડયું અને **નળ**ની શોધ માટે 'પોતે અને સ્વામી જ જાણે,' એવાં વચનો એક બ્રાહ્મણને લખી આપી, તેને દેશેદેશ ટેલ નાંખવા મોકલ્યો. **પ**ર્ણાદ નામનો તે બ્રાહ્મણ દમયંતીનાં વચનોની ટેલ નાંખતો નાંખતો જ્યારે **અ**યોધ્યા નગરીમાં ગયો ત્યારે બાહુકે તેને બોલાવી, **દ**મયંતી અને બાળકોની ખબર પૂછી. એ ખબર લઈ **પ**ર્ણાદ **દ**મયંતી પાસે પાછો આવ્યો. પછી **સુ**દેવને બોલાવી **દ**મયંતીએ **ન**ળની ખાત્રી કરી લેવાને માટે તેને કહ્યું કે, 'હે મહારાજ! તમે **અ**યોધ્યા જાવ અને **ઋ**તુપર્ણને કહો કે, કાલે જ **દ**મયંતી સ્વયંવર કરીને ફરીને પરણે છે.' **સુ**દેવે **અ**યોધ્યા જઇને તે વાત કહી. એટલે **ઋ**તુપર્ણે બાહુકને બોલાવી કહ્યું કે, 'આજે **દ**મયંતીનો સ્વયંવર છે, માટે તું મને **કું**ડિનપૂર પહોંચાડ.' બાહુકે 'હા' કહી અને રાજા રથારૂઢ થયો. **ન**ળે પોતાની અશ્વવિદ્યાને લીધે રથને એવો ચલાવ્યો કે, સાંજે જ તેઓ **કું**ડિનપૂર જઈ પહોંચ્યા. **ઋ**તુપર્ણ તેની પાસેથી અશ્વવિદ્યા શીખ્યો, તેના બદલામાં તેણે તેને જુગારની વિદ્યા શીખવી, એટલે કલિ **ન**ળને છોડીને ચાલ્યો ગયો.

**કું**ડિનપૂરમાં **દમયંતી**એ પછી અનેક રીતે 'બાહુક **ન**ળ છે કે નહી' તેની પરીક્ષા કરી. પછી માતપિતાની આજ્ઞા લઈ તેને

એકાંતમાં બોલાવ્યો. દમયંતીએ તેની આગળ કેટલાંક વચનો કહ્યાં. આંખમાંથી દડદડાટ વહેતાં આંસુસાથે નળે જેનો એટલો જ ઉત્તર આપ્યો કે, 'દુષ્ટ કલિને લીધે ભ્રમિત થયેલી બુદ્ધિએ મને આ બધું અપ્રિય કરાવ્યું હતું, માટે એમાં મારો દોષ નથી.' દમયંતીએ જાણ્યું કે, તે નળ છે, તેથી તેને કહ્યું કે, ત્યારે તમારું સ્વરૂપ કેમ બદલાઈ ગયું?' નળે કહ્યું કે, 'દુઃખ સહેવાને જ.' 'ત્યારે મૂળ સ્વરૂપ લઈ આ વિયોગી બાળકોને બીતાં બચાવો;' દમયંતીએ કહ્યું. પછી નળે કર્કોટકનું સ્મરણ કરીને મૂળ રૂપ ધારણ કર્યું, એટલે બાળકો તેને ઓળખીને વળગી પડ્યાં અને દમયંતી કૃતાર્થ થઈ. વિદર્ભ રાજા તે વાત જાણી પ્રસન્ન થયો અને ઋતુપર્ણ પણ આનંદ પામ્યો. પછી થોડો વખત કુંડિનપૂર રહી નળ રાજા દમયંતીને અને બાળકોને લઈ દેશ ગયો અને પુષ્કર સાથે જુગાર રમી, તેમાં તેને હરાવીને પોતાનાં રાજપાટ પાછાં મેળવ્યાં.

---

## જરૂત્કારૂ.

સર્પોને પોતાની માતા કદ્રુનો શાપ થયો હતો. તે શાપમાંથી છૂટવાને બધા સર્પો એક દિવસ સભા ભરીને "શું કરવું" તે ઉપર વિચાર ચલાવતા હતા. દરેકનો વિચાર થોડે ઘણે દરજ્જે શાપમાંથી છૂટવાનો હોવાથી તેઓ સર્પોના રાજા વાસુકીની પાસે ગયા. વાસુકીએ કહ્યું કે "મારા ધારવા પ્રમાણે આપણે કશ્યપ ઋષિને પ્રસન્ન કરવા જોઇએ." વળી એલાપત્ર નામના બીજા સર્પે એવો વિચાર જણાવ્યો કે, "જે પુરુષ આ લોકમાં ભાવીથી હણાયલો હોય, તેનો આશ્રય પણ ભાવી ઉપર જ હોય છે. આમાં આપણે એક દૈવનો જ આશ્રય લેવો." દેવતાઓએ આપણા

અનુગ્રહને માટે બ્રહ્માને પૂછતાં બ્રહ્માએ એમ કહ્યું હતું કે, "**વાસુકી**ની બ્હેન **જરુત્કારુ**નાં લગ્ન **જરુત્કારુ** નામના પ્રખ્યાત, જિતેંદ્રિય, બુદ્ધિમાન્ અને મહાતપસ્વી મહર્ષિ સાથે થશે અને તેને **આસ્તિક** નામનો પુત્ર થશે. તે બધા સર્પોને માતાના શાપમાંથી મુક્ત કરશે" આ વાત સર્વેએ માન્ય રાખી અને **વાસુકી**એ પોતાની બેન **જરુત્કારુ**ને સારી રીતે ઉછેરવા માંડી. બધા સર્પોને આજ્ઞા કરી કે 'જ્યારે **જરુત્કારુ** ઋષિ કન્યાની માંગણી કરે ત્યારે તમારે મને ખબર આપવી.'

**જરુત્કારુ** ઋષિએ એવો જ નિશ્ચય કર્યો હતો કે, 'બ્રહ્મચર્ય પાળી તપ કરી સદેહે સ્વર્ગમાં જવું.' તે ફરતા ફરતા એક દિવસ એક મોટી ખીણ પાસે જઈ પહોંચ્યા, ત્યાં તેણે એક ઉણના વેલાના છેડાપર પોતાના પિતૃઓને લટકતા જોયા. પિતૃઓએ તેને લગ્ન કરી પુત્ર ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી. બ્રહ્મચર્યનો વિચાર છોડી દઇને તે પોતાના નામની અને જેનું પોષણ પણ પોતાને ન કરવું પડે, એવી કન્યાની શોધ કરવા લાગ્યા. વૃદ્ધ હોવાથી તેમને ભાર્યા મળી નહીં, તેથી કંટાળી પિતૃઓએ પોતાને પરણવા માટે તથા સંતાન ઉત્પન્ન કરવા માટે કહ્યું હતું તે અરણ્યમાં જઇને અત્યંત દુઃખથી ધાંટો પાડીને રડવા લાગ્યા. પિતૃઓનું હિત કરવાની ઇચ્છાવાળા મુનિ અરણ્યમાં જઇને ધીરે ધીરે ત્રણ વાર બોલ્યા કે "હું કન્યા માટે યાચના કરું છું, માટે આ અરણ્યમાં જે જે સ્થાવર જંગમ અંતર્હિત ભૂત પ્રાણીઓ હો, તે સર્વે મારાં કરુણ વચનો સાંભળજો. કન્યા **જરુત્કારુ** નામની હોવી જોઇએ તથા તેનું પોષણ મારે કરવું પડે નહિ." **જરુત્કારુ**ની શોધમાં ફરતાં સર્પોને કાને આવા શબ્દો પડ્યા, એટલે તેઓએ પાતાળમાં જઈ **વાસુકી**ને કહ્યું. **વાસુકી** પોતાની બ્હેન **જરુત્કારુ**ને લઇને **જરુત્કારુ** મુનિ પાસે આવ્યો. તેમણે કરેલી શરતો પ્રમાણે કન્યાદાન દીધું. વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ, તપોવૃદ્ધ

તથા મહાવ્રતધારી ધર્માત્મા ઋષિએ વિધિયુક્ત મંત્રોવડે તે કન્યાનું પાણિગ્રહણ કર્યું. પોતાની ભાર્યાને લઇને પન્નગેશ્વરે તૈયાર કરેલા રમણીય ઘરમાં જઇને તેઓ રહ્યા. ઋષિએ કહ્યું કે, "તારે કોઇ દિવસ મને અપ્રિય લાગે એવું કંઈ કાર્ય કરવું નહિ, તેમ અપ્રિય વચન કદી બોલવું નહિ. તું કંઈ પણ મારું અપ્રિય કાર્ય કરીશ તો હું તારો અને આ ઘરનો ત્યાગ કરીને ચાલ્યો જઇશ." નાગરાજાની બ્હેન હાથ જોડીને ઋષિને કહેવા લાગી કે, "હે નાથ! આપની ઇચ્છા પ્રમાણે વર્તીશ." સ્વજનના કલ્યાણની ઇચ્છાવાળી, યશસ્વિની, શ્વાનના જેવી ઉંઘવાળી અને કાગડાના જેવાં ચંચળ નેત્રવાળી થઇને અર્થાત્ બહુ જ સાવધ રહીને તે પોતાના કપરા સ્વભાવવાળા સ્વામીની સેવા કરવા લાગી. એક વખત વાસુકીની બ્હેન ઋતુસ્નાન કરીને સ્વામીની સેવામાં હાજર થઈ અને તેથી તેને ગર્ભ રહ્યો. તે ગર્ભ અગ્નિના જેવો અત્યંત તેજસ્વી અને વૈશ્વાનર સમાન કાંતિમાન્ હતો. તે શુક્લ પક્ષના ચંદ્રમાની પેઠે દિવસે દિવસે વધતો હતો, તેવામાં મહા યશસ્વી જરત્કારૂ એકવાર ભાર્યાના ખોળામાં માથું મૂકીને શ્રમિત થઈ ગયા હોય તેમ સૂતા હતા. એટલામાં સૂર્યનારાયણ અસ્ત થયા અને સાયંકાળ થતાં વાસુકી નાગની બ્હેન, ધર્મનો લોપ થવાના ભયથી, વિચાર કરવા લાગી કે, "મારે હવે સ્વામીને ઉઠાડવા કે નહિ. એમનો સ્વભાવ બહુ કપરો છે, માટે મારે શું કરવું? હું એમના અપરાધને પાત્ર ન થાઉં. ધર્મશીલ મુનિને હું જો ઉઠાડીશ તો તે મારા ઉપર અવશ્ય કોપ કરશે અને નહીં ઉઠાડું તો તેમના સંધ્યાવંદન તથા સાયંકાળના હોમનો લોપ થશે. ધર્મનો લોપ થવાથી પાતક લાગે છે. જગાડું છું તો તે અવશ્ય કોપ કરશે અને જો સંધ્યાકાળ વ્યતીત થઈ ગયો તો ખરેખર એમના ધર્મનો લોપ થાય છે." આ પ્રમાણે વિચાર કરીને મધુર બોલનારી જરત્કારૂ નાગણ ઉજ્જવળ તપવાળા અને અગ્નિની જ્વાળા જેવા તેજસ્વી નિદ્રાવશ થયેલા

ઋષિને, કોમળ શબ્દોથી કહેવા લાગી કે, "હે મહાભાગ! સૂર્યાસ્તનો સમય થયો છે, આપ ઉઠો. હે વ્રતધારી ભગવન્! જળનું આચમન કરીને સંધ્યાવંદન કરો. સંધ્યાકાળના હોમનો પણ સમય થયોછે. વળી હે પ્રભો! સંધ્યાએ પણ ધીરે ધીરે પશ્ચિમ દિશાને આચ્છાદન કરવા માંડી છે." આ પ્રમાણે કહેતાં મહાતપસ્વી ભગવાન્ **જ**રૂત્કારૂ મુનિ જાગી ઉઠ્યા અને કહેવા લાગ્યા કે; "હે નાગકન્યા! તેં મારૂં અપમાન કર્યું, માટે હવે હું તારી પાસે નહિ રહું. હું જ્યાંથી આવ્યો છું; ત્યાં જ પાછો ચાલ્યો જઇશ. હે સ્ત્રી! મારા હૃદયમાં ખાત્રી છે કે, જો હું ઉંઘતો હોઉં તો સૂર્ય પણ સમયાનુસાર અસ્ત પામવાને શકિતમાન્ નથી. માટે તારે મને જગાડવો નહતો. સ્વામીનાં વચન સાંભળીને **વા**સુકીની બહેન **જ**રૂત્કારૂનું હૃદય કંપવા લાગ્યું અને તેણે કહ્યું કે, "મહારાજ! મેં કંઇ આપનું અપમાન કરવાને ઉદ્દાહ્યા નથી, પરંતુ ધર્મલોપ ન થાય એમ ધારીને જ જગાડયા છે. તે સાંભળીને કોપ પામેલા મહા તપસ્વી કે જેમણે **ના**ગકન્યાને તજવાનો નિશ્ચય કર્યો હતો, તે બોલ્યા કે, "**ના**ગકન્યા, હું કોઇ સમયે જૂઠું બોલ્યો નથી. મેં કહ્યું છે કે હું જઇશ, માટે હવે હું જઇશ. મેં પૂર્વે તારી સાથે જે નિયમ કર્યો હતો, તેનો આજે સમય આવ્યો છે. હે **ભ**દ્રે! મેં તારી સાથે સુખમાં દિવસો ગાળ્યા છે. હવે હે કલ્યાણિ! અહીંથી મારા જવા પછી તું **તા**રા ભાઇને કહેજે કે, ઋષિ મને ત્યજીને ચાલ્યા ગયા છે, અને હે ભીરુ! **તા**રે **પણ** મારા ગયા પછી શોક કરવો નહિ.." આ પ્રમાણે મુનિએ કહ્યું, એટલે સર્વાંગસુંદરી, સુંદર ઉરુવાળાં **વા**સુકી **ના**ગની બહેન **જ**રૂત્કારૂ આંખમાં આંસુ આણી ધ્રુજતા હૃદયે બે હાથ જોડીને **જ**રૂત્કારૂ ઋષિને કહેવા લાગી કે, "હે ધર્મજ્ઞ! મને નિરપરાધીને તજવી યોગ્ય નથી. આપ સર્વદા ધર્મ માર્ગે ચાલો છો અને પ્રિયજનનું શુભ કરવામાં પ્રીતિવાળી હું પણ

ધર્મથી જ વર્તું છું. તમારી સાથે મારાં લગ્ન કરવાનું જે પ્રયોજન છે, તે પ્રયોજન પણ મેં હજી સંપૂર્ણ સફળ કર્યું નથી. માટે મને મંદભાગિનીને મારો ભાઈ વાસુકી શું કહેશે? હે નાથ! માતાના શાપથી અપમાન પામેલાં મારાં સગાંએ તમારાથી મારે વિષે સંતાનની ઇચ્છા રાખી હતી, તે પણ હજી પાર પડી નથી. મારાં સગાંનુ કલ્યાણ તમારાથી જ ઉત્પન્ન થયેલા સંતાનથી થાય તેમ છે, માટે મારો આપની સાથેનો સમાગમ વ્યર્થ ન જાય, એવી આપને વિનંતિ કરું છું." આ સાંભળી તપોધન એવા તે મહા મુનિએ ઉત્તર આપ્યો કે, "હે સુભગે! અગ્નિના જેવો પ્રકાશમાન આ ગર્ભ વેદ તથા વેદનાં સર્વ અંગોને જાણનાર થશે. પરમ ધર્માત્મા એક ઋષિ અવતરશે." આમ કહી મહર્ષિ જરૂત્કારૂ પાછા તપનો નિશ્ચય કરી વનમાં ચાલ્યા ગયા. સમય ઉપર વાસુકીની બહેનને મહા તેજસ્વી આસ્તિક નામનો પુત્ર જન્મ્યો. આ પુત્રે વાસુકીના મનની ધારણાને પાર પાડી. જરૂત્કારૂ ક્ષમાશીળ અને નમ્ર હતી. તેણે પોતાના પિતાના વંશનું હિત કરવા માટે એક મહાન્ મુનિનો પાણિગ્રહણ કરી, તેમનું મન સાચવવા માટે નિદ્રાનો ત્યાગ કરીને મહા કષ્ટ વેઠ્યું હતું, એક મનથી ઋષિની સેવા કરી હતી તથા તેથી પોતાના પિતાના કુળનું પણ હિત સાચવ્યું હતું, જેને પરિણામે આસ્તિક જેવા એક મહાન્ ઋષિની માતા થવાને ભાગ્યશાળી થઈ હતી.

---

## પૃથા–કુન્તા.

**શૂર** નામના એક ઉત્તમ યાદવ રાજાને **પૃથા** નામે રૂપાળી, ભણેલી ગણેલી અને ડાહી કન્યા હતી. એક દિવસે **શૂર** રાજાએ તેની ફોઇના પુત્ર **કુન્તીભોજ**ની સમક્ષ પ્રતિજ્ઞા કરી કે, 'મારે જે પ્રથમ પુત્રી થશે, તે હું તમને આપીશ.' તે ઉપરથી તેણે ફોઇના છોકરાને પુત્રી

વિનાનો જોઈ, મૈત્રીના હકમાં પોતાની કન્યા પૃથા તે મહાત્માને આપી હતી. કુન્તીભોજે તેને અતિથિઓનું તથા બ્રાહ્મણોનું પૂજન કરવાનું કામ સોંપ્યું હતું. એક સમયે ઉગ્ર સ્વભાવના, ધર્મમાં ગૂઢ નિશ્ચયવાળા અને અખંડ વ્રત ધારણ કરનારા દુર્વાસા મુનિ કુન્તીભોજને ઘેર ગયા, ત્યારે કુન્તીએ સારી પેઠે સેવા કરીને મુનિને સંતુષ્ટ કર્યા. દુર્વાસા મુનિએ કુન્તીના ઉપર ભવિષ્યમાં આવનારી આપત્તિ જોઈ, તેને એક વશીકરણનો મંત્ર આપી કહ્યું કે, "તું જે જે દેવનું આ મંત્રથી આવાહન કરીશ, તે તે દેવના પ્રભાવથી તને પુત્ર થશે." દુર્વાસા મુનિનું વચન સાંભળીને, કુન્તી કુતુહલમાં આવી ગઈ અને તેણે કન્યાવસ્થામાં જ મંત્રનું સત્ય જોવાને સૂર્યદેવનું આવાહન કર્યું. સૂર્યદેવને આવતા જોઈ ભરપૂર ગાત્રવાળી કુન્તી ઘણો જ વિસ્મય પામી. એટલામાં સૂર્યનારાયણ પાસે આવીને બોલ્યા કે, "હે સુગાત્રિ! મારે શું કરવાનું છે તે કહે." કુન્તી બોલી કે, 'એક બ્રાહ્મણે મને મંત્ર આપ્યો હતો, તે મંત્રની પરીક્ષા જોવા મેં આપનું આવાહન કર્યું છે, માટે આપ મને ક્ષમા કરો. અપરાધીને ક્ષમા આપવી, એ મહાત્માઓનો ધર્મ છે.' પછી સૂર્યનાં આવાહનથી કુન્તીને કર્ણ નામે પુત્ર થયો, છતાં તેની કન્યાવસ્થા કાયમ રહી.

આ વખતે કુન્તી યૌવનમાં આવેલી હતી, અને કેટલાએક રાજાઓ તેનું માગું પણ કરતા હતા. કુતીભોજ રાજાએ દેશેદેશના રાજાઓને બોલાવી સ્વયંવર કરીને, તેને પરણાવવાની તયારી કરી. મંડપમાં પ્રવેશ કરતાં સર્વ રાજાઓમાં સૂર્યની પેઠે તેજસ્વી બીજો ઇન્દ્ર હોય તેવા દેખાતા પાંડુ રાજાને તેણે દીઠા. તે નરવર પાંડુને રંગભૂમિ ઉપર જોઈ, કુન્તીનું હૃદય આકુલવ્યાકુલ થઈ ગયું અને તેણે શરમાતાં શરમાતાં પાંડુના ગળામાં વરમાળ આરોપી. પછી કુન્તીભોજ રાજાએ તે બન્નેનું લગ્ન કરી, પહેરામણીમાં ઘણું દ્રવ્ય આપ્યું અને કુન્તીને સાસરે વળાવી.

પાંડુરાજાએ હસ્તિનાપુરમાં આવ્યા પછી ફરીને મદ્ર રાજાની કુંવરી માદ્રીની સાથે લગ્ન કર્યાં. બધા રાજાઓને જિતી દિગ્વિજય કર્યો અને પછી બન્ને સ્ત્રીઓની સાથે તે સારી રીતે દિવસો ગુજા-

રવા લાગ્યો. એક દિવસ **પાંડુ** રાજા વનમાં મૃગયા કરવા ગયો હતો. ત્યાં તેણે એક મૃગ તથા મૃગલીને વીંધી નાંખ્યાં. અત્યંત કામાતુર હોવાથી કામને તૃપ્ત કરવાની ઇચ્છાવાળો મૃગ જે એક મહા મુનિ હતો અને જે મનુષ્યોથી શરમાઈ મૃગનો વેષ ધરી, કામતૃપ્તિ કરતો હતો, તેને **પાંડુ**એ બાણથી વીંધી નાંખ્યો. તેથી તેણે શાપ દીધો કે, "હે રાજા! તેં મને મારી સ્ત્રી સાથે સુરત રમતી વખતે મને બાણ મારીને મારા રંગમાં ભંગ કર્યો છે, તેમ તું પણ તારી સ્ત્રી સાથે રતિ કરતાં મરણ પામીશ." શાપ થયા પછી શોક તથા દુઃખથી આતુર થઈ **પાંડુ** રાજાએ વન-નિવાસ કરવાનો નિશ્ચય કર્યો ને નિઃશ્વાસ મૂકી કુન્તી તથા **માદ્રી**ને જોઇને બોલ્યો કે; "**ભી**ષ્મપિતા, **વિદુ**રાદિ તથા મહાત્મા બ્રાહ્મણ વગેરેને કહેજો કે, **પાંડુ** રાજાએ વનવાસનો અંગીકાર કર્યો છે." સ્વામીનાં આવાં વચન સાંભળી **માદ્રી** તથા **કું**તી બોલ્યાં, "અમે પણ ઇન્દ્રિયોને વશ કરી, કામસુખનો ત્યાગ કરી, આપની સાથે મહાતપ આદરીશું અને જો તમે અમારો ત્યાગ કરશો તો અમે અમારો દેહત્યાગ કરીશું." આવો તેમનો નિશ્ચય જોઈ **પાંડુ** રાજાએ તેમને સાથે લીધાં. વનવાસમાં **પાંડુ** બધા ઋષિઓને અત્યંત પ્રિય થઈ પડ્યા. એક દિવસ બધા ઋષિઓ બ્રહ્મદર્શન કરવા બ્રહ્મલોકમાં જવા નિકળ્યા અને **પાંડુ** રાજા તેમની સાથે બન્ને સ્ત્રીઓને લઈ તૈયાર થયા. ઋષિઓએ કહ્યું કે, "હે રાજન્! જે માણસ દેવ, ઋષિ, પિતૃ અને મનુષ્ય, એ ચાર ઋણમાંથી મુક્ત હોય, તે જ બ્રહ્મલોકમાં આવી શકે છે, માટે તમે પણ તે હશો તો આવી શકશો.' તે સાંભળી **પાંડુ**ને ઘણો શોક થયો, કારણ કે તેને પુત્ર ન હોવાથી તે પિતૃના ઋણમાંથી મુક્ત થયો ન હતો. વળી "કામક્રીડા કરતાં તારું મરણ થશે" એવો મૃગે આપેલો શાપ યાદ આવતાં તેમને ઘણી ચિંતા થઈ. તેથી તેમણે કુન્તીને એકાંતમાં બોલાવીને કહ્યું

કે, છ પ્રકારના પુત્રો વારસાને માટે ગણાય છે, માટે તું મારા કરતાં ઉત્તમ કોઈ બ્રાહ્મણથી નિયોગ કરીને પુત્રને ઉત્પન્ન કર. કુન્તી બોલ્યાં—આપને વિષે હું નિરંતર પ્રીતિ રાખુંછું, માટે આપ જ ધર્મવડે મારેવિષે પરાક્રમી પુત્રો ઉત્પન્ન કરો. કારણ કે તમારા જેવી પ્રતિષ્ઠા પામેલો બીજો કોણ પુરુષ છે ? એ ઉપરાંત હું આપને એક બીજી વાત કહું તે સાંભળો; "જ્યારે હું નાની હતી ત્યારે દુર્વાસા ઋષિએ મારા પિતાને ઘેર મને મંત્રો આપીને કહ્યું હતું કે; જે જે દેવનું તું આવાહન કરીશ, તે તે દેવ તારી પાસે આવશે. માટે આપની આજ્ઞા હોય તો હું તે મંત્રોનો ઉપયોગ કરું." તે પ્રમાણે આજ્ઞા લઈ તેણે એક પછી એક એમ ધર્મ, વાયુ અને ઇન્દ્ર દેવનું આવાહન કરી, ધર્મરાજ, ભીમ અને અર્જુનને ઉત્પન્ન કર્યા અને પછી રાજાની આજ્ઞાથી અશ્વિનીકુમારનો મંત્ર પોતાની સોકય માદ્રીને આપ્યો. તેણે પણ અશ્વિની કુમારોનુ આવાહન કરી નકુળ અને સહદેવ નામના બે પુત્રો ઉત્પન્ન કર્યા. પાંચ પુત્રોને જોઈ પાંડુને અત્યંત હર્ષ થયો. એક વખત રમણીય વસંત ઋતુ ચાલતો હતો અને વન સુગંધોથી બહેકી રહ્યું હતું. તે સમયે માદ્રીને એકાંતમાં જોઈ પાંડુ કામ વશ રાખી શક્યો નહિ. તેથી માદ્રી સાથે સંગ કરતાં તેનું મૃત્યુ થયું અને માદ્રી તેના શબનું આલિંગન કરી દુઃખજન્ય વિલાપ કરવા લાગી. તે સાંભળી કુન્તી પોતાના તથા માદ્રીના પુત્રોને લઈ તે સ્થળે આવી. પાંડુ રાજાને મરણ પામેલ જોઈને કુન્તી વિલાપ કરતી બોલી કે;—આ જ્ઞાની રાજાનું હું નિત્ય રક્ષણ કરતી હતી. તેમણે આજે તારૂં કહ્યું કેમ માન્યું નહીં ? માદ્રી બોલી, "હે દેવિ ! મેં તો વિલાપ કરીને એમને ઘણાએ વાર્યા. પણ ભાવીએ ભૂલાવ્યા હોય તેમ તે મનને વશ રાખી શક્યા નહીં." કુન્તી બોલી, "હે માદ્રી ! હવે તું આ પુત્રોનું રક્ષણ કરજે. હું એમની જ્યેષ્ઠ ધર્મ પત્ની છું, અને મને ધર્મનું મોટું ફળ પ્રાપ્ત થયું

છે. યમ રાજાને વશ થયેલા ભર્તારની પાછળ હું સતી થઇશ.” માદ્રી બોલી કે, ‘મારા કામની તૃપ્તિ થઈ નથી, તેથી હું જ રાજાની પછવાડે સતી થઇશ. તમે મારા પુત્રોનું રક્ષણ કરજો.’ એમ કહીને માદ્રી પાંડુ રાજાની પાછળ સતી થઈ.

પાંડુનું મરણ સાંભળીને સર્વે મહર્ષિઓ એકઠા થઈ વિચાર કરવા લાગ્યા કે, આ લોકો આપણે આશ્રમે આવીને રહ્યા છે, માટે તેમની આ સ્ત્રી તથા નાનાં છોકરાંઓને તેમના રાજ્યમાં લઈ જઈ સોંપી આવવાં, એ આપણો ધર્મ છે. આવો વિચાર કરીને ઋષિઓ કુન્તી તથા પાંચે પાંડવોને હસ્તિનાપુર લઈ ગયા અને ત્યાં ભીષ્મપિતા, ધૃતરાષ્ટ્ર વગેરેને સોંપ્યા. કૌરવો તથા પાંડવો આ પ્રમાણે સાથે રહેવા લાગ્યા અને રમવામાં, દોડવા વગેરે દરેક ક્રિયાઓમાં ભીમસેન એકલો સો કૌરવોને પહોંચી વળતો અને અસ્ત્રશસ્ત્ર વિદ્યામાં અર્જુન બધામાં શ્રેષ્ઠ થયો હતો. તેથી કૌરવો તેમનો દ્વેષ કરવા લાગ્યા. જળક્રીડા કરી મારી નાંખવાના કૌરવોએ કરેલા વિચારમાં ભીમસેને તેમને ફસાવી દીધા, તેથી વારણાવત નામના ગામમાં શિવના મેળામાં બધા પાંડવોનો ઘાણ કાઢી નાંખવાને કૌરવોએ ત્યાં પુરોચન પાસે એક લાક્ષાગૃહ બંધાવી, ત્યાં સુતા હોય ત્યારે બધા બળી ઉઠે એવા પદાર્થો ભરી, તેમને બાળી નાંખવા વિચાર કર્યો. પણ વિદુરજીએ તેમને તેમાંથી ઉગારી લીધા. પાંડવો ત્યાંથી નવસ્ત્રા નાશી ગયા. તેઓ બળી ગયા હશે એમ માની, કૌરવોએ તેમની ઉત્તર ક્રિયા કરી. પાંડવોને ચાલતાં રસ્તામાં વ્યાસજી મળ્યા અને એકચક્ર નગરમાં હું આવું ત્યાં સૂધી રહેજો, એમ કહીને તે તેમને ત્યાં મૂકી ગયા. ત્યાં એક બ્રાહ્મણના આશ્રયતળે તેઓ રહ્યા. નગરમાં વારા પ્રમાણે બકરાક્ષસને બળિદાન આપવાનો તે બ્રાહ્મણનો આજે વારો હતો, તેથી બ્રાહ્મણ તથા તેનાં છોકરાં અત્યંત કંકાશ કરવા લાગ્યાં. તે જોઇને દયાળુ કુન્તીથી તે સહન થયું નહીં. તે તરત જ ત્યાં દોડી

ગયાં અને બ્રાહ્મણને તેનું કારણ પૂછ્યું. તેનું મહા સંકટ સાંભળીને ભીમસેનને કહ્યું કે, "હે પુત્ર ! આપણો ધૃતરાષ્ટ્ર ન જાણે તેમ આ બ્રાહ્મણને ત્યાં ગુપ્ત રહ્યાં છીએ. વળી તે આપણો સારો આદર સત્કાર પણ કરે છે અને અહીં આપણને કોઈ પણ જાતનું દુઃખ નથી, માટે પુત્ર ! તેના ઉપકારનો બદલો વાળવાનો આ જ સમય છે. તેના પુત્રના બદલામાં આજે બકને બળિદાન આપવા જા." ભીમસેને તે કાર્ય કરવા માટે પ્રતિજ્ઞા કરી, એટલામાં પાંડવો ખાવાનું લઈ ત્યાં આવ્યા. યુધિષ્ઠિર ભીમના ચહેરા ઉપરથી સમજ્યા અને પોતાની માતાને પ્રશ્ન કર્યો કે, 'હે માતા ! ભીમસેન શું કરવા ઇચ્છે છે ?' કુન્તીએ બધી વાત કહી સંભળાવી. યુધિષ્ઠિર બોલ્યા કે, 'હે માતા ! પારકાનું ભલું કરવા જતાં ક્યાંક પુત્ર ખોઈ બેસશો." કુન્તી બોલ્યાં કે, 'દીકરા ! આપણે ધૃતરાષ્ટ્ર ન જાણે તેમ બ્રાહ્મણના આશ્રયતળે રહ્યાં છીએ માટે આપણે તેના ઉપકારનો બદલો વાળવો જોઇએ; જેણે ઉપકાર કર્યો હોય, તેને બમણો બદલો વાળી આપે, તે જ ઉત્તમ પુરૂષ કહેવાય છે.

'ગૌ બ્રાહ્મણનું રક્ષણ કરવું, એ આપણો ક્ષત્રિયોનો ધર્મ છે, માટે ભીમસેનને મેં જવાની આજ્ઞા કરી છે.' પછી બીજે દિવસે ભીમસેને બકાસુરને મારીને આખા નગરનું દુઃખ દૂર કર્યું. થોડા દિવસ ગયા પછી દ્રૌપદીના સ્વયંવરની ખબર પહોંચતાં પાંડવો પાંચાલ દેશ તરફ ગયા અને મચ્છવેધ કરી અર્જુને દ્રૌપદી મેળવી. બીજા રાજાઓ જે પાંડવોને બ્રાહ્મણોતરિકે જાણતા હતા, તેમણે તેમની સામે યુદ્ધ કરવા માંડ્યું. પણ અર્જુન અને ભીમના મારથી તેઓ હારી ગયા. પછી દ્રૌપદીને લઈ તેઓ નગરમાં પાછા આવ્યા અને ઘરમાં આવતાં બોલ્યા કે, "મા ! મા ! ભિક્ષા લાવ્યા" એટલે અંદરથી કુન્તી બોલી કે, "હે પુત્રો ! તમે પાંચે ભાઇ વહેંચી તેનો ઉપભોગ કરો." બહાર આવી કુન્તી જુએ છે તો સાથે દ્રૌપદી છે, તેથી પોતે બોલેલાં વચનને માટે ખેદ કરવા લાગ્યાં, પણ વ્યાસે તેમના સંદે-

હનો નિર્ણય આણ્યો. પછી પાંડવો છતા થઈ ઇન્દ્રપ્રસ્થ નામનું નગર સ્થાપીને ત્યાં રાજ્ય કરવા લાગ્યા. ત્યાર પછી દ્યૂત રમતાં પાંડવો હારી જઈ જ્યારે વનમાં નીકળ્યા ત્યારે દ્રૌપદી સાસુની રજા લેવા ગયાં. તે વખતે કુન્તીએ વનમાં પતિની સાથે જતી દ્રૌપદીને આ પ્રમાણે કહ્યું "દીકરા વહુ ! આ મહા દુઃખમાં આવી પડવાથી તમે શોક કરશો નહીં. તમે સ્ત્રી ધર્મનાં જ્ઞાતા છો તથા શિયળ અને સદાચાર સંપન્ન છો, માટે હે પવિત્ર અને મંદહાસ્યવાળાં વહુ! તમારા પતિઓવિશે તમને ભલામણ કરવી યોગ્ય નથી, કેમકે તમે સાધ્વી અને ગુણવાન્ છો. તમે ઉભય કુળને અજવાળ્યું છે. નિર્દોષ વહુ ! તમે આ કૌરવોને શાપ દઇને ભસ્મ કર્યા નથી, તેથી તેઓ ખરેખર ભાગ્યશાળી છે. તમે પતિવ્રતા છો, તથાપિ માતૃવાત્સલ્યને પણ ધારણ કરી, પતિઓ ઉપર પ્રેમ રાખીને નિર્વિઘ્નતાથી વનમાં જાઓ. કુલીન કાન્તાઓ ભાવી દુઃખની વેળાએ જરાએ ગભરાતી નથી, તેમ તમે પણ ગભરાશો નહીં. તમે પતિવ્રતરૂપી ધર્મથી રક્ષાયલાં છો, તેથી થોડા સમયમાં સુખ પામશો. તમને કહેવાનું એ કે, તમારે વનમાં મારા પુત્ર સહદેવની નિત્ય સંભાળ લેવી કે, જેથી તે વનમાં દુઃખી થાય નહીં." દ્રૌપદીએ પ્રણામ કરીને સાસુને કહ્યું કે, "સાસુજી ! તેને માટે તમે ફીકર કરશો નહિ." પછી પાંડવો નગરની બહાર નિકળ્યા. પોતાના પાંચ પુત્રોની આવી અવદશા જોઈ કુંતાજી તેઓની પાસે ગયાં અને તેઓને છાતી સરસા ચાંપીને બહુ વિલાપ કરતાં બોલ્યાં કે, "હે પુત્રો ! તમે સદ્ધર્મવાળા, સદાચારવાળા, સદ્ગુણી, ઉત્તમ વિચારવાળા, પરમેશ્વર ઉપર દૃઢ ભક્તિવાળા છો. ધર્મના કાર્યમાં સદા પરાયણ રહો છો, છતાં તમને કષ્ટ આવી પડ્યું છે, માટે હું વિચાર કરતાં પણ જાણી શકતી નથી કે, આ તે શું વિધિ વિપરીત થયો કે, કોઇનો અપરાધ કરવાથી આવું દુઃખ આપણને આવી પડ્યું ? આમાં કેવળ મારા ભાગ્યનો જ દોષ છે કે, મેં તમને જન્મ આપ્યો;

કારણ કે તમે ઉત્તમ ગુણોવાળાં છો, છતાં ઉત્તરોત્તર દુઃખ ભોગવો છો. રાજા તથા માદ્રી સ્વર્ગમાં ગયાં તે સુખમાં પડયાં અને હું અભાગિણી આ દુઃખ જોવાને રહી, તેથી મને ધિક્કાર પડો" એમ કહી વિલાપ કરવા લાગ્યાં. તે સમયે વિદુરજીએ શાસ્ત્રનાં વચનો કહી, તેમને શાંત પાડયાં અને પોતાની સાથે હસ્તિનાપુરમાં રાખ્યાં. અને પાંડવોએ વનનો માર્ગ લીધો.

દિવસ, પક્ષ, માસ ને વર્ષ એમ કરતાં કરતાં બાર વર્ષ કુન્તાજીએ પુત્રોના વિયોગમાં ગાળી કાઢયાં અને પાંડવો તેરમું વર્ષ વિરાટ રાજાના દરબારમાં ગુપ્ત રહીને ચોદમે વર્ષે છતા થયા. તે પછી ઉપપ્લવ્ય નામના ગામડામાં છાવણી નાખીને પડાવ કર્યો. યુધિષ્ઠિરે યુદ્ધ નહિ કરતાં શ્રીકૃષ્ણને હસ્તીનાપુર મોકલી ફકત પોતાના નિર્વાહ માટે પાંચ જ ગામડાંની માંગણી કરી. શ્રીકૃષ્ણ પાંડવોની માંગણી લઈને દૂત તરીકે કૌરવોના દરબારમાં ગયા અને ત્યાં ધૃતરાષ્ટ્ર, દુર્યોધન તથા બીજા રાજ્યાધિકારીઓને બહુ બહુ સમજાવ્યા, પરન્તુ દુર્યોધને પાંડવોની પરિણામે સુખકારક માગણી સ્વીકારી નહીં, તેથી શ્રીકૃષ્ણ દૈવ ઉપર દોષ મૂકીને પાછા ફર્યા અને તે વખતે પોતાનાં ફોઇ કુંતાજીને મળવા ગયા. તે વખતે કુંતાજીએ પોતાના ભત્રીજા શ્રીકૃષ્ણને આશીર્વાદ આપી, પોતાના પુત્રોના ને દ્રૌપદીના સમાચાર પૂછયા. શ્રીકૃષ્ણે પાંડવોના અને દ્રૌપદીના કુશળ ખબર કહ્યા. તે પછી કુન્તાજીએ રોષમાં આવી જઈ, શ્રીકૃષ્ણને કહ્યું કે, 'હે કૃષ્ણ! તમારે મારા દીકરાની વહુ દ્રૌપદીને કહેવું કે, તમે મોટા રાજાની પુત્રી હોવા છતાં વનમાં પતિઓની સાથે રહીને દુઃખો સહન કર્યાં છે, તથા તેમની સેવા કરી છે તેને માટે તમને ધન્યવાદ ઘટે છે. મારા પુત્રોને કહેજો કે, "હવે તમારે પરાક્રમ કરવાનો સમય આવ્યો છે. ક્ષત્રિયનો જાયો પ્રાણ જતા કરીને પણ પોતાનો રાજ્યભાગ મેળવવાની ઇચ્છા રાખે છે. હે કૃષ્ણ! તમારે યુધિષ્ઠિરને કહેવું કે, તારો ક્ષત્રિય ધર્મ દિવસે દિવસે ડુબતો જાય છે, ક્ષત્રિયનો

ધર્મ પરાક્રમ કરી બતાવવાનો છે, તેને છોડીને તું બ્રાહ્મણધર્મનો અંગીકાર કેમ કરી બેઠો છે? રાજાનો દોષ જેમ જગતને લાગે છે, તેમ જગતનો દોષ રાજાને પણ લાગે છે. તારે પરાક્રમ કરીને તારી પ્રજાનું પાલન કરવું જોઇએ. તું હમણાં જે સંતોષ ધારણ કરીને બેઠો છે, તેવો સંતોષ તને તારા પિતાના વારસાથી કે મારા તરફથી મળ્યો હોય, એમ મને જણાતું નથી. મેં તો તને બાલ્ય વયથી જ ધૈર્ય, પરાક્રમ, સત્ય, જિતેન્દ્રિયપણું વગેરે બાબતોનો ઉપદેશ આપ્યો હતો અને તેનો જ તું ઉપયોગ કરીશ, એવી આશા રાખી હતી. પિતૃઓ પણ પોતાના ક્ષત્રિય વંશજોની પાસેથી પરાક્રમની, પ્રજાપાલનની અને યજ્ઞયાગમાં વિદ્વાન્ બ્રાહ્મણોના સત્કાર થવાની આશા રાખે છે. ભિક્ષા માગવી, એ બ્રાહ્મણોનો ધર્મ છે અને પરાક્રમથી પૃથ્વી મેળવી પ્રજાનું પાલન કરવું, એ ક્ષત્રિયોનો ધર્મ છે. તારા પિતાનો જે રાજ્યભાગ શત્રુઓ પચાવી પડયા છે, તેને તું પરાક્રમ કરીને મેળવ. તારા જેવા વીરપુત્રની માતા આજ ચૌદ ચૌદ વર્ષ થયાં, પારકે ઘેર રહીને પિણ્ડનું પોષણ કરે છે, એના જેવું બીજું અધિક દુઃખ કયું ગણાય? હવે તું તારા ભાઇઓની સાથે પરાક્રમ કરીને તારા પિતાનો રાજ્યભાગ મેળવ અને સ્વર્ગમાં બેઠેલા **પાંડુ** રાજાનાં હર્ષમાં વધારો કર." આટલો સંદેશો કહ્યા પછી મારા દીકરાઓને મારા આશીર્વાદ કહેજો અને મારી પતિવ્રતા વહુને શીખ કહેજો.

શ્રીકૃષ્ણ કુન્તાજીનો સંદેશો લઇને ઉપપ્લવ્ય નામની પાંડવોની છાવણીમાં ગયા, પરન્તુ કુન્તાજી નિરાંતે બેઠાં નહીં. કૌરવોએ અન્યાયથી પોતાના પુત્રોને રાજ્યથી દેશવટો દીધો હતો અને પોતાની વહુની લાજ લુટી હતી. એ બધી વાતો તેના હૃદયમાં વજ્રની પેઠે વાગ્યા અને સાલ્યા કરતી હતી.

તેણે એક તરફથી **પાંડવો**ને પાનો ચઢે તેવાં વચનો શ્રીકૃષ્ણદ્વારા કહાવી મોકલ્યાં અને બીજી તરફથી કર્ણને પોતાના પક્ષમાં

લેવાની યુક્તિ આરંભી. કર્ણ દરરોજ મધ્યાન્હ સમયે ગંગાના તીર ઉપર **સૂર્ય**ની આરાધના કરવા જતો હતો. તે તક સાંધીને એક દિવસે કુન્તાજી ત્યાં ગયાં અને કર્ણને મળીને બોલ્યાં કે, 'હે કર્ણ ! તું મને ઓળખે છે ? હું તારી જનેતા છું. મેં જ દશ મહિના તારો ભાર ઉપાડયો છે અને મારા પાંચ પુત્રોમાં તુ સૌથી વડો પુત્ર. તારે અત્યારે **પાં**ડવોને સહાયતા કરવી જોઇએ. હું ઇચ્છું છું કે, જેમ બળદેવ અને **શ્રી**કૃષ્ણની જોડી છે, તેમ જ તારી અને **અર્જુ**નની જોડી થાય અને તું **પાં**ડુ રાજાની ઝળહળતી રાજ્યલક્ષ્મીનો ઉપભોગ કર. તમે બન્ને ભાઇઓ જો સલાહ કરો તો જગતમાં તમને કોઈ પણ વસ્તુ અસાધ્ય રહે જ નહીં. તું મારા પુત્રોમાં સૌથી વડો છે, અને શૂરવીર છે, માટે તારે સૂતપુત્ર તરિકે બહાર પડીને મારા પુત્રોનો નાશ કરવો ઘટિત નથી. કર્ણ કુન્તીનાં આ વચનોને તિરસ્કાર કરીને કહ્યું કે, તમે જે જે વચનો મને કહ્યાં, તે ઉપર મને વિશ્વાસ નથી. મેં જન્મથી જ કૌરવોનું લુણ ખાધું છે, તેનાવડે જગતમાં મારી કીર્તિ થયેલી છે, માટે હું હવે કદી પણ **પાં**ડવોની સાથે સલાહ કરી શકું તેમ નથી. તોપણ તમે મારાં જનેતા છો. તેથી હું તમારા માનની ખાતર યુદ્ધમાં **પાં**ડવોની સાથે યુદ્ધ કરીશ નહીં. માત્ર એક **અર્જુ**નની સામે યુદ્ધ કરીશ. કારણ કે તેમાં મારો વિજય સમાયલો છે. **અર્જુ**નનું રણમાં મરણ થાય તો જગતમાં મારી કીર્તિ થાય અને મારું મરણ થાય તો તેની કીર્તિ થાય, તેથી હું **અર્જુ**નની સાથે યુદ્ધ કરીશ. તે યુદ્ધમાં **અર્જુ**ન કે હું મરણ પામશું, તો પણ તમારા તો પાંચ જ પુત્રો રહેશે.

કુંતાજી કર્ણનાં વચન સાંભળીને ધ્રુજવા લાગ્યાં અને ધીરજ ધરીને બોલ્યાં કે; 'દીકરા ! ભાવી બળવાન્ છે, એ ખરી વાત. મારી તને પ્રાર્થના છે કે, તેં મારા ચાર પુત્રોને જે અભય દાન આપ્યું છે, તે વચન તું પાળજે. ઇશ્વર તારું કલ્યાણ કરો !' આટલું કહીને

કુંતાજી પાછાં અંતઃપુરમાં દાખલ થયાં અને ભાવી ઉપર આધાર રાખીને કાળ વ્યતીત કરવા લાગ્યાં.

કૌરવ પાંડવોની વચ્ચે દૈવયોગથી સલાહ ન થઈ. **શ્રી**કૃષ્ણ જેવા મહાત્મા પુરુષ પણ ભાવી આગળ નિષ્ફળ થયા. કુરૂક્ષેત્રમાં બન્ને ભાઈઓની વચ્ચે મહા દારૂણ યુદ્ધ થયું. લોહીની નદીઓ ચાલી ને **ધૃ**તરાષ્ટ્રના સોએ છોકરાઓ રણમાં મરાયા અને યુધિષ્ઠિર રાજા છેવટ **હ**સ્તિનાપુરના રાજ્યાસન ઉપર બેઠા. તે મોટા ધર્માત્મા હતા તેમણે રાજ્યાસન ઉપર આવ્યા પછી **ધૃ**તરાષ્ટ્રને **પાં**ડુની પેઠે અને **ગાં**ધારીને માતા **કું**તાજીની પેઠે માન આપ્યું. મુરબ્બી કાકા કાકીને ભોજન કરાવ્યા પછી ભોજન તથા સુવરાવ્યા પછી શયન કરવા લાગ્યા. માત્ર એક **ભી**મસેન શિવાય બીજા બધા ભાઈઓ **ધૃ**તરાષ્ટ્રના તરફ પિતાના જેવા ભાવથી વર્તતા હતા. આમ પંદર વર્ષો વીત્યા પછી **ધૃ**તરાષ્ટ્ર રાજાએ યુધિષ્ઠિરને કહ્યું કે,–હું ઘણો વખત સુધી તમારા ભકિતભાવનો અનુભવ કરતો અહીં રહ્યો છું, હવે મને વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવાનો વિચાર થયો છે, માટે હું વનમાં જઈને રહીશ. તેં ધર્મપુત્ર તરિકે મારી બહુ સેવા કરી છે અને તેથી ઈશ્વર તારૂં કલ્યાણ કરશે. હું હવે વનવાસ કરીશ. યુધિષ્ઠિરે કાકા **ધૃ**તરાષ્ટ્રનું કહેવું સાંભળીને, પ્રથમ તો તેમને બહુ સમજાવ્યા; પરંતુ તેમણે યુધિષ્ઠિરનું કહેવું માન્યું નહીં અને કાર્તિક મહિનાની પૂર્ણિમાને દહાડે અગ્નિમાં હોમ કરીને અગ્નિ, અગ્નિહોત્રના ઉપસ્કર તથા **ગાં**ધારી સાથે વનમાં જવાને નિકળ્યા. તે વખતે **કું**તા પણ પોતાનાં જેઠ તથા જેઠાણી કે જેમની સસરા તથા સાસુના જેવી ભક્તિ કરતાં હતાં, તેમની વનમાં પણ સેવા કરવા માટે તેમની સાથે જ ચાલી નિકળ્યાં. તે વખતે યુધિષ્ઠિરે **કું**તાજીને કહ્યું કે– "હે માજી ! આપ પાછાં ફરો. હું જાતે વનમાં જઈને કાકા કાકીની સેવા કરીશ." તે વખતે **કું**તાએ કહ્યું કે–દીકરા ! તારે હવે રાજ્યાસનપર બેસીને ચારે ભાઈઓની, મારી સુશીલ અને ડાહી વહુ

ડાહી વહુ દ્રૌપદીની સંભાળ રાખવી. તારા ઉપર આખા કુળના પોષણનો ભાર મૂકવામાં આવ્યો છે, તેને તારે યોગ્ય રીતે વહન કરવો. હું તો હવે તાપસી થઇને મારાં સાસુ સસરાનાં ચરણોની સેવા કરતી વનમાં જ નિવાસ કરીશ.

યુધિષ્ઠિર રાજા કુંતાનાં વચન સાંભળીને બોલ્યા—"માજી! તમે જ શ્રીકૃષ્ણ મારફતે અમને લડવા માટે ઉત્તેજક વચનો કહી મોકલ્યા હતા અને આપની આજ્ઞાથી જ અમે યુદ્ધ કરીને ક્ષત્રિય ધર્મમાં રહ્યા છીએ. તે તમે પોતે જ અમારા રાજ્યસમયમાં અમારો ત્યાગ કરીને ચાલ્યાં જાઓ, એ ઠીક નહિ. હવે તમે અમારા તરફથી સેવા સ્વીકારીને અમારી પાસે રહો તો ઠીક." કુંતાજીએ યુધિષ્ઠિરના બોલવા ઉપર ધ્યાન આપ્યું નહિ, પણ તે રડતાં રડતાં ધૃતરાષ્ટ્રની પાછળ જવા લાગ્યાં, એટલે ભીમસેન બોલ્યો કે—"માજી! તમે પોતે જ અમને પ્રથમ યુદ્ધ કરવાને ઉશ્કેર્યા હતા, તેથી અમે યુદ્ધમાં પ્રવૃત્તિ કરી હતી અને પિતાનું રાજ્ય સંપાદન કર્યું હતું. તમને સુખ આપવાનો સમય આવ્યો, તે સમયે તમે જ અમારો ત્યાગ કરો, એ ઠીક નહિ. તમારે જ્યારે અમારો ત્યાગ કરવો હતો ત્યારે તમે અમને વનમાંથી હસ્તિનાપુરમાં શા માટે લાવ્યાં? અને આટલા ખોપમાં કેમ ઉતર્યા?"

કુંતા બોલ્યાં,—"દીકરાઓ! તમે જુગારમાં હારી જઇ, રાજ્યપાટ વિનાના થઇને વનમાં રખડતા હતા, તે વખતે મારા મનમાં બહુ જ ખેદ થયો: તેથી પાંડુ રાજાનો અપયશ ન થાય, તમારી કીર્તિ જગતમાં અચળ રહે અને તમે તમારા પિતાનું રાજ્ય સંપાદન કરીને ક્ષત્રિયના ધર્મમાં રહો, એવાં કારણોથી મેં તમને યુદ્ધ કરવા માટે કહાવ્યું હતું. ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ જે મહાન્ યોધાઓ છે, તેઓ અન્ન વિનાના ક્ષત્રિય ધર્મ તજી દઇને, ક્ષુદ્ર વૃત્તિથી જીવન ન ગાળે, એટલા માટે મેં તમને ઉપદેશ આપ્યો હતો. વળી પાંડુ જેવા મહારાજાનો વંશ અંધારામાં જ વિનાશ ન પામે, પણ તેની જગતમાં અમર કીર્તિ થાય, એવા હેતુથી મેં તમને ઉપદેશ આપ્યો હતો. જે સમયે દુઃશાસને

દ્રૌપદીનો ચોટલો પકડીને કૌરવોની સભામાં તેનાં ચીર ખેંચીને તેનું અપમાન કર્યું હતું, તે વખતે ટીટોડીની પેઠે દ્રૌપદીએ રુદન કર્યું હતું, તેનાં દુઃખાશ્રુમાર્જન કરવા માટે જ મેં તમને ઉપદેશ આપ્યો હતો. તમને લઢાવવામાં મારો પોતાનો કોઈ પણ જાતનો સ્વાર્થ ન હતો. તમારો પોતાનો જ સ્વાર્થ હતો. મેં તો મારા પતિ પાંડુ રાજાના સમયમાં અનેક સુખો ભોગવ્યાં છે, ઘણાં દાનો દીધાં છે, હવે મને કોઈ પણ જાતની તૃષ્ણા રહી નથી. હું તો હવે તપશ્ચર્યા કરીને મારા સ્વામિનાથને મળવાની ઇચ્છા રાખું છું. તમે ધર્મથી પ્રજાનું પાલન કરજો અને ધર્માચરણમાં રાતદહાડો તત્પર રહેજો." આમ કહીને કુંતામાતા રાજા ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની પાછળ જવા લાગ્યાં. તેને જોઇને પાંચે પાંડવો તથા દ્રૌપદી વગેરે સ્ત્રીઓ કુંતાજીના વિયોગથી રડવા લાગ્યાં. ધૃતરાષ્ટ્ર, ગાંધારી તથા કુંતાજી સાથે કુરુક્ષેત્રમાં વ્યાસાશ્રમમાં જઇને રહ્યા. ત્યાં વિદુરજી તથા કુંતાજી રાતદહાડો ધૃતરાષ્ટ્રની અને ગાંધારીની સેવામાં પરાયણ રહેવા લાગ્યાં.

યુધિષ્ઠિર રાજા અને તેના ભાઇઓ કુંતાજીનો વિયોગ થવાથી રાતદહાડો તેનો ખેદ કર્યા કરતા હતા. પરસ્પર એકઠા થઇને તેઓ કહેતા હતા કે, આપણાં માજી પોતાનાં સાસુસસરાની રાત દહાડો સેવા કરતાં હશે, તેથી તેમના દિવસો તો આનંદમાં જતા હશે, પણ આપણને તો માજીને ન દેખવાથી મહા દુઃખ થાય છે. માટે તેમનાં તથા વડીલ કાકાકાકીનાં દર્શન કરીને તેમના દુઃખમાં આપણે ભાગ લેવો જોઇએ. આવો વિચાર કરી યુધિષ્ઠિર રાજા અને તેમના ભાઇઓ, યુયુત્સુ અને પુરોહિત ધૌમ્ય ઉપર રાજ્યકાર્યનો ભાર મૂકીને, કુરુક્ષેત્રમાં જ્યાં કાકા, કાકી ને માતા કુન્તાજી રહેતાં હતાં, તે વ્યાસાશ્રમમાં ગયા. યુધિષ્ઠિરે ઋષિઓને પૂછ્યું કે, "અમારા કાકા ક્યાં ગયા છે?" ઋષિઓએ ઉત્તર આપ્યો કે, "તમારા કાકા, કાકી તથા માતા કુંતાજી યમુનાપર સ્નાન કરવાને તથા

જળ અને પુષ્પો લેવાને ગયાં છે, તે હમણાં આવશે." તે સાંભળીને **પાંડવો** પગપાળા જ નદી તરફ જવા લાગ્યા, એટલામાં **કુંતાજી** પોતાનાં ઘરડાં સાસુસસરાનો હાથ ઝાલીને આવતાં જણાયાં. બીજે દિવસે **વ્યાસજી** તથા બીજા રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓ પોતપોતાના દર્ભાસનો બીછાવીને હારબંધ બેસી ગયા. **પાંડવો** પણ પોતાની રાણીઓ સાથે ત્યાં આગળ હાજર થયા. તે પછી **વ્યાસે ધૃત-રાષ્ટ્ર** રાજાને, **ગાંધારીને**, **કુંતાજીને** તથા પાંચ **પાંડવોને** અને તેમની રાણીઓને ઉપદેશનાં વચનો કહીને ધીરજ આપી અને પોતાના યોગબળથી યુદ્ધમાં મરી ગયેલા **કૌરવ** વગેરે યોધાઓનાં દર્શન કરાવ્યાં. તેમને મળીને **ધૃતરાષ્ટ્ર**, **ગાંધારી**, **કુંતાજી**, **યુધિષ્ઠિર** વિગેરે પ્રસન્ન થયાં. તે પછી **પાંડવો** અને તેમની રાણીઓ પોતાની માતાની આજ્ઞાથી, ઈચ્છા ન છતાં પણ પાછા હસ્તિનાપુર ગયાં અને **ધૃતરાષ્ટ્ર**, **ગાંધારી** તથા **સંજય** સાથે **કુંતાજી** કુરુક્ષેત્રમાંથી હરિદ્વારમાં આવેલા તપોવનમાં આહારનો ત્યાગ કરીને તપ કરવા લાગ્યાં. રાત્રિદિવસ તે પછી સમાધિમાં મગ્ન રહેવા લાગ્યાં. એક વખત તપોવનમાં દાવાનલ લાગ્યો. તે દાવાનલમાં પાંચ ભૌતિક દેહનો હોમ કરીને સ્વર્ગમાં વસતા પોતાના વહાલા પ્રાણપતિ **પાંડુ** રાજાને જઈ મળ્યાં.

---

# રેણુકા.

**રેણુક** રાજાને **રેણુકા** તથા બીજી એક પુત્રી હતી, તેમ **રેણુકાને જમદગ્નિ** નામના મહર્ષિની સાથે પરણાવ્યાં હતાં અને બીજી કન્યાને **સહસ્રાર્જુન** સાથે પરણાવી હતી. **રેણુકા** પોતાના પિતાની પાસેથી નાની ઉમરમાં જ અર્થશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્ર

શીખ્યાં હતાં. તેમની કુખથીજ જગતવિખ્યાત તથા એકવીસવાર પૃથ્વીને નક્ષત્રિય કરનારા ઇશ્વરાવતાર પરશુરામ અવતર્યા હતા. તેમણે પૃથ્વીનો ભાર ઉતારવા માટે ચોરની વૃત્તિ લઈ બેઠેલા ક્ષત્રિયના ધર્મથી ભ્રષ્ટ થયેલા રાજાઓનો સંહાર કર્યો હતો.

આવા પૃથ્વીવિખ્યાત પુત્રને જન્મ આપનારાં રેણુકા નિત્ય આશ્રમમાં રહીને ધર્માચરણ કરતાં હતાં ને જમદગ્નિની સેવામાં પરાયણ રહેતાં હતાં. એક દિવસે રેણુકા આશ્રમની પડોશમાં વહેતાં ગંગા નદીમાંથી પાણી લાવવા માટે ગયાં હતાં. તે વખતે એક ગંધર્વ રાજા કેટલીએક સ્ત્રીઓની સાથે જળક્રીડા કરતો હતો. રેણુકાનું મન વિષયવાસના વધારનારી જળક્રીડા જોઈને રજોગુણી થયું. તેમના પવિત્ર મનમાં અપવિત્રતાએ વાસ કર્યો અને પતિનીજ સેવા કરનારાં તે, ઘડો તીર ઉપર મૂકી, જળક્રીડા જોવા લાગ્યાં. પરંતુ તરત સતીને પોતાના સ્વરૂપનું ભાન થઈ આવ્યું જ્ઞાન થતાંજ તેમનું આખું શરીર કંપવા માંડયું. મનમાં વૃથા વિષય વધારનારી ક્રીડા જોવાથી બહુ પશ્ચાત્તાપ થવા માંડયો. “અરે! મને આ શું સૂઝયું? મારું જ્ઞાન કયાં ગળી ગયું? આજ દિવસ સુધી કરેલી પતિસેવાનું શું આ પરિણામ? હે વિવેકરહિત દુષ્ટ મન! સાંસારિક મિથ્યા વિષયો તરફ તું શા માટે દોરાયું? રાજવૈભવોને તજી આશ્રમના વાસને અંગીકાર કર્યો, તે પણ તું ભૂલી ગયું?” આવો વિચાર કરતાં પાણીનો ઘડો ભરીને તે આશ્રમમાં ગયાં અને બે હાથ જોડીને જમદગ્નિની સામે નીચું મુખ કરીને ઉભાં રહ્યાં. જમદગ્નિ તેમનું નિસ્તેજ મુખ જોઈ આશ્ચર્ય પામ્યા, અને પોતાના બળથી જાણ્યું કે, આણે મહા અપરાધ કર્યો છે. તેથી ક્રોધ કરી વસુ, પરશુ વગેરે પોતાના પાંચ પુત્રો હતા, તેમાંથી પ્રથમ વસુ વગેરે પુત્રોને આજ્ઞા કરી કે, “તમે તમારી માતાનું મસ્તક છેદી નાંખો.” વસુઓ પિતાની આજ્ઞા સાંભળીને થરથર કંપવા લાગ્યા, અને બોલ્યા કે, “પિતાજી! અમારાથી એ ભયંકર કર્મ થઈ

શકશે નહિ ! એટલે જમદગ્નિએ પોતાના સૌથી નાના પુત્ર પરશુરામને આજ્ઞા કરી. પિતાની આજ્ઞા માથે ચઢાવી, ફરસીથી પરશુરામે તરત જ માતાનું મસ્તક છેદી નાંખ્યું. જમદગ્નિ પોતાના પુત્ર પરશુરામનું આવું આજ્ઞાપાળકપણું જોઈ, ઘણા જ પ્રસન્ન થયા અને બોલ્યા કે, "હે પુત્ર! ત્હારી શી ઇચ્છા છે? જે ઇચ્છા હોય તે તું માંગી લે. તારા આજ્ઞાધારકપણાથી હું તારા ઉપર બહુ જ પ્રસન્ન થયો છું."

પરશુરામે મસ્તક નમાવી કહ્યું કે, "હે પિતાજી ! મારા માતા તથા મારા બધા ભાઇઓ પાપમાંથી મુક્ત થઈ પાછા જીવતા થાય, એમ હું ઇચ્છું છું" જમદગ્નિએ કહ્યું કે 'તથાસ્તુ.' રેણુકા તથા તેમના પુત્રો સજીવન થઈ અપરાધમાંથી મુક્ત થયા. પછી પરશુરામે માતા તથા જ્યેષ્ઠ બંધુઓનાં ચરણમાં પડી તેમની પાસે કરેલા અપરાધની ક્ષમા માગી. રેણુકાએ હસીને કહ્યું કે, "હે દીકરા! તારો જરા પણ અપરાધ નથી. તેં તારા પિતાની આજ્ઞા પાળી, એ ઘણું જ સારું કર્યું. પિતાની આજ્ઞા પાળનારા તારા જેવા પુત્રવડે આજે હું મને ભાગ્યશાળી સમજું છું. પિતાની આજ્ઞા પાળવી, એ જ પુત્રનો પરમ ધર્મ ગણાય છે. ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે, આચાર્ય, માતા ને પિતા એ ત્રણની પુત્રે અનન્ય ભાવથી સેવા કરવી. જ્યાંસૂધી માતા પિતા અને આચાર્ય જીવતા હોય ત્યાંસુધી પુત્રે એવું આચરણ ના આચરવું કે, જે કરવાથી તેમની સેવામાં અડચણ આવે, અથવા તો તેમના મનમાં દુ:ખ ઉપજે. માતા પિતાને સેવાવડે સંતુષ્ટ કરવામાં આવે અને તેમનો આશીર્વાદ મેળવવામાં આવે તો જ ધર્માચરણથી મેળવેલાં ધનનો મનુષ્યો સુખથી ઉપભોગ કરી શકે છે. બીજા ધર્મો પાળવા છતાં માતા પિતાની સેવા જેઓ કરતા નથી, તેઓને ધર્મનું કંઈ ફળ મળતુ નથી. તને હું આશીર્વાદ આપું છું કે, તારી ઇચ્છાઓ ફળીભૂત થાઓ!" પરશુરામે શૂરવીર તરિકે આખી પૃથ્વીપર નામના મેળવી, તે સર્વ તેમનાં સતી માતા રેણુકાના ઉપદેશનો પ્રભાવ હતો.

---

# ઉત્તરા.

વિરાટ દેશના રાજાને ઉત્તરા નામની કુંવરી હતી. ઉત્તરાકુંવરી અર્જુનની પાસેથી નૃત્યકળા શીખી હતી, તેમ ભરવા ગુંથવામાં તથા નીતિશાસ્ત્રમાં પણ ઘણી જ કુશળ હતી. કૌરવો સાથે જુગટું રમતાં બારવર્ષ વનમાં અને એકવર્ષ અજ્ઞાત વાસમાં રહેવાની સરતે પાંડવો હાર્યા પછી બારવર્ષ વનમાં વાસ કરીને તેરમું વર્ષ અજ્ઞાત વાસમાં રહેવાને, નામ ફેરવી વિરાટ રાજાના દરબારમાં રહ્યા હતા. જ્યારે અર્જુન અને ભાઈ ઉત્તરકુમાર પોતાનું તપોધન પાછું વાળવાને કૌરવોની સાથે લઢવાને ચઢયા હતા ત્યારે ઉત્તરાએ અર્જુનને કહ્યું હતું કે, તમે રણમાંથી મારી ઢીંગલીને માટે ચરણાચોળીનાં વસ્ત્રો લાવજો. અર્જુને પણ યોધાઓને હરાવીને તેના શરીર ઉપરના જામાને ફાડીને ઉત્તરાની ઢીંગલીને માટે વસ્ત્રો આણ્યાં હતાં. તેથી ઉત્તરા પ્રસન્ન થઈ હતી. દુર્યોધને તેમને શોધી કાઢવાને, બહુ બહુ યત્ન કર્યા, પણ કશામાં ફાવ્યો નહિં ત્યારે શાક ઉપરથી વિરાટનું ગોધન વાળ્યું હતું. તે વખતે બૃહન્નટા નામધારી રહેલા અર્જુને વિરાટના કુમાર ઉત્તરને મદદ કરી ગોધન છોડાવી રાજાની જતી લાજ રાખી હતી. પાંડવો છતા થયા પછી તેઓ પોતાને ત્યાં નોકર રહ્યા અને એક વર્ષ સૂધી હુકમો ઉઠાવ્યા, તેથી વિરાટ રાજાએ તેનો મોટો આભાર માની નમી પડી, સેવાના બદલામાં પોતાની ઉત્તરાકુંવરી અર્જુનને આપવાની ઇચ્છા બતાવી હતી. અર્જુને તે વખતે કહ્યું હતું કે, મેં એને ભણાવી છે એટલે તે મારે પુત્રી સમાન છે. યુધિષ્ઠિરે કહ્યું કે, "તમારી ઇચ્છા અમારી સાથે સંબંધ બાંધવાની હોય તો અર્જુનના પુત્ર અભિમન્યુને એ કન્યા આપો." દ્વારિકાથી સુભદ્રા તથા અભિમન્યુને તેડાવી, રાજાએ કન્યાદાન દીધું. "રાજ્ય મેળવી ઉત્તરાને આણું કરાવીશું," એવું કહી પાંડવો હસ્તિનાપુર ગયા અને દુર્યોધન પાસેથી અડધું રાજ્ય માગ્યું. હઠીલા દુર્યોધને સોયના અગ્ર જેટલી પણ પૃથ્વી આપવાને ના

પાડી. તેથી આખરે કુરુક્ષેત્રમાં લડાઈ થઈ. અર્જુનની ગેરહાજરી જોઈ, કૌરવોએ કોઠા યુદ્ધની માંગણી કરી. અર્જુન સિવાય બીજા કોઇને કોઠાયુદ્ધ આવડતું નહોતું. આથી યુધિષ્ઠિર રાજા ખિન્ન થયા, પણ અભિમન્યુએ આવીને કહ્યું કે, "શા માટે તમે ખિન્ન થાવ છો. હું સૌ જાણું છું." સર્વાનુમતે કૌરવોની માંગણી સ્વીકારવામાં આવી. રણમાળ પહેરીને જ્યારે અભિમન્યુ રાણીવાસમાં ગયો ત્યારે મહારાણી દ્રૌપદી બોલ્યાં કે, "અલ્યા આ શું? કોની રણમાળ પહેરીને આવ્યો?"

અભિમન્યુ—"માતાજી! કોની કેમ? આવતી કાલે સવારે હું રણે ચઢવાનો છું. પિતાજી નથી એટલે મેં યુદ્ધનું બીડું ઝડપ્યું છે." અભિમન્યુનાં વચન સાંભળી દ્રૌપદી બોલ્યાં કે, "મહારાજાને કંઈ વિચાર છે કે નહિ? આભને થોભ દે એવા કાકાઓ બેઠા છતાં દુધીઆ દાંતનું બાળક રણે ચઢશે તો જગત્ શું કહેશે?"

અભિમન્યુનાં વચન સાંભળીને સુભદ્રા ચકિત થઈ ગયાં. પણ તેમણે પુત્રને શાબાશી આપી ને કહ્યું કે, "ક્ષત્રિયનો છોકરો જ્યારથી જન્મ્યો, ત્યારથી રણે ચઢવાને જ જન્મ્યો છે." પછી યુધિષ્ઠિર રાજા શિબિરમાં આવ્યા ત્યારે દ્રૌપદીએ કહ્યું કે, "મહારાજ! પાંડવ પક્ષમાં હવે કોઈ રહ્યું નથી કે અભિમન્યુને રણમાં મોકલો છો?" યુધિષ્ઠિરે આવેલી મુશ્કેલી સમજાવી, મહારાણીને શાંત કર્યાં ત્યારે તે ફરીને બોલ્યાં કે, "ભલે, તમને ઠીક લાગે તેમ કરો, પણ વળી એક વાત મારે તમને કહેવી પડે છે તે ધ્યાનમાં લ્યો. વહુને બોલાવ્યા વગર નહિ ચાલે. અત્યારે ને અત્યારે ગોઠવણ કરો કે સવાર થતાં પહેલાં ઉત્તરા વહુ અહીં આવે" રાજાએ તેમ કર્યું. બીજે દીવસે સવારનો પહોર થયો, રણવાદ્ય વાગ્યાં ને ચતુરંગિણીસેના તૈયાર થઇને રણોન્મુખ થઈ, તોપણ અભિમન્યુને દ્રૌપદી કે સુભદ્રાએ બહાર નીકળવા દીધો નહિ. તેઓ

ઉત્તરાની રાહ જોતાં બેઠાં હતાં. ઘણો વખત થયો અને જ્યારે ચારે તરફથી ઉતાવળ થઈ ત્યારે અભિમન્યુએ કહ્યું કે, "માતાજી! હવે મને રજા આપો."

## દુહો.

"ઉત્તરા ઉત્તરા શું કરે, સાંભળ મારી માત!
"રણમાં જ્યારે ઘા પડે, ત્યારે ઉત્તરા નહિ દે હાથ."

રણમાં યુદ્ધારંભના શંખનાદ થયા ત્યારે ચાર ઘોડા જોડેલા મોટા રથમાં બેસી અભિમન્યુ સેનાની આગળ થયો અને રણ-ભૂમિ તરફ પ્રયાણ કર્યું. તે થોડે ગયો નહિ હોય, એટલામાં ઉત્તરા આવી પહોંચી. વડીલોની મર્યાદાનો પણ વખત રહ્યો નહોતો, કારણ રણવાદ્ય વાગી રહ્યાં હતાં અને યુદ્ધનો આરંભ થવાને વિલંબ નહોતો. ઉત્તરા ઝટપટ અભિમન્યુના રથ આગળ ગઈ અને ઘોડાઓની લગામ પકડી ઉભી રહી. અભિમન્યુ તેની સામું જોઈ બોલ્યો કેઃ—

"ગોરી મુકો ઘોડીલાની વાગરે, કુંવરી રાવતણાં;
ખસો રથતણો ઘો માગરે, કુંવરી રાવતણાં.

આખરે તેઓને મેળવ્યાં અને જ્યારે અભિમન્યુએ યુદ્ધે ચઢવાની ઉત્તરાની રજા માંગી ત્યારે એક વીરપત્નીને શોભે એવાં વચનથી તેણે કહ્યું કેઃ...

## દુહો.

"મરજો કે મારજો તમે, નવ દેશો પુંઠ લગાર;
"સૈયર મ્હેણાં મારશે, કે કાયર કેરી નાર."

એ રીતે ઉત્તરાનાં છેલ્લાં વચનથી ઉત્તેજાયલો અભિમન્યુ રણસંગ્રામમાં ગયો અને અર્જુનને પણ વિસરાવે તેવી રીતે કોઠા યુદ્ધ ચલાવ્યું. છેલ્લે શત્રુઓની પ્રપંચ ભરેલી યુક્તિને પરિણામે જયદ્રથને હાથે તે માર્યો ગયો.

અર્જુને તે પછી પુત્રના મારનારને માર્યો અને કેટલે દિવસે મહાભારતનું યુદ્ધ પૂરું થયું ત્યારે બેઉ પક્ષમાં માત્ર એક ઉત્તરાનો ગર્ભ જ વંશનું આશાકિરણ જીવતો રહ્યો. ઉત્તરાકુંવરીને પરીક્ષિત નામે પુત્ર થયો, તેને ગાદી આપી **પાંડવો** વનવાસ ગયા અને તેનાથી **પાંડવવંશ** આગળ ચાલ્યો.

---

# વેદવતી.

**વેદવતી બૃહસ્પતિના** પુત્ર કુશધ્વજની પુત્રી હતી. તે નાની ઉમ્મરથી જ શસ્ત્રો ભણી હતી. રાત્રિ દિવસ યમનિયમો પાળવામાં તથા શાસ્ત્રચર્ચા કરવામાં ભાગ લેતી હતી. વિદ્યા સાથે રૂપે રંગે પણ રંભાના જેવી રૂપાળી હતી. ઘણા રાજાઓ તેનું માગું કરતા હતા. તેના પિતાની ઇચ્છા એવી હતી કે, કન્યાને કોઈ દેવાંશી પુરુષ સાથે પરણાવવી. તેણે ઘણા રાજારાણાઓને ના કહી. ચન્દ્રની કળાઓની પેઠે રાતદહાડો તે વધવા લાગી ને જ્યારે તે પરણવાને યોગ્ય થઈ ત્યારે દૈત્યના રાજા **શુંભે** તેનું માગું કર્યું. **વેદ**વતીના પિતાએ તે દૈત્યજાતિનો હોવાથી તથા બહુ જ દુરાચારી હોવાથી માગું પાછું વાળ્યું. **શુંભે** ગુસ્સે થઈ, ટાઢા લોહીમાં તેના પિતાને મારી નાંખવાથી, તેની માતા સતી થઈ અને પછી **વેદવતી** એકલી વનમાં જઇને તપ કરવા લાગી.

**રાવણ** એક વખતે ફરતો ફરતો હિમાચલના વનમાં જઈ ચઢયો અને આમ તેમ ફરતાં તેની દૃષ્ટિ તપશ્ચર્યા કરતી **વેદવતીના** ઉપર પડી. તેણે માથાપર જટા ધારણ કરી હતી, શરીરપર પહેરેલાં વલ્કલ વસ્ત્રોમાંથી તેના શરીરની દિવ્ય કાંતિ વાદળામાંથી ચન્દ્રની

પ્રભા પેરે વારંવાર દેખાતી હતી. તપશ્ચર્યા કરતી દિવ્યકન્યાને જોઈને, રાવણના મનમાં મોહ ઉત્પન્ન થયો. તે હસતો હસતો તેની પાસે જઈ બોલ્યો કે, "હે સુંદરિ! વૃદ્ધાને શોભે તેવું તપ યૌવનમાં તું કેમ લઈ બેઠી છે? તારું યૌવન આવાં કઠિન વ્રત કરવાને યોગ્ય નથી. તારા જેવીઓએ તો કોઈ રાજમહેલને અલંકૃત કરવો જોઈએ. બોલ! તું કોની સ્ત્રી છે? અને તારા પ્રાણપતિનું નામ શું છે? તને આવું શું દુઃખ પડયું છે કે, તેં આવા એકાંત અરણ્યમાં વાસ કર્યો છે?"

રાવણનો પ્રશ્ન સાંભળી વેદવતીએ સર્વ કારણ તેને કહી બતાવ્યું. તે બોલી કે, "હું નારાયણને સ્વામી માનીને રાત્રિદિવસ તેમનું જ નામ જપ્યા કરું છું. હે રાવણ! તપના પ્રભાવથી મેં તને ઓળખ્યો છે, માટે તારે જ્યાં જવું હોય ત્યાં ચાલ્યો જા. હું પરપુરુષની સાથે વિશેષ વાત કરવા ઈચ્છતી નથી."

રાવણ—"અરે અલૌકિક કન્યા! તારાં વચનો ઉપરથી તું બહુ અભિમાની જણાય છે. ઘરડો મનુષ્ય તપશ્ચર્યા કરે કે ધર્માચરણ કરે તો તેને શોભે, પરન્તુ તારા જેવી તરુણ અને મનોહર કન્યાને શું તપશ્ચર્યા શોભે? તારી જુવાની ફોગટમાં વહી જાય છે, તેના તરફ તો ધ્યાન આપ! હું કોણ છું તે તું જાણે છે? હું લંકાનો રાજા રાવણ છું. તું મારી સાથે વિવાહ કરી રાજ્ય વૈભવોનો ઉપભોગ કર. વિષ્ણુને માટે ફોગટ ફાંફાં શા માટે મારે છે?"

તપસ્વિની વેદવતી કંઈ સાધારણ સ્ત્રી ન હતી, પરંતુ તેનામાં જળહળતું તપોબળ હતું. તે મહા પ્રતાપી હતી. બ્રહ્મચર્યનું તેજ તેના આખા શરીર ઉપર તરી રહ્યું હતું. તેણે તુરત જ રાવણનો તિરસ્કાર કરી કહ્યું કે–"તું વૈભવ વૈભવ શું કરે છે! વિષ્ણુની આગળ તારી સમૃદ્ધિ કે બળ તદ્દન નકામાં છે. જા તારું અમંગળ મુખ મને બતાવીશ નહિં. સતીઓને છેડવામાં સાર નથી."

રાવણ વેદવતીનું કહેવું સાંભળીને બહુ જ ક્રોધમાં આવી ગયો અને તેનો ચોટલો પકડી પોતાના વિમાન તરફ ઘસડવા લાગ્યો. વેદવતીએ હાથવતી પોતાના કેશ કાપી નાંખ્યા. હાથે જ તરવારનું કાર્ય કર્યું. વેદવતીએ તુરત અગ્નિ પ્રજ્વલિત કર્યો અને ક્રોધનું વમન કરતી બોલી કે, "હે નીચ! તેં પાપીએ મારી કાયાને સ્પર્શ કર્યો, માટે હવે હું મારો અપવિત્ર દેહ અગ્નિમાં હોમી દઈશ, અને તારો નાશ કરવા માટે પાછી પૃથ્વીપર અવતરીશ. હું અત્યારે જ તને શાપ આપવાને સમર્થ છું, પરંતુ તેમ કરતી નથી. હે અગ્નિદેવ! તમારી પુત્રીને તમારા ખોળામાં ઝીલી લ્યો." એમ કહીને ભડભડ બળતા અગ્નિમાં તેણે પ્રવેશ કર્યો. તે વખતે વેદવતીના ઉપર પુષ્પની વૃષ્ટિ થઈ. તે બીજે જન્મે સીતા થઈ જન્મ્યાં અને તેમણે રાવણનો નિર્વંશ કાઢયો. પતિવ્રતા સ્ત્રીનું અપમાન કરવાથી અપમાન કરનારાનું કદી પણ કલ્યાણ થતું નથી; પરંતુ તેના દિવ્ય પ્રભાવથી અપમાનકર્તા પુત્રપૌત્રાદિક સાથે વિનાશ પામે છે, એ આ કથાનો સાર છે.

---

## મરીચી.

મરીચી સિકિમ દેશના રાજાના પ્રધાન યશલાલસિંહની પુત્રી હતી. યશલાલ સિંહનો જન્મ લેપચા વંશમાં થયો હતો. લેપચા જાતિ સૌન્દર્યને માટે ઘણી પ્રખ્યાત છે. એ લોકો સ્વભાવે ઘણા માયાળુ અને નમ્ર હોય છે. તેમનું હૃદય પ્રેમથી પરિપૂર્ણ અને મન સદા પ્રફુલ્લિત હોય છે. તેઓ પરસ્પર કજીયો કંકાશ નહિં કરતાં પ્રીતિથી રહે છે. તેમ જ ખોરાક વિના ભલે મરી જાય, પણ

પોતાની સ્વતંત્રતાને કદી વેચતા નથી. આ તેઓનો ઉત્તમ ગુણ છે. એવા ઉત્તમ ગુણવાળા વંશમાં **મરીચી**નો જન્મ થયો હતો. તે ઘણી જ ખુબસુરત, માયાળુ અને પવિત્ર મનની હતી. તેના પિતા **યશલાલસિંહે** તેને બાલ્યકાળથી જ ધર્મનું શિક્ષણ આપેલું હતું, ને પોતાની ઇચ્છાથી મંદિરની કુમારિકાશ્રેણિમાં પોતાની કન્યાને લગાડી હતી. **લામા** (ટિબેટના લોકોના ધર્મગુરુ) એક સંન્યાસી પાસે હિન્દુ ધર્મશાસ્ત્ર શીખતો હતો. તેની પાસેથી **મરીચી** પણ સંસ્કૃત અને હિન્દી ભાષા શીખી હતી. પર્વતમાં ઉછરેલી **મરીચી**ને તેનો પિતા ઘણુ ચાહતો હતો. કદી પણ તેના વિચારથી તે વિરુદ્ધ થતો નહિ. તેને પૂર્ણ વિશ્વાસ હતો કે, મારી પુત્રી કદી પણ ખરાબ કામ કરે કે આચરે અથવા તેવો વિચાર કરે તેવી નથી. એ દેશમાં એવો આચાર વ્યવહાર છે કે, કન્યા ગોગ્ય ઉમ્મરની થાય, એટલે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે. તેના વ્યવહારમાં માબાપ વચ્ચે આવતાં નથી. પણ તેમનું વર્તન નીતિના નિયમને અનુસરતું હોવું જોઇએ.

**મરીચી**નું હૃદય પ્રેમથી પૂર્ણ અને સરળ હતું. આ અબળા પર્વતપર રહેનારી તથા પ્રપંચીથી દૂર રહેનારી જાતિની હતી. તે પોતાનું શિયલ રક્ષણ કરવામાં ઘણી કુશલ હતી. એ લોકો જૂલમ કરી શકતાં નથી. એ દેશમાં એવો ધર્મ છે કે, લોકો અન્ન વગર મરશે, પણ સ્વતંત્રતા કદી પણ વેચશે નહિં. **મરીચી**એ પોતાના પ્રત્યે પાપ બુદ્ધિ કરનાર પાંચ પાપી રિપુઓનાં પેટ ચીરી નાંખ્યાં હતાં. તે દેશની વિવાહિત સ્ત્રીઓની પાસે આવી છરીઓ રહેતી નથી; પરંતુ જરૂર જણાય છે તો રાખવાને સર્વને હક છે. તેમાં પણ મંદિરમાં રહેનારી કુમારિકાઓની પાસે તો પોતાના શિયલનાં રક્ષણને માટે એક એક છરી માથાના અંબોડામાં રાખેલી હોય છે. એક દિવસ **મરીચી** તેની બહેનની સાથે ફરવા ગઈ હતી. તે જ્યારે ફરીને ઘેર આવી, ત્યારે એક અજાણ્યો પુરુષ તેની

ઓસરીમાં ફરતો હતો. તેની બ્હેન થાકી ગઈ હતી, તેથી ઘરમાં ચાલી ગઈ. પરન્તુ **મરીચી**ને પેલા પુરુષે બોલાવી તેથી તે નિર્ભયતાથી તેની પાસે ગઈ. તેને જોઈ પેલો પુરુષ ઘણો ખુશી થયો. **મરીચી**એ તેને મંદિર લૂંટવામાં પહેલાં એકવાર જોયો હતો. તે તેને કહેવા લાગ્યો કે તું મારી જોડે ચાલ, હું તને ઘણું સુખ આપીશ." તે તેને ભોળવવા તથા ભય બતાવવા લાગ્યો. તેણે તેને લાલચ પણ ઘણી બતાવી. પરંતુ **મરીચી**એ કાંઈ જવાબ આપ્યો નહિ. પછી તે તેની પાસે આવવા લાગ્યો, એટલે **મરીચી** દૂર ખસી ગઈ. એટલે તેણે એકદમ પાસે જઇને તેને પકડી લીધી. **મરીચી** બળ કરીને તેનો હાથ છોડાવી નાંખી, ત્યાંથી બીજી તરફ જતી રહી. તેમ છતાં તે પામર તેની પાછળ ગયો ત્યારે **મરીચી**એ ક્રોધ કરીને કહ્યું કે;—"સાવધાન! મારા શરીરને હાથ લગાડીશ તો હમણાં તને તેનું ફળ ચખાડીશ!" પેલો પુરુષ ઉન્મત્તની પેઠે બોલ્યો કે; "સુંદરિ! તું હમણાં મદદ વગરની છે. તારો હાલ કોણ બચાવ કરશે?" આટલું કહી **મરીચી**ને પકડી. તેણે ઘણું બળ કર્યું, પણ તેના હાથમાંથી તે છૂટી શકી નહિ. છેલ્લી વારે તેણે પોતાનાં શિયલનાં રક્ષણ માટે જે છરી માથામાં સંતાડી રાખી હતી, તે યુકિતસર કાઢી ધીરેથી તેની છાતીમાં ભોંકી દીધી. એટલે તે નરપિશાચ મોટી ચીસ પાડીને ભોંયપર પડ્યો, એટલે તે નિર્ભય થઈ ઘરમાં ચાલી ગઇ, અહા! ધન્ય છે **વીર**કન્યા તને, કે જેણે બહાદુરીથી પોતાના **શિય**ળનું રક્ષણ કર્યું.

ખરેખર સ્ત્રીઓના સતીત્વના જેવી બીજી કોઈ પણ વસ્તુ આ દુનિયામાં નથી. જે સ્ત્રીઓ પોતાનું સતીપણું જાળવે છે, તેઓ જ સ્વર્ગ પ્રાપ્ત કરી શકે છે. શિયળને સાચવવું, એ જ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે. એ આ કથાનો સાર છે.

---

# ગાંધારી.

સતી ગાંધારી એ ગાંધાર (કંદહાર) દેશના રાજા સુબળની પુત્રી, અને હસ્તિનાપુરના મહારાજા ધૃતરાષ્ટ્રની પત્ની થતી હતી. તે ઘણી જ માયાળુ, નીતિમાન્, અને ધાર્મિક હતી. ધૃતરાષ્ટ્ર આંખે અંધ હોવાથી તેના દુઃખે દુઃખી થવું, એ પોતાનો ધર્મ જાણી તે પણ આંખે મજબૂત પાટો બાંધી રાખતી હતી. એવી ધારણાથી કે અંધપતિને જોઇને તેના ઉપર કદી પણ અરુચિ થવા પામે નહિ, અને તેથી પોતાનું પતિવ્રત બરોબર જાળવી શકાય. ધન્ય છે! સતી ગાંધારીને કે જેણે પોતાના પતિવ્રતપણાને માટે એવું દુઃખ ઉમંગથી સહન કર્યું. તે સ્વામીની સેવા ઘણા જ આદરભાવથી કરતી હતી. તેની અપૂર્વ પતિભક્તિ જોઇને મહાત્મા વેદવ્યાસે મહાભારતમાં તેનાં ઘણાં જ વખાણ કર્યાં છે. આ સતીને સો પુત્રો થયા હતા, જેઓ કૌરવને નામે પ્રસિદ્ધ છે.

પાંડવો તથા કૌરવોના યુદ્ધ પહેલાં દુર્યોધન વગેરે પોતાના પુત્રોનાં અધર્માચરણ જોઇને સતી ગાંધારીએ મહારાજા ધૃતરાષ્ટ્રને કહ્યું હતું કે;–"સ્વામી! રાજ્યલોભથી પાંડવો સાથે જુગટું રમી તેમને છેતરીને જિતવું, અને સાધ્વી દ્રૌપદીને સભા સમક્ષ સહન થઈ ન શકે તેવી રીતે દુઃખ દેવું, ઇત્યાદિ પુત્રોના અધર્માચરણથી કુળના ક્ષય સાથે ઘણું અનિષ્ટ ફળ આવશે, કેમકે ધર્મથી વિજય અને અધર્મથી પરાજય થાય છે. કદી પણ અધર્મનો જય થતો નથી. આ દુર્યોધન ખરેખર કુટુંબકલેશ કરીને કુળનો નાશ થાય એવું કરે છે. પાંડવો અને કૌરવોમાં ભિન્ન ભાવ હોવો જોઇએ.નહિ." ઇત્યાદિ ઘણાં હિતકારક વચનોથી તેણે સ્વામીને રુડી સલાહ આપી હતી. તેજ પ્રમાણે તેમણે પોતાના પુત્રોને પણ સારી શિખામણ દીધી હતી. પરંતુ તેનું કહ્યું ન માનવાથી અંતે માઠું ફળ ભોગવવું પડયું

હતું, એ વાત જાણીતી જ છે. સત્યવાદી **પાંડવો** જિત્યા અને **કૌરવો** લડાઇમાં માર્યા ગયા. પુત્રોના મરણનો શોક છતાં પુત્રોએ **દ્રૌપદીને** દીધેલા દુઃખને માટે તેની પાસે જઈને **ગાંધારીએ** ક્ષમા માગી હતી અને અંતે એ જ શોકસાગરમાં ગરકાવ રહીને તેણે પોતાનું જીવન પૂરું કર્યું હતું.

---

# દ્રૌપદી.

**દ્રૌપદી** એ **પાંચાળ** દેશના રાજા **દ્રુપદની** પુત્રી, અને **ધર્મ**-રાજા યુધિષ્ઠિર વગેરે પાંચ ભાઈઓ (**પાંડવો**)ની પત્ની થતી હતી. તે સુંદર રૂપ અને ગુણવાળી હતી. તે જ્યારે યોગ્ય વયની થઈ, ત્યારે તેને માટે **દ્રુપદ** રાજાએ પોતાની રાજધાની **કામ્પિલ્ય** નગ-રમાં સ્વયંવર કર્યો હતો. તે પ્રસંગે દેશદેશના રાજાઓ ત્યાં હાજર થયા હતા. આ વખતે **પાંડવો વારણાવત** (પ્રયાગ)માં તેમનો નાશ કરવા માટે તેમના કાકાના દિકરા **કૌરવોએ** રચેલી કપટ-જાળમાંથી ગુપ્ત રીતે નાશીને બ્રાહ્મણના વેશમાં સ્વયંવર મંડપમાં હાજર થયા હતા. એક ઝાડ ઉપર લટકાવેલા મત્સ્યના પાણીમાં પડતા પ્રતિબિંબને જોઇને જે તે મત્સ્યને બાણવડે વીંધે, તેને **દ્રૌપદી** વરે, એવી સ્વયંવર મંડપની પ્રતિજ્ઞા હતી. એ કામ કોઈ રાજાથી ન બન્યું, ત્યારે **પાંડવોમાંના અર્જુને** કહેલી સરત પ્રમાણે બાણથી મત્સ્યને વીંધ્યો અને સતી **દ્રૌપદીએ** અનાથ બ્રાહ્મણના વેશમાં રહેલા **અર્જુનને** વરમાળ આરોપી. **પાંડવો** એક કુંભારને ઘેર ઉતર્યા હતા, ત્યાં **દ્રૌપદી** ખુશીથી સાથે ગઈ, અને તેઓ ગામમાંથી જે ભિક્ષાન્ન માંગી લાવ્યા, તે **પાંડવોની** સાથે તેણે પણ ખાધું.

"સુખ દુઃખ તો સૌને આવે એવો ઈશ્વરી નિયમ છે, માટે મારા ઉપર કદી દુઃખ આવી પડે તો તેમાં કંઈ નવાઈ નથી. પરંતુ ધર્મનું રક્ષણ કરવાથી કલ્યાણ થાય છે, એવી ઈશ્વરની આજ્ઞા છે. માટે આ વખતે ધર્મ મારું રક્ષણ કરશે." વળી દ્રૌપદીએ સભામાં બેઠેલા ભીષ્મ વિદુર વગેરેના તરફ જોયું, પરંતુ કોઇએ પણ જ્યારે દ્રૌપદીને દુઃખ દેતાં દુર્યોધનને અટકાવ્યો નહિ, તેમ આ અન્યાય થાય છે એમ પણ કોઈ બોલ્યું નહિ ત્યારે દ્રૌપદી પોતે પોતાનો બચાવ કરવા માટે બહાર પડી ને તેમણે કૌરવની સભામાં બેઠેલા ભીષ્મ પિતામહ, વિદુર વગેરેને એવો પ્રશ્ન પૂછ્યો કે:–"યુધિષ્ઠિર પ્રથમ પોતાના શરીરને હાર્યા છે કે, પ્રથમ મને હાર્યા છે?" તેના સવાલનો જવાબ આપતાં સર્વ ગુંચવણમાં પડયા હતા. ભીષ્મ પિતામહે એવો ખુલાસો કર્યો હતો કે "દ્રૌપદી! હું તમારા પ્રશ્નનો ઉત્તર બરાબર આપી શકતો નથી. એક તરફથી પોતાના શરીરને હારીને પરના દાસ થયેલા યુધિષ્ઠિર તમારા સ્વામી નહિ રહેવાથી તમને મૂહમાં માંડી શકે નહિ, એવું સિદ્ધ થાય છે. વળી બીજી તરફ વિચાર કરીએ છીએ તો દાસની સ્ત્રીએ પણ દાસી થવું જોઇએ. ત્રીજો વિચાર એવો પણ છે કે, યુધિષ્ઠિરના શરીરની હાર સાથે તમારી હાર થયેલી શકુનિએ માની નથી. તેથી જ તમને મૂહમાં માંડવાનું તેણે યુધિષ્ઠિરને કહ્યું હતું, માટે યુધિષ્ઠિરના શરીરની સાથે તમારી હાર થઈ ગણી શકાય નહિ. વળી પરાયા દાસ થયેલાનું તમારી ઉપર સ્વામિત્વ રહે નહિ. ચોથો મુદ્દો એવો છે કે, પારકાના દાસ થયા પછી યુધિષ્ઠિર તમારી ઉપર પોતાનું સ્વામિત્વ ન માનતા હોય તો ધર્મની રીતિને પરિપૂર્ણ જાણવા છતાં પણ તમને મૂહમાં મૂકે જ કેમ! આ પ્રમાણે પરસ્પર વિરુદ્ધ મુદ્દાઓથી આ વાત ભેદ ભરેલી છે. ધર્મનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ છે, માટે મારાથી તમારા પ્રશ્નનો ખુલાસો થઈ શકતો નથી."

ત્યાર પછી દુર્યોધનના ભાઈ વિકર્ણે ન્યાયના તત્વોને અનુસરીને નિષ્પક્ષપાતપણે કહ્યું કેઃ–"શિકાર, મદ્યપાન, પાસાની રમત, અને સ્ત્રીઓનો પ્રસંગ, એ ચાર ભયંકર વ્યસનો છે. એ વ્યસનોમાં આસક્ત થયેલો માણસ ધર્મનું ઉલ્લંઘન કરીને ક્રિયા કરે છે, પણ તેવા માણસે કરેલી ક્રિયાને લોકો મંજુર રાખતા નથી. તે જ પ્રમાણે જુગારના વ્યસનમાં પડેલા અને જુગારીઓએ બોલાવેલા આ યુધિષ્ઠિરે દ્રૌપદીની મૂઠ માંડેલી છે. તે મૂઠ મંજુર રાખવા લાયક નથી. દ્રૌપદી પાંડવોની સ્ત્રી છે, તેને એક પાંડવથી મૂઠમાં માંડી શકાય નહિ. એ મુદ્દા પણ તેમના લાભમાં જાય છે. યુધિષ્ઠિરે પોતાના શરીરને હાર્યા પછી તેમને મૂઠમાં માંડયાં છે. એ મુદ્દો પણ દ્રૌપદીની તરફેણમાં જ જાય છે. વળી શકુનિએ યુધિષ્ઠિરની હાર ભેગી તેમની હાર ન ગણતાં પાછળથી તેમને મૂઠમાં માંડવાની સૂચના કરેલી હતી, તો એ મુદ્દો પણ તેમના જ લાભનો છે. આ સઘળા મુદ્દાઓનો વિચાર કરીને હું કહું છું કે, દ્રૌપદી જીતાયલી નથી."

એ પ્રમાણે સૌએ પોતપોતાના વિચાર જણાવ્યા હતા. આ ઉપરથી જણાય છે કે દ્રૌપદીએ કેવો ચતુરાઈ ભરેલો પ્રશ્ન પૂછ્યો હતો? આ સર્વ થઈ રહ્યા પછી ધૃતરાષ્ટ્રે ખુશી થઇને દ્રૌપદીને તેની ઇચ્છામાં આવે તેવું વરદાન માગવાનું કહ્યું. તે ઉપરથી તેણે પાંડવોને દાસપણામાંથી મુક્ત કરવાનું વરદાન માંગ્યું અને તે તેને આપવામાં આવ્યું. ત્યાર પછી ધૃતરાષ્ટ્રે વધારે પ્રસન્ન થઇને ફરીથી વરદાન માગવાનું કહ્યું, ત્યારે દ્રૌપદીએ જવાબ આપ્યો કેઃ—"વધારે લોભથી ધર્મનો નાશ થાય છે, માટે હવે કાંઈ માગવાની મારી ઇચ્છા નથી. મારા પતિઓ દાસપણામાંથી મુક્ત થાય તો હવે તેઓ પોતાના સત્યકર્મોવડે સારી સ્થિતિને પામશે". આ સાંભળીને કર્ણ રાજા બોલ્યો કેઃ—"મનુષ્યજાતિમાં સ્ત્રીએ

કદીપણ આવું પરાક્રમ કરેલું મારા જાણવામાં નથી." ધન્ય છે! **દ્રૌપદીને** કે જેનાં **કર્ણ** જેવા વિરુદ્ધ પક્ષના રાજાએ પણ ભારે વખાણ કર્યાં હતાં.

**પાંડવો** જુગારમાં રાજપાટ વગેરે હાર્યાં, તેની સાથે બાર વર્ષ વનમાં રહેવું, અને તેરમું વર્ષ ગમે તે નગરમાં ગુપ્ત રહેવું, એવી સરત હતી, માટે જ્યારે **પાંડવો** વનવાસ જવા નીકળ્યા, ત્યારે તે પણ તેમની સાથે ગઈ હતી. વનમાં તેણે ઘણાં કષ્ટ વેઠવા છતાં, ઉમંગથી પતિઓની સેવા કરી હતી. **પાંડવો** પોતાના વનવાસના બારમે વર્ષે ફરતા ફરતા જ્યારે કામ્યક વનમાં આવ્યા, ત્યારે **દ્વારકાથી શ્રીકૃષ્ણ** પોતાની પત્ની **સત્યભામાને** લઇને તેમને મળવા સારુ આવ્યા હતા. તે પ્રસંગે **દ્રૌપદીને સત્યભામાએ** પૂછ્યું કે:—"તમારા પતિ **પાંડવો** તમારા ઉપર ઘણી પ્રીતિ રાખે છે, તે તમે એવું તે શું વશીકરણ કર્યું છે? તમારી પાસે પતિને વશ કરવાની વિદ્યા, મંત્ર, ઔષધિ, કે બીજું જે કંઈ હોય, તે મને પણ બતાવો કે, જેથી **શ્રીકૃષ્ણ** હમેશાં મને વશ રહે." **સત્યભામાનું** આવું બોલવું સાંભળીને તે **દ્રૌપદી** ઘણુંજ આશ્ચર્ય પામીને બોલી કે—"**સત્યભામા**! નીચ સ્ત્રીઓનાં આચરણ વિષે તમે મને પૂછો છો, તેનો ઉતર હું તમને શી રીતે આપી શકું? સ્ત્રી કામણ ટુંમણ કરે છે, એવું જ્યારથી પતિના જાણવામાં આવે, ત્યારથી જેમ ઘરમાં રહેલા સર્પના ભયથી મનુષ્ય નાસે, તેમ એવી સ્ત્રીના ભયથી ત્રાસ પામીને પતિ નાસે છે. વશીકરણથી પતિ વશ થાય, એ વાત જ તદ્દન હસવા જેવી છે. નીચ સ્ત્રીઓ વશીકરણને વાસ્તે પતિને જે જે પદાર્થોનો સ્પર્શ કરાવે છે, તથા ખવરાવે છે, તેથી તેના શરીરમાં અનેક રોગો ઉત્પન્ન થાય છે. કામણ વગેરેથી પતિને વશ કરવાના વિચાર કરવા, એ તો દુષ્ટ સ્ત્રીઓનું કામ છે. સારી સ્ત્રીઓ તો પતિની ઇચ્છાને

અક્ષરશઃ અનુસરીને તેને પ્રસન્ન રાખે છે. મેં મારા પતિઓની જે રીતે પ્રીતિ મેળવી તેમને વશ કરેલા છે, તે રીત હું તમને કહું તે સાંભળો:—

અહંકાર, કામ, ક્રોધ, ઇર્ષા આદિ દુર્ગુણનો તદ્દન ત્યાગ કરી મનમાં ધીરજ ધરી હું પાંડવોની સેવા કરું છું. ખરાબ ભાષણ, અયોગ્ય રીતે જોવું, બેસવું, ઉઠવું, અને ચાલવું, ઇત્યાદિ અઘટિત વર્તણુકથી હું હમેશાં બ્હીતી રહૂં છું, કે રખેને એ દુર્ગુણો મારામાં પ્રવેશ કરી જાય. પર પુરુષ તરફ મારી વૃત્તિસરખી પણ કદી જતી નથી. પતિઓને નવરાવ્યા પહેલાં હું કદી નહાતી નથી, જમાડ્યા પહેલાં કદી જમતી પણ નથી, અને સુવાડયા પહેલાં સુતી પણ નથી. પતિ બહારથી ઘેર આવે ત્યારે ઉભા થઇને પ્રસન્ન વદન આસન અને જળ આપી તેમના સત્કાર કરવા ચૂકતી નથી. ઘરની વસ્તુઓ સ્વચ્છ રાખું છું. રસોઇ સ્વાદિષ્ટ બનાવું છું. વખત સર જમાડું છું. જિતેંદ્રિય રહું છું. વાતચિતમાં તેમનું કદી પણ અપમાન કરતી નથી. નીચ સ્ત્રીઓની સાથે કોઇ કાલે હું સંબંધ રાખતી નથી. આળસુ રહેતી નથી. ધનને સારી રીતે સાચવી રાખું છું. કોઇની હાંસી કરતી નથી. ઝાઝું હસતી નથી. માર્ગ ઉપર અને બારણે વારંવાર ઉભી રહેતી નથી. ક્રોધનાં કારણોને છોડી દઉં છું. સર્વદા સત્યમાં જ પ્રીતિ રાખું છું. પતિના કહ્યા પ્રમાણે જ ચાલું છું અને તેમની સેવામાં સદા તત્પર રહું છું. પતિની ગેરહાજરીમાં અલંકારને દૂર કરી યોગ્ય નિયમો પાળું છું; સ્વામી સ્વીકારે નહિ એવી વસ્તુને હું પણ છોડી દઉં છું. સાસુની આજ્ઞા પ્રમાણે કુટુંબીઓની સાથે વર્તું છું. શ્રાદ્ધ વગેરે કુળની પરંપરાની રીતને અનુસરું છું. પતિને ઇષ્ટ દેવથી પણ અધિક માનું છું. સાસુની સાથે કદી પણ વિવાદ કરતી નથી. સાસુની આજ્ઞા પાળવામાં સાવધાન રહું છું. સાસુની સેવા કરું છું. ઘરના નોકર ચાકરોને જમાડીને જમું છું. ચાકરનાં કામ ઉપર દેખરેખ રાખું છું. ઘરનાં ઉપજ ખર્ચનો

હિસાબ રાખું છું. છુટે હાથે ખર્ચ કરતી નથી, પતિનું આરાધન કરવામાં ભૂખ, તરસ, નિદ્રા કે પરિશ્રમને પણ ગણકારતી નથી. પતિના જાગતા પહેલાં જાગું છું. સૂઈ ગયા પછી સુઈ જાઉં છું. આ શિવાય બીજાં કોઈ પ્રકારનાં વશીકરણને હું જાણતી નથી. તમારે પણ પ્રેમથી સંપૂર્ણ રીતે તમારા પતિ **શ્રીકૃષ્ણની** મરજી સાચવવી. તેમની કહેલી વાત પેટમાં રાખવી. દાસીઓ હાજર છતાં પણ પતિનું કામ પોતે જ ઉઠીને કરવું. પતિવ્રતાઓનો સમાગમ રાખવો, નીચ સ્ત્રીઓની સાથે ભાષણ પણ કરવું નહિ. પતિને જે વાત અપ્રિય હોય, તેથી અલગાં જ રહેવું. વ્યસન કરવું નહિ. અભિમાન રાખવું નહિ. આઝું બોલવું નહિ. મનને વશ રાખવું. વસ્ત્રાલંકારની બહુ લાલચ રાખવી નહિ અને સોક્યનું પણ ખોટું બોલવું નહિ. સુખ ભોગવવાથી સુખ મળતું નથી, પણ સુખ મેળવવાનું સાધન દુઃખ છે; એ વાત હમેશાં ધ્યાનમાં રાખવી. જો તમે એ પ્રમાણે વર્તશો તો શ્રીકૃષ્ણ કેવળ તમારા ઉપર જ પ્રેમ રાખશે." **દ્રૌપદીનો** ઉપદેશ સાંભળીને **સત્યભામાએ** તેમનો મોટો ઉપકાર માન્યો,

એક દિવસ **પાંડવો** **કામ્યકવનમાં** તેમને **ધૌમ્ય** મુનિની સંભાળ હેઠળ મૂકીને શિકારે ગયા હતા, તેવામાં સિંધ દેશનો રાજા **જયદ્રથ** આવી તેમનું હરણ કરીને ચાલતો થયો હતો. તે વખતે **દ્રૌપદીએ** ક્ષત્રિયાણીને શોભા આપે, તેવી દૃઢતાથી પોતાના **શિયળનું** રક્ષણ કર્યું હતું.

**પાંડવોને** પોતાના વનવાસનું તેરમું વર્ષ ગુપ્ત રહેવાનું હતું, તેથી તેઓ **વિરાટ** રાજાના દરબારમાં વેષ પાલટો કરીને જૂદાં નામ ધારણ કરીને નોકર તરીકે રહ્યા હતા. ત્યારે **દ્રૌપદી** પણ **સૈરંધ્રી** નામ ધારણ કરીને **વિરાટ** રાજાની રાણી **સુદેષ્ણાની** પાસે એક દાસી તરીકે રહી હતી. ત્યાં રાણીના ભાઈ **કીચકે** તેના તરફ

કુદૃષ્ટિ કરવાથી તેણે હિંમતથી તેને કહ્યું કે:–'જો કે હું અધમ જાતિની છું, તો પણ પતિવ્રતા છું માટે તમારે એવી અઘટિત ઇચ્છા રાખવી નહિ. સૌને પોતપોતાની સ્ત્રી વ્હાલી હોય છે, તેમ હું પણ મારા પતિને વ્હાલી છું. જે પુરુષ પરસ્ત્રીમાં લંપટ થાય, તે મોટી અપકીર્તિને પામે છે. મેં મનથી પણ કદી વ્યભિચાર કર્યો નથી. એ વાત જો સત્ય હશે, તો હું તારો નાશ થયેલો જોઇશ.' એ પ્રમાણે ઘણાં કટું વચનો કહ્યા છતાં કીચકના મન ઉપર પણ અસર થઈ નહિ અને છેવટે દ્રૌપદી ઉપર બળાત્કાર કરવાને પ્રયત્ન કરવાથી તેમણે યુક્તિથી તેને ભીમની પાસે મરાવી નાંખ્યો હતો

દ્રૌપદીએ ઘણા પ્રસંગે ધીરજ અને બહાદુરીથી પોતાના શિયળનું રક્ષણ કર્યું હતું. તે સમયને અનુકૂળ રહેનારી હતી, ધીર હતી, સદા પ્રસન્ન રહેતી હતી અને કહેતી કે, સુખદુ:ખનો વિચાર કર્યા વગર જે માથે પડે તે સહન કરવું. તે સ્વભાવે ઠરેલ, સાવધ, ક્ષમાશીલ, સંકટના સમયે ધીરજ રાખી ઉપાય કરનારી અને વ્યવહારમાં કુશળ હતી. તેણે વનવાસમાં યુધિષ્ઠિરને ક્ષત્રિય ધર્મ સંબંધે વારંવાર ઉપદેશો આપીને ધીરજ આપી હતી ને વીરનારી તરિકેનું તેણે પોતાનું કાર્ય બજાવ્યું હતું.

જ્યારે કૌરવ પાંડવની લડાઈ પૂરી થઈ અને રાત્રે બધા ઘોર નિદ્રામાં સૂતા હતા ત્યારે કૌરવ પાંડવોના ગુરુ દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા છૂપી રીતે પાંડવોની છાવણીમાં આવ્યો ને દ્રૌપદીના પાંચ પુત્રોનો વધ કરીને નાશી ગયો. સવારમાં ઉઠીને જુએ છે તો પાંચે પુત્રોને મરેલા દીઠા. તે જોઈ ઘણી શોકાતુર થઇને તે રોવા લાગી. અર્જુને તેનું સાન્ત્વન કરીને કહ્યું કે, "હે પ્રિયે! તમે શોક કરો મા. હું તમારા પુત્રોના મારનારાને મારી તેનું માથું હમણાં જ તમારી પાસે લાવું છું. તમે તે માથા ઉપર બેસીને સ્નાન કરી શોકરૂપી અગ્નિને શાન્ત કરજો." એમ કહીને અર્જુન

તરત ધનુષબાણ લેઇને અશ્વત્થામાને મારવા નિકળ્યો. પછી બન્ને જણ વચ્ચે મોટું યુદ્ધ થયું અને છેવટે અર્જુને અશ્વત્થામાને બાંધીને દ્રૌપદીની પાસે આણ્યો, પરંતુ ગુરુપુત્રને આવી સ્થિતિમાં જોવાથી દ્રૌપદીના અંતઃકરણમાં દયાનો સંચાર થયો. તે પોતાના પુત્રોના વધ કરનાર અશ્વત્થામાને નમસ્કાર કરી, પતિ (અર્જુન) ને કહેવા લાગીઃ–"હે સ્વામીનાથ! તેઓ ગુરુપુત્ર છે; તેમના પિતાની પાસે આપ શસ્ત્રવિદ્યા શિખ્યા છો; અને ગુરુના પ્રતાપથી આપ ત્રિભુવનમાં પ્રખ્યાત થયા છો, માટે ગુરુપુત્રનો વધ કરીને ગુરુકુળને દુઃખ આપવું, એ આપણને યોગ્ય નથી. વળી જેમ હું એક માતા તરીકે પુત્રોના વિરહનો શોક સહન કરી શકતી નથી, તો તેમનો વધ કરી તેમની માતાને મારી પેઠે શોકાગ્નિમાં હોમવાં, એ મને યોગ્ય લાગતું નથી. માટે આપ કૃપા કરીને તેમને છોડી દ્યો." દ્રૌપદીનાં આવાં ક્ષમાનાં વાક્ય સાંભળીને શ્રીકૃષ્ણે, દ્રૌપદીએ સંકટના સમયમાં પણ ધારેલા ધૈર્યને માટે, તેમનાં વખાણ કર્યાં હતાં.

પાંડવો જ્યારે રાજપાટ છોડીને હિમાળે ગળવા સારુ ગયા, ત્યારે પણ સતી દ્રૌપદી પોતાના સ્વામી પાંડવોની સાથે જ ગઈ હતી, અને ત્યાં તે પાંડવોની સાથે જ સ્વધામે ગઈ હતી. સતી દ્રૌપદીનું પવિત્ર ચરિત્ર આબાળવૃદ્ધ સર્વે સ્ત્રીઓએ અનુકરણ કરવા જેવું છે.

---

## વિશ્વવાહા.

જે પવિત્ર સ્ત્રીનો વૃતાન્ત અમે લખીએ છીએ, તે પોતાના ધર્મભાવને માટે વેદમાં મંત્રની દ્રષ્ટા તરિકે પ્રસિદ્ધ છે. એમને ઇશ્વર તરફથી મળેલા મંત્રો ધ્યાનપૂર્વક વાંચ્યાથી ખાત્રી થાય છે કે, તેનું મન ઉદાર હતું, ને તેમને ધર્મ ઉપર દૃઢ વિશ્વાસ હતો.

આ પૂજ્ય સ્ત્રીનું નામ વિશ્વવારા હતું. (વિશ્વવારા શબ્દનો અર્થ સઘળા પાપરૂપ શત્રુનો નાશ કરનારી એવો થાય છે. એ શિવાય તેની જન્મભૂમિ કયા સ્થાનમાં હતી, તેનાં માતાપિતાનું નામ શું હતું, તેને ભાઈ, બહેન, અથવા કન્યા હતી કે નહિ? કયા ભાગ્યવાન્ પુરુષની તે અર્ધાંગના થઈને તેણે ભરથારના કુળનો મહિમા કાયમ રાખ્યો હતો, તે કયાં અને કોની પાસે વિદ્યા શીખી હતી, એ સર્વ વિષયો જાણવામાં આવ્યા નથી. પણ આટલું જાણવામાં આવ્યું છે કે, તેનો જન્મ અત્રિગોત્રમાં થયો હતો. ઋગ્વેદ સંહિતાના પાંચમા મંડળમાં બીજા અનુવાકના અઠ્ઠાવીશમા સૂક્તની ઋચાઓની તે દ્રષ્ટા છે. તે સૂક્તમાં છ ઋચાઓ છે. એનું ભાષાંતર નીચે આપવામાં આવે છે, તે વાંચી જોવાથી તેમાં કેવો પવિત્ર ધર્મભાવ રહેલો હતો, તે જાણવામાં આવશે.

અગ્નિ સળગીને અંતરિક્ષમાં તેનો જ વિસ્તાર કરે છે અને ઉષાની આગળ જઈને ઘણો જ પ્રકાશ આપે છે.

દેવીની સ્તુતિ કરનારી ઘીનું વાસણ પકડનારી વિશ્વવારા પૂર્વ તરફ મુખ કરી યજ્ઞને માટે ઘી લઈને અગ્નિની પાસે જાય છે.

હે અગ્નિ! તમે સારી પેઠે સળગીને અમૃતના ઉપર અધિકાર કરો અને હવ્યદાતાના ભલાને માટે તેની આગળ આવો. તમે જે યજમાનને મળો છો, તે યજમાન પશુ, ધન, સત્ય વગેરે મેળવે છે અને તમને પહેલાં અતિથિને યોગ્ય ઘી વગેરે આપે છે.

હે અગ્નિ! તમારા ઘણા સૌભાગ્યને માટે શત્રુને શાસનમાં રાખો તથા તમારું તેજ ઉત્તમ થાઓ. હે અગ્નિ! દંપતીનો બંધ સાંકળથી બાંધો અને શત્રુઓના તેજને ઘેરો.

હે અગ્નિ! જ્યારે તમે સારી રીતે તેજવાન્ થાઓ ત્યારે તમારા તેજની હું વંદના કરું. તમે તેજસ્વી છો અને ઇચ્છા તથા ધર્મ વગેરેના વધારનારા છો. તમે યજ્ઞમાં પ્રજ્વલિત થાઓ.

યજમાનની ચારે તરફ ફેલાયેલા ઉત્તમ યજ્ઞવાળા હે અગ્નિ! તમે તેજસ્વી છો. હે અગ્નિ! યજમાનો તમને પ્રજ્વલિત કરીને બોલાવે છે. તમે યજ્ઞક્ષેત્રમાં દેવોની પૂજા કરો છો, કારણ તમે હવિ વગેરેને લઈ જનારા છો.

યજ્ઞમાં હવ્યવાહક નામના અગ્નિમાં હોમ કરો અને સુંદર રીતે તેની સ્તુતિ કરો!

વિશ્વવારાને ઈશ્વર તરફથી છ ઋચાઓ મળી છે. તે વાંચ્યાથી ત્રીજી ઋકમાં શત્ર શબ્દ જોવામાં આવે છે. તે અગ્નિના વિરોધીઓને માટે આ પદનો ઉપયોગ હતો. અગ્નિ આર્યોનો પુણ્યદેવતા હતો, તેથી એ દેવતાના વિરોધી માણસો નાસ્તિક હતાં, તેમાં કાંઈ પણ સંદેહ જણાતો નથી. વેદના સમયમાં પણ જેઓ વેદમતના વિરોધી અને ધર્મવિરોધી માણસો હતા. તેઓનાં ઉપનિષદ વગેરે શાસ્ત્રોમાં પુષ્કળ પ્રમાણો છે. જે માણસો અગ્નિના ઉપાસક નહોતા. તેઓને ઉદ્દેશીને આ ઠેકાણે શત્ર શબ્દ વાપર્યો છે.

વેદકાળની વિશ્વવારા નામની મંત્રની દ્રષ્ટાને તેમની વિદ્વત્તા માટે ધન્યવાદ ઘટે છે.

---

# ઘોષા.

ઘોષા એ પ્રખ્યાત કક્ષિવાન્ રાજાની પુત્રી હતી. તેને પણ અપાલાની પેઠે રક્તપિત્તનો રોગ થયો હતો. પણ તેમાં તફાવત એટલો જ કે, અપાલાને રક્તપિત્ત થવાથી તેના પતિએ કાઢી મૂકી

હતી. ઘોષા રોગમાં સપડાઈ, તે વેળાએ વિવાહ થયો નહોતો; પણ અશ્વિનીકુમારે તેનો રોગ મટાડ્યા પછી તેનો વિવાહ થયો હતો. એનો બાપ જેવો નામાંકિત હતો, તેવી જ તેની કન્યા પણ પ્રસિદ્ધ હતી. કન્યાની વિદ્વત્તાથી કક્ષિવાનનું મુખ ઉજ્જવળ થયું હતું. ઘોષા મહાયોગિની હતી. તે ઋગ્વેદ સંહિતામાં દસ મંડળનાં ઓગણચાલીશ ને ચાર સૂક્તની દ્રષ્ટા હતી. તેમાંથી થોડાનાં ભાષાંતર નીચે આપવામાં આવે છે, તે ઉપરથી તેની વિદ્યા તથા ધર્મ જાણાશેઃ–

જેમ ભૃગુ સંતાનો રથ તૈયાર કરે છે, તેમ હે અશ્વિદ્વય ! તમારે માટે આ સ્તુતિ તૈયાર કરી છે. જેમ જમાઇને કન્યા આપવાની વેળાએ તેને વસ્ત્રાલંકારથી તૈયાર કરીને સંપ્રદાન કરવામાં આવે છે, તેમ આ તત્વને હું અલંકૃત કરૂં છું. હમેશાં મારા પુત્ર, પૌત્ર પ્રતિષ્ઠિત રહે.

હે કર્મોના ઉદ્દેશ કરનારા અશ્વિનીકુમારો ! તમારો મોટો રથ જ્યારે પ્રાતઃકાળે જાય છે અને દરેક માણસની પાસે મદદ કરવા ધન લઇ જાય છે ત્યારે આ રથને કયો યજમાન પોતાના યજ્ઞને માટે સ્તુતિ કરે છે ? તમારો રથ ક્યાં જાય છે ?

હે પ્રિય દર્શન અશ્વિનીકુમાર ! હે કલ્યાણકારી ! આજે તમે ક્યાં, અને કિયા માણસના ઘરમાં આનંદ કરો છો ? કોણે તમને બાંધી રાખ્યા છે ? કિયા બુદ્ધિમાન યજમાનના ઘરમાં તમે ગયા છો ?

એ પ્રમાણે ઘોષા વેદના મંત્રોની દ્રષ્ટા હતી અને તેણે ઋગ્વેદ સંહિતામાં પોતાની મહાબુદ્ધિની ઓળખાણ આપી છે અને તેથી તેનું નામ જગતમાં અમર થયું છે.

---

# સરસ્વતી.

સર્વ પ્રકારની વાણી અને સર્વ પ્રકારની વિદ્યાકળાની અધિષ્ઠાતા દેવી સરસ્વતી બ્રહ્માનાં પુત્રી થાય. તેમની માતાનું નામ સાવિત્રી હતું. તેઓ આધ્યાત્મિક જ્ઞાનમાં નિપુણ હતાં. તેમને આ પુત્રી શિવાય સનક, સનત્કુમાર, સનન્દન અને સનાતન એમ ચાર પુત્રો થયા હતા. એ પાંચે બાળકોને દેવી સાવિત્રીએ પોતાના હાથે કેળવીને મોટાં જ્ઞાની કર્યા હતાં. એવી સાધ્વી માતાના પ્રતાપી બળથી જ સરસ્વતીએ મહાન્ કાર્યો કરીને જગતમાં પોતાની અમર કીર્તિ રાખી છે.

સરસ્વતી રૂપે ગુણે અનુપમ અને મનોહર હતાં. તેણે પોતાની બુદ્ધિનો ઉપયોગ જગતનું કલ્યાણ કરવાના કામમાં કર્યો હતો. તેમણે સસ્કૃત વાણીને પ્રથમ ઉત્પન્ન કરી તથા સંગીત વિદ્યા ઉત્પન્ન કરીને તેને જગતમાં પ્રવર્તાવ્યાં હતાં. ગણિત, મૂળાક્ષર, અને વ્યંજન તેમણે જ ઉત્પન્ન કર્યા છે. અદ્યાપિ સુધી ભારત વર્ષમાં હિંદુસમાજની અંદર સરસ્વતીની દેવી તરિકે જ પૂજા થાય છે. હિંદુઓ તેમને પોતાની આદિ માતા જાણીને શ્રદ્ધાપૂર્વક તેમના પવિત્ર નામનું સ્મરણ કરે છે, અને પ્રતિવર્ષે દિવાળીને દિવસે ઘણું ઘણું કરીને સર્વ વેપારીઓ હિસાબી ચોપડાઓમાં તેમનું પૂજન કરે છે. પ્રથમ "શ્રીશારદાય નમઃ" ઇત્યાદિ શબ્દો લખ્યા પછી બીજું લખે છે. જૂના ગ્રંથકારોએ પોતાના ગ્રથનો આરંભ કરતાં પ્રથમ સરસ્વતીની સ્તુતિ કરીને તેની સહાયતા માગેલી જોવામાં આવે છે અને હાલ પણ કેટલાક તેમ કરે છે. સરસ્વતીને માટે પૂર્વના આર્યો એટલું જ કરીને આનંદ પામ્યા નથી, પરંતુ તેમનો મહિમા વધારવા તેમણે હિંદની એક નદીનું નામ "સરસ્વતી" પાડીને તેને પવિત્ર માની છે. હિંદુઓ તેમાં સ્નાન કરીને પવિત્ર થાય છે, આવો સરસ્વતી દેવીનો મહિમા છે.

---

# અંશુમતી.

આ મહાવિદુષી બાઇ તપોવનમાં રહેનાર સુવ્રત નામે મુનિની પતિવ્રતા સ્ત્રી હતી. તેણે બાળપણમાં મહાત્મા ભૃગુ ઋષિની પાસે ઇતિહાસ પુરાણ વગેરેનું અધ્યયન કર્યું હતું. તેનામાં બુદ્ધિચાતુર્ય વખાણવા લાયક હતું. તેની લાગણી મૂળથી જ પરગજુ હતી. તે પતિસેવા અને ગૃહકાર્ય વગેરે પતિવ્રતા સ્ત્રીને કરવાના કામમાંથી પરવારી અવકાશને વખતે સ્વામીની આજ્ઞા લઇને દીન, દુઃખીઓની વહારે ધાતી. તે ભૂખ્યાંને અન્ન, તરસ્યાંને પાણી, નવસ્ત્રાંને વસ્ત્ર, અને રોગીને ઔષધ આપી, તેમની પીડા ટાળવાને પોતાથી બને તેટલો પ્રયત્ન કરતી. એવી તે પરદુઃખભંજન હતી. તેમ જ માનવ-સમાજમાં સદ્‌ગુણોની વૃદ્ધિ થાય, એવા હેતુથી તે ઉપદેશ કરતી. તે પોતાના ઉપદેશમાં કહેતી કેઃ—

સર્વ પ્રાણીમાત્ર ઉપર સમભાવ રાખીને દયા કરો. દયા એ ધાર્મિક મનુષ્યોનું બળ છે. જેમ ચંદનવૃક્ષને કુહાડી કાપે છે, તોપણ તે તેને સુગંધી આપે છે. તમારા ઉપર નિર્દયતા વપરાઇ હોય તો તેનો બદલો દયાથી આપો. તમારાં પુત્ર પુત્રીઓને બાળ-પણમાં ગૃહરાજના કૃત્યોમાંથી થોડો વખત કાઢીને ધર્મનું શિક્ષણ આપતા રહો. પિતા, માતા, ગુરુ અને વડિલોની મર્યાદા સાચવી તેને માન આપતા રહો. તમે નિત્ય વિવેક ભર્યા અને પ્રીતિયુક્ત મધુર વચનો બોલો. મનુષ્યો વિષયસુખમાં લુબ્ધ થઇને પોતાની ઇન્દ્રિ-યોથી કંઈ કંઇ અધર્મ અને અનીતિનાં કામો કરે છે, તેટલા માટે ઇન્દ્રિયજિત થનારને હમેશાં સુખ પ્રાપ્ત થશે. પરમાર્થ બુદ્ધિનો કદી પણ અનાદર કરતા નહિ. જે કોઈ મનુષ્ય બીજાને દુઃખ દેતો નથી, પણ સર્વનું ભલું ઇચ્છે છે, તે અક્ષય સુખ ભોગવે છે. મનોવિકારને દબાવી રાખો. મોહકારક વિષયોને વળગી રહેવું, એ બંધનનું કારણ

છે અને તે પદાર્થથી વિરક્ત રહેવું, એ મોક્ષનું સાધન છે. જ્ઞાનવડે સંસારી વિષયના પદાર્થથી પોતાનાં મનને અળગું રાખો, સદ્ગુણુથી વર્તવા છતાં કદાપિ અત્યંત દારિદ્રયમાં આવી પડાય, તો પણ ઉપર દુર્ગુણ ચિત્ર લગાડશો નહિ; કેમકે બીજો અવતાર ધારણ કરવામાં માતા, પિતા, પત્ની, પુત્ર, પુત્રી કે સગાં સંબંધી કોઈ સહાય થતું નથી. ફક્ત તેણે જે અહીં કર્મો કર્યાં હશે, તે સહાયતા કરશે. માટે પોતાથી દૂર ન થાય, એવા ધર્મનો હંમેશાં સંગ્રહ કરો. ધર્મ જ ખરો સાથી છે. તે જ તરવાનું સાધન છે, એમ નિશ્ચય જાણવો. મોક્ષ મેળવવા માટે પરબ્રહ્મ પરમાત્માનું મનવડે મનન કરો ને ધર્મને વધારો. કેમકે ધર્મનો નાશ થવાથી આત્માનું કલ્યાણ થતું નથી. હમેશાં ધર્મ ઉપર પ્રીતિ રાખીને વિચાર, વાણી અને કર્મથી પવિત્ર વર્તણુક રાખો. ઇશ્વર-પરબ્રહ્મ દરેક મનુષ્યના હૃદયમાં રહેલો છે. તેને કદાપિ મનુષ્ય ન જાણે, પણ મનુષ્ય જે જે કરે છે, તેને તે નિહાળે છે અને લક્ષ્યમાં રાખે છે. રોજ સવારમાં ઉઠીને પરમેશ્વર પાસે માગવું કે મને માઠી બુદ્ધિ આપશો નહિ! સન્માર્ગે ચાલવાથી પ્રભુની તમારાપર અવસ્ય કૃપા થશે."

આ પ્રમાણે પતિવ્રતા આર્ય **અંશુમતી** મનુષ્યોને ઉત્તમ બોધ આપતી હતી, તેથી તેની ખ્યાતિ સર્વત્ર ઘણી જ ફેલાઈ હતી. સૌ તેને સન્માન આપીને પૂજ્ય ગણતાં હતાં. તેનો ઉપદેશ દરેક મનુષ્યે બહુ મનન કરવા યોગ્ય છે. ધન્ય છે **અંશુમતી** જેવી વિદુષી બાઇને, કે જેણે પોતાનું જીવતર એવી રીતે પરમાર્થ કાર્યોમાં ગુજારીને સફળ કર્યું હતું.

---

## સત્યરૂપા.

આ સાધ્વી દેવી આપણા આદિ પુરુષ **સ્વયંભૂ** મનુની પ્રિય પત્ની હતી. તેને ભગવાને પોતાની ઇચ્છાથી સૃષ્ટિ સરજવાને અર્થે

ઉત્પન્ન કરી હતી. સત્યરૂપા ધીર, ધાર્મિક અને પવિત્ર મનની સ્ત્રી હતી. તે અવકાશનો વખત ગૃહકાર્યમાં તથા ઇતિહાસ અને પુરાણ શ્રવણ કરવામાં ગાળતી હતી. જ્યારે સ્વયંભૂ મનુએ નૈમિષારણ્યમાં તપશ્ચર્યા કરી ત્યારે તે સાથે હતી. એ વખતે તેણે પતિની ઘણા પ્રકારે સેવા કરીને પતિવ્રતનો ધર્મ બજાવ્યો હતો. તેણે પતિ સાથે રહી કેટલાંક વર્ષ ફળ ફૂલ અને કંદમૂળ ખાઇને ઉગ્ર તપ કર્યું હતું. તપના પ્રતાપે પ્રભુકૃપાથી તેને પેટે પ્રિયવ્રત અને ઉત્તાનપાદ જેવા દેવતાઈ પુત્રો થયા હતા તથા આકૂતિ, પ્રસૂતિ અને દેવહૂતિ જેવી દેવીરૂપ પુત્રીઓ થઈ હતી. તેમણે આ પાંચે બાળકોને ઉત્તમ શિક્ષણ આપીને ધર્મનિષ્ઠ તથા વ્યવહારકુશળ કર્યાં હતાં. તેથી જ તેઓ આગળ જતાં જગતમાં પ્રસિદ્ધિને પામ્યાં હતાં. સત્યરૂપા જેવી સાધ્વી માતાની પાસેથી કેળવણી લઇને દેવહુતિ વગેરેએ જગતમાં મોટી પ્રતિષ્ઠા મેળવી હતી. આવી પરમ ભાગ્યવતી માતાને ધન્ય છે કે, જેનાં સંતાનો અને તેનાં સંતાનો પણ જગતમાં પ્રસિદ્ધ થઇને તેમને શોભાવે છે.

---

## ભારતી.

મહાપંડિત મંડનમિશ્રની પત્ની સરસ્વતીનું બીજું નામ ભારતી હતું. કાશીથી ગયા તરફ જતાં માર્ગમાં શોણભદ્ર નામે નદી આવે છે; તેના તીરપર બ્રાહ્મણવાસ નામે એક ગામ હતું. ત્યાં વિષ્ણુમિત્ર નામનો એક વિદ્વાન્ બ્રાહ્મણ રહેતો હતો. સરસ્વતી એ બ્રાહ્મણની પુત્રી હતી. તે બહુ ભણેલી અને વિદ્વાન્ હતી. પૂર્વના આર્યો પોતાની પુત્રીઓને ઇતિહાસ, પુરાણ, અર્થશાસ્ત્ર, વ્યાવહારિક નીતિ, કળાશાસ્ત્ર, પાકશાસ્ત્ર અને ગણિતશાસ્ત્ર ઇત્યાદિ

વ્યવહારોપયોગી વિદ્યા ભણાવતા હતા. વિષ્ણુમિત્ર પંડિતને સરસ્વતી એકની એકજ પુત્રી હતી અને પિતાએ પણ તેને વિદ્યા ભણાવીને પંડિતા બનાવી હતી. એ સમયનો કોઈ પણ પંડિત તેને વિદ્યાવાદમાં જિતી શકતો ન હતો. તેના એવા પાંડિત્યને લીધે બાળપણમાં જ તેની કીર્તિ આખા ભરતખંડમાં પ્રસરી રહી હતી. સરસ્વતીની માતાનું નામ સુભગા હતું.

સરસ્વતી સર્વ વિદ્યામાં પારંગત થઇને યોગ્ય ઉમરમાં આવી, એટલે તેના માતાપિતાએ તેને યોગ્ય વરની સાથે પરણાવવાનો વિચાર કર્યો. પૂર્વે માબાપો પોતાનાં સંતાનોને હાલની માફક એક બીજાના ગુણ દોષ જાણ્યા શિવાય કે જોયા શિવાય લાકડે માંકડું વળગાડીને તેમનો ભવ ખરાબ કરતાં નહોતાં. વિદ્યાવતી સરસ્વતી ઉમ્મર લાયક થવાથી તેને યોગ્ય વર શોધીને તેની સાથે લગ્ન કરવાની તજવીજ ચાલતી હતી. એટલામાં એકવાર રેવા તટના યાત્રાળુ બ્રાહ્મણો વિષ્ણુમિત્ર પંડિતને ઘેર પરોણા થઇને આવ્યા. તેમની પાસેથી મંડનમિશ્રની વિદ્વત્તાની વાતો સરસ્વતીના સાંભળવામાં આવી. રેવા નદીને કિનારે આવેલી માહિષ્મતી નગરીના હિમમિત્ર પંડિતનો તે પુત્ર થતો હતો.

તેણે પ્રખ્યાત પંડિત કુમારિલ ભટ્ટાચાર્ય પાસે રહીને શાસ્ત્રાધ્યયન કર્યું હતું. તે એવો તો સમર્થ પંડિત હતો કે, ઘણા પંડિતો વિદ્યાવાદમાં તેનાથી પરાજય પામ્યા હતા. તેણે બૌદ્ધમતનું ખંડન કરીને વેદધર્મનું મંડન કર્યું હતું. તેથી તેના મૂળ નામ "વિશ્વરૂપ" ને બદલે મંડનમિશ્ર કહીને સર્વે બોલાવતા હતા.

અતિથિ બ્રાહ્મણોને મુખે મંડનમિશ્રનાં વખાણ સાંભળવાથી તેને વરવાની સરસ્વતીને ઇચ્છા થઈ. તેણે એક પત્ર મંડનમિશ્ર ઉપર લખીને તે બ્રાહ્મણોને આપ્યો ને કહ્યું કે, તમે જ્યારે રેવા તટ જાઓ ત્યારે આ પત્ર મંડનમિશ્રને આપીને મારી વાર્તા તેમને

જણાવજો. બ્રાહ્મણોએ તે પ્રમાણે કર્યું. **મંડનમિશ્રે સરસ્વતીનો** પત્ર વાંચી તેનો ભાવ જાણી લીધો અને તેને વરવાની ઇચ્છા કરી. તે પછી તેમનાં લગ્ન થયાં. મહાત્મા **શંકર** સ્વામીએ **મંડનમિશ્ર** પંડિતની સાથે જ્યારે વિદ્યાવાદ આરંભ્યો ત્યારે બન્ને જણા વચ્ચે હારજિતનો નિર્ણય કરવા સારુ આ જ **સરસ્વતીને** મધ્યસ્થ નિમવામાં આવી હતી. અહા ! આ કંઈ થોડા આનંદાશ્ચર્યની વાર્તા છે. આવા બે મહાસમર્થ પંડિતો વચ્ચેના વિદ્યાવાદમાં કોણ હાર્યું ને કોણ જિત્યું, એ વાત મુકરર કરવામાં ખરેખર મહાબુદ્ધિ અને વિશાળ જ્ઞાન જોઇએ અને તે હોવાનું માન આ અબળા જાતિ **સરસ્વતીને** મળ્યું હતું.

તેનાં પાંડિત્યની આ પ્રત્યક્ષ સાક્ષી છે. વધારે આશ્ચર્યની વાત એ છે કે, **શંકરસ્વામીએ** પોતાના જ પ્રતિપક્ષીની સ્ત્રીના ઉપર વિશ્વાસ મૂકી હારજિતના સાક્ષીભૂત તરિકે તેને કબુલ રાખી હતી ને તેણે પોતાની પવિત્ર ફરજ નિષ્પક્ષપાતે બજાવી હતી. એ તેની શુદ્ધ પ્રમાણિકતાની અનહદ સીમા છે.

શ્રીમાન્ **શંકરાચાર્ય** અને **મંડનમિશ્રના** શાસ્ત્રાર્થની વખતે આ **સરસ્વતી** મધ્યસ્થ તરીકે બેઠાં ને બીજે દિવસે વિવાદ સમયે **સરસ્વતીએ** બન્નેના ગળામાં ફૂલના હાર પહેરાવ્યા અને કહ્યું કે જેની માળા કરમાશે, તેને હું હાર્યા સમજીશ. તે પછી વિવાદ શરુ થયો, તેમાં **મંડનમિશ્રની** હાર થઈ છતાં **સરસ્વતીએ** નિષ્પક્ષપાતે પતિના પ્રતિપક્ષીનો જય અમ્લાન વદનથી જાહેર કર્યો. **મંડનમિશ્ર** હાર્યાથી કરાર પ્રમાણે સર્વનો ત્યાગ કરીને શ્રીમાન્ **શંકરાચાર્યને** શરણે ગયા, એટલે **શંકરાચાર્યે સરસ્વતીના** સામું જોયું. **સરસ્વતીએ** તેમનો આશય જાણી જણાવ્યું કે, પત્ની પણ પતિની અર્ધાંગના છે, માટે મને જીતો ત્યારે ખરૂં. જો કે આપ વિદ્વાન્ અને સર્વજ્ઞ છો, તોપણ આપની સાથે વાદ કરવાને હું તૈયાર છું. **સરસ્વતીનાં** આવાં વચન સાંભળી કહ્યું કે "હે અબળા ! તમારી સાથે મારે

વાદ કરવો યોગ્ય નથી. કારણ કે યશસ્વી પુરુષો અબળાની સાથે વાદ કરતા નથી." શ્રીમાન્ શંકરનાં વચન સાંભળી સરસ્વતીએ કહ્યું કે, "મહારાજ! આમાં વ્યક્તિવિશેષની અપેક્ષા નથી. પોતાનો મત તોડવા જે પુરુષ યત્ન કરે, તે પુરુષ હોય કે સ્ત્રી હોય, તોપણ તેની સામે સ્વપક્ષનું રક્ષણ કરવા તત્પરતા બતાવવી જોઈએ. યાજ્ઞવલ્કયે ગાર્ગી સાથે વાદ કર્યો હતો; જનક રાજાએ સુલભા નામની અબળા સાથે વાદ કર્યો હતો; ત્યારે શું યાજ્ઞવલ્કય જેવા પુરુષો તત્વજ્ઞ નહોતા?"

સરસ્વતીનાં આવાં વચન સાંભળી પ્રસન્ન થઈ શંકરે તેની સાથે વિદ્યાવાદ કરવાનું કબુલ કર્યું. પછી જ્યારે એક બીજાને જિતી લેવાની ઉત્કંઠાવાળાં એ બન્નેનો વાદ ચાલ્યો ત્યારે તેમનાં બુદ્ધિ અને ચાતુર્યથી વિદ્વાનો પણ આશ્ચર્ય પામ્યા. સંધ્યા વંદનાદિક આવશ્યક કર્મના નિમેલા સમય શિવાય તેમનું વાદયુદ્ધ રાત દિવસ વિશ્રાંતિ વગર ચાલ્યું. એવી રીતે વાદ કરતાં સત્તર દિવસ વીતી ગયા, પણ શ્રી શંકર હાર્યા નહિ. ત્યારે સરસ્વતીએ વિચાર કર્યો કે આ આચાર્ય બાલ્યવયથી જ સંન્યાસી થયેલા છે. કદી પણ બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયેલા નથી, માટે કામશાસ્ત્રનો સંવાદ કરીને તેમનો પરાજય કરું. પછી કામશાસ્ત્રને લગતા કેટલાક પ્રશ્નો પૂછ્યા. એટલે શંકરે જરાક વિચાર કરીને કહ્યું કે, આ વિષયમાં મને એક મહિનાની મુદત મળવી જોઈએ. પછી સરસ્વતીએ તેમને એક માસની મુદત આપી. એક મહિનામાં કામશાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરીને શ્રી શંકરે વાદ કર્યો. તેમાં આખરે શંકરનો જય થયો; તે છતાં સરસ્વતીએ વાદ વિવાદમાં પોતાની મહા બુદ્ધિની કસોટી આપી. તેથી તેને શ્રી શંકરે મોટું માન આપ્યું. તુંગભદ્રા નદીને કિનારે આવેલા શૃંગપુરમાં ગયા પછી તે જગ્યાએ એક મઠ બાંધીને ત્યાં સરસ્વતીને રહેવાની આજ્ઞા કરી. સરસ્વતી ત્યાં ચિરકાળ સૂધી રહી હતી. એ મઠ

અદ્યાપિ સુધી શૃંગગિરિ અથવા શિહારી નામથી વખણાય છે. સરસ્વતી ભારતીએ ત્યાં ભારતી સંપ્રદાય સ્થાપ્યો અને ત્યાંના શિષ્ય મંડળને ભારતી નામ આપ્યું. મંડનમિશ્રને શ્રી શંકરે સંન્યસ્ત દિક્ષા આપી અને तत्त्वमसि મહાવાક્યનો ઉપદેશ કર્યો. મંડનમિશ્રની ગણના સુરેશ્વરાચાર્યના નામથી શ્રી શંકરાચાર્યના શિષ્યોમાં મુખ્ય થાય છે.

---

## દેવયાની.



પૂર્વે જ્યારે દેવ અને દાનવો વચ્ચે વારંવાર યુદ્ધ થતાં હતાં ત્યારે દાનવોના ગુરુ શુક્રાચાર્ય તેમની સંજીવિની વિદ્યાના બળે દાનવોના સૈનિકોને સજીવન કરતા હતા અને એ પ્રમાણે દાનવો સજીવન થવાથી તેઓ વારંવાર દેવતાઓ ઉપર ચઢી જતા હતા. આ પ્રમાણે દાનવોનો ત્રાસ ચાલુ રહેવાથી દેવોને મોટી ચિંતા થઈ. આખરે તેમણે એવો ઠરાવ કર્યો કે, બૃહસ્પતિના પુત્ર કચે શુક્રાચાર્ય પાસે જઈ શિષ્ય થઇને સંજીવિની વિદ્યા શીખી આવવી. કચ વિદ્યા ભણવા માટે શુક્રાચાર્યની પાસે આવ્યો ત્યારે જો કે તે શત્રુના પક્ષનો હતો, તોપણ શુક્રાચાર્યે તેને વિદ્યા ભણાવવાને ના કહી નહિ. કચે વિદ્યાભ્યાસ કરતાં નિયમાનુસાર ગુરુની આજ્ઞાનું પાલન અને સેવા કરવા માંડ્યાં. શુક્રાચાર્યને દેવયાની નામે એક લાડકવાઈ પુત્રી હતી, તેને અને કચને એ સમયમાં સ્વાભાવિક રીતે માયા થઈ.

બૃહસ્પતિનો પુત્ર કચ સંજીવિની શીખી જાય, એ દૈત્યોને પસંદ નહિ પડવાથી તેઓ હરેક રીતે તેનો નાશ કરવાની યુક્તિઓ કરવા લાગ્યા. એક વાર યજ્ઞનાં કાષ્ઠો લેવા માટે કચ જ્યારે વનમાં ગયો ત્યારે દાનવોએ તેને મારી નાંખી તેના દેહના કકડા કરીને આમ તેમ ફેંકી દીધા. રાત્રિ પડી અને કચ વનમાંથી પાછો ફર્યો નહિ ત્યારે દેવયાનીએ શુક્રાચાર્યને કહ્યું કે, 'પિતાજી! 'કચ હજી સુધી આવ્યો નથી, માટે તે આવશે ત્યારે જ હું ભોજન કરીશ.' શુક્રને દેવયાની ઘણી જ વ્હાલી હતી. તેથી તેમણે ધ્યાન ધરી જોયું તો કચને મરણ પામેલો જાણી સંજીવિની વિદ્યાને બળે સજીવન કર્યો. દૈત્યો તેના પ્રાણની પાછળ પડેલા જ હતા, તેથી તેમણે ફરીને પણ તેને લાગ આવતાંને વાર મારી નાંખ્યો. દેવયાનીના આગ્રહથી શુક્રે તેને ફરીને સજીવન કર્યો.

આ પ્રમાણે બે વાર ગુરુએ સજીવન કરવાથી દૈત્યોએ તેને ત્રીજીવાર મારી તેના દેહને બાળી, તેની ભસ્મ બનાવી અને તે મદિરામાં ભેળી દઈ તે મદિરા યુક્તિથી શુક્રાચાર્યને પાઈ દીધી. રાત પડી અને જ્યારે કચ ઘેર આવ્યો નહિ ત્યારે દેવયાનીએ પાછી તેના વગર ભોજન નહિ કરવાની હઠ લીધી. શુક્રાચાર્યે તેને કહ્યું કે, "પુત્રિ! વારંવાર દૈત્યો તેને મારી નાંખે છે અને વારંવાર તું આવી હઠ લે છે, તે ઠીક નહિ. હવે તે મરણ પામ્યો તો મરણ પામ્યો, તું એ વાત જવા દે." દેવયાની બોલી કે. "પિતાજી! એમ કેમ બને? જે માણસ આપણી સેવા કરવામાં જરા પણ કચાસ રાખતો નથી, તેને માટે આપણાથી કેમ એવાં નિર્ગુણ થવાય? બસ, તમે એને જીવતો કરશો, તો જ હું જમીશ, નહિ તો નહિ."

શુક્ર બોલ્યા કે, 'આજ તે સજીવન કેવી રીતે થઈ શકશે? કારણ કે તે મારા પેટમાં છે. જો હું એને સજીવન કરું તો મારું જ પ્હેલાં તો મરણ થાય.'

દેવયાની મોટી બુદ્ધિશાળી કન્યા હતી; તે પિતાનાં વચન સાંભળીને બોલી કે, "ઓહો! એમાં શી મોટી વાત છે પિતાજી! આપ પહેલાં એને સંજીવિની વિદ્યા શીખવો અને પછી તે તમને સજીવન કરશે."

શુક્રાચાર્યે કચને સંજીવિની વિદ્યા શીખવી, એટલે ગુરુનું પેટ ફાડી પ્રથમ તે બહાર નીકળ્યો અને પછી તેણે ગુરુને સજીવન કર્યા. કચને જે કાર્ય સાધવાનું હતું, તે આ પ્રમાણે સધાયા પછી તે ગુરુની રજા લઈ પોતાને ઘેર જવાને તૈયાર થયો. શુક્રાચાર્યની આજ્ઞા લઈ જ્યારે તે દેવયાનીની આજ્ઞા લેવાને ગયો ત્યારે તે એક એકાંત ઓરડામાં તેના સંબંધી જ વિચાર કરતી બેઠેલી હતી. કચને પોતાના ઓરડામાં આવેલો જોઈ તે નીચું જોઈને ઉભી રહી, પણ લજ્જાને લીધે કંઈ બોલી શકી નહિ. કચે એક, બે અને ત્રણ વાર બોલાવી તેની આજ્ઞા પૂછી. પણ દેવયાનીથી કંઈ જ બોલાયું નહિ. અંગુઠાથી પૃથ્વી ખણતી ધમધમતે હૃદયે તે સ્થિર જ ઉભી રહી. કચ તેના ભાવને સમજી શક્યો નહિ અને થોડી વાર રહીને ત્યાંથી ચાલવા ગયો, એટલે તુરત દેવયાનીએ કંપ અને રોમાંચ અનુભવતાં છતાં પણ તેનો હાથ પકડીને તેને કહ્યું કે, "પ્રિયદર્શન! મને તમારી સાથે લઈ ચાલો. મને તમારા સુખદુઃખની ભાગિયણ કરો."

કચ હવે સમજ્યો કે, દેવયાની તેને પરણવા માગે છે; પણ તે ગુરુની પુત્રી હોવાથી બહેન સમાન ગણાય. તેથી તેણે ઉત્તર આપ્યો કે–'બહેન! તું આવું અઘટિત ન માગ. તું તો મારા ગુરુની પુત્રી હોવાથી મારી બહેન થાય.' દેવયાની તેનાં આવાં વચન સાંભળી કુંઠિત થઈ અને પોતાની ઇચ્છા પ્રમાણે નહિ થવાથી કચ ઉપર ક્રોધે ભરાઈ. કચ તેને આ પ્રમાણે કહી જેવો ત્યાંથી ચાલ્યો કે, તુરત તેણે તેને શાપ દીધો કે, "મારી અવગણના

કરવાથી તારી વિદ્યા નિષ્ફળ જશે." વિના કારણે દેવયાનીએ પોતાને શાપ દેવાથી કચ પણ ક્રોધે ભરાયો અને તેણે તેને સામો શાપ આપ્યો કે, 'જ્યારે ધર્મ પ્રમાણે ચાલવા જતાં તું ઉલટો મને શાપ દે છે તો હું પણ તને શાપ દઉં છું કે "તું બ્રાહ્મણ કન્યા હોવા છતાં તને બ્રાહ્મણ પતિ મળશે નહિ." આ રીતે એક બીજાને શાપ દઈ તેઓ બેઉ એક બીજાથી જૂદાં પડ્યાં અને કચ પછી ત્યાંથી પોતાના લોક-દેવલોક પ્રતિ ચાલ્યો ગયો.

પ્રથમ પ્રેમમાં નિષ્ફળ થયેલી દેવયાની જરા ખિન્ન રહેતી હતી, એટલામાં એક વાર દૈત્યોના રાજા વૃષપર્વાની કુંવરી શર્મિષ્ઠા તેને લઈને મધુ વનમાં ગમ્મત કરવાને ગઈ ને ત્યાં સખીઓની સાથે તેઓ એક સરોવરમાં સ્નાન કરવાને ઉતર્યા. એટલામાં શંકર પાર્વતીની સ્વારી ત્યાંથી જતી જણાયાથી સર્વે વ્હેલાં વ્હેલાં પાણીમાંથી નિકળીને વસ્ત્ર પહેરવા લાગ્યાં. ઉતાવળમાં અને ગભરાટમાં શર્મિષ્ઠાએ દેવયાનીનાં વસ્ત્ર પહેરી લીધાં, તેથી તે ગુસ્સે થઈ. બેઉ સખીઓ વચ્ચે બોલાચાલી થતાં શર્મિષ્ઠાએ તેને કુવામાં હડસેલી પાડી અને સખીઓને લઈ પોતે નગરમાં ચાલી ગઈ. કુવામાં પડેલી દેવયાની મદદને માટે બુમો પાડતી હતી, એટલામાં દૈવેચ્છાએ, તેજ વનમાં મૃગયા કરવા આવેલો યયાતિ રાજા ત્યાં આવી ચઢ્યો. યયાતિએ તેને કુવામાંથી બહાર કાઢી. દેવયાનીએ રાજાની સાથે વરવાની ઇચ્છા બતાવી ત્યારે તેણે કહ્યું કે, "જો તારા પિતાની રજા હશે તો હું પરણીશ." યયાતિ રાજા આમ કહીને ગયો ત્યાર પછી નગરમાંથી શુક્રાચાર્યના શિષ્યો આવીને દેવયાનીને ઘેર લઇ ગયા. ત્યાં તેણે પિતાને સઘળી હકીકત કહી, તેથી ક્રોધે ભરાઈ તે વૃષપર્વાનું નગર છોડી જવાને તૈયાર થયા. ગુરૂજ દૈત્યોનું સઘળું દૈવત હતા, તેથી વૃષપર્વાએ ગમે તે પ્રકારે પણ તેમને રાખવાને આગ્રહ કર્યો. દેવયાની કહે તો રહેવાનું શુક્રે કબુલ કર્યું. ત્યારે વૃષપર્વાએ તેને આજીજી કરવા

માંડી. જ્યારે ઘણું થયું ત્યારે દેવયાનીએ કહ્યું કે, 'જો શર્મિષ્ઠા સો સખીઓ સાથે મારી દાસી થઈને રહે તો મારા પિતા તમારા નગરમાં રહે.' વૃષપર્વા આ શરત સાંભળી વિચારમાં પડ્યો. પણ શર્મિષ્ઠાએ આગળ આવીને કહ્યું કે, મારો અપરાધ થવાથી મારે દુઃખ ભોગવવું જોઈએ. હું મારી ઉદ્ધતાઈનું પ્રાયશ્ચિત્ત કરીશ. પિતાજી! તમે નચિંત રહો. પછી શર્મિષ્ઠા સો દાસીઓ સાથે દેવયાનીની દાસી થઈને રહી અને જ્યારે શુક્રની આજ્ઞાથી તે યયાતિને પરણી અયોધ્યા ગઈ ત્યારે શર્મિષ્ઠા પણ તેની સેવા કરવાને સાથે ગઈ.

---

## શર્મિષ્ઠા.

---o---




નવોના રાજા વૃષપર્વાની કુંવરી શર્મિષ્ઠા મોટી શાણી અને સમજુ સ્ત્રી હતી. પિતાના કુળના રક્ષણાર્થે તેણે દેવયાનીનું દાસત્વ સ્વીકારી લીધું. યયાતિ રાજાએ દેવયાની અને શર્મિષ્ઠાને માટે એક જ વાડીમાં બે મોટા મોટા મહેલ બંધાવ્યા હતા અને ત્યાં શર્મિષ્ઠા તેનું દાસીપણું કરતી રહેતી હતી. પોતાના પતિ સાથે નહિ મળવાને પણ દેવયાનીએ શર્મિષ્ઠાને તાકીદ આપેલી હતી. રાજસુખ અને રાજભોગમાં આ પ્રમાણે દેવયાની પોતાના સુભાગી દિવસો ગાળતી હતી ત્યારે શર્મિષ્ઠા કુંવારી અવસ્થામાં તે જોતી અને બળતી દાસીપણું કરતી હતી. એકવાર સંધ્યાનો સમય હતો અને

ઋતુસ્નાતા **શર્મિષ્ઠા** પોતાની દૈવગતિ ઉપર શોક કરતી પ્રમદ વનની એક કુંજમાં ઉભી હતી. આ સમયે **યયાતિ** રાજા ફરતો ફરતો ત્યાં ગયો. દૂરથી **શર્મિષ્ઠાને** જોઇ તે શું કરે છે અને શું કહે છે? તે સાંભળવાને માટે રાજા એક લતાગૃહમાં છૂપાયો. વસંત ઋતુ ચાલતો હતો અને અશોકની કુંજોમાં કોકિલાઓ મધુરાલાપ આલાપી રહી હતી. **શર્મિષ્ઠા** એકલી આ બધું જોઇ મુંઝાઈ ગઈ અને શોકથી લમણે હાથ દઈ દૈવપ્રતિ આમ વિલાપ કરવા લાગીઃ—

" રાજકુંવરી રે. હું તે હુકમ કરું તે થતું;
" તેની તેજ હું રે, આજે હુકમને અનુસરું.

" દુઃખ દોહ્યલાં રે. કરમે લખ્યાંતાં જો યૌવને;
" સુખ ભોગમાં રે. શાને ઉછેરી તો શૈશવે?

" શીળી છાયના રે, મીઠાં પાણી તણી માછલી;
" નહિ જીવશે રે. ખારે સમુદ્રીએ પડી.

" પશુ પંખીનાં રે. જોડાં સરજ્યાં જુગતે કરી;
" વણ જોડની રે. ત્યારે મને તમે કેમ સરજી?"

આમ ગાતાં ગાતાં શોકથી તે શિલાતલ ઉપર ઢળી પડી. તે પ્રસંગ જોઇને **યયાતિ** રાજા એકદમ પાસે ગયા અને તેને ઝીલી લેતાં લેતાં બોલ્યો કેઃ—

" સૃજી નથી સુંદરિ! એકલી તને, વિદગ્ધ વિશ્વાધિપ પદ્મયોનિએ;
" આ દાસ આજ્ઞાધરને સરજ્યા પછી, સરજાયલાં છો સુભગે તમે સતી.

**શર્મિષ્ઠા** રાજાને જોઇ એકદમ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ અને શિલાપરથી ઉભી થઈ નીચું જોઇ ગઈ. પછી કાંડું પકડીને **યયાતિ** તેને વિનવવા લાગ્યો ત્યારે મધુરે, ધીરે અને ભાવભર્યે વચને તેણે કહ્યું કેઃ—

"બાંધ્ય મહાબાહૂ મા ધરો, રાણી દેખશે કાંક,
"રિસે ભરાશે રિસાળવાં, મારે શિર મૂકી વાંક,
આઘા રહો રુડા રાજવી.

"એ છે જનમની ઉછાંછળી, કરી દે ઓળાનું ડોળ,
"શુક્ર વળી શું નું શું કરે, મારો થઈ જાય તોલ,
આઘા રહો રુડા રાજવી.

"વચને બંધાયાં વિશાંપતે, આપ્યા આપણે કોલ,
"તે શું ક્ષણિક સુખ કારણે, કરીએ બોલ્યું અબોલ,
આઘા રહો રુડા રાજવી.

**યયાતિ**–"તનેય ભૃગુએ શુભ્રુ! વીરમાતા થજે કહી,
"શુભાશીષ દીધેલી છે, ભૂલે છે કેમ ભામિનિ!

આમ કહી રાજા તેને આલિંગન દઇ આશ્વાસન આપી મહેલમાં લઇ ગયો. ત્યાર પછી **દેવયાની** તથા **શર્મિષ્ઠા** બેઉને રાજાથી સંતાનોત્પત્તિ થઈ. ઘણેક કાળે જ્યારે **શર્મિષ્ઠાને** પણ સંતાન થયાં છે એવું જાણવામાં આવ્યું ત્યારે દેવયાની બહુજ ગુસ્સે થઇ પોતાનું અપમાન કરવા માટે રાજાથી રીસાઈ પિતાને ત્યાં ચાલી ગઈ. રાજા તેને મનાવવા પાછળ ગયો ત્યારે **શુક્રે** તેને શાપ દીધો કે 'તું ઘરડો થઈ જા.' પણ શાપાનુગ્રહમાં પરયૌવન લેવાની અનુજ્ઞા આપવામાં આવી. રાજાએ સુખોપભોગની ઇચ્છાથી જ્યારે પુત્રો પાસે યૌવનની યાચના કરી ત્યારે **શર્મિષ્ઠાના** પુત્ર પુરુએ તેને યૌવન આપી પોતાની માતાની ઉદાર ભાવના અને મોટા કુળની શોભા બતાવી આપી હતી.

---

# સત્યવતી.

—:0:—



ગંગાના કિનારા ઉપર એક મચ્છીમારને ઘેર **સત્યવતીનો** જન્મ થયો હતો. તેનું મૂલ નામ **મત્સ્યગંધા** હતું અને તે પંથીઓને એક નાવમાં બેસાડીને **ગંગા** ઉતારવાનું કામ કરતી હતી. એકવાર જ્યારે તે નવયૌવનના ઉદય કાળમાં હતી ત્યારે **પરાશર** ઋષિ **ગંગા** ઉતરવાને ગયા. **મત્સ્ય-ગંધાએ** ઋષિને નાવમાં બેસાડી તેને સામા કિનારા તરફ હંકાર્યું. હલ્લેસાં મારતી **મત્સ્યગંધાના** યૌવનથી ખીલતાં અંગો જોઇ ઋષિને કામવાસના થઇ. તેમણે તેની પ્રાર્થના કરી. પણ પોતાનાં અંગો મત્સ્યથી દુર્ગંધ આપનારાં છે, યૌવન ભ્રષ્ટ થાય અને દિવસ છે વગેરે તેણે મિષ કહાડ્યાં. **પરાશરે** તેના અંગની દુર્ગંધ દૂર કરી સુગંધી આપી, યૌવન જેવું ને તેવુંજ રહેશે, એમ વચન આપ્યું ને મેઘના આવાહનથી **સૂર્યને** ઢાંકી દઇ અંધકાર કર્યો. **મત્સ્યગંધા** તેમનું આવું ઐશ્વર્ય જોઇ અનુમત થઇ. તે પછી તેને કાંતિવાળો અને બુદ્ધિમાન્ પુત્ર ઉત્પન્ન થયો અને 'જ્યારે કામ હોય ત્યારે મને સંભારજો, એટલે હું આવીને હાજર થઇશ' એમ કહીને તે પુત્ર વનમાં ચાલ્યો ગયો.

**મત્સ્યગંધાનું** નામ તે પછી **યોજનગંધા** પડ્યું અને એકવાર મૃગયા રમવાને નિકળેલા **શંતનુ** રાજા તેના અંગની સુવાસથી લોભાઇને **ગંગાના** તીર ઉપર આવ્યા. તેનું અપૂર્વ રૂપ અને ભર યૌવન જોઇ મોહ પામ્યા ને તેના પિતા પાસે તેની માગણી કરી, એટલે મચ્છીમારે કહ્યું કે–'મારી કન્યાને હલકી ગણી તમે તેના પુત્રને રાજગાદી આપો નહિ અને તમારો પુત્ર **ભીષ્મ-ગાંગેય**

મારા દોહિત્રને દુઃખ દે, માટે હું તમને કન્યા નહિ આપું.' શંતનુ રાજા ધર્મનિષ્ઠ હતા. તેણે મોટા પુત્ર ભીષ્મનો હક ડૂબાડીને યોજનગંધાના પુત્રને ગાદી આપવાનું વચન આપ્યું નહિ. પણ પાછા પોતાના નગરમાં આવ્યા. પરંતુ તેમનું મન તે કન્યામાં જ રહ્યું. તેથી તે દિવસે દિવસે સોસાવા લાગ્યા. તેનું કારણ ભીષ્મના જાણવામાં આવ્યું, એટલે તેણે મચ્છીમારને ત્યાં જઈ કહ્યું કે–'તું સુખેથી તારી કન્યા રાજાને પરણાવ. હું તેમના પુત્રોને ગાદી આપી તેમનું પાલન કરીશ.' મચ્છીમારે કહ્યું કે 'તમે નહિ તો તમારા પુત્રો મારા દોહિત્રોને કાઢી મૂકે, માટે હું રાજાને કન્યા નહિ આપું.' પોતાનો અને પોતાના પુત્રોનો માછીને આ પ્રમાણે ભય લાગે છે, તેથી તે દૂર કરવાને પિતૃવત્સલ ભીષ્મે તુરત જ ગંગાજલ હાથમાં લઇને પણ લીધું કે–'જા, હું તારા દોહિત્રોનો દ્રોહ કરીશ નહિ જ, પણ તને મારા પુત્રો માટે ભય રહે છે તો હું જીવિત-પર્યંત બ્રહ્મચર્ય પાળીશ.' ભીષ્મનું આવું ભયંકર પણ સાંભળી માછી પ્રસન્ન થયો અને યોજનગંધા શંતનુ રાજાને પરણાવી અને રાજાએ હસ્તિનાપુરમાં લાવીને તેનું નામ સત્યવતી પાડીને પટ્ટરાણીપદે સ્થાપી.

શંતનુ રાજા પ્રસન્ન થયા અને ભીષ્મના ઉપર અધિક વાત્સલ્ય રાખતાં તથા રાજ્ય ચલાવતાં સત્યવતી સાથે સંસારસુખ લેવા લાગ્યા. ગંગા ઉપર વસતાં અને અનેક ઋષિ મુનિઓ તથા માણસોના પરિચયમાં આવતાં સત્યવતી બહુશ્રુત બનેલાં હતાં. તે રાજ્યરાણી થતાં ખરેખર એક ગૃહિણી અને રાજમાતા નીવડ્યાં, ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામે તેમને બે પુત્રો થયા. એ પુત્રો વયમાં આવે ત્યાર પહેલાં શંતનુનું અવસાન થયું અને ભીષ્મે પોતાના વચન પ્રમાણે તેમને રાજ્ય આપી સઘળો કારભાર સત્યવતીને પૂછી પૂછીને ચલાવવા માંડ્યો. મોટા રાજ્યનાં રાજ-માતા તરીકે પ્રજા ઉપર સંપૂર્ણ પ્રીતિ રાખી બહુ કુશળતાથી

**સત્યવતીએ** **ચંદ્રવંશની** શોભા પ્રમાણે કાર્યભાર ચલાવવા માંડ્યો. એમ કરતાં કરતાં **કાશીરાજની** ત્રણ કન્યાઓનો સ્વયંવર થયો અને **ભીષ્મ** પોતાના ભાઈઓને લઈ ત્યાં ગયા. **અંબા**, **અંબિકા** અને **અંબાલિકા** નામની ત્રણે રાજકુમારિકાઓ તેમાં પરણનાર હતી. પોતાના બંધુઓ માટે તેમનું હરણ કર્યું અને ભરતખંડના બીજા રાજા રાણાઓ **ભીષ્મથી** હારી ગયા. પછી નગરમાં આવીને **ભીષ્મે** તેમને **ચિત્રાંગદ** અને **વિચિત્રવીર્ય** સાથે પરણાવવાનું કહ્યું. તે **અંબિકા** અને **અંબાલિકાએ** માન્ય રાખ્યું, પણ મોટી રાજકન્યા **અંબાએ** કહ્યું કે, મારી **શાલ્વ** રાજાને પરણવાની ઇચ્છા છે. તે ઉપરથી **ભીષ્મે** તેને ત્યાં જવા દીધી, એટલે **અંબા** **શાલ્વને** જઈ મળી. પરંતુ **શાલ્વે** તેને અંગીકાર કરી નહી. તે ઉપરથી તે પાછી **ભીષ્મ** પાસે આવી. પરંતુ **ભીષ્મે** પણ પછી તેને સ્વીકારી નહી. તેથી **અંબા** રીસે ભરાઈને **ભીષ્મનો** નાશ કરવા માટે વનમાં જઈને તપ કરવા લાગી અને બીજા જન્મમાં **શિખંડીરૂપે** જન્મીને તેણે ભારતના યુદ્ધમાં **ભીષ્મનું** વૈર લીધું હતું.

**ચિત્રાંગદ** અને **વિચિત્રવીર્ય** નવી પરણેલી વધુઓની સાથે રહી સુખ લેવા લાગ્યા. **સત્યવતી** અને **ભીષ્મ** રાજ્ય સંભાળતાં હતાં. કેટલોક કાળ જવા પછી તે બેઉ ભાઈઓ એક પછી એક નિઃસંતાન મરણ પામ્યા અને **ચંદ્રવંશની** ગાદી માટે કોઈ પણ વારસ રહ્યો નહિ. ધર્મને જાણનારાં એવાં **સત્યવતીને** પછી રાજકુળનો નાશ થતો જોઈ **ભીષ્મને** બોલાવીને કહ્યું કે, હે નિષ્પાપ! **ચંદ્રવંશ** નિર્મૂળ થતો અટકાવવા માટે તમે તમારા બંધુઓની વિધવાઓમાં પુત્રોત્પત્તિ કરો. બંધુના ક્ષેત્રમાં પણ પુત્રોત્પત્તિ કરવી અને વંશ ચાલુ રાખવો, એ આર્યોનો સનાતન ધર્મ છે.' **ભીષ્મે** કહ્યું કે 'મેં જે પણ લીધું છે, તે હું મિથ્યા કરીશ નહિ.' પછી ઘણોક વિચાર કરીને

**સ**ત્યવતીએ કહ્યુ કે 'કન્યાવસ્થામાં **પ**રાશરથી મને **વ્યાસ** નામે પુત્ર થયેલો છે, તે તમારો બંધુ થાય છે, માટે જો તમે કહો તો તેમને હું તમારા બંધુઓના ક્ષેત્રોમાં પ્રજોત્પત્તિ કરવાની વિનતિ કરું.' **ભી**ષ્મે તેમ કરવાની આજ્ઞા આપી અને **સત્ય**-વતીએ પછી **વ્યા**સને યાદ કરી, તેમને બોલાવી **ચિ**ત્રાંગદ અને **વિ**ચિત્રવીર્યની વિધવાઓમાં પ્રજોત્પત્તિ કરાવી. બે વિધવાઓને બે પુત્રો થયા કે જે **ધૃ**તરાષ્ટ્ર અને **પાં**ડુને નામે પાછળથી જગત પ્રસિદ્ધ થયા.

આ બે કુંવરોને **સ**ત્યવતીએ સારી રીતે ઉછેર્યા અને પછી તેમને **ભી**ષ્મપિતાના ખોળામાં બેસાડી તેમનું પ્રતિપાલન કરવાને કહ્યું. **ભી**ષ્મ પુત્રોની માફક તેમને રાખીને રાજ્યકાર્યભાર કરતા હતા અને **સ**ત્યવતી તેમને સર્વેને માતાની માફક રાખતાં હતાં. એમ કરતાં કરતાં વૃદ્ધાવસ્થાને લીધે તેમનો દેહાંત થયો. એક સામાન્ય પિતાને ત્યાં ઉત્પન્ન થયેલાં મહારાણી **સ**ત્યવતી ધર્મમાં, રાજનીતિમાં અને ગૃહવ્યવહારમાં સર્વોત્તમ સ્ત્રી તરીકે મહાભારતમાં ગવાયલાં છે કે, જેમના ગુણોનું હિંદની સર્વ સ્ત્રીઓને શ્રવણ, મનન તથા અનુકરણ કરવા યોગ્ય છે. અનુકરણ કરવા જેવું આ પવિત્ર ચરિત્ર મહાભારતમાં વિસ્તારથી આપેલું છે.

---

# અપાલા.



અપાલા એ મહાત્મા **અત્રિ** મુનિની પુત્રી હતી. તે એક બ્રહ્મવાદિની સ્ત્રી હતી. કોઈ કારણથી **અપાલાને** રક્તપિત્તનો રોગ થયો, તેથી તેના સ્વામીએ તેનો ત્યાગ કર્યો હતો. તે પિતાના તપોવનમાં ઈશ્વરની ભક્તિ કરતી હતી. **અપાલા** ઋગ્વેદના મંડળમાં ૯૧ મા સૂક્તથી સાત ઋચાઓની દ્રષ્ટા છે. તેણે **ઇંદ્રને** સોમરસ અર્પણ કરી તેની પાસેથી વરદાન મેળવ્યું હતું. **અપાલા** પિતાની ઘણીજ ભક્તિ કરનારી હતી. બાપના ખેતરમાં અનાજ નહિ થવાથી તેણે **ઇંદ્રને** સ્તવી તેની આગળથી વરદાન મેળવ્યું હતું, તેથી **અત્રિમુનિનું** ઘણુંજ સારું થયું હતું. **અપાલાની** સાત ઋચાઓનું નીચે ભાષાંતર આપવામાં આવે છે. તેના ઉપરથી પ્રાચીન આર્ય સ્ત્રીઓની વિદ્વત્તા અને ધાર્મિકપણું જણાશે.

પાણીની તરફ જવાની વેળાએ માર્ગમાં સોમ મેળવ્યો. ઘરમાં લાવવાની વેળાએ કહ્યું કે ઇંદ્રના ઉદ્દેશથી તમને કચરીને રસ કાઢી અર્પું છું. સમર્થ ઇન્દ્રના ઉદ્દેશથી તમારો અભિભવ કરું છું.

હે ઇંદ્ર! તમે વીર છો, તમે ઘણા પ્રકાશવાન્ છો, તમે ઘેર ઘેર જાઓ છો. આ દાંતથી કચરેલો સોમ પીઓ.

હે ઇન્દ્ર !તમને જાણવાની ઇચ્છા રાખું છું. હમણાં તમારી સાથે અધિગત થઈશ નહિ. હે સોમ! એને માટે પહેલાં હળવે હળવે અને પછી જલદીથી નીકળો.

હે ઇન્દ્ર! અમને ઘણીવાર બળવાન્ કરો. અમને ઘણી સંખ્યાવાળાં કરો, અમને પુષ્કળવાર ધનવાન્ કરો.

હે ઈન્દ્ર! મારા પિતાના માથાને, ખેતરને તેમ જ મારા પેટની પાસેના ભાગને ઉત્પાદન કરો.

મારા પિતાનું જે પડતર ખેતર છે તેને, મારા આ શરીરને તથા મારા આ માથાને લોમવાળું કરો.

હે શતક્રતુ! તમે રથના છિદ્રમાં, ગાડીના છિદ્રમાં અને સ્રુગ્‌ના છિદ્રમાં ત્રણવાર (નિષ્કર્ષણદ્વારા) શોધન કરીને અપાલાને સૂર્ય સરખી કરી હતી.

ઉપરના વૃત્તાંત ઉપરથી જણાય છે કે, આર્યાવર્તની પ્રાચીન સ્ત્રીઓ પણ ઋષિઓની વેદમંત્રની દ્રષ્ટાઓ હતી અને તેઓ એ ઈશ્વરની ઉપાસના કરીને તેમની પાસેથી ઋચાઓ પ્રાપ્ત કરી હતી.

---

## વાગ્દેવી.



આ મહા વિશુદ્ધ દેવીના પિતાનું નામ અંભૃણ ઋષિ હતું. વેદ વ્યાખ્યાકાર સાયનાચાર્યે, મંત્રની વ્યાખ્યામાં એ નામ બતાવ્યું છે. વાગ્દેવી એટલી બધી ધર્મપરાયણ થઈ પડી હતી કે, તે પોતાના આત્મામાં બ્રહ્મની શક્તિનો પ્રકાશિત રૂપથી અનુભવ કરી શકતી હતી. બ્રહ્માંડનાં સર્વ સ્થાનમાં તે શક્તિ જાણ્યાથી આત્માની સફળતા મેળવી ગઈ હતી. તે આઠ મંત્રોની દ્રષ્ટા છે. તે મંત્રો ઋગ્વેદ સંહિતાના ૧૦ મંડળના ૧૨૫ સૂક્તમાં જોવામાં આવે છે. તે વાક્દેવીના રચેલા છે. દેવીસૂક્ત (એટલે વાક્દેવીના બનાવેલા) તરિકે ઓળખાય છે. ૭૦૦ શ્લોકનો ચંડી માહાત્મ્યનો એક ગ્રંથ છે. તેનો ગુજરાત અને બંગાળામાં નવરાત્રિના દિવસમાં ઘણા જ ઉત્સાહની સાથે પાઠ કરવામાં આવે છે. તે ચંડી

માહાત્મ્ય પણ **માર્કંડેય** પુરાણમાંનો એક ભાગ છે. ને **ચંડી** પાઠની પહેલાં આ દેવીસુક્ત વાંચવું જોઇએ. તેના રચેલા વેદમંત્રોનો વૈદિક મંડળમાં ઘણુંજ ઉત્સાહથી પાઠ કરવામાં આવે છે. વેદમંત્રના જેટલા વાંચનારાઓ છે, તે કરતાં **વાક્‌દેવીના** રચેલા આ આઠ મંત્રોના વાંચનારાઓ વધારે છે. આખા ભરતખંડમાં **માર્કંડેય** પુરાણમાંના **ચંડી** માહાત્મ્યનો ઘણો જ આદર છે. તેના સંબધમાં એટલું કહ્યાથી બસ થશે કે "હિંદુ ધર્મ માનનારા ગુજરાતી તથા બંગાળીઓએ કામનાની વખતે વેદશાસ્ત્ર કરતાં **ચંડીને** ઘણી પૂજનીય માનેલી છે. **મનુ**, **વ્યાસ**, **યાજ્ઞવલ્કય**, **અત્રિ** વગેરે અઢાર મુનિઓનાં સ્મૃતિ શાસ્ત્રો ફેલાયા પછી જેમ વૈદિક સમયના ગૃહ્યસૂત્ર ગ્રંથની શ્રેષ્ઠતા જતી રહી હતી, **પાણિની** મુનિનું વ્યાકરણ થયા પછી જેમ **ઇન્દ્ર**, **ચંદ્ર**, **ભાગુરી**, **વ્યાડી** વગેરે વ્યાકરણો નાશ પામ્યાં હતાં, **બોપદેવનું** મુગ્ધબોધ વ્યાકરણ પ્રકટ થતાં જેવી રીતે **પાણિની** મુનિના શબ્દ ગ્રંથની મોટાઇ કમી થઈ હતી, **વ્યાસઋષિનાં** લખેલાં પ્રખ્યાત અઢાર પુરાણો રચાયાથી જેમ વૈદિક કાળના પુરાણ શાસ્ત્ર ઉપરથી લોકોની શ્રદ્ધા જતી રહી હતી અને અઢાર ઉપપુરાણોથી **વ્યાસનાં** પુરાણો અને ઉપપુરાણોનો પણ પ્રભાવ ઓછો થયો હતો, તેમ **ચંડી** માહાત્મ્યથી પણ ગુજરાત ને બંગાળ ગાજે છે. **ચંડીના** ગ્રંથથી સાધારણ રીતે વેદનું શ્રેષ્ઠત્વ જો કે ઓછું થયું છે ખરું, પરંતુ **ચંડીપાઠ** દેવીસૂક્તનું અવલંબન કરીને રચાયો છે, માટે તેનો પાયો વેદ ગણાય છે.

જે **વાક્‌દેવીના** સૂકતોમાં બહુ ગંભીરાર્થ સમાયલો છે, તે તરફ જોતાં તેની વિદ્વત્તા, ધર્મનિષ્ઠા, ઉદારતા, વગેરે અનંત ગુણોનું તે ધામ હતાં. ધન્ય છે **વાક્‌દેવીને** કે જેના ગુણો હજી પણ વૈદિક મંડળમાં પ્રેમથી ગવાયછે.

---

# તપસ્વિની શાંડિલી.



તપસ્વિની **શાંડિલી** ઋષભ પર્વત ઉપર પોતાના પતિની સાથે ધર્માચરણ તથા તપશ્ચરણ કરીને ધર્મજીવન ગાળતી હતી અને આવ્યા ગયાનો અતિથિસત્કાર કરતી હતી. એક વખતે **ગાલવ** પોતાના ગુરુને ગુરુદક્ષિણામાં એક તરફ કાળા કાનવાળા આઠસો ધોળા ઘોડાઓની દક્ષિણા આપવાનું પણ લઇને તેવા ઘોડાઓની શોધ માટે ગરુડની પીઠ ઉપર બેસીને પૃથ્વીપર ફરતા હતા. તે ફરતા ફરતા ઋષભ પર્વત ઉપર આવી ચઢ્યા. ત્યાં સિદ્ધ સ્ત્રી **શાંડિલીએ** તે બન્નેનો અતિથિસત્કાર કરીને અન્નપાનથી તૃપ્ત કર્યા, અને તે બન્નેએ આશ્રમમાં વાસ કર્યો. રાત્રે સુતાં સુતાં ગરુડે તે સિદ્ધ સ્ત્રીની નિંદા કરતાં એવો વિચાર કર્યો કે, આ સ્ત્રીને અહીંથી **બ્રહ્મા, વિષ્ણુ કે રુદ્રની** પાસે લઇ જાઉં તો ઠીક. આવા વિચારમાં ને વિચારમાં ગરુડ નિદ્રાવશ થઇ ગયો ને બીજી તરફ **ગાલવ** પણ નિદ્રાવશ થઇ ગયા અને બીજે દહાડે પ્રભાતમાં ગરુડ જેવો જાગીને જુવે છે તો પોતાનાં બધાં પીછાં ખરી ગયાં છે અને પોતામાં એક પણ ડગલું ચાલવાની આય નથી. ગાલવ ગરુડની આવી દુર્દશા જોઇને ઉદાસ થઇ ગયા અને તેને પૂછ્યું કે, તારી આવી દુર્દશાનું કારણ શું?

આ પવિત્ર આશ્રમમાં તેં મનમાં કંઇ દુષ્ટ વિચારો તો કર્યા નથી ના? જેવું હોય તેવું કહી દે. ગરુડે ધ્રુજતા હોઠથી કહ્યું, ઋષિરાજ! અપરાધ થઇ ગયો છે. મેં આ તપસ્વિનીને અહીંથી **પ્રજાપતિ, શંકર કે વિષ્ણુ** એમાંના એક દેવની પાસે લઇ જવાનો વિચાર કર્યો હતો. આ અપરાધને લીધે તે સિદ્ધ સ્ત્રીની પાસે ક્ષમા માગો! પછી

**ગાલવે** તપસ્વિની પાસે જઇને **ગરુડની** ચપળતાના માટે ક્ષમા માગી, એટલે ક્ષમા આપતાં સિદ્ધ **શાંડિલી** બોલી,–**ગાલવ**! જાવ! **ગરુડની** પાંખો પાછી સારી થઈ જશે. તેણે મારા વિશે ખોટો વિચાર આણ્યો હતો, તેથી તેની તેવી દશા થઈ હતી. હું સદાચારસંપન્ન અને તપપરાયણ છું, તેથી દુષ્ટોના પાપી વિચારો જાણી શકું છું. સદાચારથી ધર્મ, અર્થ ને કામના ફળે છે. એટલુંજ નહિ પરંતુ અપમૃત્યુ અને દુઃખ વગેરે પણ અટકે છે. ઓ ગરુડ! હવે તારે કોઈ પણ સિદ્ધ અને પતિવ્રતા સ્ત્રીની નિંદા કરવી નહીં, તેમ તેના સંબંધમાં ખોટા વિચારો પણ કરવા નહીં. ગરુડે કરેલા અપરાધને માટે ક્ષમા માગી અને પછી તે બન્ને ત્યાંથી ચાલતા થયા.

તપસ્વિની **શાંડિલી** કેટલોએક કાળ વીત્યા પછી પોતાના પતિવ્રતના પ્રભાવથી સ્વર્ગમાં ગઈ. ત્યાં **સુમના** નામની સ્ત્રીએ **શાંડિલીને** પૂછ્યું કે, હે કલ્યાણિ! તમે કયા પુણ્યથી આ સ્વર્ગમાં આવ્યાં છો? **શાંડિલીએ** ઉત્તર આપ્યો–હું કંઈ ભગવાં વસ્ત્રોથી કે વલ્કલ વસ્ત્રોથી સ્વર્ગમાં નથી આવી. પરંતુ પતિની એક નિષ્ઠાએ સેવા કરવાથી મને સ્વર્ગલોક મળ્યો છે. હું નિત્ય ઉઠીને મારાં સાસુ સસરાની, પતિની અને જેઠ દીયેરની સેવા કરતી તથા દેવ, પિતૃઓ અને અતિથિઓની પણ સેવામાં પરાયણ રહેતી હતી. કોઈ દહાડો ઉંચે સ્વરે બોલતી નહીં, કોઈની નિંદા કે આઘી પાછી કરતી નહીં, મોહોલ્લામાં કે રસ્તા ઉપર ઉદ્ધત રીતે ઉઘાડે માથે હરફર કર્યા કરતી નહીં, પણ કુળની મર્યાદા સાચવવાનો પ્રયત્ન કરતી હતી. પતિને સુવરાવીને સુતી અને તેના ઉઠતા પહેલાં ઉઠતી. પ્રત્યેક કાર્ય જાતે કરતી. પણ તેને માટે વડીલોને પરિશ્રમ આપતી નહીં. આ રીતે સ્ત્રી ધર્મ પાળવાથી મને સ્વર્ગની પ્રાપ્તિ થઈ છે. **સુમના શાંડિલીના** પતિવ્રતનો પ્રભાવ પ્રત્યક્ષ જોઇને બહુ પ્રસન્ન થઇ અને તેના પતિવ્રત માટે ધન્યવાદ આપ્યો.

---

# ઉમા-પાર્વતી.



પર્વતોના રાજા હિમાલયને ઉમા અથવા પાર્વતી નામે એક રૂપાળી અને સદ્ગુણશાલી પુત્રી હતી. પુત્રીના પછી મૈનાક નામે પુત્ર થવાથી ઉમાનાં પગલાં શુભ ગણાતાં હતાં. જે ને તે તેમને હાથમાં ને હાથમાં રાખતું હતું અને હાંતની પુતળી જેવાં તે, મનોહર અને ઓજવાળાં હોવાથી માબાપને તેમ જ સર્વને અતિપ્રિય થઈ પડ્યાં હતાં. માબાપનું સુખ લેતાં અને મોજ કરતાં કરતાં તે પરણવાને યોગ્ય થયાં અને સર્વે તેમને માટે વરની શોધ કરવા લાગ્યાં. એકવાર હિમાલય અને મેના રાણી એકાંતમાં બેસીને એ સંબંધની વાત કરતાં હતાં. એટલામાં ભગવાન્ નારદજી ત્યાં આવ્યા. રાજા રાણીએ અર્ઘ્ય પાદ્યથી મુનિનું પૂજન કરી તેમને એક સુખાસન ઉપર બેસાડી હાથ જોડીને ઉમાને યોગ્ય કોઈ વર બતલાવવાની વિનતિ કરી. નારદજીએ ક્ષણ વાર ભ્રમર ચઢાવી વિચાર કરીને કહ્યું કે-'રાજન્ ! તમે શા માટે ચિંતા કરો છો? વિધિ કન્યાને અનુરૂપ ભર્તા સદાય આપે છે. ઉમા કંઈ સામાન્ય મનુષ્ય નથી. તે એક દેવી જગતની માતા છે અને તેને સર્વથી શ્રેષ્ઠ વર જ મળશે.'

મેના રાણીએ પૂછ્યું કે 'મળશે તે પછી ક્યારે? ઉમા હવે મોટી થઈ મહારાજ!' ઉઠતાં ઉઠતાં નારદજી બોલ્યા કે, 'દેવિ! ઉતાવળાં ન થાવ. ઉમાને હજી કન્યાને યોગ્ય વ્રતાદિક તો કરાવો. ઈશ્વરના નામથી જગતમાં પૂજાતો ઉત્તમ વર કંઇ એમને એમ મળશે કે?' હસતા હસતા અને વીણા વહાતા વહાતા તે પછી ત્યાંથી ગયા, અને મેના રાણી તથા હિમવાને તેમણે સર્વ શ્રેષ્ઠ વર મળવાનું કહ્યું, તેના ઉપર જ મનોરથ કરવા લાગ્યાં. આમ

કરતાં કરતાં એકાદ બે દિવસ ગયા પછી ઉમાએ જ મેના રાણીને કહ્યું કે, 'માતાજી! મને તપાચરણને માટે વનમાં જવા દ્યો.' દેવી પુત્રીનો અભિપ્રાય સમજી ગયાં, પણ બોલ્યાં કે, "દીકરા! તારાથી તે તપાચરણ થાય? એ તો નારદજી અમસ્થા હસતા હતા. તેં કોઈ દિવસ સૂર્યનાં કિરણ દીઠેલાં નહિ, તે તું વનમાં જઇને શું કરે? આપણે ઘેર સર્વ દેવતાઓ છે, તેમનું મંદિરમાં બેઠી બેઠી જ આરાધન-પૂજન કર, એટલે ઘણુંય છે." ઉમાએ વનમાં જવાનો આગ્રહ કર્યો અને જયા વિજયા નામની તેમની બે સખીઓએ મેના રાણીને સમજાવ્યાં, તેથી આખરે તેમણે તપ તપવાને વનમાં જવાની અનુજ્ઞા આપી. સર્વ સાહિત્ય લઇને ઉમા અને તેમની સખીઓ વનમાં ગયાં ને કૈલાસના ઉપકંઠ પ્રદેશમાં ગંગાજીને તીરે ઝુંપડાં બાંધી રહ્યાં. પાર્વતીજીએ અહીં જૂદાં જૂદાં વ્રત અને તપાચરણ કરવા માંડયાં. આસપાસના રમણીય વનના પ્રદેશમાં તપ તપતા ઋષિઓ પણ તેમનાં વ્રતાચરણ જોઇને આશ્ચર્ય પામ્યા. એમ કરતાં કરતાં કેટલોક કાળ ગયા પછી ભગવાન્ શંકર એક વૃદ્ધ બ્રાહ્મણનો વેશ લઈ તેમની પરીક્ષા કરવાને આવ્યા. કુશળ સમાચાર અને નિર્વિઘ્ન તપાચરણ ચાલવાના સમાચાર પૂછ્યા કર્યા પછી તેમણે ઉમાને કહ્યું કે "કન્યા! કયા ફળને માટે તું આવાં અઘરાં તપ કરે છે? જો આવાં તપથી તું સ્વર્ગની ઇચ્છા રાખતી હોય તો તે મિથ્યા છે. કારણ કે તારા પિતાનો પ્રદેશ સ્વતઃ દેવભૂમિ છે. અને વરેચ્છાએ તપ કરતી હોય તો તે પણ મિથ્યા છે. કારણ કે તારા જેવી રત્નરૂપ કન્યાને તે વર શા માટે શોધવો જોઇએ? વર જ એની મેળે તને શોધતો આવશે. જોને રત્ન કંઈ પોતાના લેનારને શોધવા જાય છે? બોલ, ત્યારે તું શાને માટે તપ તપે છે?"

ઉમા તો લજ્જાથી નીચું જ જોઈ રહ્યાં, પણ જયા ને વિજયાએ વૃદ્ધ બ્રાહ્મણને ઉત્તર આપ્યો કે "મહારાજ! ભગવાન્

**શંકરને** વર મેળવવા માટેજ અમારી સખી આવાં કઠિન તપ ને વ્રત આદરે છે? ભગવાન્ **શંકર** એને મળશે કે નહિ વારુ?"

બ્રાહ્મણના વેશમાં રહેલા **શંકરે** ખિન્ન મુખ કરીને ઉત્તર આપ્યો કે "હેં! તમારી સખી એ **શંકરને** માટે આટલું બધું કરે છે? અરેરે! એનામાં શું છે? એ તો શરીરે ભસ્મ ચોળી, હાથીનુ ચામડું ઓઢી, કંઠે સાપ વિંટાળી જ્યાં ને ત્યાં ભૂતાવલની સાથે સ્મશાને સ્મશાન ભટકયા કરે છે? કયાં એ કાપાલિક **શંકર** અને કયાં આ દેવકન્યા રૂપ તમારી સખી?" પછી **પાર્વતીને** સંબોધીને બોલ્યા કે "તમારી સખીઓ કહે છે તેજ તમારો હેતુ હોય તો તમે ભૂલ કરો છો. ઐરાવત જેવા હાથી ઉપર સ્વારી કરવાને યોગ્ય તમે શું એના વૃષભ ઉપર બેસશો? અરે! વિચારી તો જુઓ કે, કલહંસનાં ચિત્રવાળા તમારા રુડા પાનેતર સાથે એના હાથીના ચામડાના ઓઢણના છેડા શી રીતે ગંઠાશે? રાજમહેલને યોગ્ય તમે એને વરીને શું સ્મશાનમાં જઈ વાસ પૂરશો? એનામાં શું છે?"

કાને હાથ દઈ **પાર્વતીજીએ** આડું જોયું અને બોલ્યાં કે, 'બસ, બસ, મહારાજ! બસ કરો. હું વિશેષ સાંભળવા ઇચ્છતી નથી. બસ કરો અને કૃપા કરી અહીંથી પાછા ફરો.' આમ કહી **ઉમા** આસન ઉપરથી ઉઠ્યાં, એટલે તુરત **શંકર** પ્રત્યક્ષ થયા અને તેમનો હાથ ઝાલીને બોલ્યા કે "પ્રિયે! પ્રિયે! હવે કયાં જાવ છો?" **પાર્વતી** અવળાં ફરેલાં પોતાનો હાથ મૂકાવવા નાજુક કમ્મરથી તેમની તરફ ફરીને, **શંકરનું** સુંદર મુખ જોઇ મંદ હસી હાથને ખેંચી લેવાનું પણ ભૂલી જઈ નીચું જોઇ ગયાં અને જયા વિજયાએ આનંદથી ઉછળતે હૃદયે 'જય જય ભગવાન્ **શંકર**' એમ બોલી પાદવંદન કર્યું. ઉમા અંગુઠાથી ધરણી ખણતાં ઉભાં રહ્યાં, એટલે **શંકરે** જયા વિજયાને આશીર્વાદ દઇ કહ્યું કે–'ત્યારે હવે

તમે તપથી સૂકાયલી તમારી આ સખીને લઇને ઘેર જાવ અને વિવાહની તૈયારીઓ કરાવો.'

ફરીને શંકરનું વંદન કરી જયા વિજયાએ ઉમાને કહ્યું કે; 'સખિ! ચાલો હવે આપણે જઇએ.' શંકરે ઉમાનો હાથ મૂકી દીધો અને તે નીચે મુખે પણ ઉંચી આંખે હૃદયમાં હસતી અને પાછું વાળીને જોવાને મિષે ટુંકાં અને સલજ્જ પગલાં ભરતી ભરતી સખીઓ સાથે ત્યાંથી પિતાના ઘર તરફ ચાલી અને શંકર ત્યાંથી કૈલાસમાં ગયા. જયા વિજયાએ આવીને સઘળી હકીકત કહ્યાથી હિમવાને લગ્નની તૈયારી કરી. દેવોને લઇ શંકર પરણવા આવ્યા અને હિમવાન તથા મેના રાણી પ્રસન્નતાથી તેમને ઉમાનું કન્યાદાન દઇ કૃતાર્થ થયાં.

પછી શંકર અને પાર્વતીજી કૈલાસમાં ગયાં. ત્યાં દક્ષ પ્રજાપતિના યજ્ઞવાળી વાત સંભારી દેવીએ પશ્ચાત્તાપ કરીને શંકરની પાસે ક્ષમા માગી ત્યારે તેમણે પોતાપરની તેમની અનન્ય ભક્તિનાં વખાણ કરીને કહ્યું કે, 'દેવિ! પતિ એજ સ્ત્રીઓનું સર્વસ્વ છે, એમ જગતને બતાવી આપીને તમે તમારા ઉત્તમ ચરિત્રથી સ્ત્રીજાતનો ઉપકાર કર્યો છે. જે સ્ત્રીઓ તમારા જેવા સચ્ચરિત્ર ચાલતી પતિને જ પરમેશ્વર માનીને વર્તશે, તે પણ હમેશાં તમારાં પદને પામી કૃતાર્થ થશે.'

---

# લક્ષ્મીજી.

—o—



દિ કાળમાં જ્યારે દેવોએ સમુદ્રમંથન કર્યું ત્યારે તેમાંથી દેવી લક્ષ્મીજી નીકળ્યાં હતાં. સમુદ્રમાંથી નીકળેલી બીજી વસ્તુઓ જેવી સંપૂર્ણ અને સર્વોત્તમ હતી, તેવાં જ લક્ષ્મીજી પણ સ્ત્રીના અવતારમાં સંપૂર્ણ અને સર્વોત્તમ હતાં. સર્વ દેવોએ અને ઋષિઓએ મળી તેમને વિષ્ણુ ભગવાનને સોંપ્યાં અને ત્યાર પછી પતિસેવા અને પતિ એ જ સ્ત્રીઓનું પરમ દૈવત, એમ ઉદાહરણ આપતાં તે જગતની મહામાયા તરીકે પૂજાતાં રહ્યાં. જ્યારે જ્યારે પૃથ્વીનો ભાર ઉતારવાને માટે વિષ્ણુ ભગવાન્ અવતારો લેતા, ત્યારે ત્યારે લક્ષ્મીજી પણ જગતની સ્ત્રીઓને જૂદાં જૂદાં ચરિત્રોનું શિક્ષણ આપવાને અવતાર લેતાં હતાં. **સીતા** અને **રુકિમણીના** અવતારમાં તેમણે સ્ત્રીઓને અદ્‌ભુત ચરિત્ર બતાવેલું છે. તે છાયાની માફક પતિને અનુસરતાં અને તેમના સુખદુઃખમાં ભાગ લેતાં રહેલાં જણાય છે. જગતનો લય થતાં ભગવાન્ વિષ્ણુ જ્યારે શેષનાગ ઉપર શયન કરે છે ત્યારે પણ લક્ષ્મીજી તો પોતાના પત્નીધર્મને બજાવતાં તેમના પગ ખોળામાં લઈને તે ચાંપ્યા કરે છે. શેષશાયી ભગવાનના પગ ચાંપતાં લક્ષ્મીજી સ્ત્રીઓને જો સમજે તો પતિભકિત અને પતિસેવાનો કંઈ ઓછો દૃષ્ટાંત આપતાં નથી !

---

# મદાલસા.



વિશ્વશુદ્ધ ગંધર્વની પુત્રી મદાલસા રૂપ, ગુણ અને યૌવનથી દેવકન્યા જેવી હતી. શત્રુજિત રાજાના કુંવર ઋતુધ્વજ સાથે તેની સગાઈ થઈ હતી. યૌવનના મનોહર કાળમાં પિતાના રાજ વૈભવનું કુમારિકાસુખ લેતાં એક વાર કોઇ પ્રસંગે સખીઓની સાથે તે અશોકવનમાં વનલીલા જોવાને ગઈ હતી. પાતાલકેતુ નામનો એક દુષ્ટ અને માયાવી રાક્ષસ હતો, તે સહસા જ ત્યાં આવી ચઢયો અને સખીઓના સાથે વનમાં ફરતી મદાલસાને જોઇ મોહ પામ્યો. પરિજન અને સખીઓની નજર ચૂકાવી તે મદાલસાને ઉપાડી પોતાને ઘેર લઈ ગયો. અહીં મદાલસા ગુમ થતાં સર્વે ખેદ પામ્યાં અને વિશ્વશુદ્ધ ગંધર્વે તેને શોધવાને માટે ચારે દિશાએ માણસો મોકલી તજવીજ કરાવી, પરંતુ કહીં પણ તેનો પત્તો લાગ્યો નહિ. મદાલસા ગુમ થયાના સમાચાર અયોધ્યા જતાં ઋતુધ્વજ પણ શોકાતુર થઇ ગયો.

આણી તરફ પાતાલકેતુએ મદાલસાને પોતાના મનોહર મહેલમાં લાવી તેને લલચાવવાને સારુ સામ, દામ, ભેદ અને દંડ–ધમકીઓ આપી, પણ તે એકની બે થઈ જ નહિ. પાતાલકેતુ ઘણોય ઉંચો નીચો થયો, પણ દૃઢ સંકલ્પવાળી કન્યાની આગળ તેનું કંઇજ ચાલ્યું નહિ. પુરુષ પોતાના વૈભવથી અને જગતને જિતવાના સામર્થ્યથી પણ દૃઢ સંકલ્પવાળી સ્ત્રીને ચલાયમાન કરવા સમર્થ થતો નથી, એ સિદ્ધ વાત છે. સતીત્વરૂપી ઐશ્વર્યનો આશ્રય કરીને ઉભેલી એક નાજુકમાં નાજુક બાળા પણ રાક્ષસ જેવા પુરુષને પોતાની ઉપર ધસતો અટકાવી શકે છે, એવાં આપણે આગળ અનેક દૃષ્ટાંતો જોયાં છે. ત્રિભુવનને ત્રાસદાયક અને કૈલાસને પણ ઉપાડનાર રાવણ સીતાના સતીત્વનાં

ઐશ્વર્ય આગળ હારી ગયો હતો અને તેનાં બળ પરાક્રમનું કંઇ પણ બળ તેમના ઉપર ચલાવી શક્યો ન હતો. મદાલસા પણ આવાં જ સતીત્વનાં ઐશ્વર્યે કરીને પાતાલકેતુને પોતાને અપવિત્ર કરતાં અટકાવી રહી. નિત્ય તે દુષ્ટની સામે શિયલનું રક્ષણ કરવું પડતું હતું, તેથી મદાલસા કંટાળી ગઈ અને બીજી જ રીતે તેના નાશની યુક્તિ કરી. તેણે એકવાર કપટયુક્ત હાસ્ય કરીને કહ્યું કે "તમારાં સ્નેહીઓને બોલાવો, પછી વિવાહ થશે.'

પાતાલકેતુ આથી પ્રસન્ન થયો અને જ્યાં ગાલવ ઋષિનો યજ્ઞ થતો હતો ત્યાં ઋષિઓને દમતા તેના ભાઇને તેડવા ગયો. રામ જેમ વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ કરતા હતા, તેમ ગાલવના યજ્ઞનું આ વખતે ઋતુધ્વજ રક્ષણ કરતો હતો. પાતાલકેતુને તેને જોઈ વધારે ક્રોધ ઉત્પન્ન થયો અને બેઉ ભાઇઓએ મળી યજ્ઞમાં ભંગ પાડવાનો યત્ન કર્યો. અયોધ્યાનો ક્ષત્રિય કુમાર ઋતુધ્વજ ધનુષબાણ લઈ તેમની સામે થયો અને આખરે તે દુષ્ટોને નાસવું પડ્યું. ઋતુધ્વજે જતાં જતાં પાતાલકેતુના ભાઇને મારી નાંખ્યો. બંધુની સહાય વગરનો થયેલો તે દુષ્ટ પછી પાતાલમાં સંતાઈ ગયો. ઋતુધ્વજ તેને શોધતો હતો, એટલામાં વિકુંડલા નામની રાક્ષસી મળી અને તે તેને મદાલસા પાસે તેડી ગઈ.

વિકુંડલાએ ઋતુધ્વજને આસન ઉપર બેસાડી પોતાની અને મદાલસાની વાત કહી, એટલામાં નારદમુનિ ત્યાં આવ્યા. તેમણે કહ્યું કે-"કુમાર! આ દુષ્ટ રાક્ષસે ઘણીક કુમારિકાઓને આ ઠેકાણે કેદ રાખી છે, માટે મદાલસાને પરણી તમે સર્વેને મુક્ત કરો. પાતાલકેતુ મોટો માયાવી રાક્ષસ છે. તે વિલંબ કરતાં વાત બગાડી નાંખશે. ચાલો ઝટ કરો હું તમને પાણિગ્રહણ કરાવું". લજ્જા અને નમ્રતાથી મદાલસાએ અને ઋતુધ્વજે બ્રહ્મકુમારની આજ્ઞાને માથે ચઢાવી અને પછી સર્વે રાજકન્યાઓને પાતાળમાંથી મુક્ત કરી

પોતે આનંદભેર તે દંપતી અયોધ્યા ગયાં. અયોધ્યામાં જેજેકાર થઈ રહ્યો. વિશ્વશુદ્ધને ખબર થતાં તે પણ સહકુટુંબ અયોધ્યા આવ્યો અને વિધિથી **મદાલસા** **ઋતુ**ધ્વજને પરણાવી.

**ઋતુ**ધ્વજ અને **મ**દાલસાને પરણ્યાં સાંભળી **પા**તાલકેતુને ઘણો દ્વેષ આવ્યો. તેણે એ દંપતીને દુઃખ દેવાનો વિચાર કર્યો. હજાર ઉપાય કરતાં પણ દુષ્ટ તેની દુષ્ટતા છોડતો નથી. તેણે એક વૃદ્ધ બ્રાહ્મણનો વેશ લીધો અને જે ઠેકાણે **ઋતુ**ધ્વજ પોતાના મિત્રોને મળવા એક સરોવર ઉપર જતો હતો, ત્યાં જઈ તેની પાસેનો, પ્રપંચ કરીને, **મ**દાલસાનો ચૂડામણિ માગી લીધો. **ઋતુ**ધ્વજ અને તેના મિત્રોને ઉલટું સુલટું સમજાવી તે ત્યાંથી અયોધ્યા ગયો અને **મ**દાલસાને પેલો ચૂડામણિ બતાવી ઋતુધ્વજ મરણસંકટમાં પડ્યો છે, એવું કહી પોતાની સાથે લઈ ગયો ને માયાવીએ તેને **ય**મુનાનાં કોતરોમાં સંતાડી દીધી. **ઋતુ**ધ્વજ જ્યારે મિત્રોને મળીને ઘેર આવ્યો અને **મ**દાલસાને જોઈ નહિ ત્યારે મરવાને તત્પર થયો. તેના નામનું રટન કરતો કરતો તે વનમાં નીકળી પડ્યો. **અજરક** નાગના પુત્રો તેને ચિત્તભ્રાંત થયેલો જોઈ દિલગીર થયા અને તેની માફક સર્વ વૈભવનો ત્યાગ કરી વનમાં જઈ રહેવાને તત્પર થયા. **અજરક** નાગે તેમની હકીકત સાંભળી આશ્વાસન આપ્યું અને પછી ભગવાન્ **શં**કરને પ્રસન્ન કરી **મ**દાલસાની ભાળ મેળવી તેને પોતાને ત્યાં લાવીને રાખી.

**ઋતુ**ધ્વજને પણ તેની પ્રિયા દેખાડવાનું કહી વનમાંથી **અજરક** ઘેર લઈ આવ્યો અને બન્ને સ્ત્રી પુરુષને મેળવ્યાં. **મ**દાલસાએ **પા**તાળકેતુનાં અનેક દુઃખ સહન કર્યાં, પણ પોતાનું પાતિવ્રત્ય જેવુંને તેવું જ જાળવી રાખ્યું અને છેલ્લે દુઃખને અંતે બેઉ દંપતીને અનન્ય સુખની પ્રાપ્તિ થઈ. **પા**તાળકેતુ નિરાશ થઈ પાતાળમાં નાશી ગયો અને **ઋતુ**ધ્વજ અયોધ્યાનો રાજા થઈ પ્રજાનું પાલન કરવા લાગ્યો.

મદાલસાને તે પછી કાળક્રમે ચાર પુત્રો થયા, જેમાંના ત્રણ તેના સદ્બોધને પરિણામે પરમ વૈરાગ્ય પામી વનમાં ગયા અને એક પુત્ર રાજનીતિનો અભ્યાસ કરી અયોધ્યાની ગાદીને દીપાવે એવો થયો. ઋતુધ્વજ અને મદાલસા બેઉ સ્ત્રી પુરુષ તે પુત્રને રાજ્ય સોંપી વાનપ્રસ્થાશ્રમનો અંગીકાર કરી વનમાં ગયાં. દુઃખ એ માણસની કસોટી છે અને જેઓ તે કસોટીમાંથી પસાર થઈ જાય છે, તે આખરે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરુષાર્થો મેળવવા સમર્થ થાય છે. તે વાત મદાલસા અને ઋતુધ્વજના ચરિત્રમાં આપણને દૃષ્ટિએ પડે છે.

---

## દુઃશલા.

—o—



તરાષ્ટ્ર અને ગાંધારીની પુત્રી તથા દુર્યોધનાદિ સો ભાઈઓની બહેન દુઃશલા સિંધ દેશના રાજા જયદ્રથની સાથે પરણી હતી. ધૃતરાષ્ટ્રના પુત્રોની મતિ જ્યારે નઠારી હતી ત્યારે દુઃશલા ઘણી સારી મતિની પતિવ્રતા સ્ત્રી હતી. પાંડવો તરફના કૌરવોના અન્યાય જોઈને વારંવાર તે ગુસ્સે થતી અને જ્યારે દ્રૌપદીને સભામાં બોલાવી મંગાવીને તેમનાં વસ્ત્ર ખેંચવામાં આવ્યાં ત્યારે તો તેણે દુર્યોધન વગેરેને કહ્યું હતું કે 'ભાઈઓ ! તમને આ શું દુર્મતિ સૂઝી છે ? માતાના ઠેકાણાનાં આપણાં ભાભીને તમે સભામાં બોલાવી તેમની લાજ લીધી, એ શું તમે સારું કર્યું. ? જ્યારે પોતાના જ ઘરમાં આવો કલેશ અને દ્વેશ ઉત્પન્ન થાય છે ત્યારે માણસો નાશ પામે છે.' પિતાને તથા માતાને પણ તે વારંવાર કહેતી હતી કે, 'પાંડવો પણ તમારાં બાળક છે અને આવો કુટુંબક્લેશ ન થવા દેવો.'

સિંધ દેશમાં રાણી તરીકે તે પૂજાતી હતી અને રાજ-કુલ તેનું માન રાખતું હતું. કારણ કે, તે નાનાં મોટાંની મર્યાદા રાખી હમેશાં જ ધર્માનુસાર સદ્વર્તને ચાલનારી સ્ત્રી હતી. જયદ્રથ ક્રોધી અને અવ્યવસ્થિત મનનો રાજા હતો, છતાં દુઃશલા શાંત અને ધીરી હોવાથી રાજ્યવ્યવહાર સારી રીતે ચાલતો હતો. પાંડવો જ્યારે વનવાસમાં હતા ત્યારે એકવાર એકલાં પર્ણકુટીમાં બેઠેલાં દ્રૌપદીનું જયદ્રથ હરણ કરી ગયો હતો. પાંડવોનો માર ખાઈ તે જ્યારે પાછો આવ્યો ત્યારે પણ એ ગુસ્સે થઈ હતી. સત્ય અને ધર્મની શિખામણ તે જેમ વગર ભયે તેના ભાઈઓને આપતી હતી, તેમ દ્રૌપદીના હરણની કાળીટીલી લઈ જ્યારે જયદ્રથ ઘેર આવ્યો ત્યારે દુઃશલાએ તેને પણ ધર્મ અને સત્યનાં શિક્ષાવચનો કહ્યાં હતાં. તે બોલી કે—'તમે નણદોઈ થઈ દ્રૌપદીનું હરણ કરવા ગયા, તે બહુ જ ખોટું કર્યું એટલુંજ નહિ, પણ મોટું વૈર ઉભું કર્યું. ભીમ જંપવા દેશે નહિ. પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરનાર નાશ પામે છે.

તે પછી કૌરવ પાંડવો વચ્ચે જ્યારે યુદ્ધ થયું ત્યારે ન શોભે તેવાં વચનોથી તેણે પતિને રણે ચઢવાને ઉત્તેજન આપ્યું હતું. ધૃતરાષ્ટ્રના છોકરાંમાં દુઃશલા આ પ્રમાણે પોતાના ગુણથી સર્વને પ્રિય થઈ પડી હતી અને સાસરામાં પણ મોટું માન પામી હતી.

---

# માયાદેવી.

—o—



કપિલવસ્તુના રાજા શુદ્ધોદનને બે રાણીઓ હતી, તેમાંની મોટી રાણીનું નામ માયાદેવી હતું. માયાદેવી પુણ્યનો અવતાર હોય, તેમ પવિત્ર અને શુદ્ધાચારવાળી મહારાણી હતી. બે રાણીઓ હોવા છતાં રાજાને સંતાન નહિ હોવાથી વારંવાર તેઓ

શોક કરતા હતા. માયાદેવી રાજાને શોક કરતા જોઈ હમેશ કહેતાં હતાં કે 'રાજન્! સદ્‌વર્તન અને શુભ ભાવના જ મનુષ્યની મનઃકામનાઓ પૂરે છે. હું પવિત્ર છું, તેથી મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, આપ કોઈવાર પણ પુત્રમુખ જોવાને ભાગ્યશાળી થશો.'

સદાચારનું જીવન ગાળતાં ગાળતાં એકવાર રાણીને પ્રભાતમાં સ્વપ્ન આવ્યું અને ઉઠીને તુરત મહારાજનું મુખ જોઈ માયાદેવીએ કહ્યું કે, 'પ્રિયદર્શન ! મને હમણાં એવું સ્વપ્ન આવ્યું કે, જાણે મારી જમણી કુખ ચીરીને એક ધોળો હાથી તેમાં દાખલ થયો.' મહારાજાએ બ્રાહ્મણોને બોલાવી તેનું તાત્પર્ય પૂછ્યું તો તેમણે કહ્યું કે 'દેવીને આજથી ચઢતો દહાડો થયો છે અને એક રાજચક્રવર્તી કે ધર્મચક્રવર્તી પુત્ર તમને થશે.' સુવર્ણનાં દાન આપી રાજાએ આથી પ્રસન્ન થઈ બ્રાહ્મણોને સંતોષ્યા. પછી જ્યારે પૂરા દહાડા થયા ત્યારે માયાદેવી આર્ય કુટુંબોની રીત પ્રમાણે પતિનાં ચરણમાં પ્રણામ કરી પિયેર જવાને નીકળ્યાં. સુખાસન એવી પાલખીમાં બેસી તેઓ જતાં હતાં, એટલામાં લુંબુની નામે વનમાં તેમને પ્રસૂતિ થઈ અને તેમને પુત્રનો જન્મ થયો. આ સમયે દેવદુંદુભિ ગડગડ્યાં અને સર્વત્ર જયજયકાર થઈ રહ્યો, પરંતુ પુત્રનું મુખ જોઇ તેની માતા માયાદેવી પોતાની સપત્ની અને બહેનને નાનું બાળક સોંપી પરલોકવાસી થઈ. સતીઓનો વિશ્વાસ આ પ્રમાણે હમેશાં ખરો જ પડે છે.

---

## યશોધરા.

—o—



શુદ્ધોદન રાજાએ જાતસંસ્કાર કરી લાલન પાલનમાં એ કુંવરને ઉછેરી મોટો કર્યો અને સર્વાર્થસિદ્ધ એવું તેને અનુરૂપ નામ આપ્યું. સર્વાર્થસિદ્ધ ઉમ્મર લાયક થતાં જ રાજાએ તેને મોસાળ પક્ષની અનુરૂપ ગુણવતી યશોધરા

નામની સુંદર કન્યા સાથે સ્વયંવરથી પરણાવ્યો. આ કુમારને રાજા કદી પણ અશુભ બનાવ દેખાડતો ન હતો અને મોજ મઝામાં રાખતો હતો, તેમ છતાં પણ લોકોદ્ધારને માટે તેનું મન હમેશાં સંસારથી જૂદા જ વિચારો કર્યા કરતું હતું. 'સંસાર દુઃખમય છે અને સુખનું સાધન મારે શોધી કાઢવું તથા દુઃખી લોકને સન્માર્ગ બતાવવો' એમ તેને વારંવાર થયા કરતું હતું. સુખવૈભવમાં તેના જીવને આરામ કે આનંદ મળતો નહતો. એમ કરતાં કરતાં યશોધરાને ગર્ભ રહ્યો અને તેને પુત્ર આવ્યો. રાજા શુદ્ધોદન પુત્રના પુત્રનું મુખ જોવાને માટે તલસી રહ્યા હતો. સુવાવડ પછીનો યોગ્ય કાળ ગયા પછી તેણે પુત્રવધૂને ધામધૂમથી કપિલવસ્તુ તેડી.

યશોધરા 'રાહુલ'ને લઈ જીયાણાને આંણે આવી ત્યારે સર્વાર્થસિદ્ધે વિચાર કર્યો કે, "આ વળી એક બીજી બેડી મારા પગમાં પડી. વાત્સલ્યસ્નેહ સંસારત્યાગની આડે આવશે. માટે બહેતર છે કે, પુત્રનો સ્નેહ ચઢે ત્યાર પહેલાં જ હવે મારે અહીંથી ચાલ્યા જવું." રાહુલ કુંવર ઘેર આવવાથી જ્યારે રાજનગરમાં અને રાજગૃહમાં મોટો આનંદોત્સવ થઈ રહ્યો હતો ત્યારે સર્વાર્થસિદ્ધ આમ સંસાર-ત્યાગ કરીને ચાલ્યા જવાનો વિચાર કરતો હતો. રાત પડી ત્યારે યશોધરાની દાસીઓએ બાળ કુંવર લઈ આવી અંતઃપુરમાં સર્વાર્થ-સિદ્ધને બતાવ્યો ને ઓવારણાં લીધાં. રાજમહેલમાં અને અંતઃપુરમાં રોશની થઈ, નાચ મુજરા થયા અને સર્વે સુખથી સુઈ ગયાં ત્યારે એકલા સર્વાર્થસિદ્ધને મોડી રાત સુધી ઉંઘ આવી નહિ. ત્યાગ, ત્યાગ અને ત્યાગના જ વિચારો તેની આગળ પાછળ પ્રસરી રહ્યા હતા. મધ્ય રાત્રિએ તે પલંગમાંથી ઉઠ્યો. નીચે ઉતરી પોશાક પહેર્યો અને ફરીને પલંગ સામું જોયું તો સ્હોડમાં રૂપાળો છોકરો લઇને સુતેલી પ્રિયાને જોઈ. સર્વાર્થસિદ્ધની આંખોમાં તે વખતે પાણી ભરાઈ આવ્યાં, પણ સ્વસુખ કરતાં લોકહિતની ઉત્કંઠા પ્રબળ

હતી તેથી 'આ સર્વ ખોટું છે' એમ બોલી એકદમ મુખ ફેરવી ત્યાંથી તે નીચે ઉતર્યો અને સંસારસુખ, વૈભવ, પુત્રદારા આદિ સર્વનો ત્યાગ કરી વન તરફ ચાલી નિકળ્યો.

સવારના પહોરમાં જ્યારે માગધીઓએ યશોધરાને જગાડી અને 'સર્વાર્થસિદ્ધ ચાલ્યા ગયા છે' એવી વાત રાજકુટુંબમાં ગમગીની પ્રસારી રહેલી તેના જાણવામાં આવી ત્યારે, આ સંસાર તેને નિઃસાર લાગ્યો. તે આકુળ વ્યાકુળ થઈ 'હા પ્રિય ! હા પ્રિય !' એમ બોલતી વિવેક, વિચાર ને વાણીશૂન્ય થઈ રહી. નાનો કુંવર જાગતાં તેને લાવીને દાસીઓએ જ્યારે યશોધરાના ખોળામાં મૂક્યો ત્યારે, અત્યાર સુધી જે દિગ્મૂઢ જેવી થઈ બેસી રહી હતી, તે વધારે આક્રંદ કરતી પુત્રના સામું જોઈ ચોધાર આંસુ પાડતી પાડતી દયામણે મુખે રોઈ પડી કેઃ—

"નિરભાગીઓ રે, મોસાળથી ઘેર આવીઓ;
તે જ રાત્રિએ રે, તાતે સંસારને ત્યાગીઓ.

સુખ બાપનું રે, કરમે લખાવી ન લાવીઓ;
દુરભાગીઓ રે, ત્યારે કુંવર ! તું શે આવીઓ?"

બાળક અજ્ઞાન છતાં રડી ગયું, ત્યારે સ્નેહથી અભિભૂત થતી થતી તે જાણે તેનો તિરસ્કાર કરવાથી ખિન્ન થઈ હોય, તેમ ડસકું લઈ હાથથી કુંવરને ઉંચો કરી સ્નેહથી વળી વિલપવા લાગી કેઃ–

"બાળુ ! બાપુડા રે ! આ શું અચાનક નીવડ્યું ?
મારે તાહરે રે, માથે આ આભ ટૂટી પડ્યું.

# ભોગવતી.

---

આ પરમ સાધ્વી સ્ત્રી પૂર્વ દેશના રાજા **વિજયરાજની** પુત્રી હતી. તે ઘણી સ્વરૂપવાન્ અને સદ્‌ગુણી હતી. તેણે ઇતિહાસ, પુરાણ, આયુર્વેદ, અર્થશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો હતો. તે પરોપકાર, નીતિ, આચાર વિચાર, અને સ્ત્રી જાતિના ધર્મમાં પ્રવીણ હતી. **વિજયરાજે** પોતાની આ વિદ્વાન્ પુત્રીને **શૂરસેન** રાજાના પુત્ર **નાગરાજ** સાથે પરણાવી હતી. **નાગરાજ** ખરેખર નાગ જેવો, કદરૂપો અને ક્રૂર હતો. **વિજયરાજે** બીજાના મુખથી **નાગરાજનાં** વખાણ સાંભળીને જોયા વગર તેની સાથે **ભોગવતીનું** લગ્ન કર્યું હતું, તેથી પરિણામે તેને પસ્તાવું પડતું હતું. પરંતુ આ ચતુર અને સાધ્વી નારીએ પોતાની વિદ્યાના પરાક્રમથી પોતાનો સંસાર આખરે સુખરૂપ બનાવ્યો હતો. **ભોગવતી** જ્યારે સાસરે ગઈ, ત્યારે **નાગરાજ** પાઠશાળામાં ભણે છે, એવું ખોટું બહાનું કાઢીને તેનો મેળાપ થવા દીધો નહિ. કારણ કે **નાગરાજ** કદરૂપો અને અજ્ઞાન હોવાથી વિદ્વાન્ રાજકુમારીને તેની પાસે મૂકતાં તેઓ લજવાતાં હતાં. આ પ્રમાણે સ્વામીથી વિરક્ત રહેલી **ભોગવતી** પોતાના પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્તીને સાસુ સસરાની સેવા કરવા લાગી. થોડા વખત પછી જ્યારે આ સર્વ વાત **ભોગવતીના** જાણવામાં આવી, ત્યારે તે ખુશીથી પતિની પાસે ગઈ અને પોતાના સ્ત્રીધર્મ પ્રમાણે તેની સેવા કરવા લાગી. એક વખત તેના પતિએ તેને કહ્યું કેઃ—"તમે મારાથી કેમ ભય પામતાં નથી?" તેના ઉત્તરમાં **ભોગવતીએ** કહ્યું કેઃ—"સ્ત્રીને પોતાનો સ્વામી ઈશ્વરતુલ્ય છે. ઈશ્વરથી ભય કોણ પામે? સ્ત્રીને પતિ ગમે તેવો હોય, તોપણ તેની સેવા કરવી, એ જ તેનો મુખ્ય ધર્મ છે." એ રીતે તેણે સ્ત્રીધર્મનું વર્ણન કરી બતાવ્યું. **ભોગવતી** જેવી પરમ સાધ્વી અને વિદ્યાના ઉંચા સંસ્કારવાળી નારીના મુખની ઉત્તમ

જ્ઞાનની વાતો સાંભળીને **નાગ**રાજને જ્ઞાન પ્રાપ્ત થયું. તેણે **ભોગ**વતીને કહ્યું કેઃ—" ઓ ! સતી ! તમે મને ગોદાવરીમાં સ્નાન કરાવો, અને તેને કાંઠે મારા નામનું શિવાલય બંધાવો, એટલે હું મારાં અસલ સ્વરૂપને પામીશ." તે ઉપરથી **ભો**ગવતી સાસુ સસરાની આજ્ઞા લઇને પતિની સાથે ગોદાવરી ગઈ, અને તે પ્રમાણે કર્યું કે, **નાગ**રાજનો કદરૂપો ચહેરો બદલાઈ ગયો ને તે પોતાના અસલ રૂપમાં બદલાઈ ગયો. પછી તે બંને પાછાં પોતાના શહેરમાં આવ્યાં, પણ **નાગ**રાજના ન્હાના ભાઇઓએ તેને ઓળખી ન શકયાથી પેસવા દીધાં નહિ. **નાગ**રાજે તેમની સાથે લડાઈ કરવાની તૈયારી કરી. તે જોઇને **ભો**ગવતીએ વિચાર કર્યો કે, લડાઈ થવાથી મારા પુત્રરૂપ દીએરોનો નાશ થશે, માટે બધા ભાઇઓમાં સ્નેહ અને સંપ રહે તેમ કરવું, એ મારો ધર્મ છે. એવો વિચાર કરીને તેણે પોતાના પતિને નમ્રતાપૂર્વક કહ્યું કેઃ—

"સ્વામીનાથ ! આપ તો સદ્ગુણી છો, માટે આપની અલ્પ બુદ્ધિવાળી દાસીની વિનતિ ધ્યાનમાં લેશો. આપ જાણો છો કે, ભાઇઓ વિના મોટો મહીપતિ પણ ગરીબ જેવો લેખાય છે. ભાઇઓ જમણી બાજુ કહેવાય છે. જેને ભાઇઓમાં સંપ છે, તે ગરીબ હોય તોપણ પૃથ્વીપતિ જેવા સુખી ગણાય છે. આ સંસારમાં ભાઈઓની સહાયતાની ઘણી જરૂર છે. ભાઇઓ વિના પૃથ્વીપતિ થવાતું નથી, એવું ઈન્દ્રને ભાઈ કરી મહાત્મા કશ્યપના પુત્ર **વામને** સિદ્ધ કરી આપ્યું છે. ભાઇઓથી જૂદા પડી થતો લાભ, તે લાભ જ સમજવો નહિ. ભાઇઓ સાથે રહેતાં હાનિ થાય, તોપણ તેને લાભ સમજવો. જે નિર્ધન છે, તે પણ બાંધવરૂપી ધનને પોષે છે, તે જ ધનવાળો છે. પરંતુ જે ધનવાળો પણ જો બાંધવને પોષતો નથી તો તે નિર્ધન છે. બંધુ એ જ અમૃતનો સાગર છે. એની મદદથી લક્ષ્મી મળવી દુર્લભ નથી. બંધુ વિના આપત્તિમાંથી કોણ ઉગારે ? અરે ! ભાઇઓના સ્નેહને કોઈની ઉપમા અપાઈ શકાતી

નથી. માટે પ્રાણનાથ! મારું કહ્યું માનો કે ન માનો, એ આપની મરજીની વાત છે, પરંતુ યુદ્ધમાં તો જય પરાજયનો કંઈ ભરોસો નથી, માટે મારી વિનતિ એવી છે કે, ત્રણ દિવસ સુધી યુદ્ધ બંધ રાખો અને એ ત્રણે દિવસ **વા**મનવિજય, **ધ્રુ**વચરિત્ર તથા **ભ**રતચરિત્રનાં નાટક સર્વે ભાઇઓ જુવો."

સતીનો ઉપર પ્રમાણેનો બોધ **ના**ગરાજે લક્ષપૂર્વક સાંભળ્યો. તેમ જ તેના બીજા ભાઇઓએ પણ સાંભળ્યો, તેથી તેઓએ એક મત થઇને તેના કહેવા પ્રમાણે ત્રણ દિવસ સુધી નાટક જોયાં. પછી **ના**ગરાજે નિશ્ચય કર્યો કે, મારે યુદ્ધ કરવું નથી. નાના ભાઇઓ પ્રત્યે મારો શો ધર્મ છે, એ મારા જાણવામાં આવ્યું. હવે મારે રાજ્ય જોઇતું નથી. એવું વિચારી તેણે પોતાના ભાઇઓને કહ્યું કેઃ-'તમે મારો ભય રાખ્યા વગર હવે સુખેથી રાજ કરો.' તેના ચાર નાના ભાઇઓએ પણ મોટા ભાઇપ્રત્યે શો ધર્મ છે એ જાણ્યું, તેથી તેઓ પસ્તાવો કરી હાથ જોડીને **ના**ગરાજને કહેવા લાગ્યા કે, 'વડીલ બંધુ! અમે જે કંઈ કહ્યું હોય, અથવા અમારો જે કંઇ અપરાધ હોય, તે કૃપા કરીને ક્ષમા કરો. અમારે તો તમારી સેવા કરવી, એ જ રાજ્ય છે.' એવું કહીને **ના**ગરાજને બહુ આગ્રહ-પૂર્વક શહેરમાં લાવીને, તેને રાજ્યાભિષેક કરાવ્યો. સતી **ભો**ગવતીના વિનયના અને સદ્ગુણનો કેવો પ્રભાવ? તેણે જ પોતાની વિદ્વત્તા અને મહાન્ ગુણોના પ્રતાપવડે **ના**ગરાજ જેવા કદરૂપા પતિને સેવી, તેને સ્વરૂપવાન્ કર્યો તથા પતિના બાંધવોમાં સ્નેહ અને સંપનું રાજ્ય સ્થાપન કર્યું. એ સાચી સતી વગર બને તેવું નહતું. ધન્ય છે **ભો**ગવતી, તમારી સાચી ભક્તિને તથા પતિવ્રતપણાને!

---

## રેવતી.

સતી રેવતી એ રેવત દેશના રાજા રૈવત–(ઇંદ્રદ્યુમ્ન)ની પુત્રી અને શ્રીકૃષ્ણના વડીલ બંધુ બળભદ્ર (બળદેવ)ની પત્ની થાય. તે ૩૫ ગુણમાં તથા જ્ઞાનમાં અનુપમ હતી. તે પિતાને ઘેર જ્યારે લાયક ઉમ્મરની થઈ, ત્યારે રાજાએ ઋષિમંડળને બોલાવીને પૂછ્યું કે, આ મારી પુત્રીનો વિવાહ કોની સાથે કરવો? તેને વરવા યોગ્ય કોઈ વર હોય તો મને બતાવો. એ ઉપરથી સર્વ સભાએ પૂર્ણ વિચાર કરીને જણાવ્યું કે, હે રાજન્! તમારી પુત્રીને સર્વ પ્રકારે યોગ્ય એવો એક વર છે અને તે દ્વારિકાના રાજા વસુદેવનો મોટો પુત્ર બળભદ્ર છે. તે મહાન્ પરાક્રમી, સ્વરૂપવાન્, ગુણવાન્ અને નીતિનિપુણ છે. માટે તેની જ સાથે તમારી પુત્રીને પરણાવો. આ સલાહ ઉપરથી રૈવત રાજાએ રેવતીનો વિવાહ બળરામ સાથે શાસ્ત્રવિધિથી કર્યો હતો. આ જોડું સર્વ પ્રકારે એકરૂપ જ હતું અને તેમનાં અંતઃકરણો જોડાયલાં હતાં. માત્ર દેખાવમાં શરીર જ જૂદાં હતાં. સતી રેવતીએ પોતાના પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલીને પતિની ઘણી પ્રીતિ સંપાદન કરી હતી. તે પોતાના સતીત્વના પ્રભાવે પ્રજામાં એટલી તો માન પામીને પૂજ્ય થઈ ગઈ છે કે, આજે પણ લોકો દ્વારિકા, ગીરનાર વિગેરે તીર્થક્ષેત્રોમાં તેના નામના કુંડમાં સ્નાન કરીને પોતાને પવિત્ર થયેલા માને છે.

---

## મહાશ્વેતા.

આ સતી ચંદ્રના કિરણોમાંથી ઉત્પન્ન થયેલા અપ્સરાના કુળમાં ઉત્પન્ન થઈ હતી. તેના પિતાનું નામ હંસ અને માતાનું નામ ગૌરી હતું. તે પોતાનાં માતપિતાની સાથે હેમકૂટ નામના પર્વત

ઉપર મોટા લાડકોડમાં ઉછરી હતી. વ્યવહાર, નીતિ તથા ધર્મ-જ્ઞાન તેને તેનાં માતાપિતા તરફથી વારસામાં ઉતર્યાં હતાં. આવ્યા ગયા ઋષિમુનિઓની સેવાથી, તથા તેઓના ઉપદેશથી તેનું ચરિત્ર ઉન્નત થયેલું હતું. એક સમયે જ્યારે વસંત ઋતુની બહાર ખીલી નીકળી હતી ત્યારે મહાશ્વેતા પોતાના માતા તથા સખીઓની સાથે હિમાચલ પર્વતની તળેટીમાં આવેલા અચ્છોદ સરોવરપર સ્નાન કરવાને ગઈ હતી. તે સમયે તે પોતાની સખીઓ સાથે વનશ્રીની શોભા નિહાળતી નિહાળતી આમ તેમ ફરતી હતી, એટલામાં દિવ્ય સુગંધે તેનાં મનને વિશેષ કૌતુકમાં નાખ્યું. તે ઉપરથી તેણે આગળ ચાલીને જોયું તો, બે મુનિ કુમારો તેની દૃષ્ટિએ પડ્યા. તેમાંના એક અત્યંત રૂપસંપન્ન મુનિકુમારે કાનપર મૂકેલી પુષ્પમંજરીની સુગંધથી તે પ્રદેશ સુવાસિત થઈ રહ્યો હતો. મહાશ્વેતા આ મુનિકુમારનાં સૌન્દર્યપર મોહી પડી. બીજી તરફથી પેલા મુનિકુમારની દશા પણ તેવી જ થઈ પડી. તે પછી મહાશ્વેતાએ ધ્રુજતા હોઠે લજ્જાતાં લજ્જાતાં મુનિકુમારના મિત્રને પૂછ્યું કે, "આ તમારા મિત્ર કોણ ને કોના પુત્ર છે અને તેના કાનપર રહેલી પુષ્પમંજરી કયા વૃક્ષની છે?" તે યુવકે ઉત્તર આપ્યો; "મારા મિત્ર શ્વેતકેતુ મુનિના લક્ષ્મીથી ઉત્પન્ન થયેલા પુત્ર છે. તેનું નામ પુંડરીક છે. તેના કાનપર રહેલી પુષ્પ-મંજરી પારિજાતિકની છે અને નંદનવનના દેવતાએ તેમને તે અર્પણ કરેલી છે."

આ રીતે મહાશ્વેતા અને મુનિકુમારનો મિત્ર વાત કરતાં હતાં, તેવામાં પુંડરીક ત્યાં આવીને મહાશ્વેતાને કહ્યું:–લ્યો! તમને ગમતી હોય તો પહેરો તમારા કાનમાં. એમ કહીને મુનિકુમારે પોતે તેના કાનમાં પુષ્પમંજરી પહેરાવી. પરંતુ કામના પરાધીનપણાંને લીધે તે વખતે મુનિકુમારના હાથમાંથી માળા નિચે સરી પડી. તે મહા-શ્વેતાએ પોતાના કંઠમાં પહેરી લીધી અને તે મુનિકુમારને પ્રણામ કરીને હેમકૂટ તરફ જતી, પોતાની માતાની પાછળ જવા માટે

ત્યાંથી ચાલી. હાથમાંથી માળા પડી ગઈ, તે જોઇને મિત્રે મુનિકુમારને ઠપકો આપ્યો, એટલે **મહાશ્વેતા**ના મનમાં વસેલો મુનિકુમાર બનાવટી ક્રોધ કરીને, **મહાશ્વેતા**ને કહેવા લાગ્યો, "તમે મારી માળા આપ્યા વિના જશો નહીં, માળા આપીને પછી જજો !" એટલે **મહાશ્વેતા**એ પોતાનો એકાવળી હાર ઉતારીને **પુંડરીક**ના હાથમાં મૂકયો, છતાં પણ **પુંડરીક** તેને ઓળખી શકયો નહીં. તે પછી **મહાશ્વેતા અચ્છોદ** સરોવરમાં નાહીને પોતાની માતા સાથે **હેમકૂટ**માં આવી; પરંતુ તેનું મન **પુંડરીક**ની જ પાસે રહ્યું. એટલામાં તેની એક દાસી, કે જે પાછળ રહી હતી, તેણે એક પત્રિકા **મહાશ્વેતા**ને આપીને કહ્યું; 'બહેન ! તમને જેણે પોતાના હસ્તકમળથી પુષ્પમંજરી પહેરાવી હતી, તેણે જ આ પત્રિકા મોકલાવી છે. **મહાશ્વેતા** અનેક મનોરથોની વચ્ચે મોટા હર્ષથી તે પત્રિકા વાંચીને વિશેષ અધીરી થઇ પડી અને તેના વિષે દાસીની સાથે વાતો કરવા લાગી. તેટલામાં એક મુનિકુમારે તેના બારણાપર આવીને **મહાશ્વેતા**ને પોતાના આવવાના સમાચાર પહોંચાડ્યા કે, **મહાશ્વેતા**એ તેને અંદર બોલાવ્યો. આ **પુંડરીક**નો પ્રિય મિત્ર કપિંજલ હતો. તેણે પોતાના મિત્રની દુર્દશા **મહાશ્વેતા**ને નિવેદન કરતાં કહ્યું કે; 'મેં મારા મિત્રને ઘણાએ ઉપદેશો આપ્યા છે, પરંતુ મારા બધા ઉપદેશો નિષ્ફળ ગયા પછી હું તમારી પાસે આવ્યો છું. તમારા સમાગમ વિના **પુંડરીક**ના પ્રાણ બચે એમ મને જણાતું નથી.' આનો ઉત્તર **મહાશ્વેતા** આપવા જતી હતી, એટલામાં "માજી આપની પાસે આવે છે" આવા સમાચાર સખીદ્વારા મળતાં કપિંજલ ગભરાટમાં પડી ગયો અને **મહાશ્વેતા**ની આજ્ઞા લઇને ત્યાંથી ચાલતો થયો. માતા આવીને તે પુત્રીને કુશળ સમાચાર પૂછીને ગઈ કે, **મહાશ્વેતા**એ **પુંડરીક**ની પાસે જવા માટે તયારી કરી અને રાત્રિ થઇ કે, શણગાર સજીને પોતાની સખી **તરલિકા**ને સાથે લઈ **પુંડરીક**ની પાસે જવાને નિકળી. બીજી તરફ **પુંડરીક** પણ **મહાશ્વેતા**નાં મુખ દર્શનને તલસતો તલસતો **મહાશ્વેતા**ના

વિયોગમાં જ મરણ પામ્યો. મિત્રના મરણથી કપિંજલ છાતીફાટ રડવા લાગ્યો, હર્ષભેર ભેટવા આવતી મહાશ્વેતાના એ આનંદે પણ તુરત શોકનું રૂપ ધારણ કર્યું. તેણે પણ છાતીફાટ રૂદન કરવા માંડ્યું. પોતાના માણપતિની સાથે બળી મરવાનો નિશ્ચય કર્યો અને ચિતા તયાર કરાવી, એટલામાં એક પુરૂપ આકાશમાંથી ઉતરીને બોલ્યો—'પુત્રી મહાશ્વેતા ! તું પ્રાણત્યાગ કરીશ મા, તને તારા પ્રિયતમનો સમાગમ થશે.' આમ કહીને તે પુંડરીકને આકાશ માર્ગે ઉપાડી ગયો. એટલે કપિંજલ પોતાના મિત્રના શબને છોડવવા માટે તેની પાછળ ઉડ્યો. પાછળ એકલી પડેલી મહાશ્વેતાએ આખી રાત્રિ વિલાપમાં ગાળી કાઢી. આંસુથી ભીંજાઈ ગયેલા ને ગાલપર ચોંટી ગયેલા, ધુડધુડ ભરેલા વિખરાયલા વાળથી તેનું આખું મુખ ઢંકાઈ ગયું હતું, ધાંટો પાડીને રડવાથી તેનો કંઠ પણ બેસી ગયો હતો. તેણે તરલિકા સાથે આખી રાત્રિ અચ્છોદ સરોવરના તીરપર રડવામાં જ ગાળી કાઢી.

બીજે દહાડે પ્રભાતમાં ઉઠીને, સરોવરમાં સ્નાન કર્યું અને તે મુનિકુમારનાં કમણ્ડલ, વલ્કલવસ્ત્ર, તથા માળા વગેરે ધારણ કરી, સફેદ સાડી પહેરી, તે જ સરોવરના તીર ઉપર આવેલી એક ગુફામાં વાસ કર્યો અને નજીકનાં એક પુરાતન મંદિરમાં બિરાજતા શંકરની સવાર સાંજ આરાધના કરવા માંડી. મહાશ્વેતાની આવી દુર્દશા સાંભળીને તેના માતપિતાને પણ પારાવાર શોક થયો. તેની સખી કાદમ્બરી, કે જે નાની વયથી જ મહાશ્વેતાની સાથે ઉછરીને મોટી થઇ હતી અને જે તેનો બીજો પ્રાણ હતી, તેમણે તો પોતાની સખી વિધવા થવાના ખબર મળતાંને વાર, નહિ પરણવાનું આકરું પણ લીધું. આમ તમામ સ્નેહીઓમાં મોટો શોક પથરાઈ ગયો. હવે તે પુંડરીક બીજા જન્મમાં ઉજ્જયિનીના રાજા તારાપીડના મંત્રી શુકનાસને ત્યાં વૈશંપાયનને નામે અવતર્યો. તે એક વખતે

રાજકુમાર ચંદ્રાપીડની સાથે દિગ્વિજય માટે ગયો હતો. ત્યાંથી અચ્છોદ સરોવરની આસપાસ ફરતાં ફરતાં તેમની મહાશ્વેતાપર દૃષ્ટિ પડી, એટલે પૂર્વજન્મના પ્રેમથી તેનું મન તેનાપર ઠર્યું. એક વખતે મહાશ્વેતા શિલાતલપર સુતી હતી, તે સમયે વૈશંપાયને તેની પાસે જઇને તેને કઠોર વચન કહ્યું; તેથી બ્રહ્મચર્યવ્રતમાં કાળ ગાળતી મહાશ્વેતા ક્રોધાંધ થઇને બોલી; ' અલ્યા ! તું સમજ્યા વિના પોપટની પેઠે વચન બોલે છે, માટે તારો જન્મ પોપટમાં થશે.' આમ કહેતાં જ તે ધરણીપર ઢળી પડીને પોપટની જાતિમાં અવતર્યો અને જાબાલી મુનિના આશ્રમમાં તેણે વાસ કર્યો; ત્યાં ઉછરીને મોટો થયો ને પાંખો આવવાથી આમ તેમ ઉડવા લાગ્યો. એક દિવસે આહાર કરવાને બાહાને ઉડીને તે આશ્રમની બહાર ગયો. ત્યાં પારધીની જાળમાં પકડાઇ ગયો અને એક ચંડાળકન્યા કે જે લક્ષ્મીનો અવતાર હતી તે, તે પોપટને સોનાનાં પાંજરામાં પૂરીને, શુદ્રક રાજાની રાજસભામાં લઈ ગઈ ત્યાં આગળ તેના શાપનો અંત આવતાં, પોપટનો દેહ તજીને પુંડરીક પાછો પોતાના સ્વરૂપમાં બદલાઇ ગયો અને કપિંજલ સાથે આકાશમાંથી ઉતરીને મહાશ્વેતાની પાસે આવ્યો. મહાશ્વેતા જે ઘણાં વર્ષો થયાં જોગણ બનીને પોતાના પતિનું નામ રટતી અચ્છોદ સરોવરના તટ ઉપર એકાંત જીવન ગાળતી હતી, તે પોતાના પાતિવ્રત્યના મહિમાથી આજે ઘણે વર્ષે પોતાના પતિને હર્ષભેર ભેટીને પરમ સુખ પામી અને પોતાની પાછળ પોતાનું ઉજ્જ્વળ ચરિત્ર બીજી રાજકુમારીઓને ધડો લેવા માટે મૂકી ગઈ.

# કાદમ્બરી.

—०—



પતિવ્રતા શિરોરત્ન કાદંબરી ગંધર્વના રાજા ચિત્રરથથી મદિરાને પેટે જન્મી હતી. પિતાને સંતાનમાં માત્ર તે જ એક પુત્રીરત્ન હતું. તેથી પિતાના ઘરમાં તે મોટા લાડકોડમાં ઉછરી હતી. તે સાહિત્ય, ઉપરાંત ઇતિહાસ, પુરાણ અને કળાશાસ્ત્રમાં કુશળ હતી. વળી તેણે મહાશ્વેતા જેવી વિદુષી સખીની સાથે પોતાનું બાલ્ય વય ગાળ્યું હતું. કાદંબરી ઉમરમાં આવી, એટલે તેને માટે ગુણવાન પતિની શોધ થવા માંડી, એવામાં મહાશ્વેતા વિધવા થવાના સમાચારે કાદંબરીના હૃદયમાં મોટો આઘાત કર્યો. તેનું ઉત્સાહ ભર્યું હૃદય એકદમ શોકાંધકારથી છવાઈ ગયું. અત્યાર સુધી તેને પરણવાની ઘણી જ ઇચ્છા હતી, પરંતુ પોતાની સખી સૌભાગ્યસુખ ગુમાવી બેઠી છે, અને તેનું વિશ્વવિજયી લાવણ્ય હમેશાંને માટે નિરર્થક થઈ પડ્યું છે. આવા હૃદયભેદક સમાચાર સાંભળતાં જ, કાદંબરી શોકથી અને મોહથી બાવરી બની ગઇ, હૃદય વગરની થઈ ગઈ. તેનાં માતપિતાએ કાદંબરીને બહુ બહુ સમજાવી, ઘણા ઘણા ઉપદેશો આપ્યા, અનેક દૃષ્ટાંતોથી આશ્વાસના કરી. પરંતુ કાદંબરી નહિ પરણવાનું પણ લઈ બેઠી. આ ખબર મહાશ્વેતાને પડતાં તેણે કાદંબરીને સમજાવવા માટે પોતાની સખી તરલિકાને મોકલી અને કહેવરાવ્યું કે, સખી! હું ઘોર આપત્તિમાં આવી પડી છું, તેમાં તું શામાટે વધારો કરે છે? તને જો મારાપર સ્નેહ અને મમતા હોય અને તારાં માતપિતાને તથા તારી આ હતભાગિણી સખીને, જો સુખી કરવાને તું ધારતી હોય તો હઠ છોડી દઈને, ગુરુજનની આજ્ઞા માન!

**તરલિકાએ મહાશ્વેતાનો સંદેશો કાદંબરીને કહ્યો.** તે વખતે **કાદંબરીએ** ચોધારાં અશ્રુ પાડીને રડવા માંડ્યું અને પછી **મહાશ્વેતાપર** કેયૂરકદ્વારા સંદેશો મોકલાવ્યો કે, સખિ **મહાશ્વેતા!** તારા કહેવાપર લક્ષ્ય આપ્યું છે. તું જાણે છે કે, મારું હૃદય નિર્મળ પ્રેમથી ભરેલું છે, તો પછી તને આવો કઠોર સંદેશો કહેવરાવવાનું શું પ્રયોજન હતું? સ્વસ્થ મનવાળું કોઈ પણ મનુષ્ય પરિણામે નાશ થઈ જનારા વિષયોમાં કદી પણ મનને પરોવે જ નહીં. સખીનાં દુઃખથી દુઃખી થયેલાં હૃદયને તે વળી સુખની શી આશા! નિવૃત્તિ કેવી! પતિસમાગમ કેવો? **સૂર્યનારાયણ** આથમી ગયા પછી **નલિની** શોકાતુર થાય છે ત્યારે નિત્ય તેની પાસે રહેનારી સખી **ચક્રવાકી** પણ પોતાના પતિના સહવાસનું સુખ છોડી દે છે. તો પછી મારા જેવી સ્ત્રીઓ પોતાની દુઃખી સખીને માટે તેમ કરે, તેમાં આશ્ચર્ય શું! મારી સખી પતિના વિરહથી પીડાઈને પરપુરુષનું દર્શન સુદ્ધાં તજી બેઠી છે. તો પછી મારા મનમાં પણ પરપુરુષનો કેમ વાસ થાય? જ્યારે મારી વહાલી સખી પતિનો વિયોગ થવાથી વિધવાવ્રત ધારણ કરીને પોતાના કોમળ શરીરને સુકવી નાંખવાને તયાર થયેલી છે, તો પછી હું કેવળ મારાં પોતાનાં સુખને માટે સ્નેહીઓને ગણકાર્યા વિના પરણી બેસું, એ તે ઠીક ગણાય કે? તારા ઉપરના પ્રેમને લીધે મેં વિનયને વિસાર્યો છે, વડીલોનાં વચનોનું ઉલ્લંઘન કર્યું છે, સ્ત્રીઓને આભૂષણરૂપ ગણાતી લજ્જાને પણ કોરણે મૂકી છે. આ બધું મેં મારી એક પ્રિય સખીને માટે કર્યું છે. હવે હું તને હાથ જોડીને કહું છું કે, તું મારાપર કૃપા કરીને ફરી તે વાત માટે મને આગ્રહ કરીશ મા. મારો જીવ પણ તારી જોડે વનમાં જ રહેલો છે.

**મહાશ્વેતાએ સર્વ સંદેશો સાંભળ્યા પછી, કેયૂરકને જવાની આજ્ઞા આપતાં કહ્યું કે; 'કેયૂરક! હું જાતે આવીને ઘટતું કરીશ. તું જા.' એટલે કેયૂરક હેમકૂટ તરફ પાછો ગયો.**

તે સમયે **ભરતખંડમાં તારાપીડ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેનો પુત્ર **ચંદ્રાપીડ** સર્વ વિદ્યાકળામાં પાવરધો થયા પછી, પોતાના પિતાની આજ્ઞા લઇને, પોતાના મંત્રી **વૈશમ્પાયન** તથા મોટી સેના સાથે દિગ્વિજય કરવાને નિકળ્યો હતો. તે દિગ્વિજય કરતો કરતો **હિમાચળના** પ્રદેશમાં આવ્યો ત્યારે તેણે એક કિન્નરનાં જોડાંને હસતું રમતું દીઠું, એટલે તેની પાછળ પોતાના ઘોડાને ખંખેરી મૂક્યો. તે કિન્નરનું જોડું તો ક્યાંઈ પણ અલોપ થઈ ગયું. પણ તે ફરતો ફરતો આપણી **કાદંબરીની** સખી **મહાશ્વેતા** જ્યાં આગળ બેઠી બેઠી **શંકરનું** આરાધન કરતી તપશ્ચર્યા કરતી હતી, ત્યાં આગળ આવી ચઢ્યો અને દેવકન્યા જેવી **મહાસ્વેતાને** તપશ્ચર્યા કરતી જોઇને તે આશ્ચર્યમાં પડી ગયો. **મહાશ્વેતાએ** અતિથિ તરિકે આવેલા તે રાજકુમારનું સન્માન કર્યું અને પછી તેમના વિવેકપૂર્વક પ્રશ્ન ઉપરથી તેણે પોતાની તપશ્ચર્યાનું કારણ કહી બતાવ્યું, એટલામાં **કાદંબરી** તરફનો સંદેશો આવતાં તેણે જાતે જ **કાદંબરીના** મનનું સમાધાન કરવાનું કહીને તેના સેવકને રજા આપી અને **ચન્દ્રાપીડને** વિનતિ કરતાં કહ્યું કે—હે મોટા ભાગ્યશાળી રાજકુમાર! **હેમકૂટ** રમણીય પ્રદેશ છે ને ત્યાં **ચિત્રરથ** રાજા રાજ્ય કરે છે, માટે તમને જો કોઇ પણ જાતની અડચણ ન હોય તો ત્યાં પધારો! આપણે સાથે જ **હેમકૂટપર** જઇશું ને મારી સખી **કાદંબરીને** સમજાવશું. પછી તમે ત્યાંથી પાછા સ્વદેશ જજો. સારા મનુષ્યનો સમાગમ દુઃખી મનુષ્યોને આનંદદાયક થઈ પડે છે. તમારાં દર્શનથી મારાં દુઃખી હૃદયને આશ્વાસના મળી છે. **ચન્દ્રાપીડે** ઉત્તર આપ્યો; '**ભગવતિ!** જ્યારથી તમારાં દર્શન થયાં છે ત્યારથી જ આ શરીર તમારા આધીન છે. જે યોગ્ય લાગે તે આજ્ઞા નિઃશંકપણે કરો!'

આ પ્રમાણે બન્ને જણાં વચ્ચે વાતચિત થયા પછી, તેઓ બન્ને **હેમકૂટ** ઉપર ગયાં.

હેમકૂટમાં કાદંબરીનો પિતા ચિત્રરથ રાજા રાજ્ય કરતો હતો અને ત્યાંનો સર્વ વૈભવ દેવતાઇ હતો. મહાશ્વેતા અને ચંદ્રાપીડ મોટા રાજમાર્ગને ઉલ્લંઘીને કાદંબરીના રાજમહેલમાં દાખલ થયાં. ત્યાં કાદંબરી હજારો કન્યાઓના સમૂહ વચ્ચે બેઠી હતી. તેનું રૂપલાવણ્ય અનુપમ હતું. તેણે કંઠમાં, કાનમાં અને પગમાં મોતીનાં અને હીરાનાં આભરણો પહેર્યા હતાં. ચંદ્રાપીડ કાદંબરીનું અનુપમ રૂપ જોઇને, મનમાં અનેક મનોરથો ઘડવા લાગ્યો, એટલામાં તો કાદંબરી ઉત્કંઠાથી ઉઠીને મહાશ્વેતાને કંઠે વળગી પડી. મહાશ્વેતા પણ ઘણા હર્ષથી કાદંબરીને ભેટીને બોલી; 'બહેન ! ભરતખંડના રાજા તારાપીડના આ રાજકુમાર પુત્ર થાય છે અને દિગ્વિજય કરતા કરતા આ ભૂમિમાં આવી ચઢ્યા છે. એમને જોયા ત્યારથી જ તેમની સાથે મારે પણ નિર્મળ મિત્રતા થયેલી છે.'

એટલે કાદંબરીએ દૂર ઉભાં ઉભાં જ હાવભાવથી ચંદ્રાપીડને પ્રણામ કર્યા અને પોતે મહાશ્વેતાની સાથે પલંગપર બેઠી; જ્યારે પાસેના એક આસન ઉપર ચંદ્રાપીડ બેઠો. તે પછી બન્ને સખીઓ વચ્ચે વાતચિત ચાલી અને કાદંબરીએ મહાશ્વેતાને પાનની બીડી આપવા માંડી. તે જોઇને મહાશ્વેતાએ કહ્યું; 'સખી ! અમે તો બધાંએ લીધી છે. પરંતુ આ ચંદ્રાપીડને આપ.' તેના ઉત્તરમાં કાદંબરી બોલી; 'વહાલી બેન ! સહવાસ ન હોવાથી હું એટલું બધું સાહસ કરતાં શરમાઉં છું, માટે તું જ તેને આપ !' પરંતુ મહાશ્વેતાએ વારંવાર પાનની બીડી આપવા માટે જ્યારે આગ્રહ કર્યો ત્યારે કાદંબરીએ કંપતે શરીરે અને હાંફતે હૃદયે આડી નજર રાખીને બીડી આપવા માટે પોતાનો હાથ લાંબો કર્યો, અને મારો જીવ તમારે આધીન છે, એમ કહેતી હોય તેમ તેણે પાનની બીડી ચંદ્રાપીડના હાથમાં મૂકી, જેને ચંદ્રાપીડે મોટા હર્ષથી સ્વીકારી લીધી.

તે પછી બન્ને સખીઓ વચ્ચે વાતચિત થતી હતી, એટલામાં કંચુકીએ ખબર આપી કે, પિતા ચિત્રરથ અને માતા મદિરા

મહાશ્વેતાને મળવાને આવે છે. એટલે મહાશ્વેતાએ ઉભાં થતાં થતાં કાદમ્બરીને પૂછ્યું કે, 'ચંદ્રાપીડ કયાં ઉતારો લેશે ?' કાદંબરીએ હસીને ઉત્તર આપ્યો; 'સખિ ! એ બાબતને માટે વળી પ્રશ્ન શો ? જ્યાં તેમની ઇચ્છા હોય ત્યાં ભલે વિશ્રામ કરે.' એટલે મહાશ્વેતાએ પ્રમદ વનમાં આવેલા મણિમહેલમાં ઉતારો આપવાનું કહીને, તે ચિત્રરથને મળવા માટે ગઈ.

ચંદ્રાપીડ મહાશ્વેતાની સાથે જ કાદંબરીના મહેલમાંથી નીકળી મણિમહેલમાં ગયો અને ત્યાં એક મોટા પલંગપર વિશ્રાંતિ લેવા લાગ્યો. નાહીને ભોજન કર્યું, એટલામાં મદલેખા ચંદનાદિકનો બનાવેલો અંગરાગ તથા ચંદ્રમાને પણ લજવે એવો પુષ્પનો હાર લઇને આવી અને ચંદ્રાપીડના શરીર ઉપર ચંદનનો લેપ કર્યો અને માલતીના પુષ્પનો મુકૂટ તેના માથા ઉપર મૂકયો તથા કેટલાંએક વિજયનાં વચનો કહેતાં કહેતાં, ચંદ્રાપીડના કંઠમાં મોટો હાર નાંખ્યો.

ચંદ્રાપીડે કાદંબરી તરફની સેવા સ્વીકાર્યા પછી, મદલેખાને કહ્યું; 'અલિ મદલેખા ! હું તને શું કહું ? તું ચતુર છે. તેં કહવાનું બધું કહ્યું છે.' બીજી તરફ કાદંબરી પણ પોતાના મહેલની અગાસીપર ચઢી ચંદ્રાપીડને નિહાળવા લાગી. એટલામાં સાયંકાળનો સમય થયો કે ચંદ્રાપીડ શય્યામાં સુતો. તે વખતે કેયૂરકે આવીને કહ્યું કે, કાદંબરી આપને મળવા માટે આવે છે. એટલે ચંદ્રાપીડ ઉઠીને બેઠો થયો. એટલામાં કાદંબરી પણ ત્યાં આગળ આવી અને ભૂમિપર બેસી ગઈ. ચંદ્રાપીડ પણ ભૂમિપર જ બેસી ગયો. તે પછી ચંદ્રાપીડે કહ્યું, 'દેવિ ! હું ઘણો વિચાર કરીને શોધું છું, તોપણ મારામાં એવો કોઈ પણ ગુણ હું નથી જોતો કે, આ સેવક આટલી બધી કૃપાનું પાત્ર હોય. ટુકામાં કહેવાનું કે, આ મારું જીવતર, મારું શરીર અને મારી ઇન્દ્રિયો એમાંથી ગમે તેને સ્વીકારીને એની મોટાઈમાં વધારો કરો !' આમ વાત ચાલતી હતી, તેટલામાં વચ્ચે મદલેખા

બોલી; 'રાજકુમાર ! તમે વારંવાર પોતાને સેવક શબ્દથી બોલાવો છો, તેથી અમારી સખીને દુઃખ લાગશે. તમારું સર્વસ્વ અમારી સખીએ સ્વીકાર્યું છે. માટે હવે બીજી વાતો કરવી રહેવા દ્યો. કહો ! ભરતખંડની શોભા કેવી છે ? ઉજ્જયિની નગરી કેવી છે ? તારાપીડ રાજાની શી ખબર છે ? વિલાસવતીને કેમ છે ? શુકનાસ કેવા છે ? તમારી નગરી અહીંથી કેટલી દૂર છે ? વગેરે વાર્તાચિતો થયા પછી કાદંબરી પોતાના મહેલમાં જઇને મોડી રાત્રે સુઈ ગઈ. બીજી તરફ ચન્દ્રાપીડ પણ પોતાના મહેલમાં શય્યાપર પોઢી ગયો. પરોઢીયું થતાં જાગી સ્નાન સંધ્યા કરીને કાદંબરી તથા મહાશ્વેતાને મળ્યો અને તેમની બન્નેની રજા લઇને ગયો. ગંધર્વોની સાથે હેમ-કૂટમાંથી નિકળીને જેવો તે અચ્છોદ સરોવર પાસે આવ્યો કે, તેણે પોતાની પાછળ આવતાં સૈન્યને દીઠું, એટલે તેને હર્ષભેર મળ્યો. ગંધર્વોને પાછા જવાની રજા આપી, પરંતુ બીજે જ દિવસે કેયૂરકે આવીને ચન્દ્રાપીડને વિનતિ કરી. આપનાં દર્શન વિના દેવી કાદંબરીને ક્યાંઇ પણ ચહેન પડતું નથી. તે ફરીને આપનું મુખ જોવાને ઇચ્છે છે. એટલે ચન્દ્રાપીડ પત્રલેખાને સાથે લઇને પાછો હેમકૂટ ગયો. વિરહવેદનાને અનુભવતી કાદંબરીને મળીને તેની આશ્વાસના કરી, અને તેની પાસે પત્રલેખાને રાખીને પોતે પાછો અચ્છોદની તળેટીમાં પડાવ નાંખીને પડેલી પોતાની સેના પાસે આવી પહોંચ્યો.

ત્યાં પિતા તરફથી એક દૂત પત્ર લઇને આવ્યો હતો. તેણે ચન્દ્રાપીડને તે પત્ર આપ્યો. તેમાં લખ્યું હતું કે, દીકરા ! તને દીઠે ઘણા દહાડા થઇ ગયા છે. માટે પત્ર વાંચીને તુરત જ આ તરફ આવજે ! પત્ર વાંચીને ચન્દ્રાપીડે તુરત જ મેઘનાદ નામના સેવકને બોલાવીને કહ્યું કે, પત્રલેખા થોડા દહાડા થયા કેયૂરક સાથે અહીં આવશે, તેને તેડીને તું અવંતી આવજે. આમ કહી વૈશંપાયનને સેનાનો વ્યવસ્થાપક નીમી, તેને પાછળથી આવવાનું

કહીને પોતે એકલો જ અવંતી તરફ રવાના થયો. તે અવંતીમાં આવ્યો, પરંતુ કાદંબરી વિના તેના મનમાં સંતાપ થવા લાગ્યો. એટલામાં મેઘનાદ પત્રલેખાને લઇને આવ્યો અને કાદંબરીની વિરહાવસ્થાનું વર્ણન કરતાં કહ્યું કે, જો તમારે કાદંબરીને જીવતી રાખવી હોય તો તમે ત્યાં ઝટ પધારો! તે સાંભળીને ચન્દ્રાપીડ મોટા વિચારમાં પડી ગયો કે, હવે અવંતીમાંથી કેવી રીતે બહાર નિકળવું. બીજી તરફથી કેયૂરકે પણ કાદંબરીની દુઃખી સ્થિતિનું વર્ણન કર્યું. તે ઉપરથી ચન્દ્રાપીડ તે વખતે ગભરાટમાં પડી ગયો. પરંતુ પછી વૈશંપાયન ધાર્યા પ્રમાણે આવ્યો નહી, તેથી તેનાં માનપિતાને તથા પોતાનાં માતપિતાને બહુ જ સંતાપ થવા માંડ્યો. તે ઉપરથી તેને શોધવાનું બહાનું કરી માતાપિતાની રજા લઇ ચન્દ્રાપીડ અવંતીમાંથી નિકળીને હેમકૂટ તરફ ચાલ્યો. અને અચ્છોદ સરોવર પાસે આવીને તેણે વૈશંપાયનની શોધ કરવા માંડી તો તેનો ક્યાંઈ પણ પત્તો લાગ્યો નહીં. એટલે તે વિશે મહાશ્વેતાને પૂછવા માટે તેના આશ્રમ તરફ ગયો અને જુવે છે તો મહાશ્વેતા કલ્પાંત કરે છે ને તરલિકા તેને હૈયામાં ચાંપીને બેઠેલી છે. તે ઉપરથી કાદંબરીને તો કાંઈ થયું નહી હોય, એવી શંકાથી ચન્દ્રાપીડે મહાશ્વેતાને પૂછ્યું; ઓ બહેન! આમ કેમ કલ્પાંત કરો છો? મહાશ્વેતા કપાળ કૂટતી બોલી; આપના ગયા પછી હું પણ હેમકૂટથી અહીં આવી અને આપના જેવા જ કોઇ કુમારને અહીં ફરતાં દીઠા. મને જોઇને એમની નજર બગડી અને તે મારી પાછળ ફરવા લાગ્યા. રાત્રિને વખતે હું જ્યારે શિલાતળપર સુતી હતી, તે વખતે તે કુવચન બોલ્યા. તેથી ક્રોધની મારી મેં તેને શાપ આપ્યો કે, તું પોપટની પેઠે સમજ્યા વિના બોલે છે, માટે જા પોપટ થઇને અવતર. મારા શાપની સાથે જ તે કાષ્ઠવત્ જડ થઇને પૃથ્વીપર ઢળી પડ્યો. એના મરણ પછી મેં સાંભળ્યું કે, એ તો આપના મિત્ર થતા હતા.

આ વાત સાંભળતાં જ ચન્દ્રાપીડનું હૃદય એકાએક ફાટી ગયું, એટલે મહાશ્વેતાને હૈયામાં ઘાલીને બેઠેલી તરલિકાએ તુરત દોડી આવી, તેને ઝાલી લીધો. ચન્દ્રાપીડનું મરણ જોઇને સૌ ગભરાટમાં પડી ગયાં અને મહાશ્વેતાને ગાળો દઇને શોક કરવા લાગ્યાં. બીજી તરફથી કાદંબરી પણ ચન્દ્રાપીડના આવવાના સમાચાર જાણીને, પોતાની સખીઓ તથા પત્રલેખા સાથે ત્યાં આવી પહોંચી. પરંતુ ચન્દ્રાપીડને મરણ પામેલો જોઇને તે કદલીસ્થંભની પેઠે મૂર્છિત થઇને ધરણીપર ઢળી પડી. મૂર્છામાંથી જાગ્રત થયા પછી, કાદંબરીએ ચન્દ્રાપીડની સાથે સતી થવાનો–બળી મરવાનો વિચાર કર્યો અને તેની પૂજાને માટે જે જે પુષ્પ, ધૂપ, દીપ તથા અગર ચંદન વગેરે આણ્યું હતું, તેનાથી ચન્દ્રાપીડની પૂજા કરી, તે શબને પોતાના ખોળામાં લઇને બેઠી. એટલામાં ચન્દ્રાપીડના શરીરમાંથી એક તેજ બહાર નકળ્યું, તેણે મહાશ્વેતાને ધીરજ આપી અને કાદંબરીને કહ્યું કે; તું પોતે પ્રાણત્યાગ કરીશ મા. તેમ આ શબને પણ અગ્નિસંસ્કાર કરીશ મા. પરંતુ આમને આમ જ રાખજે. તે ઉપરથી કાદંબરી ચંદ્રાપીડના શબને પોતાના ખોળામાં જ રાખીને શોકમાં દિવસો નિર્ગમવા લાગી.

બીજી તરફ ચંદ્રાપીડ અને વૈશંપાયનના કંઇપણ સમાચાર નહી મળવાથી કેટલાક દૂતો ઉજ્જયિનીથી આવ્યા અને તેઓ આ સર્વ અશુભ સમાચાર લઇને પાછા ઉજ્જયિની ગયા ને ત્યાં આંસુ ભરી આંખે નગરી બહાર પૂજા કરવાને આવેલી વિલાસવતી પાસે ઉભા રહ્યા. વિલાસવતીએ પુત્રના સમાચાર પૂછ્યા, પરંતુ તેઓ ઉત્તર આપી શકયા નહીં. એ ઉપરથી રાણી વિલાસવતી કંઈ પણ અશુભ થયું છે, એમ માનીને વિલાપ કરવા માંડી. પાછળથી રાજા તારાપીડ, મંત્રી અને મંત્રીની રાણી સૌ આવી

પહોંચ્યાં. દૂતોએ જણાવ્યું કે, ચંદ્રાપીડ મરણ પામ્યા છે, પરંતુ તેનું શરીર હજી જેવું ને તેવું જ છે. તે ઉપરથી રાજા, રાણી ને બીજાં સૌ ચંદ્રાપીડની પાસે જવાને નિકળ્યાં.

ચંદ્રાપીડના વડીલો ચંદ્રાપીડને મળવા માટે આવે છે, એમ જાણ થતાં જ મહાશ્વેતા આંસુઓ પાડતી પાડતી પોતાની ગુફામાં પેસી ગઈ. બીજી તરફ કાદંબરી પણ મૂર્છિત થઇ ગઇ, જેને તેની સખીઓએ ઝાલી રાખી. એટલામાં રાજા તારાપીડ શુકનાશના ખભા ઉપર હાથ મૂકીને આશ્રમ પાસે આવી પહોંચ્યો ને તેની પાછળ વિલાસવતી મનોરમાને ખભે હાથ મૂકીને ચાલતી હતી, તે આંસુની ધારાઓ પાડતાં પાડતાં લાંબા હાથ કરીને વિલાપ કરવા લાગી કે: 'ઓ મારા મોઘા પુત્ર! આવ, અહીં આવ! ઘણે દહાડે તારું દર્શન થયું છે. ઓ દીકરા! તારી હીણભાગી માતાને એકવાર ઉત્તર આપ! એકવાર મારા સામું તો જો! દીકરા! આમ મુંગો મુંગો કેમ પડ્યો છે? ઉઠ, ઉભો થા અને તારી માતાના ખોળામાં બેસીને કાલાં કાલાં વચનો બોલ! તારી રડતી માના પર દયા આણીને ઉત્તર આપ! દીકરા! તને કોણે દુભવ્યો છે? હું તને મનાવું છું, તોપણ તું કેમ બોલતો નથી? પુત્ર ચંદ્રાપીડ! તારા પિતા આટલે બધે દૂરથી આવ્યા છે, તેને પ્રણામ કર! કયાં ગઈ તારી વડલો તરફની ભક્તિ? કયાં ગયો તારો સ્નેહ? શું આમ અમારી બધાની મમતા છોડીને ચાલ્યો જઇશ?' આ રીતે વિલાપ કરતાં કરતાં રાણી દીકરાના ગાલ ઉપર વારંવાર બચીઓ કરીને છાતી ફાટ રડવા લાગી. તે વખતે તારાપીડે રાણીને અશ્વાસના આપતાં કહ્યું, રાણી! બહુ શોક કરો નહિ. આપણે પુત્રનાં મુખનાં દર્શન કર્યાં. વધારે શોક કરવામાં શું ફળ છે? આપણે તો ઉલટી શુકનાશ ને મનોરમાને ધારણા દેવી જોઇએ, તેને ઠેકાણે આપણે જ રડીશું તો પછી તેઓને ધારણા કોણ આપશે? આ ગંધર્વરાજની પુત્રી પણ

આપણા આવવાથી શોકને લીધે મૂર્છિત થઈ ગયાં છે અને સખીઓના ખોળામાં પડ્યાં છે. રે કોઈ તેને ખોળામાં લ્યો અને સચેતન કરો! પછી જેટલું રડવું હોય તેટલું રડજો.

રાજા તારાપીડનાં એવાં વચનો સાંભળીને વિલાસવતી રાણી, "ક્યાં છે મારા પુત્રને જાળવનારી મારી વહાલી વહુ ?" એમ બોલતી બોલતી કાદંબરીની પાસે ગઇ અને કાદંબરીનું મૂર્છા આવવાથી મીંચાયલી આંખવાળું મુખ નિહાળીને, તેના ગાલ ઉપર પોતાનો ગાલ, તેના લલાટ ઉપર પોતાનો લલાટ ને નેત્ર ઉપર નેત્ર મૂકીને તેના હૃદય ઉપર પોતાનો શીતળ હાથ ફેરવતી ફેરવતી બોલી;--'ઓ વહુ દીકરા ! ધીરજ ધરો ! તમારા વિના મારા દીકરા ચન્દ્રાપીડનું શરીર આવી સ્થિતિમાં રહેત નહી. તમે તો અમૃત જેવાં છો. ચન્દ્રાપીડનું નામ સાંભળીને તથા વિલાસવતીના શીતળ હાથનો સ્પર્શ થતાં કાદંબરીની મૂર્છા વળી અને તેને ભાન આવ્યું, એટલે મદલેખાએ કાદંબરીને પોતાના ખોળામાંથી નિચે ઉતારી ને તેણે વડીલોને પ્રણામ કર્યા. વડીલોએ આશીર્વાદ આપતાં કહ્યું કે, લાંબા વખત સુધી સૌભાગ્ય ભોગવો. બીજી તરફથી વહુ કાદંબરી સચેત થયાં છે, એમ જાણીને તારાપીડ પુત્ર ચન્દ્રાપીડને આલિંગન તથા ચુંબન કરીને બોલ્યો; 'વહુ ! અમારે પુત્રનું મુખ જોવાની ઇચ્છા હતી, તે આજે પૂર્ણ થઈ છે. તમે આજ દિવસ સૂધી મારા પુત્રને સજીવન રાખવા માટે જે જે ઉપચારો કરતાં હો, તે તે ઉપચારો અમારાથી શરમાઇને બંધ પાડશો મા. અમે તો માત્ર જોનારા જ છીએ. આવ્યા તો એ શું ને ગયા તો એ શું ? કુમારનું શરીર કાદંબરી વહુના ઉપચારોથી જ હજી તાજું પ્રફુલ્લિત રહ્યું છે, માટે તે ભલે તેની પાસે જ રહે ! હવે હું વનવાસ કરવા ધારું છું, કારણ કે મારો પ્રથમથી જ વિચાર હતો કે, પુત્રનું અને પુત્રની વહુનું મુખ જોઇને મારે વનવાસ ગ્રહણ કરવો. તે મનોરથ પૂરો કરવા ધારૂં છુ.' એમ કહીને, તારાપીડે પોતાની રાણી સાથે તે જ વનમાં વનવાસ અંગીકાર કર્યો.

કેટલોક કાળ વીત્યા પછી ચૈત્ર માસ બેઠો અને ભગવાન્ કામદેવના મહોત્સવનો સમય આવ્યો. તે સમયે એક દિવસે સાયંકાળે કાદંબરીએ સ્નાન કર્યું અને ચન્દ્રાપીડને પણ સુગંધી જળથી સ્નાન કરાવીને કસ્તૂરી તથા ચંદનના લેપ કર્યા. તેના માથાપર પુષ્પનો મુકૂટ પહેરાવ્યો, શરીરને પણ પુષ્પનાં આભરણોથી અલંકૃત કર્યું અને પછી તેના મુખ સામું ટગરટગર જોવા લાગી અને વારંવાર નિઃશ્વાસ નાંખતી તથા ધ્રુજતી ધ્રુજતી રખેને મહાશ્વેતા જોતી હોય એવા ભયથી વારંવાર દિશાઓ તરફ દૃષ્ટિ કરવા લાગી અને એકાંત જોઇને ચન્દ્રાપીડના શરીરને બે હાથવડે ગાઢ આલિંગન કર્યું. ચન્દ્રાપીડના પ્રાણ કાદંબરીના અમૃતમય આલિંગનવડે પાછા તે જ ક્ષણે આવ્યા, અને સૂર્યના તાપથી કરમાઇ ગયેલું પોયણું જેમ શરદ ઋતુની ચન્દ્રિકાવડે વિકસિત થાય, તેમ ચન્દ્રાપીડનું હૃદય પણ સચેત થઇને શ્વાસ લેવા લાગ્યું. તેની બન્ને આંખો ઉઘડી ગઇ અને નિદ્રામાંથી જાગૃત થયો હોય, તેમ સચેત થઇને કંઠે વળગેલી કાદંબરીના આનંદમાં વધારો કરતો બોલ્યો; 'હે પ્રાણપ્રિયા! હવે ભય રાખીશ નહીં; હું સજીવન થયો છું. તારા જેવી અમૃતમાંથી ઉત્પન્ન થયેલી સ્ત્રીનો હાથ અડકે ત્યાં મૃત્યુ હોય જ ક્યાંથી?

'શાપને લીધે આટલા દિવસ હું શબની પેઠે પડ્યો રહ્યો હતો આજે મારો શાપ પૂરો થયો છે. બીજી તરફ તારી સખી મહાશ્વેતાનો પતિ પણ પાછો સજીવન થયો છે.' આમ કહે છે, એટલામાં તો પુંડરીક પણ ત્યાં આવી પહોંચ્યો. એટલે કાદંબરી તેના આવવાની વધામણી ખાવા માટે મહાશ્વેતા પાસે દોડી ગઇ. અહીં ચન્દ્રાપીડ પુંડરીકને મળ્યો. આ સમાચાર રાજા તારાપીડને તથા તેના મંત્રી શુકનાશને, રાણી વિલાસવતીને અને મનોરમાને પણ મળ્યા, એટલે તે બધાં ત્યાં આવ્યાં અને રાજા તથા રાણી ચન્દ્રાપીડને ભેટીને અને શુકનાશ તથા મનોરમા વૈશંપાયન કે જેનું

બીજું નામ પુંડરીક હતું, તેને ભેટીને પ્રસન્ન થયાં અને પુત્રને સજીવન કરનારી પતિવ્રતા કાદંબરીનાં તથા તેની બહેનપણી મહાશ્વેતાનાં, તેમણે દેખાડી આપેલી અનન્ય પતિભક્તિ માટે, વખાણ કરવા લાગ્યાં.

---

## અદિતી.



પ તિવ્રતા અદિતી દક્ષપ્રજાપતિની પુત્રી અને કશ્યપની ધર્મપત્ની થતાં હતાં. નાની વયથી જ પિતાના ઘરમાં અપાતાં ધર્મશિક્ષણના પ્રભાવથી તેના હૃદયમાં ધર્મશ્રદ્ધાએ વાસ કર્યો હતો. પતિસેવા, સૌભાગ્યવ્રતો તથા બીજા ગૃહાચાર-સમ્બન્ધી જ્ઞાનમાં તે સતી ઘણાં જ કુશળ હતાં. તેમણે પરણીને પતિના ઘરમાં આવ્યા પછી ધાર્મિક અને વ્યાવહારિક કાર્યોમાં પતિની સાથે ભાગ લઇને તેમનાં મનને જિતી લીધું હતું. પોતાની બીજી બેન દિતી કશ્યપને પરણી હતી. પરંતુ તેનો સ્વભાવ જરા મનસ્વી હતો અને તેને પરિણામે અદિતીના પુત્રો જ્યારે સત્વગુણી થયા હતા ત્યારે દિતીના પુત્રોમાં તમોગુણ પ્રધાન હતો, તેથી અદિતીના પુત્ર દેવતાઓ અને દિતીના પુત્ર દૈત્યો વચ્ચે નિત્ય વઢવાડ થયા કરતી હતી. છેવટે દેવો હારી ગયા અને દૈત્યો દેવોને રાજ્યભ્રષ્ટ કરીને, સ્વર્ગનું રાજ્ય કરવા લાગ્યા. તેથી અદિતીનું શરીર સંતાપથી ગળવા માંડ્યું. એટલામાં કશ્યપઋષિ સમાધિમાંથી ઉઠીને અદિતીના આશ્રમમાં આવ્યા ને જુવે છે તો આશ્રમને ઝાંખું, આનંદ વિનાનું અને હાલહવાલ થયેલું દીઠું. કશ્યપ મુનિને આવતા જાણીને અદિતીએ આસન આપીને તેમને બેસાડ્યા અને તેમનો રુડી રીતે સત્કાર કર્યો. તે પછી કશ્યપે પૂછ્યું, 'વહાલિ ! આજે તું ઉદાસ કેમ દેખાય છે ? તેં

સ્વર્ગનું રાજ્ય પરાક્રમી પુત્રદ્વારા પાછું મેળવીને પતિવ્રતા અદિતીએ સ્વામીસેવાનું મહાત્મ્ય દર્શાવી આપ્યું. ધન્ય છે પતિની સેવામાં પરાયણ રહેનારાં અદિતીને ! !

---

## ચૂડાલા.

—o—



પતિવ્રતા ચૂડાલા સૌરાષ્ટ્ર દેશના રાજાની પુત્રી થતી હતી. તેણે નાની ઉમરથી પોતાના પિતાની પાસે આવતા ઋષિ મુનિઓના મુખથી અધ્યાત્મજ્ઞાનની કથાઓ સાંભળીને નીતિશાસ્ત્ર ને ધર્મશાસ્ત્ર ઉપરાંત આત્મજ્ઞાન પણ સંપાદન કર્યું હતું. તે જેવી શાસ્ત્રમાં કુશળ હતી, તેવી જ રૂપમાં પણ અનુપમ લાવણ્યવતી હતી. અપ્સરાઓ પણ તેના રૂપપર મોહી પડતી હતી. આ કન્યાના રૂપ તથા ગુણનાં વખાણ સાંભળીને શિખિધ્વજ નામના રાજાએ માગું મોકલ્યું. તેને સૌરાષ્ટ્રના રાજાએ સ્વીકાર્યું ને મોટી ધામધૂમથી શિખિધ્વજની સાથે ચૂડાલાનાં લગ્ન કર્યાં. રાજા શિખિધ્વજ ચૂડાલાને પરણ્યા પછી હંસ જેમ કમલિની સાથે વિનોદમાં રાત્રિ દિવસ ગાળે, તેમ તે ચૂડાલાની સાથે વિનોદમાં રાત્રિ દિવસ ગાળવા લાગ્યો. બીજી તરફ ચૂડાલાને નાની વયમાંથી વિદ્યા ભણવાનો શોખ લાગ્યો હતો, તેથી તે શિખિધ્વજની પાસેથી શાસ્ત્ર ઉપરાંત વ્યવહાર, નીતિ તથા બીજી કળાઓનું શિક્ષણ લેવા લાગી. રાજા પણ ચૂડાલા પાસેથી નૃત્ય સંગીત વગેરે કળાઓ જાણવા લાગ્યો. આમ રાજા અને રાણી રાતદહાડો પરસ્પર પુષ્પ અને સુગંધની પેઠે તન્મય બની ગયાં.

બન્ને જણાએ યૌવનલીલામાં કેટલાંએક વર્ષો ગાળી કાઢ્યાં અને ફૂટેલા ઘડામાંથી જેમ પાણી ઝરી જાય, તેમ તે બન્નેનું યૌવન

ગળી જતાં તે જોડાંએ વિચાર કર્યો કે, હવે કાળના ઝપાટાથી નાશ પામનારા આ મિથ્યા દેહથી વ્યવહાર કરનારા જીવના મરણને પાકેલા ફળના પડવાની પેઠે કોઇથી પણ અટકાવી શકાય તેમ નથી. પાણી જેમ ફૂટેલા ઘડામાંથી ઝર્યા કરે છે, તેમ જ આયુષ્ય પણ શરીરમાંથી ઝર્યા કરે છે. ગરુડ જેમ માંસના ઉપર ઝડપો નાંખે છે. તેમ જ દુ:ખો મનના ઉપર ઝડપો નાંખ્યા કરે છે. જીવન પાણીના પરપોટા જેવું ક્ષણિક છે, યૌવનનો વેગ નદીના પૂર જેવો ઝડપથી વહેનારો છે. માટે હવે જે વસ્તુ પ્રાપ્ત થવાથી ગમે તેવા સંકટમાં પણ માનસિક ખેદ ન થાય, તેવો પદાર્થ મેળવવા માટે પ્રયત્ન કરવાની જરૂર છે. આવો વિચાર કર્યા પછી તે જોડાંએ મોક્ષ મેળવવા માટે વેદાંત-શાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો. ચૂડાલા પણ પોતાના પતિની સાથે જ વેદાંતશાસ્ત્ર જાણનારા ઋષિ મુનિઓના મુખથી વેદાંતનું નિર્મળ જ્ઞાન શ્રવણ કરીને પરમાત્માના સ્વરૂપને જાણવાનો પ્રયાસ કરવા લાગી. અભ્યાસ કરતાં કરતાં તેને વિચાર આવ્યો કે, દેહ તો જડ અને મૂઢ છે. અજ્ઞાન બાળકો પણ 'મારો દેહ' એમ કહે છે, પણ હું દેહ એમ કહેતી નથી. તેથી નિશ્ચય થાય છે કે, આત્માથી દેહ ભિન્ન છે અને તે નાશવંત છે. આવા વિચારો કરીને ચૂડાલા પોતાના મનમાં અત્યંત હર્ષ પામવા લાગી અને સાંસારિક મોહ તરફ તુચ્છ બુદ્ધિથી જોવા લાગી. આત્મજ્ઞાનના પ્રભાવથી તેણે જે શાંતિમય સુખ સંપાદન કર્યું હતું, તેને પરિણામે ચૂડાલાના સૌંદર્યમાં વિશેષ વધારો થયો. વસંતમાં ખીલી નીકળેલી લતાની પેઠે તેનું લાવણ્ય પૂર બહારમાં ખીલી નીકળ્યું. તે જોઇને રાજા શિખિધ્વજે પ્રશ્ન કર્યો; 'વહાલી! તારી શોભામાં એકાએક આમ વધારો જોઇને મને જિજ્ઞાસા થાય છે કે, તેનું કારણ શું છે? ચૂડાલાએ જણાવ્યું; 'વહાલી! એ બધો આત્મજ્ઞાનનો પ્રભાવ છે. ભોગો ભોગવ્યા વિના પણ તેના ઉપભોગનો આનંદ હું મેળવી શકું છું. આ દેહ રાજમહેલમાં છે, છતાં હું પરબ્રહ્મમાં વિચરું છું. હું સુખ કે દુઃખ કોઇની પણ પ્રાર્થના

કરતી નથી. તેમ દૈવયોગથી અનર્થો થયા છતાં તેનાથી હારતી પણ નથી. પરંતુ ભાગ્યવડે જે વસ્તુ આવી મળે છે, તેટલાથી જ સંતુષ્ટ રહું છું. તેનો આ બધો પ્રભાવ છે.'

શિખિધ્વજ રાજા જરાક હસીને બોલ્યો, 'સુંદરી! તમે વાત કરી, તે બધી સંબંધ વિનાની કરી છે! તમારી બુદ્ધિ હજી કાચી છે. તમે વાતો કહો છો, પરંતુ તે બધી પ્રત્યક્ષ નહી પણ અપ્રત્યક્ષ છે. ભોગો ભોગવ્યા વિના પણ તેનો આનંદ મળવા વિશે તમે કહ્યું, તે વાત માની શકાય તેવી નથી. માટે લૌકિક ભોગવિલાસોને એકદમ તજી દેવા, એ યોગ્ય નથી.' આમ કહીને રાજા સ્નાન કરવા માટે સ્નાનગૃહમાં પેઠો, કે ચૂડાલા એકલી પડતાં રાજાના સાંસારિક મોહ ઉપર વિચાર કરતી મન સાથે કહેવા લાગી કે; હજી રાજાજીનો સંસાર ઉપર જેવોને તેવો જ મોહ છે. તે મારા કહેવાનો અર્થ સમજ્યા જણાતા નથી. ઠીક છે ધીરે ધીરે બધાં સારાં વાનાં થશે. આમ કેટલોક વિચાર કર્યા પછી તે પોતાનું ગૃહકાર્ય કરવામાં ગુંથાઈ.

તે પછી આત્મસ્વરૂપને જાણનારી અને તેથી સદાય આનંદમાં રહેનારી ચૂડાલાને એક વખતે એવો વિચાર આવ્યો કે, હું પણ દેવતાઓની પેઠે આકાશમાં ઉડવાની શક્તિ સંપાદન કરું તો ઠીક. તે ઉપરથી તેણે એકાંતમાં પદ્માસન વાળી, શરીરને દૃઢ રાખીને ઘણા કાળસુધી યોગાભ્યાસ કરી, આકાશચારિણી સિદ્ધિને પણ સંપાદન કરી.

બીજી તરફ શિખિધ્વજ રાજાને દુઃખાદિકને શાંત કરનારું આત્મજ્ઞાન જોઇએ તેવું થયું નહતું. તેથી તે રાત દહાડો સાંસારિક દુઃખોથી ડટાઈ જઇને શોક અને સંતાપમાં તપ્યા કરતો હતો. તેના મંત્રીઓ તેને ઉપદેશો તથા દૃષ્ટાંતો આપીને તેની પાસે રાજકીય કાર્યો કરાવતા હતા. પછી રાજા ગાય, સુવર્ણ વગેરેનાં દાનો દેવા લાગ્યો, ચાંદ્રાયણ વગેરે વ્રતો કરવા લાગ્યો, તીર્થોમાં યાત્રા

નિમિત્તે ફરવા લાગ્યો, તો પણ રાજાના મનને સંતોષ થયો નહી. તે પછી એક દિવસે રાજા પોતાની પાસે બેઠેલી રાણી ચૂડાલાને કહેવા લાગ્યો;–વહાલી ! મેં ઘણા કાળસુધી રાજ્ય કર્યું ને વૈભવો પણ ભોગવ્યા. હવે મને વનમાં વાસ કરવાની ઇચ્છા થઈ છે. કારણ વનમાં સુખ કે દુ:ખ કંઈ પણ ભોગવવું પડતું નથી. એકાંત વાસથી મન જેવું પ્રસન્ન રહે છે, તેવું રાજમહેલમાં કે ઇન્દ્રના ભવનમાં પણ રહેવાથી પ્રસન્ન રહેતું નથી. તેથી હું હવે આ દુ:ખથી ભરેલા રાજવૈભવો તજી દઇને વનમાં જવાની ઇચ્છા રાખું છું. મારી આ ઇચ્છાને તું પણ અનુમોદન આપીશ જ. કુલીન કાંતાઓ ભર્તારની ઇચ્છાનો ભંગ કરતી નથી.

ચૂડાલા બોલી; 'પ્રાણનાથ! વસંતમાં જેમ પુષ્પો અને શરદમાં જેમ ફળ શોભે છે, તેમ કાર્ય પણ પોતપોતાના સમયે શોભે છે. વનવાસ વૃદ્ધ પુરુષને શોભે, પરંતુ તમારા જેવાને શોભે નહી. આપણે જ્યાંસુધી તરુણ છીએ ત્યાંસુધી આપણને ઘરમાં જ રહેવું યોગ્ય છે. વળી રાજા સમય વિના જ પ્રજાનું પાલન નહિ કરતાં વનવાસ કરે છે તો તેને દોષ લાગે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. પ્રજાપાલન કરતાં બીજો મોટો ધર્મ નથી. માટે હમણાં વનમાં જવું માંડી વાળો!' રાણીનાં વચન સાંભળીને રાજા બોલ્યો; 'રાણી, તમારે મારા કાર્યમાં વિઘ્ન નાંખવું યોગ્ય નથી; માટે મને જવા દો અને તમે રાજ્યમાં રહીને કુટુંબનું રક્ષણ કરો તથા રાજ્યકાર્યભાર ચલાવો.' આ પ્રમાણે કેટલીક વાતચિત કરીને રાજારાણી નિદ્રાવશ થઈ ગયાં. અર્ધરાત્રિ થઈ કે, રાજા પલંગમાંથી ઉઠીને નીચે ઉતર્યો અને કોઇપણ જાણે નહી તેમ એકલો વનમાં ચાલ્યો ગયો અને મંદરાચળની પડોશમાં એક પર્ણકૂટી બાંધીને રહેવા લાગ્યો.

અહીં ચૂડાલાએ પાછલી રાત્રીએ જાગીને જોયું તો પોતાના પતિને પલંગમાં દીઠો નહી, એટલે તે મોટા વિચારમાં પડી ગઈ.

ક્ષણવાર પલંગપર બેઠાં બેઠાં જ તેણે વિચાર કર્યો કે; અરેરે ! રાજાજી તો મને અને રાજ્યને તજીને વનમાં ચાલ્યા ગયા. હવે મારે શું કરવું ? શાસ્ત્રોમાં પતિને જ સ્ત્રીઓનો મુખ્ય આધાર કહેલો છે. ચાલ હવે તેની પાસે જ જાઉં. આવો વિચાર કરીને પતિની પાસે જવા માટે ચૂડાલા સૂક્ષ્મ રૂપ ધારણ કરીને આકાશ માર્ગે ઉડી. પરંતુ સારા શકુન થયા નહી, તેથી પોતે ભવિષ્યમાં પતિને મળવાનું રાખીને પાછી પોતાની રાજધાનીમાં આવી અને તેણે લોકોના મનના સમાધાન માટે એવું જાહેર કર્યું કે, રાજાજી થોડા વખત માટે બહાર ગામ ગયા છે. તે આવશે ત્યાં સૂધી રાજ્યકાર્યભાર હું ચલાવીશ. આ રીતે લોકોના મનનું સમાધાન કરીને ચૂડાલા રાજ્યકાર્યભાર ચલાવવા માંડી. અઢાર વર્ષ સૂધી ચૂડાલાએ રાજ્ય-કાર્યભાર ચલાવ્યો અને રાજા મંદરાચળના ઘાડા અરણ્યમાં એકાંત વાસ કરીને પરમાત્માનું ભજન કરવા લાગ્યો.

રાજા વૃદ્ધાવસ્થાને લીધે તદન શાંત બની ગયો હતો અને વૈરાગ્યે તેનાં ચંચળ મનને નિર્બળ કરી નાંખીને તેની વૃત્તિને પરમા-ત્મારૂપ કરી દીધી હતી. હવે તેને સાંસારિક ભોગો ભોગવવાપર જરાપણ ભાવ રહ્યો ન હતો. ચૂડાલા ઘણાં વર્ષો સૂધી વાટ જોયા પછી પોતાના પતિની પાસે જવા માટે રાત્રિને સમયે આકાશ-માર્ગે નિકળી પડી. માર્ગમાં જતાં જતાં અનેક દેવાંગનાઓને તથા અપ્સરાઓને સૌભાગ્યના શણગારમાં શણગારાઇને પોતાના પતિની પાસે જતાં દીઠી. બીજી તરફ ઝાકળ વરસાવતા તથા મંદાર પુષ્પોના સુગંધી પરાગોને આસપાસ વેરતા શીતળ પવનોના સ્પર્શનો અનુભવ થવા લાગ્યો. ચંદ્રમાએ પોતાનાં રૂપેરી કિરણોથી આખા જગત્ ઉપર છંટકાવ કરીને વિરહીઓનાં ઉદાસીન હૃદયને અંકુરિત કરવા માંડ્યાં. તે વખતે નિષ્કામ ચૂડાલાના હૃદયમાં પણ અનેક વિચારો આવવા લાગ્યા, સાંસારિક સુખોએ તેના જ્ઞાની હૃદયપર પણ

જબરી અસર કરી. તે વખતે કંપતા હૃદયે ચૂડાલા બોલી ઉઠી, 'પ્રાણીઓનો સ્વભાવ જીવતા સુધી બદલાતો નથી. મારાં મનને રોક્યા છતાં પણ તે ઉત્કંઠિત થયેલું છે. શો સંસારનો મોહ! હું હવે મારા સ્વામીને ક્યારે મળીશ? આ શીતળ પવન, આ રૂપેરી ચંદ્રકિરણો અને ઘાટી વૃક્ષ ઘટાઓ મારાં મનને પતિને મળવા માટે અધીરું બનાવે છે. અરે ઓ મન! તું આટલું બધું અધીરું કેમ થાય છે? તારો વિવેક ક્યાં ગયો? મારા સ્વામીનાથ તો હવે વૃદ્ધ અને માયા તૃષ્ણાથી રહિત થઈ ગયા હશે, તો પણ તેમને મળીને હું ઘણા દહાડાના મારા મનોરથોને પૂર્ણ કરીશ. આવો વિચાર કરતી કરતી ચૂડાલા છેક મંદરાચળની પડોશમાં આવી પહોંચી અને તેમણે જાણ્યું કે, રાજાને યથાર્થરીતે વૈરાગ્ય થયો છે, તેનું મન પણ વિતૃષ્ણ થયું છે. માટે આ સમય તેને આત્મજ્ઞાનનો ઉપદેશ આપવા માટે યોગ્ય છે. પરંતુ હું જો મારા આ સ્વરૂપથી જ તેને મળીશ તો તે મને તરુણ અને પોતાની સ્ત્રી સમજીને મારો ઉપદેશ ગ્રહણ કરશે નહીં. માટે બ્રાહ્મણકુમારનો વેશ ધારણ કરીને રાજાને આત્મતત્ત્વનો ઉપદેશ કરું, આમ વિચારીને તેણે બ્રાહ્મણના પુત્રનું રૂપ ધારણ કર્યું અને જ્યાં આગળ રાજા બેઠો બેઠો ઈશ્વરારાધન કરતો હતો ત્યાં ગઈ. રાજાએ તેનો આદર સત્કાર કરીને બેસવા માટે આસન આપ્યું. તે ઉપર બ્રાહ્મણના પુત્રરૂપમાં રહેલી ચૂડાલા બેઠી.

તે પછી રાજા અને બ્રાહ્મણપુત્ર વચ્ચે કેટલી એક વાતચિત થઈ. પછી શિખિધ્વજ રાજાએ પૂછ્યું, આપ કોના પુત્ર છો? તેના ઉત્તરમાં ચૂડાલાએ જણાવ્યું કે, હું નારદઋષિનો પુત્ર છું. રાજાએ પ્રશ્ન કર્યો; ઠીક ત્યારે મહારાજ! આ સંસારમાં મનુષ્યને સુખ દુઃખ થવાનું શું કારણ છે તે કહો? બ્રાહ્મણપુત્રે ઉત્તર આપ્યો; રાજાજી! સુખ ને દુઃખ એ મનના ધર્મો છે, આત્માના નથી. પરંતુ અજ્ઞાનવડે તેને આત્મામાં માની લીધેલા છે. જેને આત્મ-

જ્ઞાન થયું હોય, તેને સુખ દુઃખ કોઇપણ બાધ કરી શકતું નથી. જ્ઞાન વિના મુક્તિ મળતી નથી, માટે જ્ઞાન સંપાદન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. પરંતુ તે પહેલાં મનને શુદ્ધ કરવા માટે કર્મો કરવાની જરૂર છે. કર્મોથી જ્ઞાન સંપાદન કરવાની યોગ્યતા આવે છે. તમને તમારી જ્ઞાની સ્ત્રી ચૂડાલાએ પૂર્વે ઉપદેશ કર્યો હતો, પણ તમે તેને હસી કહાડી હતી અને તેનો ઉપદેશ ગ્રહણ કર્યો ન હતો.

રાજા બોલ્યો: તેમનો ઉપદેશ વગર કહે જ ગ્રહણ કર્યો, કારણ કે મેં રાજપાટ તથા વૈભવો તજી દઇને આ વનમાં વાસ કર્યો છે. બ્રાહ્મણપુત્ર બોલ્યો: તમે બધી વસ્તુનો ત્યાગ કર્યો છે, પરંતુ જે વસ્તુનો ત્યાગ કરવાથી તમારા શોકનો નાશ થાય, તે વસ્તુનો તમે ત્યાગ કર્યો નથી. તમારે આ વનપરથી પણ મમતા મૂકી દેવી જોઇએ. એટલે રાજાએ વન ઉપરથી પણ પોતાની મમતા તજી દીધી. તે બન્ને સાથે રહેવા લાગ્યાં અને નિત્ય નિત્ય બ્રાહ્મણકુમારના રૂપમાં રહેલી ચૂડાલાના ઉપદેશથી આખરે રાજાને સર્વ વસ્તુ ઉપર વૈરાગ્ય આવી ગયો અને છેવટે તેમણે પોતાના હાથમાં રહેલી રૂદ્રાક્ષમાળાને સંબોધીને કહ્યું, 'હે રૂદ્રાક્ષમાળા ! તું મારી સાથે ઘણો કાળ રહી, હું મંત્રોરૂપી અરણ્યોમાં તારી સાથે સાથે ભટક્યો. હવે તો હું વિશ્રાંતિ લેવાને ઇચ્છું છું' એમ કહીને રૂદ્રાક્ષમાળાને અગ્નિમાં હોમી દીધી. તે પછી મૃગચર્મને સંબોધીને કહ્યું, 'હે મૃગચર્મ ! તેં મને આજ દિવસ સુધી ધારણ કર્યો છે તેથી તારો ઉપકાર માનું છું. હવે તું પણ મને તજી જા ! હે કમંડલ ! તેં પણ મારી તૃષાને છીપાવવામાં મોટી સહાયતા કરી છે, હવે તું પણ વિદાય થા.' આમ સર્વ ઉપસ્કરનો ત્યાગ કરીને રાજા આત્મસ્વરૂપના આનંદમાં ઘૂમવા લાગ્યો. કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે નિરાશ થઇને રાજાનો ત્યાગ કરી ગયાં ને વૈરાગ્યે તેના હૃદયમાં વાસો કર્યો. એટલે ચૂડાલા જે અત્યાર સુધી બ્રાહ્મણકુમારના વેશમાં

હતી. તે પોતાનું અસલ રૂપ ધારણ કરીને રાજાના સન્મુખ ઉભી રહી. તેને જોઇને રાજા ચકિત થઇ ગયો અને પૂછયું કે તું અહીં કયાંથી? ને કેટલા દિવસથી આવી છે? ચૂડાલા બોલી, આપ વનમાં પધાર્યા પછી કેટલોક કાળ રાજયકાર્યભાર ચલાવીને આપની પાસે બ્રાહ્મણપુત્રના આકારમાં આવીને રહી છું. આપને જૂદી જૂદી રીતે ઉપદેશ કરૂં છું. આમ વાતચિત કર્યા પછી બન્ને જણા એક બીજાને વાત્સલ્યથી ભેટયાં અને રાજાએ રાણીના તરફ સ્નેહ ભરી આંખથી જોઇને કહ્યું, વહાલિ! પોતાની પતિવ્રતા સ્ત્રીનો પ્રેમરસ અમૃતના કરતાં પણ આધિક સ્વાદિષ્ટ હોય છે. તેં કોમલાંગીએ મારા ઉદ્ધાર માટે મહા પરિશ્રમ વેઠયો છે અને અથાગ પરિશ્રમ કર્યો છે તેને માટે હું તને કોની ઉપમા આપું? અરૂંધતી, ઇંદ્રાણી, પાર્વતી, સાવિત્રી, લક્ષ્મી, સરસ્વતી એ બધાં તારા ગુણોની પાસે ઉતરતાં છે. કુલીન કાંતાઓનો બોધ જે રીતે પોતાના પતિનો ઉદ્ધાર કરી શકે છે. તે રીતે શાસ્ત્ર કરી શકતાં નથી. કુલીન પત્ની પોતાના પતિનો ભાઇ, સંબંધી, સેવક, ગુરૂ, મિત્ર, ધન, સુખ, શાસ્ત્ર, ગૃહ અને દાસ એમાંનું જે કહીએ તે છે. વધારે તો શું પરંતુ પતિવ્રતા કુલીન કાંતાઓ પૂજવા યોગ્ય છે. તું પોતે કામના રહિત છે, તેથી તારા ઉપકારનો હું શું બદલો વાળું! બોલ વહાલિ! બોલ! તેં તારાં ઉત્તમ કર્મથી આ જગતમાંની સર્વ સ્ત્રીઓને જીતી લીધેલી છે. સ્ત્રીજાતિ તારાવડે ઉજળી ગણાશે. તું સૌજન્યાદિક ગુણોમાં પ્રથમ ગણાશે. વહાલિ! આવ અહીં આવ. તારા દૈવી ગુણોથી હું તારાપર મોહી પડ્યો છું. એકવાર ફરીને મને આલિંગન આપ! એમ કહીને શિખિરાજા ચૂડાલાને ફરીને ભેટી પડયો અને પોતાની સાધ્વી પતિવ્રતાના ઉપદેશથી પોતાને આત્મજ્ઞાન થયું હતું, તેનાવડે પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો. ત્યાર પછી તે રાજારાણી બન્ને પોતાની રાજધાનીમાં ગયાં ને કેટલાક વર્ષ રાજય કરી પ્રજાની પ્રીતિ સંપાદન કરીને પરલોકવાસી થયાં,

ધન્ય છે ચૂડાલાને કે જેણે અનંત કષ્ટો વેઠીને પોતાના પતિને સદુપદેશ આપીને મોક્ષનો ભોગી બનાવ્યો.

---

## નર્મદા.



પૂર્વે પ્રતિષ્ઠાન નામના નગરમાં કૌશિક ગોત્રનો બ્રાહ્મણ રહેતો હતો. તે પૂર્વ જન્મનાં પાપે કરીને કોઢીયો થયો હતો. તોપણ તેની સ્ત્રી પતિવ્રતા હતી. તેણે પતિસેવા માટે સાંસારિક સુખને તિલાંજલિ આપી હતી. પતિભક્તિ જ લૌકિક ઉન્નતિનું કારણ છે, આમ તેણે સિદ્ધાંત કર્યો હતો. પતિના શરીરમાંથી લોહી તથા પરુ નિકળ્યાં કરતાં તોપણ તેના તરફ જરાપણ ગ્લાનિ નહિ લાવતાં રાત દહાડો તેને સુવારતી, ઉઠાડતી, નવરાવતી, વસ્ત્રો પહેરાવતી, પોતાને હાથે જમાડતી. તેનાં પરુ તથા લોહી ધોઈ દવા ચોપડતી, એમ અનેક પ્રકારે પતિની સેવા કરતી અને મધુર વાણી બોલીને તેનાં મનને રાજી રાખતી. તેનો પતિ મહાક્રોધી હતો. તેથી બેસતાં ઉઠતાં ગાળો શિવાય કંઇ પણ બોલતો નહીં, છતાં તેની સ્ત્રી તે મનપર લાવતી નહીં. તે તો પોતાના પતિને જ દેવ માનીને તેની જ સેવા કર્યા કરતી હતી. કૌશિકની આવી માઠી દશા થવાનું કારણ તેનો દુરાચાર હતો. દુરાચારથી તેણે પોતાનાં શરીરને કોઢનું ઘર કર્યું હતું. છતાં હજી પણ તેની દુષ્ટ વાસનાઓ મરી ગઇ નહતી. એક દિવસે તે કૌશિકે પોતાની સ્ત્રીને આજ્ઞા કરી કે, મારી એક પ્રેમપાત્ર સ્ત્રી છે ત્યાં મને લઇ ચાલ. તે ઉપરથી તેની સ્ત્રી વસ્ત્રનો કછોટો મારી, પોતાના પતિને કાંધ ઉપર બેસાડીને અંધારી રાત્રે પતિની ઇચ્છા પ્રમાણે ઘરમાંથી

બહાર નિકળી પડી. રાત્રિ અંધારી ઘોર હતી, તેથી માર્ગમાં ચાલતાં ચાલતાં શૂળી ઉપર ચઢાવેલા માંડવ્યના પગની સાથે અથડાઇ. તે ઉપરથી ઋષિએ શાપ આપ્યો કે, મને અથડાનારો પુરુષ આવતી કાલે સૂર્યોદય વેળાએ મરણ પામશે. તે શાપ સાંભળીને પતિવ્રતા નર્મદા ગભરાટમાં પડી ગઇ અને પોતાના પતિના કહેવા પ્રમાણે તેને તેની પ્રેમપાત્ર સ્ત્રી સાથે મેળાપ કરાવીને પાછી ઘેર તેડી લાવી અને સૂર્યની પ્રાર્થના કરતી બોલી કે; જો મારામાં પતિભક્તિ હોય તો મારા સતના જોરથી સૂર્યનારાયણ કાલે ઉગશો મા ! સૂર્યનારાયણ સતીની પ્રાર્થના સાંભળીને બીજે દિવસે પ્રભાતમાં ઉગ્યા જ નહીં. સૂર્ય નહિ ઉગવાથી દેવો. મનુષ્યો વગેરે ગભરાટમાં પડી ગયા. કાળગણના શી રીતે કરવી, યજયાગ શી રીતે કરવા, યજ્ઞયાગ વિના વૃષ્ટિ કેમ થાય ને તે વિના લોકો કેમ જીવી શકે ? આવા આવા અનેક વિચારો ચાલવા માંડ્યા. છેવટે દેવોએ અનસૂયાની પાસે જઇને કહ્યું કે, માજી ! તમે પેલી પતિવ્રતા સ્ત્રીને સમજાવો તો સારું ! તે ઉપરથી અનસૂયા જાતે તે સતીને ઘેર પધાર્યાં અને તેમણે તે પતિવ્રતા બાઇનાં બહુ વખાણ કરીને તેના કુશળ સમાચાર પૂછ્યા. પતિવ્રતા સ્ત્રીએ પણ અનસૂયાને મોટા માન સાથે આસન ઉપર બેસાડીને તેમની પૂજા કરી અને પછી તે બોલી:–માજી ! તમે મારે ઘેર પધારીને મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. સ્ત્રીઓને પતિવિના બીજો કોઇપણ સુખદાતા નથી. કેવળ પતિભક્તિ જ સ્ત્રીઓનું આલોકમાં અને પરલોકમાં કલ્યાણ કરનારી છે. કહો આપની મને તથા મારા પતિને શી આજ્ઞા છે ?

અનસૂયા હસીને બોલ્યાં; દીકરી ! સૂર્યનો ઉદય ન થવાથી જગતમાં હાહાકાર વર્તાઇ રહ્યો છે. માટે સૂર્ય ઉદય પામે, તે પ્રમાણે તું તેમની પ્રાર્થના કર. સૂર્યોદય થવાથી તારો પતિ મરણ પામશે તો તેને હું પાછો જીવતો કરીશ. તે બ્રાહ્મણીએ સૂર્યની પ્રાર્થના

કરી, અને **અનસૂયાએ** અર્ઘ આપીને **સૂર્યનું** આવાહન કર્યું કે, **સૂર્યનો** ઉદય થયો, અને તે વખતે જ પેલો બ્રાહ્મણ મરણ પામ્યો ! પરંતુ બીજે જ ક્ષણે **અનસૂયાએ** પોતાના પતિવ્રતના **પ્રભાવથી** તે બ્રાહ્મણને પણ સજીવન કર્યો. તે બ્રાહ્મણ રોગ રહિત દિવ્ય દેહ ધારણ કરીને ઉઠ્યો અને તેણે **અનસૂયાનાં** ચરણમાં **પ્રણામ** કર્યા. પછી **અનસૂયા** તે બન્નેને આશીર્વાદ આપીને દેવતાઓનાં મંડળમાં પતિવ્રતાઓનું મહાત્મ્ય ગવરાવતાં ગવરાવતાં પોતાને આશ્રમે ગયાં અને પેલો દુરાચારી **કૌશિક** **અનસૂયાની** કૃપાથી પોતાની પતિવ્રતા સ્ત્રીનાં ગુણોપર મોહિત થઇને તેને ધન્યવાદ આપવા લાગ્યો.

---

## સુલભા.

—૦—



સુલભા પ્રધાન નામના રાજાની પુત્રી થતી હતી તેણે નાની વયમાંથી આત્મતત્ત્વનું જ્ઞાન થાય તેવાં અધ્યાત્મ શાસ્ત્રનું અધ્યયન કર્યું હતું. પરણવાયોગ્ય વયમાં આવ્યા છતાં પણ યોગ્ય વર નહી મળવાથી **સુલભા** બ્રહ્મચારિણીનો વેશ ધારણ કરીને આત્મતત્વનો ઉપદેશ કરતી પૃથ્વીપર વિહાર કરવા લાગી. તેણે અનેક દંડીઓના અને સંન્યાસીઓના મુખથી સાંભળ્યું કે, **જનક** રાજા મહાજ્ઞાની છે. તે રાજનીતિ તથા વેદાંત-શાસ્ત્રમાં ઘણો જ કુશળ છે અને તેણે જીવતાં જ મુક્તિ મેળવેલી છે. **જનકરાજાની** આ વિખ્યાતિ સાંભળીને વેદાંતશાસ્ત્રમાં કુશળ **વિદુષી** **સુલભા** પોતાના અનેક સંદેહ ટાળવા માટે પોતાના પૂર્વ **રૂપનો** **યોગબળથી** ત્યાગ કરીને નવું લાવણ્યથી ભરપૂર મોહિનીનું મોહક **રૂપ**

ધારણ કરીને જનક રાજાના દરબારમાં ગઈ. રાજા તે સંન્યાસિનીનું અલૌકિક રૂપ જોઇને આશ્ચર્યમાં પડી ગયો અને વિચાર કરવા લાગ્યો કે, આ સ્ત્રી કોણ હશે ? અને કયાંથી આવી હશે ? આવો વિચાર કર્યા પછી રાજાએ તે યોગિનીને બેસવા માટે આસન આપ્યું; તેના ચરણ ધોયાં અને તેને ભોજન કરાવીને તૃપ્ત કરી. તે સંન્યાસિની ભોજન કરી વિશ્રાંતિ લઇને સભા વચ્ચે બેઠેલા જનક રાજાને અને તેની પાસે બેઠેલા બીજા વિદ્વાનો તથા મંત્રીઓને કહેવા લાગી કે, આ રાજા મુક્ત નથી પણ બદ્ધ જણાય છે. આમ કહેતાંની સાથે જ તે યોગિનીએ પોતાનાં યોગબળથી તે રાજાની બુદ્ધિમાં પ્રવેશ કર્યો. નેત્રોના પ્રકાશથી તેના નેત્રના પ્રકાશને અટકાવી દીધો, અને ચિત્તદ્વારા તેનાં ચિત્તને સ્વાધીન કરી લીધું. જનકરાજા પણ કંઇ અજ્ઞાની નહતો. તેણે પણ યોગબળથી પોતાનાં ચિત્તવડે તેના ચિત્તને બાંધી લીધું અને ગંભીર સ્વરથી તે યોગિનીને પ્રશ્ન કર્યો કે: ઓ યોગિનિ ! કયાંથી આવે છે ? તારા સ્વરૂપમાં કોઇપણ જાતનો સાધુભાવ મને જણાતો નથી. મારી પાસે રાજ્યનાં સર્વ ચિન્હો છે, છતાં હું મુક્ત છું. મારા ગુરુપંચશિખાચાર્યે મને આત્મતત્વનો ઉપદેશ આપ્યો છે. તેમણે મને મોક્ષધર્મ પણ સંપૂર્ણ સંભળાવ્યો છે. હું સંસારમાં રહીને રાજકાર્ય કર્યા છતાં પણ જળકમળની પેઠે સાંસારિક વિષયોથી અલિપ્ત છું. પુરુષ જ્ઞાનવડે ચૈતન્યરૂપ થઇને યોગાભ્યાસ કરે છે અને યોગાભ્યાસથી તેને સર્વજ્ઞતા મળે છે. સર્વજ્ઞતા સુખ તથા દુઃખમાંથી છોડાવનારી છે અને મૃત્યુને જિતનારી સિદ્ધિ છે. જેમ વાવેલાં બી ઉગે છે પરંતુ તે જ બીને જો ભુંજવામાં આવે છે તો તે ઉગતાં નથી. તેમ કર્મ સંસારમાં જન્મ મરણ આપે છે, પણ વાસના રહિત થવાથી જન્મ મરણનો પ્રસંગ આવતો નથી. મારી બુદ્ધિ પણ કર્મ સાથે વાસના રહિત થયેલી છે. મને કોઈ પ્રહાર કરે કે ચંદન ચઢાવે, તે બન્ને સરખાં છે. ગૃહસ્થ પણ જો યમનિયમ, કામ, ક્રોધ,

દ્વેષ, પરિગ્રહ, માન, દંભ વગેરેથી રહિત હોય તો સંન્યાસી જ ગણાય છે, પરંતુ સંન્યાસી છતાં કામ ક્રોધ આદિને આધીન હોય તો તે સંન્યાસી ગણાતો નથી. પરંતુ દંભી ગણાય છે. તેવા કપટી સંન્યાસી પૃથ્વીપર ભારરૂપ ગણાય છે. આત્મતત્વનું સ્વરૂપ જાણવું, એ જ મુખ્ય પ્રયોજન છે. કંઈ દંડ, કમંડલ કે ભગવાં વસ્ત્રથી મોક્ષ મળતો નથી. તેં મારા નગરમાં ભિક્ષુકીને વેશે પ્રવેશ કર્યો છે અને મારી સભામાં આવીને મને વશ કરવાની તજવીજ સુદ્ધાંત કરી છે. તેથી તું અપરાધી છે વગેરે વચનો કહીને જનક રાજાએ યોગિનીનાં અભિમાનને તથા ગર્વને ગાળી નાંખ્યું.

રાજાનો આવો આત્મબોધ જાણીને સુલભા બોલી કે; મહારાજ ! મને આપના કહેવાપર જરા પણ ક્રોધ નથી. હું પ્રધાન નામના રાજર્ષિના પ્રખ્યાત ઘરમાં ઉત્પન્ન થઇ છે, મને યોગ્ય પતિ ન મળ્યો તેથી હું ગુરુ પાસેથી વેદાંતશાસ્ત્રનું અધ્યયન કરીને એકલી પૃથ્વીપર ફર્યા કરું છું અને બ્રહ્મચર્ય વ્રત પાળ્યા કરું છું. હું બીજાનું ધન હરણ કરનારી નથી. તેમ અધર્મનો ઉપદેશ પણ કરનારી નથી. વિચાર કર્યા વિના કોઇ સાથે વાર્તાલાપ કરતી નથી. તમારી મોટી કીર્તિ શ્રવણ કરીને તમારા જ્ઞાનની પરીક્ષા કરવા માટે આવી છું. જે મનુષ્ય પરબ્રહ્મના સ્વરૂપમાં નિમગ્ન રહીને શાંત રહે છે, તે જ મોક્ષનો અધિકારી છે. હું એક રાત્રિ કરતાં વધારે વખત કોઇને ત્યાં રહેતી નથી, માટે હું પણ તારે ત્યાં આજની રાત્રિજ રહીશ ને આવતી કાલે પ્રભાતમાં ચાલી જઇશ. તારો ઉત્તમ સદાચાર તથા આ સંસાર સાથેનો જળકમળવત્ વ્યવહાર જોઇને હું પ્રસન્ન થઇ છું. મોક્ષ કંઇ વેશધારણ કરવાથી મળતો નથી, પણ જ્ઞાનથી મળે છે. રાજા જનક સુલભા યોગિનીની વાતચિત સાંભળીને મૌન થઇ ગયા અને તેની ઉત્કટ ત્યાગવૃત્તિને મનમાં હજારો હજાર ધન્યવાદ આપવા લાગ્યા.

# અહલ્યાબાઇ હોલ્કર.

---



આ પરમ ધાર્મિક અને રાજનીતિજ્ઞ પવિત્ર મનની રાજમહિલાનું કીર્તિવંત નામ ભારતના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાયલું છે. હિંદમાં તેનું નામ એટલું બધું પ્રખ્યાત થયું છે કે, તેની ઓળખ વાંચકવૃંદને પ્રથમ આપવાની જરૂર જેવી નથી. તેની ઉદારતા અને ધાર્મિકપણાની કાંઈપણ નિશાની ન હોય એવો હિંદુસ્તાનનો થોડો જ ભાગ હશે. દક્ષિણે રામેશ્વરથી તે છેક ઉત્તરે બદ્રિકેદાર લગી જે જે પ્રખ્યાત ક્ષેત્રો અને પવિત્ર સ્થળો છે, તે સર્વમાં અહલ્યાબાઇએ હરકોઇ પ્રકારે કરેલી બક્ષિસ નજરે પડ્યા વગર રહેતી નથી. તેણે કોઇ કોઈ ઠેકાણે અન્નછત્ર બેસાડ્યાં છે. કોઈ કોઈ સ્થળે દેવસ્થાનોને ઇનામ વગેરે આપ્યાં છે. આવી પ્રખ્યાત બાઇનું ચરિત્ર જેટલું ઉપયોગી છે, તેટલું જ શિક્ષણીય છે.

આ પ્રખ્યાત રાણી ઇંદોરમાં હોલ્કરનું રાજ્ય સ્થાપનાર મૂળ પુરુષ મલ્હારરાવ હોલ્કરના પુત્ર ખંડેરાવ હોલ્કરની ધર્મપત્ની હતી. તે સુમારે વીશ વર્ષની હતી ત્યારે તેનો સ્વામી ખંડેરાવ હોલ્કર એક લડાઇમાં કપાઇ જવાથી તેને વિધવા અવસ્થા પ્રાપ્ત થઇ હતી. એ વખતે તેનો સસરો મલ્હારરાવ જીવતો હતો. તે જ્યારે ઇ૦ સ૦ ૧૭૬૫ માં મરણ પામ્યો ત્યારે ઇંદોરની ગાદી ઉપર અહલ્યાબાઇનો પુત્ર માલીરાવ બેઠો. માલીરાવ કમઅક્કલનો અને દુરાચારી હતો. પરંતુ માલીરાવ રાજ્યનો અનુભવ કરવાને તથા લોકને અને પોતાની માને દુઃખ દેવાને ઝાઝા દિવસ જીવ્યો નહિં. ગાદીએ બેઠા પછી આઠ નવ મહિનાની અંદર તે મરણ પામ્યો હતો.

**માલી**રાવના મરણ પછી હોલ્કરના દરબારમાં **મલ્હાર**રાવના વખતથી **ગંગાધર યશવંત** નામે એક બ્રાહ્મણ દિવાન હતો. તેણે **માલી**રાવની વિધવા પાસે દત્તક લેવડાવી, રાજ્યકારભાર ચલાવવાની **અ**હલ્યાબાઇને સલાહ આપી. તે વેળા **રાઘો**બાદાદા પેશ્વા માળ-વામાં હતો. તેને પુષ્કળ નજરાણું કરી દિવાને પોતાના પક્ષમાં લીધો હતો. પરંતુ **અ**હલ્યાબાઈ નીતિવાન્ અને દૃઢ નિશ્ચયવાળી હતી, તેથી એ સલાહનો ભેદ સમજી ગઈ. તેણે દિવાનને કહ્યું કે, **મલ્હાર**રાવના રાજની માલિક હાલમાં હું એકલી જ છું. મારા કામમાં હાથ ઘાલવાનો કોઇને અખત્યાર નથી. એ પ્રમાણે તેણે પોતાની પદવીને છાજે તેવો ચોખ્ખો જવાબ આપ્યો. એ વેળાએ પુનાની ગાદી ઉપર **મા**ધવરાવ પેશ્વા હતો. તેને **અ**હલ્યાબાઇએ પોતાનો અભિપ્રાય ઉપર પ્રમાણે લખી મોકલ્યો. **રાઘો**બાને તે ન રુચવાથી તેણે ચઢાઈ કરી. જબરાઇથી પોતાની મતલબ પાર પાડવાનો મનસુબો કર્યો. એ વાતની **અ**હલ્યાબાઇને ખબર પડતાં જ તેણે તેમને કહાવી મોકલ્યું કે;—"તમે લડાઈ કરવાનો વિચાર કરો છો, પરંતુ લડાઇમાં સ્ત્રીને હરાવ્યાથી તમને સરદારની કીર્તિ મળવાની નથી. પણ કદાપિ સ્ત્રી તમારો પરાજય કરશે તો તમારી અપકીર્તિ થવાનો સંભવ છે, માટે જે કરવું હોય તે વિચારીને કરજો." એવો સંદેશો મોકલીને પોતે લડાઇની તૈયારી કરવા માંડી. હોલ્કરની ફોજને તેના પક્ષનું ઘણું અભિમાન હતું. તેમ **અ**હલ્યાબાઇએ હાથીના હોદ્દામાં બેસીને તેને ચારે થાંભલે તીરની કમાન કરી તથા આડા તીર બાંધી લડાઈમાં જઈ લશ્કરને ઉત્તેજન આપવાનો ઠરાવ કર્યો. પરંતુ એટલામાં **રાઘો**બા ઉપર **મા**ધવરાવ પેશ્વાનો પત્ર આવ્યો કે, "**અ**હલ્યાબાઇ લાયક સ્ત્રી છે અને તેના રાજ્યની વ્યવસ્થા કરવાની તેને પૂર્ણ સત્તા છે, માટે તમારે તેના કામમાં બિલકુલ હાથ ઘાલવો નહિ." એ પત્રથી **રાઘો**-બાના હાથ હેઠા પડ્યા.

હવે અહલ્યાબાઇએ રાજ્યની લગામ પોતાના હાથમાં લેઈ રાજ્યકારભાર ચલાવવા માંડ્યો. ગાદીએ બેઠા પછી શરૂઆતમાં તેને કેટલીએક હરકતો નડી, પરંતુ પોતાની ચપળતા અને બુદ્ધિબળથી દૂર કરી હતી. તેણે તુકાજી હોલ્કર નામે એક વિશ્વાસુ અને વીરપુરુષને પોતાના લશ્કરનો સેનાપતિ નિમ્યો. તે પાકી ઉમ્મરનો, ઠરેલ, ધર્મનિષ્ટ અને રાજ્ય લોભ વિનાનો માણસ હતો. તેને સઘળા પક્ષકારો તરફથી ઘણું માન મળતું હતું. અરસપરસના માન અને વખાણની લાગણીથી બંધાયલાં અહલ્યાબાઈ અને તુકાજીએ ત્રીશ વર્ષ જેટલી લાંબી મુદત સુધી રાજ્યકારભાર ચલાવ્યો હતો. હોલ્કરના રાજ્યની પ્રજાએ જેવાં સુખ અને આબાદીમાં દિવસ કાઢયા હતા. તેવાં તેણે પહેલાં કે ત્યાર પછી કદી કાઢયાં નહિ.

અહલ્યાબાઇ પોતાની પ્રજા પાસેથી નિયમસર વસુલાત ઉઘરાવતી અને વતનદારોના ચૂકાદા કરવાનું કામ ઘણું કરીને પંચોને અથવા ન્યાયાધીશોને તેણે સોંપ્યું હતું. તથાપિ કોઇને કાંઇ જરૂરની હકીકત સમજાવવી હોય તો તેમ કરતાં તે આંચકો ખાતી નહિ. નીચલી કોર્ટે ચૂકવેલા ઘણા નજીવા દાવાની પણ તેની આગળ અપીલ આવતી તો તેની તપાસ કરવામાં તે કદી કંટાળતી નહિ. ઇનસાફ આપવાના કામમાં સઘળા મુદ્દા ઉપર તેની સમજ ઘણી ઉંડી હતી. ન્યાય બરોબર કરવો, એ મારો ધર્મ છે. તે ન કરવાથી મને પાપ લાગશે, એ વાત તેના મનપર પૂરેપૂરી ઠસેલી હતી. રાજ કારભારથી તેને ફુરસદ મળતી તો તે ઇશ્વરની ભક્તિ કરવામાં અથવા પુણ્યનાં કામો કરવામાં ગાળતી હતી. સંસારનાં કૃત્યો પણ તે ધર્મબુદ્ધિથી કરતી હતી. તે વારંવાર કહેતી હતી કે, હું અમલને લીધે જે જે કૃત્યો કરૂં છું, તેનો જવાબ મારે પરમેશ્વરને દેવો પડશે. જ્યારે તેના કારભારીઓ કોઇ અન્યાયનું કામ કરવાની તેને સલાહ આપતા ત્યારે તે તેમને

કહેતી કે:–" આપણે માણસ છીએ અને આપણે પણ મરવું છે તો પછી પરમેશ્વરે ઉત્પન્ન કરેલાં પ્રાણીઓનો જીવ શા માટે લેવો જોઇએ ?"

અહલ્યાબાઇનું રોજનું કામ એ હતું કે, સૂર્યોદયની બે ઘડી પહેલાં ઉઠીને પરમેશ્વરનું સ્મરણ કરવું. પછી નાહીને પૂજા કરવી, ત્યાર પછી પુરાણની કથા સાંભળવી અને નિત્યદાન તથા બ્રાહ્મણોને સીધાં આપવાં. તે સર્વ થઇ રહ્યા બાદ ભોજન કરવું. જમીને થોડાંક સ્તોત્રો ભણીને થોડીક વાર વિરામ લેતી, પછી ઉઠીને પોશાક પહેરી બે વાગ્યાને સુમારે દરબારમાં જતી અને છ વાગ્યા-સૂધી રાજ્યનું કામકાજ કરતી. તેને હમ્મેશાં ખુલ્લા દરબારમાં કામ કરવાની ટેવ હતી. સાંજે બે ત્રણ કલાક દેવસેવામાં તથા વાળુ કરવામાં ગાળી, રાતે મોડા સૂધી તે પાછું રાજ્યનું જ કામ-કાજ કરતી અને ત્યાર પછી સૂવા જતી. એ પ્રમાણે તેણે ૩૦ વર્ષ સૂધી એક સરખી રીતે કામ કર્યું હતું. તે ઉપવાસ તથા વ્રત કરતી. કોઇ કોઇવાર અગત્યનું સરકારી કામ આવતું ત્યારે ઉપર કહેલા ક્રમમાં તેને ફેરફાર કરવો પડતો.

અહલ્યાબાઇના રાજ્યકારભારથી રાજ્યની તથા પ્રજાની આબાદાની આશ્ચર્ય પમાડે તેવી હતી. જો કે હિંદમાં એ સમય લડાઇ ટંટાનો હતો, તથાપિ તેણે બીજાં રાજ્યો જોડે એવો તો ઉત્તમ સંબંધ રાખ્યો હતો કે, તેનાં ૩૦ વર્ષના રાજ્યઅમલમાં બહારનો કોઇ પણ શત્રુ તેના રાજ્ય ઉપર ચઢાઇ કરવાની હિમ્મત કરી શક્યો નહોતો, તેમ તેના દેશની અંદરના ભાગમાં પણ કોઈ માંહોમાંહેના ટંટા બખેડા કે લુટફાટ કરી શક્યું નહોતું. તેનું મુખ્ય કારણ એ હતું કે, જેની સાથે જેવી રીતે વર્તવું જોઇએ, તેની સાથે તેવી રીતે તે વર્તતી હતી. શાંત અને ભલા માણસોની

સાથે તે ભલાઈથી વર્તતી અને તોફાની તથા લૂટારુ લોકોને કાયદા પ્રમાણે શિક્ષા કરતી. તેના બધા કામદારો ઘણા વિશ્વાસુ અને પ્રામાણિક હતા. તેનું કારણ પણ ઘણું કરીને એ જ હતું કે, અહલ્યાબાઈ જેવી પ્રભુતાવાળી અધીશ્વરીના ગુણોનું અનુસરણ કરવામાં તેઓ પોતાની ફરજ અને હિત સમજતા હતા.

અહલ્યાબાઈનાં જે જે કામોથી તેનું રાજ્ય યાદ રાખવા જેવું થયું છે, તેમાં તેણે એ દેશની હાલની રાજધાની ઇંદોર શહેર વસાવ્યું, તે પણ એક છે. જે વેળા તેનો રાજ્ય કારભાર શરુ થયો, તે વખતે ઇંદોર માત્ર એક નાનું સરખું ગામડું હતું. જેવી રીતે એક માતા પોતાનાં સંતાનો ઉપર માયા રાખે છે, તેવી માયા ઇંદોરની પ્રજા ઉપર તે રાખતી હતી. પોતાના આખા રાજ્યની પ્રજાને પૈસાદાર અને સર્વ વાતે સુખી થયેલી જોવાને તે અંતઃકરણથી ચાહતી હતી. તેમના ઉપર કરનો બોજો વધારે ન પડે, તેને માટે ઘણી કાળજી રાખતી હતી. તેના રાજ્યમાં નર્મદા કિનારે ભીલ વગેરે લૂટારૂ લોકો વસતા હતા, તેઓને તેણે એવા તો વશ કરી દીધા હતા કે, તેઓ ચોરી અને લૂંટફાટ વગેરે તોફાન કરવાનું મૂકી દેઈને ઉદ્યોગે વળગ્યા હતા. તેથી સર્વત્ર સમાધાની પ્રસરી રહી હતી.

અહલ્યાબાઈને ઘણું કરીને હિંદુસ્થાનનાં તમામ રાજ્યોજોડે પત્રવ્યવહાર ચાલતો હતો. આવી ઉત્તમ સ્ત્રીને મદદ કરવાથી મારી ઘણી ખ્યાતિ થશે, એવું સમજીને મહાદજી સિંધિયા તેને મદદ કરતો હતો. અહલ્યાબાઈએ દાન ધર્મ વગેરે કેટલાં કાર્યો કર્યા, તેનું વર્ણન કરવાની જરૂર નથી. કેમકે એ સંબંધી તેની કીર્તિ હિંદુસ્તાનમાં સર્વત્ર પ્રસરી રહેલી છે. ડુંગરોમાં વિકટ જગ્યાએ રસ્તા બંધાવ્યા અને તેના આખા

રાજ્યમાં ઠેકાણે ઠેકાણે દેવળો, ધર્મશાળાઓ, કુવાઓ, તળાવો અને નદીઓના ઘાટ વગેરે પુષ્કળ સાર્વજનિક લાભનાં કામો કરાવ્યાં છે. તે શિવાય હિંદુસ્તાનમાંનાં સઘળાં પ્રસિદ્ધ ક્ષેત્રોમાં તેણે કોઇ ઠેકાણે ધર્મશાળાઓ બંધાવી છે, અને કોઈ ઠેકાણે અન્ન છત્રો પણ બેસાડ્યાં છે. તેને હિંદુધર્મ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી. ઉનાળાના દિવસોમાં તે રસ્તામાં પાણી પીવાની પરબો બેસાડતી અને શિયાળામાં ગરીબોને લૂગડાં વહેંચતી હતી. તે માત્ર મનુષ્ય પ્રાણી ઉપર જ એવી દયા કરીને બેસી રહેતી નહિં. પણ ઉનાળામાં ખેડુતોના બળદોને હળ ખેંચતા થોભાવીને પાણી પાવા સારૂ તેણે ઠેકાણે ઠેકાણે ચાકરો રાખ્યા હતા. પક્ષીઓને ચારો ચરવા માટે પાકેલા અનાજનાં ખેતરો વાજબી કીંમતે ખેડુતો પાસેથી વેચાણ લઇને તે ભેળાવી મૂકતી હતી. તેનાં એવાં અનેક ધાર્મિક કામોથી તેના રાજ્યનું જેટલું રક્ષણ થયું છે, તેટલું લશ્કરી બળથી થયું નથી.

હિંદુઓની સાધારણ સ્ત્રીઓ કરતાં અહલ્યાબાઇ વધારે ભણેલી હતી. તે સંસ્કૃત પુરાણો વાંચી તેનો અર્થ સમજતી હતી. તેને પોતાના ધર્મ ઉપર અતિશય શ્રદ્ધા હતી. તે છતાં પારકા ધર્મના લોકો ઉપર તે જરાએ દ્વેષ કરતી નહોતી. પરંતુ તેઓના ઉપર ઘણી મહેરબાની રાખતી હતી. ભરયુવાવસ્થામાં તે વિધવા થયા છતાં પોતાનો પતિવ્રતાનો ધર્મ બરાબર પાળતી હતી. પોતાની પાસે પુષ્કળ દ્રવ્ય હતું, તે છતાં તેની વૃત્તિ સાધુના જેવી હતી. વિધવા થયા પછી તેણે રંગેલાં લૂગડાં તથા ઘરેણાં કદી પહેર્યા નહોતાં. સ્વામીના મૃત્યુ પછી તે શ્વેત વસ્ત્રો ધારણ કરતી. ભરજુવાની, બેસુમાર વૈભવ અને રાજ્યસત્તા વગેરે આ દુનિયા ઉપર મોહ ઉત્પન્ન થવાનાં સાધનો હાજર હોવા છતાં તે દેવીના સદાચરણ કે રીત ભાતમાં બિલકુલ ફેરફાર થવા પામ્યો નહતો. તેને પોતાની મોટાઇનો લગારે ગર્વ ન હોતો. તે જે જે કામ કરતી, તે સર્વ પરમેશ્વરને હાજર જાણીને બીહીને કરતી. તેની વિશેષ ખુબી તો એ હતી કે, પોતે એટલી બધી

શુદ્ધ અને પવિત્ર હોવા છતાં બીજાના દોષ દેખીને તેનાપર અન્યાય ન કરતાં તેને ક્ષમા આપતી હતી. તેના આવા સદ્‌ગુણો જોઇને વિચાર કરતાં જણાય છે કે, અહલ્યાબાઈ ખરેખર અસાધારણ શક્તિવાળી સ્ત્રી હતી અને તેથી જ તે પૂર્વની મહાસતી અહલ્યાનો અવતાર છે, એવું લોકો કહેતા હતા.

અહલ્યાબાઇને ખોટી પ્રશંસા સાંભળવી બિલકુલ ગમતી નહોતી. એક વખતે એક બ્રાહ્મણ તેના વખાણનું પુસ્તક રચીને તેની પાસે ગયો અને તેને વાંચી સંભળાવ્યું. બ્રાહ્મણ જ્યાં સુધી તે પુસ્તક વાંચતો ગયો ત્યાં સુધી તો તે કંઇ બોલી નહિ. પણ તે જ્યારે બધું વાંચી રહ્યો ત્યારે એટલું જ બોલી કે—હું પાપી છું, મારે માટે એવું વર્ણન છાજે નહિ. ઇત્યાદિ કહીને તેણે તે પુસ્તકને નર્મદા નદીમાં ફેંકી દેવાનો હુકમ કર્યો હતો. અહલ્યાબાઇને મંછાબાઈ નામની એક પુત્રી હતી. તેને એક સરદારની સાથે પરણાવી હતી. તેને એક પુત્ર હતો, તે ભર જુવાનીમાં મરણ પામ્યો હતો. તે પછી તે બાઇનો પતિ પણ એક વર્ષમાં ગુજરી ગયો ને મંછાબાઈ સતી થઈ હતી. પ્રથમ પતિ અને પછી પુત્રના મરણથી તેનો શોકાગ્નિ જો કે લાંબી મુદત થયા છતાં પણ શાંત થયો નહોતો. તેમાં તેને આથી બહુ લાગ્યું.

અહલ્યાબાઈ રાજ્ય ચલાવવાની ફીકર અને થાકથી તવાઈ જઇને સાઠ વર્ષની ઉમ્મરે ઇ. સ. ૧૭૯૫ માં દેવલોક પામી હતી. સર જોન માલ્કમ તેના વિશે પોતાના માળવાના વૃત્તાંતમાં લખે છે કે, એ બાઇવિશે જેમ જેમ વધારે તપાસ કરીએ છીએ, તેમ તેમ તેને માટે પ્રશંસાબુદ્ધિ આપણામાં વધતી જાય છે. રાજ્ય કાર્યમાંથી મળતા અવકાશનો બધો સમય તે ભક્તિ અને દાનધર્મમાં ગાળતી હતી. ધર્મે તેના મન ઉપર એવી તો અસર કરી હતી કે, સંસારી કર્તવ્ય કરવાવિશે પણ તેનું મન દૃઢ થયેલું હતું. તે એમ કહેતી હતી કે:—"મારી સત્તાનો હું જે

ઉપયોગ કરું છું, તેને માટે હું પરમેશ્વરને ત્યાં જવાબદાર છું." તેની સંભાળમાં ઈશ્વરે જે પ્રદેશ સોંપ્યો હતો, તે પ્રદેશનો રાજ્યવહીવટ ચલાવવામાં એ બાઇએ પોતાની અદ્‌ભૂત શક્તિ અને ગુણબળ દર્શાવ્યાં હતાં. તેથી આપણા મનમાં એ બાઈ વિષે આશ્ચર્ય અને પ્રશંસાબુદ્ધિ ઉત્પન્ન થાય. ગાંડા પુત્રની સંભાળ રાખવામાં અને તેને ઉછેરવામાં તેની કોમળતાવિશેની અને તે પુત્રના મૃત્યુથી તેને થયેલા અસહ્ય શોકવિશેની વાતો આપણા જાણવામાં આવે છે ત્યારે તે કરતાં પણ વધારે અસર આપણા મન ઉપર થાય છે. આ પ્રેમયુક્ત કોમળતાનો ગુણ તેનામાં માતુશ્રી તરિકેનો હતો. પોતાની રૈયતપ્રત્યે પણ એની મમતા એવી જ હતી. વળી એ જ ગ્રંથકાર પોતાના પુસ્તકમાં લખે છે કે;–

" અહલ્યાબાઈ મધ્યમ કદની તથા ઘણી જ નાજુક હતી. તેનો ચહેરો જો કે પાકા બદામી રંગનો હતો તો પણ તે સ્વચ્છ હતો. તે ઘણી આનંદી હતી. ભાગ્યે જ ગુસ્સામાં દેખાતી. તેનું મન કોળવા-ચલું, તથા સરકારી કામકાજ કરવામાં સ્વચ્છ અને ચપળ હતું. તેને બીજાની ખુશામતથી જરા પણ અસર થતી નહોતી. તેના ભલા કારભારમાં ઉપર બતાવ્યા પ્રમાણે રાજ્ય આબાદ થયું હતું ને લોક સુખ પામ્યાં. તે જીવતી હતી ત્યારે બહુ વખણાતી હતી અને મુવા પછી લોકો અદ્યાપિ તેની મૂર્તિને પૂજે છે."

---

## વિમળ દેવી.

—:o:—



વિમળ દેવી રજપૂતાનામાં આવેલા રૂપનગઢના રાજા અમરસિંહની પુત્રી હતી. તે જેમ રૂપાળી હતી તેમ ધર્મનિષ્ઠ પણ હતી. એ સમયમાં રજપૂતો મુસલમાન બાદશાહોને પોતાની કન્યાઓ આપીને તેમની કૃપા સંપાદન કરતા

હતા. એ વાત **વિમળ** દેવીને ઠીક લાગતી નહોતી. જેમણે યવનો સાથે લગ્ન કરીને સ્વધર્મપર પાણી ફેરવ્યું હતું, તેમને તે અંતઃકરણપૂર્વક ધિક્કારતી હતી. કોઈ ગુણવાન્, વિદ્યાવંત અને શૂરવીર ક્ષત્રિય પુરુષ મળે તો તેની સાથે લગ્ન કરવાનો તેનો વિચાર હતો. ક્ષત્રિય જાતિનો પતિ ન મળે તો ઇશ્વરભક્તિમાં જ જીવન પૂરું કરવું, આવો દૃઢ નિશ્ચય કર્યો હતો. તેની મોટી બેન કેસરબાને તેના પિતાએ દિલ્લીના બાદશાહ **ઔરંગઝેબના** પ્રતાપ બળથી ડરીને લાચારીથી તેની સાથે પરણાવી હતી. તે એક વખતે દિલ્લીથી રૂપનગઢમાં માતપિતાને મળવા આવી હતી. તે વખતે **વિમળ** દેવીને કેસરબાની સાથે ધર્મ વિશે વાતચિત થઈ હતી. તે પછી એક વખતે **વિમળ** દેવીને શિવની પૂજા કરતાં જોઇને કેશરબાએ તેની નિંદા કરવા માંડી. ત્યારે **વિમળ** દેવીએ ધીરેથી ઉત્તર આપ્યો કે, તું શું બોલે છે? હવે તું **રાઠોડની** પુત્રી રહી નથી. પરંતુ દિલ્લીના તુર્ક બાદશાહની બેગમ થઇને વટલી છે. ક્ષત્રિયાણીના ધર્મને તું શું જાણે? **યવનનું** અન્ન ખાવાથી તારું શરીર અશુદ્ધ થયું છે, માટે તારું મુખ મને બતાવીશ નહીં. **રાઠોડની** જાતને તેં લજવી છે, એટલું જ નહી પણ તેં રજપૂતનું અભિમાન મૂક્યું છે માટે તને ધિક્કાર છે! આવાં તિરસ્કારનાં વચનો સાંભળવાથી કેસરબાને ઘણો ક્રોધ ચઢ્યો અને તેણે **વિમળ** દેવીને કહ્યું કે "તું આટલું બધું ગુમાન રાખે છે, પરંતુ જ્યારે હું તને પાદશાહની બેગમ કરાવું ત્યારે જ ખરી." એમ કેટલાંક કડવાં વચન કહી રીસાઇને તે દિલ્લી ગઈ. ત્યાં પાદશાહની આગળ **વિમળ** દેવીના વિરુદ્ધમાં ઘણું ભાષણ કરીને ક્રોધાંધ કર્યો. **ઔરંગજેબે** તેના પિતા **અમરસિંહ** ઉપર એકાએક ધમકીનો પત્ર લખીને **વિમળદેવીને** માટે માગું કર્યું. આથી **અમરસિંહે** ભયભીત થઈ તે માગું સ્વીકાર્યું. આ વાતની **વિમળદેવીને** ખબર પડ્યાથી તે ઘણી જ ગભરાઈ. પણ હિમ્મત પકડી પોતાના શિવ-

ળનાં રક્ષણ માટે ઉપાય શોધવા લાગી. તેને છેવટે એ સૂઝયું કે, મેવાડના પ્રતાપરાણાનો પૌત્ર રાજા રાજસિંહ ક્ષત્રિય ધર્મનો રક્ષક છે, માટે તેને શરણે જવું. એવો વિચાર કરી તેણે છાનો એક પત્ર રાજસિંહ ઉપર લખીને મોકલ્યો. તેમાં તેણે જણાવ્યું કે–"હું રાઠોડની પુત્રી તમને મારા મનથી વરી ચૂકી છું. પણ મારા પિતાએ પાદશાહથી ડરીને મને તેના હાથમાં સોંપવાનો વચાર કર્યો છે. પરંતુ ક્ષત્રિયપુત્રીને પરધર્મી સાથે વર વરવા કરતાં મરવું ઘણું ઉત્તમ છે, એમ હું માનું છું. આવી વિપત્તિની વેળાએ તમારા શિવાય મારું રક્ષણ કરી શકે તેવો કોઈ વીર પુરુષ હું જોતી નથી. તમે મારી રક્ષા કરો! તેમણે મારાં લગ્નનો દિવસ વસંતપંચમીનો નિશ્ચય કર્યો છે, માટે તે પહેલાં તમે અહીં આવીને મારું રક્ષણ કરો. જો તમે જલદી નહીં આવો તો હું નિશ્ચય પ્રાણત્યાગ કરીશ; પરંતુ કદી પણ યવન પાદશાહની બેગમ થઈશ નહિં. વહાલા રાજા! શું રાજહંસી બગલાની સહચરી થશે? નહિં જ થાય, માટે તુરત આવીને મારી ખબર લેજો."

ઉપર પ્રમાણે વિમળદેવીનો પત્ર રાણા રાજસિંહના હાથમાં ગયો. તે વાંચીને વિમળદેવીની હિંમત અને તેની દૃઢ પ્રતિજ્ઞાને માટે મનમાં ને મનમાં તેને ઘણો ધન્યવાદ આપ્યો તથા પોતે તેનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરી. આ વાતની ખબર રાજસિંહની ધર્મપત્ની વીરકળા તથા રાજમાતા વીરમતિને પડતાં તેમણે પણ ખુશી થઇને રાજસિંહને તત્કાળ વિમળદેવીનું રક્ષણ કરવા માટે જવાને બહુ રીતે ઉશ્કેર્યો. પછી રાણાએ પત્રનો ઉત્તર વિમળદેવીને લખીને જણાવ્યું કે તમે ધીરજ રાખજો. ફીકર કરશો નહિં! હું વસંતપંચમીએ આવી પહોંચીશ. ત્યાર પછી અગાઉથી કરી રાખેલા સંકેત પ્રમાણે ઔરંગજેબ પાદશાહ દિલ્લીથી જાન લઇને રૂપનગઢ આવ્યો અને આણી તરફથી રાણો રાજસિંહ પણ વિમળદેવીનું રક્ષણ કરવાને આવ્યો. ત્યારે રાજભવનમાં ચાલતી

વિવાહની ધામધૂમનો લાભ લઇને વિમળદેવીને ઘોડા ઉપર બેસાડી મોગલ પાદશાહને ચેતાવીને ચાલતો થયો. આ બનાવથી પાદશાહી સૈન્ય ચકિત થઈ ગયું, પણ તેમાં તેમનું કંઈ પણ ચાલ્યું નહિ. ઔરંગજેબ વીલે મોઢે ત્યાંથી દિલ્લી પાછો ગયો. રાણો અને વિમળદેવી સહી સલામત ઉદેપુર જઈ પહોંચ્યાં. પછી લગ્ન કરી તેમણે પતિપત્નીના ધર્મ પ્રમાણે વર્તીને સુખમાં દિવસ નિર્ગમન કર્યા. એ પ્રમાણે એ રાજપુત્રી પવિત્ર ક્ષત્રિય ધર્મની રક્ષાને માટે ઘણી જ ધીરજ અને પવિત્રતાનું ઉત્તમ દૃષ્ટાંત જગતમાં મૂકી ગઈ છે. ધન્ય છે! સ્વધર્મની રક્ષા માટે જીવન અર્પણ કરનાર આ રાજપુત્રીને!

---

## કળાવતી.

—o—



આ શૂરવીર સ્ત્રી રજપૂતાનાના એક ખંડીયા રાજા કર્ણસિંહની રાણી થતી હતી. દિલ્હીના બાદશાહ અલ્લાઉદીન ખીલજીએ આ રાજ્યપર ચઢાઈ કરી ત્યારે રાજા કર્ણસિંહ પોતાના ક્ષત્રિય ધર્મની રક્ષા કરવા માટે તૈયાર થયો હતો. તેની સાથે રાણી કળાવતી પણ યોધાનો પોશાક પહેરીને રણમાં ગઈ હતી. બન્ને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું, તેમાં કળાવતીએ પોતાના સ્વામીને પડખે રહીને તેને ઘણી સહાયતા કરી હતી. જ્યારે યુદ્ધ ચાલતું હતું, તે વખતે શત્રુ પક્ષનો એક માણસ કર્ણસિંહપર ઓચિંતો ધસારો કરીને તે ન જાણે તેમ તેના ઉપર જોરથી તરવારનો ઘા કરવાને તૈયાર થયો. કળાવતીની નજર તેના ઉપર પડવાથી તે તુરત તેના તરફ ધસી ગઈ અને પાછળથી તેને એવો તો સખ્ત ઘા માર્યો કે, તે જ ક્ષણે તે જમીન ઉપર

તુટી પડ્યો. એ રીતે કળાવતીએ પોતાના પતિને મૃત્યુના મુખમાંથી બચાવી લીધો હતો. કર્ણુસિંહ તથા કળાવતીએ પોતાના બાહુબળથી શત્રુનાં ઘણાં માણસોને કાપી નાંખ્યાં. તે પરથી શત્રુએ ઘણા જુસ્સામાં આવીને લડ્યા. સામ સામે મોટી મારામારી ચાલી, તેમાં કર્ણસિંહને તરવારનો એક ઘા વાગ્યો. તે જોઇને વીરનારી કળાવતી બહાદુરીથી શત્રુઓની સામે લડવા લાગી, એથી શત્રુઓ થોડીવારમાં ભય પામીને રણભૂમિપરથી નાસી ગયા.

એ રીતે લડાઇમાં વિજય મેળવીને કર્ણુસિંહ અને કળાવતી બન્ને રાજધાનીમાં આવ્યાં, પરંતુ કર્ણુસિંહ ઘણો જ સખત જખમી થયો હતો. શૂરવીર રાણીએ હુશિયાર વૈદ્યોને બોલાવ્યા; તેમણે ઘાવ જોઇને કહ્યું કે "આ ઘા ઝેર પાયેલી તરવારનો છે, માટે એમાંનું ઝેર ચુશી લીધા વગર તે રૂઝાય તેમ નથી, અને ન રૂઝાય તો બચવાની આશા પણ નથી. વૈદ્યોનો અભિપ્રાય રાણીએ સાંભળ્યો, પણ એ ઝેર એવું હતું કે ચુસનાર માણસનું મરણ થાય. કર્ણુસિંહ પોતાના બચાવ માટે બીજાનો પ્રાણ લેવાને રાજી નહોતો. દિવસે દિવસ કર્ણસિંહને ઘાની પીડા તો વધતી જ ચાલી. બીજી તરફ પતિને પ્રાણ સમજનારી કળાવતી પોતાના પ્રિયતમ પતિનું આ દુઃખ જોઈ શકી નહિં. તુરત તેણે પોતાનાં દગ્ધ થતાં હૃદયને શાંત કરવાનો નિશ્ચય કર્યો. જ્યારે કર્ણુસિંહ નિદ્રાવશ થયો ત્યારે આ પતિવ્રતા સ્ત્રી પતિનો જીવ બચાવવાને તૈયાર થઈ અને કર્ણુસિંહને ખબર ન પડે એવી રીતે જખમમાંથી બધું ઝેર તેણે ચુસી લીધું. પરિણામે કર્ણસિંહ બચ્યો, પણ કળાવતીને ઝેર ચઢવાથી તે મરણ પામી. એ જોઇને રાજા કર્ણુસિંહ ઘણો જ શોકાતુર થયો અને ફરીથી લગ્ન નહિં કરતાં પ્રિયપત્નીના શોકમાં જ બાકીનું જીવન પૂરું કર્યું. ધન્ય છે સતી કળાવતીને, કે જેણે પોતાના પ્રાણને ભોગે પતિના પ્રાણની રક્ષા કરી.

---

# નાચી.

—:o:—



આ વિદુષી બાઇ તૈલંગણ દેશમાં આવેલા ઇલેશ્વર નગરના પ્રખ્યાત પંડિત ઇલેશ્વરોપાધ્યાયની પુત્રી થતી હતી. આ બાઈ યોગ્ય ઉમ્મરે પરણ્યા પછી પતિ ગુજરી જવાથી વિધવાવસ્થાને પ્રાપ્ત થઈ હતી. તેણે આ જગતપર ઉદાસ થઈ જઇને પોતાનો પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. એ વાત જાણવામાં આવ્યાથી વડીલોએ આત્મહત્યાના મહાદોષ વિષે તેને સમજાવી તેના મનને પાછું ફેરવ્યું. એટલે તેણે પોતાનું શેષ જીવન શાસ્ત્રનો અભ્યાસ કરવામાં ગાળ્યું. **માલ**કાંકણીનું તેલ ઘણું પીવાથી બુદ્ધિ ઘણી ચપળ થાય છે, કિંવા પાંચ કલાકમાં મરી જવાય છે, આવું તેણે પોતાના પિતાને મોઢેથી સાંભળ્યું હતું. તે પ્રયોગ અજમાવવા સારુ તેણે તે તેલ પીધું. થોડા વખતમાં તેનાં સર્વ અંગમાં એટલો બધો તો અગ્નિ પ્રકટ થયો કે, તેનાથી તે સહન થઈ શકયો નહિં. તેથી તે પાસેના કુવામાં પડી અને કલાક સૂધી પાણીમાં જ બૂડેલી રહી. આ વાતની તેના પિતાને ખબર પડવાથી તેમણે કુવા ઉપર જઇને **નાચી**ને કહ્યું કે-તું હજી બીજા પાંચ કલાક સૂધી પાણીમાં જ રહેજે; **નાચી**એ તે પ્રમાણે કર્યું; એટલે તેના શરીરનો અગ્નિ શાંત થઇ ગયો. એવું કહેવાય છે કે, તે તેલના યોગે કરીને તેની બુદ્ધિ થોડા સમયમાં એટલી વધી ગઈ કે; તે સર્વ શાસ્ત્રમાં અને કળાકૌશલ્યમાં નિપુણ થઈ હતી. ત્યાર પછી તે પદાર્થવિજ્ઞાન શાસ્ત્રના ઘણાજ કઠિણ વિષયો ઉપર વ્યાખ્યાનો આપતી તથા કવિતા પણ કરતી.

તેણે **નાચી**નાટક નામે વીર રસથી ભરપૂર એક ચરિત્ર રચેલું છે અને તેમાં પોતાના જન્મથી માંડીને વૈધવ્ય દશા પ્રાપ્ત થઈ ત્યાં સૂધીમાં જે જે બનાવો બન્યા, તેનું સંસ્કૃતમાં શ્લોકરૂપે વર્ણન

કર્યું છે. કહેવાય છે કે તે પોતાના પિતાની આજ્ઞા લઇને દેશાટન કરવા નીકળી હતી. ત્યાં દેશાટનમાં તેણે ઘણાક વિદ્વાનોની સાથે વાદવિવાદ કરીને તેમને જિત્યા હતા. તેણે **દિલ્લી** અને **જયપુર**ના રાજ્યમાં પોતાની વિદ્વત્તાના પ્રતાપથી ઘણું સન્માન અને ધન મેળવ્યું હતું. આ બાઇની વિદ્વત્તા અને સમયસૂચકતા જોઇને લોકો તેના તરફ પૂજ્ય ભાવથી વર્તતા હતા.

---

## કૃષ્ણ કુમારી.

—:0:—



આ પવિત્ર કુમારી **મે**વાડના મહારાણા **ભી**મસિંહની કન્યા હતી. તેનું સૌન્દર્ય સ્વર્ગની અપ્સરા જેવું હતું. તેથી લોકો તેને "રાજસ્થાનનું રત્ન" કહેતા હતા. તેનામાં દેશભક્તિ અનુપમ હતી. કૃષ્ણ કુમારી જ્યારે સોળ વર્ષની થઈ ત્યારે રાજા **ભી**મસિંહે **મા**રવાડના રાજાની સાથે તેનું લગ્ન કરવાનો ઠરાવ કર્યો. પરંતુ એટલામાં **મા**રવાડનો રાજા મરણ પામવાથી **ભી**મસિંહે **જ**યપુરના મહારાજા **જ**યસિંહ સાથે તેનો વિવાહ કરવાની ઇચ્છા બતાવી. એથી **મા**રવાડનો નવો રાજા **મા**નસિંહ ક્રોધાયમાન થયો અને કૃષ્ણકુમારીનું પાણિગ્રહણ કરવા માટે પોતે મોટી ફોજ લઇને **મે**વાડ ગયો. વળી મહારાજા સિંધિયાને **જ**યપુરના રાજા સાથે પક્કી દુશ્મનાઈ હતી, તેથી સિંધિયા પણ **મા**રવાડના રાજાની સહાયે મેવાડમાં જઇને **ભી**મસિંહને સંતાપવા માંડ્યો; તેથી **ભી**મસિંહે ગભરાઇને **મા**રવાડના રાજાને કન્યા આપવાનો ઠરાવ કર્યો. એ વાત **જ**યપુરના રાજાના જાણવામાં આવ્યાથી તેણે ઘણું સૈન્ય **મે**વાડ ઉપર મોકલ્યું. એક બાજુએ **મા**રવાડનો રાજા **મા**નસિંહ પણ

યુદ્ધને માટે તૈયાર થયો હતો. આવો વિકટ સમય આવેલો જોઇને કુમંત્રીઓની ખરાબ સલાહથી મહારાણા **ભીમ**સિંહે પોતાની પુત્રીને મારી નાંખવાનો નિશ્ચય કર્યો. રાજ્યમાં શાંતિ સ્થાપવા માટે તેણે આ ઉપાય સારો ગણ્યો હતો. **મે**વાડના ગૌરવની રક્ષા કરવા માટે રાણાએ દૃઢ સંકલ્પ કર્યો હતો તે સિદ્ધ કરવા રાણાનો ભાઈ તરવાર હાથમાં લેઇને અતુલ્ય લાવણ્યવતી સોળ વર્ષની બાળા કૃષ્ણ કુમારીના શયનમંદિરમાં ગયો. એ વખતે કૃષ્ણ કુમારી ભરનિદ્રામાં નિરાંતે પલંગપર સૂતેલી હતી. તેના કોમળદેહમાં સૌન્દર્યની પ્રભા શય્યામાં પથરાઈ રહી હતી. એ શોભાથી ઘાતક એકદમ સ્થંભિત થઈ ગયો. ક્ષોભથી, રોષથી અને વિરાગથી તેનું હૃદય વિચ્છિન્ન થવા માંડ્યું અને નિર્બળ હાથમાંથી તરવાર નિચે પડી ગઇ. તેનો ખણખણાટ કૃષ્ણકુમારીના અને તેની માતાના કાનમાં ગયો. માતા અધીર થઈ જઇને રડવા લાગી, પરંતુ કૃષ્ણ-કુમારી જરાપણ નહી ગભરાતાં હિમ્મતથી માતાને ધીરજ આપવા લાગી, એટલુંજ નહિં પરંતુ રાજ્યનું અમંગળ દૂર કરવા માટે પોતાનો પ્રાણ આપવાને તૈયાર થઈ. ધીરભાવથી તેણે આત્મત્યાગ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. તે પછી થોડીવારે ઝેરનું પાત્ર તેની પાસે લાવવામાં આવ્યું. કૃષ્ણકુમારીએ પ્રસન્ન ચિત્તથી વિષનું પાન કર્યું, પણ તેની કંઈ અસર થઈ નહિ. ફરીને બીજું પાત્ર આપ્યું. તેને પણ પ્રથમની માફક જ ગટગટાવી ગઈ. એમ બેવાર ઝેર પીધું, છતાં તેનો પ્રાણ ગયો નહિં ને દેવવાંચ્છનીય પવિત્ર રત્ન ઝાંખું પડયું નહિ, એટલે ત્રીજીવાર ઝેર આપવામાં આવ્યું. તે પણ કૃષ્ણકુમારી પી ગઈ, તેથી તેને ગાઢનિદ્રા આવી ગઈ, જે મહા નિદ્રામાંથી ફરીને તે જાગી નહિં. પિતૃભક્તિપરાયણા સોળ વર્ષની ક્ષત્રિય અબળા એ પ્રમાણે આત્માનો ત્યાગ કરીને સ્વર્ગમાં ગઈ. પરંતુ તેની અનંત કીર્તિનો સ્થંભ હંમેશને માટે જગતમાં અક્ષય રહ્યો.

---

# કર્મદેવી.



આ વીરનારી મેવાડના મહારાણા સમરસિંહની રાણી હતી. ઇ. સ. ૧૧૯૩ માં શાહાબુદ્દીન ઘોરીએ જ્યારે હિંદ ઉપર સ્વારી કરી ત્યારે દિલ્લીનો રાજા પૃથ્વીરાજ ચહુઆણ તેની સાથે લડવાને તૈયાર થયો હતો. મહારાણો સમરસિંહ પણ તે વખતે સ્વદેશના રક્ષણ માટે પોતાના મિત્ર પૃથ્વીરાજને સહાયતા આપવા માટે મોટાં સૈન્ય સાથે બહાર પડ્યો હતો. પાણીપતના રણક્ષેત્રમાં ત્રણ દિવસ સુધી મોટું યુદ્ધ ચાલ્યું; છેવટે પૃથ્વીરાજ અને સમરસિંહ શત્રુના હાથથી માર્યા ગયા, એટલે દિલ્લીને તાબે કરીને શાહાબુદ્દીને મેવાડ જિતવા માટે તેનાપર હલ્લો કર્યો અને ત્યાં જઇને તેણે ઠામ ઠામ લૂંટફાટ ચલાવી મૂકી, પ્રજાપર મોટો જુલમ કર્યો. દરેક સ્થળે લોહીના પ્રવાહો વહેતા કર્યા અને આખા મેવાડ દેશને સ્મશાનભૂમિ જેવો કરી મૂક્યો. એવા સંકટમાં સ્વદેશનું રક્ષણ કરવાને કોઈ પણ વીર બહાર પડ્યા નહીં. મહારાણા સમરસિંહનો નાનો પુત્ર કર્ણ તે વખતે નાની ઉમ્મરનો હતો, તેથી તેનાથી કંઈ પણ થઈ શકે તેમ નહોતું. આખો રજપૂતાના દેશ શોકસાગરમાં ડૂબ્યો. આખરે મેવાડનું ગૌરવ રાખવા માટે મેવાડની મહાશક્તિરૂપ કર્મદેવી વીર પોશાક સજીને યવનોનું પરાક્રમ તોડવા માટે રાજમહેલમાંથી બહાર નિકળી. બહેનો ! વીર નારીના પવિત્ર વિચાર તરફ ભાવથી જો જો ! સુખ-દુઃખથી અજાણ્યો બાળપુત્ર શત્રુના પગ નીચે છુંદાશે, યવન શત્રુઓ હૃદયરંજન ફુલની કળીને ચગદી નાંખશે, વગેરે વિચારો કર્મદેવી જેવી માતાથી સહન થઈ શક્યા નહિં, તેથી તેણે શત્રુની સામે લઢવાનો દૃઢ નિશ્ચય કરીને યોધાનો પોશાક પહેર્યો.

કવચથી પોતાનું શરીર આચ્છાદિત કર્યું. હાથમાં ઢાલ તરવાર લીધી. વીરાંગનાનું આવું વીરત્વ જોઇને ઘણા રજપૂત વીરો તેને સહાયતા આપવા માટે તૈયાર થયા. તેમને જોઇને કર્મદેવી યુદ્ધક્ષેત્રમાં ચઢી.

**શાહ**ાબુદ્દીન ગોરીનો પ્રિય સરદાર કુતબુદ્દીન રાજસ્થાનમાં આવ્યો. તેને કર્મદેવીએ અંબરની આગળ ઘેર્યો. યુદ્ધમાં વીરાંગનાએ પોતાનું વીરપણું દેખાડ્યું. તેના ઘેરાથી યવનસૈન્ય નાશ પામવા લાગ્યું. કુતુબુદ્દીન યુદ્ધક્ષેત્રમાં આ પતિવ્રતાની ભૈરવી મૂર્તિ જોઇને ભયભીત થયો. હવે તેને જયની આશા રહી નહિ. કર્મદેવીએ અસાધારણ હિમ્મત અને પરાક્રમ સાથે યુદ્ધ કરીને શત્રુનો નાશ કર્યો અને **મે**વાડનું ગૌરવ જાળવ્યું. એ રીતે દિલ્લીના પહેલા મુસલમાન પાદશાહને એક વીરાંગનાના પરાક્રમથી પરાજિત થઇને નાસવું પડ્યું હતું. **મે**વાડની વીર અને પવિત્ર રમણીએ એવા પરાક્રમથી શત્રુને હરાવીને અક્ષય કીર્તિની અક્ષરાવલિ ઇતિહાસમાં કોરાવી છે.

---

# લીલાવતી.

—:o:—



વિદુષી બાઈ પ્રસિદ્ધ ખગોળવેત્તા **ભા**સ્કરાચાર્યની પુત્રી થાય. તે ગણિત અને જ્યોતિષ વિદ્યામાં ઘણી જ કુશળ હતી. **અ**કબરશાહના ફૈઝી નામના એક મુસલમાન વિદ્વાને **લી**લાવતી ગણિતનું ફારસીમાં ભાષાંતર કરતાં તેની પ્રસ્તાવનામાં લખ્યું છે કે, **ભા**સ્કરાચાર્ય **બે**દર શહેરનો રહેવાસી હતો. **લી**લાવતી તેની એકની એક જ કન્યા હતી.

તેની જન્મકુંડળી ઉપરથી જણાયું હતું કે, તે પતિ અને પુત્ર વગરની થશે. ભાસ્કરાચાર્ય પોતાની કન્યાની આવી દુર્ગતિ થવાના વિચારથી ઘણો જ દુઃખિત રહેતો હતો અને તે સુખી થાય એવા ઉપાયો શોધ્યા કરતો હતો.

થોડાક વર્ષ પછી તેના વિવાહનો સમય આવ્યો કે, તેણે પોતાની જ્યોતિષ વિદ્યાના બળથી એવું લગ્ન નક્કી કર્યું કે, એ મૂહૂર્તમાં વિવાહ થાય તો લીલાવતી વિધવા ન થાય, તેમ તેને પુત્ર પણ થાય. પછી લગ્ન દિવસે ઘણાક વિદ્વાનો અને સુજ્ઞ લોકોને બોલાવીને તેઓની સામે કન્યા અને જમાઇને એકત્ર બેસાડી લગ્નના કાળનિર્ણયને માટે પાણીથી ભરેલા વાસણ ઉપર અતિ ઝીણા કાણા-વાળી એક વાટકી રાખીને કહ્યું કે, આ વાટકીના છીદ્રમાંથી પાણી ભરાઇને જ્યારે વાટકી પાણીમાં ડૂબે ત્યારે કન્યાને સંપ્રદાન કર્યાથી કન્યા વિધવા થશે નહિં.

ભાસ્કરાચાર્યે કાલના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવલોકન માટે સારા પંડિતો અને જોશીઓ વગેરે ત્યાં રાખ્યા હતા, પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે. લીલાવતી બાલ્યસ્વભાવને લીધે તે ઝીણા છિદ્રવાળી વાટકીના ઉપર વાંકી વળીને જોતી હતી, એટલામાં અકસ્માત્ તેના માથાપરના મુકૂટમાંથી એક નાનું મોતી તે વાટકીમાં પડયું, તેથી વાટકીનું છીદ્ર બંધ થઈ ગયું. ભાસ્કરાચાર્ય અને જ્યોતિષીઓ વાટકીને પાણીમાં ડૂબવાની વાટ જોતા હતા, પરંતુ વાટકી પાણીમાં ડૂબી જ નહી. પછી વિલંબની તપાસ કરતાં માલમ પડ્યું કે, એક નાનાં મોતીથી વાટકીનો છેદ બંદ થઈ ગયો છે અને તેમાં પાણી આવતું નથી. ભાસ્કરાચાર્ય આથી ઘણા અજાયબ થયા; છતાં તેણે કન્યાનો વિવાહ કર્યો. તે પછી કેટલાક દિવસ પછી લીલાવતીનો પતિ મરણ પામ્યો. ભાસ્કરાચાર્યે જોયું કે, લીલાવતીને પતિ અને પુત્ર વિના કાળ ગાળવો પડશે, તેથી તેણે વિચાર કર્યો કે, પુત્રાદિદ્વારા

તો કેટલાક કાળ સૂધી પૃથ્વીમાં નામ રહે છે, પરંતુ હું જ્યોતિષ-વિદ્યામાં તેને એવી વિદુષી કરૂં કે, જેથી તેનું નામ અમર થાય.

એવો વિચાર કરીને તે પોતાની કન્યાને નાના પ્રકારના અંક અને જ્યોતિષ શાસ્ત્ર શીખવવા લાગ્યો અને સંસ્કૃત ભાષામાં એક ગણિતનું પુસ્તક તૈયાર કરીને એ પુસ્તક તેના નામથી તેણે પ્રસિદ્ધ કર્યું, જે ગ્રંથ હમણાં લીલાવતીને નામે પ્રસિદ્ધ છે. તેમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, વર્ગ, વર્ગમૂળ, ઘન, ઘનમૂળ, વગેરે અંક કરવાનાં અતિ સુગમ અને સારાં સારાં ઉદાહરણો આપ્યાં છે. લીલાવતી પોતે પણ વિદ્યાવતી હતી, તથા અંક અને જ્યોતિષ વિદ્યામાં અત્યંત નિપુણ હતી. લોકોમાં દંત કથા ચાલે છે કે, લીલાવતી ગણિત શાસ્ત્રમાં એવી તો હુશિયાર હતી કે, ઝાડને જોઇને થોડી વારમાં ઝાડની શાખા ઉપરનાં પાંદડાંની સંખ્યા કહી શકતી હતી. ધન્ય છે વિદ્વાન્ પિતાની વિદુષી પુત્રીને, કે જેના પિતાએ પુત્રીની વિદ્વત્તા જોઇને તેને નામે ગ્રન્થ રચ્યો, અને તે ગ્રન્થ સાથેજ વિદુષી લીલાવતી અમર થઈ ગઈ.

---

# દુર્ગાવતી.

—:o:—



આ વીરનારી બુંદેલખંડમાં આવેલા મહુવા નગરના રાજા ચન્દનની પુત્રી અને ગંડમંડળના રાજાની ધર્મપત્ની થતી હતી. તે ઘણી જ સુંદર, ગુણવતી, બુદ્ધિમતી તથા હિમ્મતવાળી હતી. તેને વીર વલ્લભ નામે એક પુત્ર હતો. તે નાની વયનો હોવાથી તેનીવતી રાજકારભાર તેના માથાપર

આવી પડ્યો હતો. તે પોતે રાજનીતિમાં ઘણી કુશળ હોવાથી તેનો ન્યાય પ્રજાને બહુ જ આનંદ આપતો હતો. તે વખતે દિલ્લીની ગાદી ઉપર **અકબર** બાદશાહ રાજ્ય કરતો હતો; તેણે ઘણાક રજપૂતોનાં રાજ્યોને જિતી લઇને તેઓને ખંડીયાં બનાવ્યાં હતાં.

પરંતુ **મેવાડનો** જગપ્રસિદ્ધ રાણો **પ્રતાપસિંહ** અને આ વીર-નારી દુર્ગાવતી એ બે જણ તેને તાબે થયાં ન હોતાં, તેથી **અકબરે** સને ૧૫૬૪ માં ગંડમંડળના રાજ્યને જિતવા માટે **આસફખાં** નામના એક સરદારને ઘણું સૈન્ય આપીને **મેવાડપર** મોકલ્યો હતો. આ ખબર જાહેર થવાથી ગંડમંડળની પ્રજા ભયભીત થઈ ગઈ. પરંતુ બહાદુર દુર્ગાવતીના હૃદયમાં આથી કંઈ પણ ભય થયો નહિં. તેણે નિડરપણે હિમ્મતથી લડાઇની તૈયારી કરવા માંડી. થોડા વખતમાં લશ્કર એકઠું કરીને લડાઈના મેદાનમાં શત્રુઓના આગળ ખડી થઈ ગઈ. આ સમયે તેનો અઢાર વર્ષનો કુમાર **વીરવલ્લભ** પણ યોધ્ધાનો પોશાક પહેરીને સૈન્યમાં સામેલ થયો હતો. દુર્ગાવતી માત્ર સૈન્ય એકઠું કરીને જ બેસી રહી નહોતી, પરંતુ તે પોતે માથા ઉપર રાજમુકુટ ધારણ કરી, બખતર પહેરી, તરવાર અને ધનુષ્ય બાણ લઇને હાથી ઉપર બેઠી. તે વીરનારીનું કોમળ હૃદય હમણાં સ્વદેશની રક્ષા કરવાને માટેજ તત્પર થયું હતું. તે રણના મોખરાપર ઉભી ઉભી પોતાનાં લશ્કરનાં માણસોને ગંભીર સ્વરથી ઉત્સાહ અને હિમ્મત આપવા લાગી. વીર નારીનાં વચન સાંભળીને સર્વ સૈન્ય ઉત્સાહ સાથે શત્રુપર ધસવા લાગ્યું અને મહાદારુણ યુદ્ધ ચાલ્યું. દુર્ગાવતીએ બેવાર મોટા પરાક્રમથી **આસફખાનના** લશ્કરપર હલ્લો કર્યો અને બન્ને વખતે તેનો જય થયો. શત્રુ પક્ષના ઘોડેસ્વારો લડાઇમાં માર્યા ગયા. દુર્ગાવતીની ભયંકર મૂર્તિ જોઇને યવન-સૈન્ય વિસ્મય પામ્યું અને તેઓ લડાઈના મેદાનમાંથી નાશી ગયા. જે વીર પુરુષોએ એક વખતે હિંદનાં બળવાન્ રાજ્યોને જિતીને

પોતાનાં જયનાં વાજાં વગડાવ્યાં હતાં, તેઓ આજે બહાદુર દુર્ગાવતીના બળથી હારીને નાસી ગયા. દુર્ગાવતી તેમની પાછળ પડી અને હિમ્મતથી શત્રુનાં સૈન્યને નસાડવા લાગી. મોગલનો સેનાપતિ દુર્ગાવતીનું અદ્‌ભુત પરાક્રમ જોઇને અજાયબ થયો અને તેનું મુખ ઝાંખું પડી ગયું. દુર્ગાવતીએ શત્રુની સામે યુદ્ધ ચાલુ જ રાખ્યું. એમ કરતાં દિવસ અસ્ત પામ્યો, એટલે તેણે લડાઈ બંધ કરીને એક જગોએ પડાવ નાખ્યો. તેનો વિચાર એવો હતો કે, થોડીવાર વિશ્રામ લઇને ફરી શત્રુની પાછળ પડી તેનો સંહાર કરવો. પરંતુ તેના સામંતોએ એથી વિરૂદ્ધ સલાહ આપી, તેથી સૈન્ય થોડો વિસામો લેવાને બદલે શાંતિથી નિદ્રાવશ થઈ ગયું. આસફખાંએ આ તકનો લાભ લઇને તેનાપર હલ્લો કર્યો. છતાં દુર્ગાવતી ગભરાઈ નહીં. તે પોતાનાં સૈન્યને પહાડની એક સાંકડી તળેટીમાં લઈ જઇને ત્યાં ઉભી રહી. એટલે શત્રુઓએ ત્યાં આગળ તેનાપર તોપોનો મારો ચલાવ્યો અને મોટું સંગ્રામ થયું. તે વખતે તેના અઢાર વર્ષના કુંવર વીરવલ્લભે પોતાનું અતુલ બળ દેખાડ્યું; શત્રુઓ તેનું પરાક્રમ જોઇને અજાયબ થયા. તથાપિ છેવટે તે શત્રુના હાથથી જખમી થયો. દુર્ગાવતી પોતાના વહાલા પુત્રનું મરણ થયા છતાં પણ રણભૂમિમાંથી પાછી ફરી નહીં; પરંતુ પુત્રની યોગ્ય વ્યવસ્થા કરીને પ્રથમના કરતાં વધારે પરાક્રમથી લઢવા લાગી. તે સમયે શત્રુના તરફથી એક તીક્ષ્ણ બાણ તેની આંખમાં આવીને ભોંકાયું. દુર્ગાવતીએ તે બાણને બહાર ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે નીકળ્યું નહીં. ત્યાર પછી બીજું એક તીર ઘણા જ વેગથી આવીને તેની છાતી વચ્ચે લાગ્યું; તેથી તેને ઘણી વેદના થવા લાગી. તથાપિ તે રણ ઉપર ઉભી રહીને લઢયા જ કરી. જ્યારે જખમી થયેલા ભાગમાંથી લોહીની ધારા વહેવા લાગી અને જીવવાની આશા રહી નહીં ત્યારે પાસે ઉભેલા એક નોકરના હાથમાંથી તીક્ષ્ણ તરવાર લેઇને તેનો ઝટકો પોતાના

શરીરપર મારીને પોતાના પ્રાણ ત્યાગ કર્યા. વીરનારી દુર્ગાવતીનું માહાત્મ્ય કદી પણ આ દુનિયામાંથી ભુસાશે નહીં. જેનામાં દેહાભિમાન છે, તે જ પોતાની અસાધારણ વીરશ્રીને જાળવી રાખે છે અને વીરોની સમાજમાં પોતાનું નામ અમર કરે છે. ધન્ય છે વીરનારી દુર્ગાવતીને ! જેમણે સ્વદેશના ઉદ્ધારાર્થે પ્રાણોને તજ્યા.

---

## જશમા ઓડણી.

—:0:—




જરાતમાં દુકાળ પડવાથી ગરીઓને રોજી આપવા માટે સિદ્ધરાજ જયસિંહે પાટણને પાદરે સહસ્રલિંગ નામનું સરોવર બંધાવ્યું હતું. એ સરોવર ખોદવાને માટે માળવેથી ઓડ લોકને બોલાવવામાં આવ્યા હતા. રાજા જયસિંહ સાંજ સવાર તેઓનું કામ તપાસવા જતો હતો. એક વાર સવારમાં રાજા પાન ચાવતો એક ઝાડની શીતળ છાયામાં નાંખેલા આસન ઉપર બેઠો બેઠો ઓડ ઓડણોનું કામ જોતો હતો. એટલામાં ઓડોના નાયક ત્રિકમની ધણીઆણી જશમા તેની નજરે પડી. જશમા રૂપાળી, નાજુક, ગોરી, ઘાટીલી અને હસમુખા સ્વભાવની સત્તર અઢાર વર્ષની માળવણ ઓડણ હતી. પોતાનો ધણી સઘળાં ઓડ ઓડણીનો નાયક હોવા છતાં પણ તે બીજી ઓડણોની માફક ખોદ કામની માટીની ટોપલીઓ વહેતી હતી. જે ઝાડ નીચે રાજા બેઠેલો હતો, તે જ ઝાડની શાખાએ જશમાએ તેના નાના બાળકની ઝોળી બાંધેલી હતી અને માટીની ટોપલીઓ વહેતાં જતાં અને આવતાં તે ઝોળીને ઝુલાવતી જતી હતી. જુવાન રાજા

તેની દરેક હિલચાલ બારીક નજરે જોતો અને તેનાં રૂપ, લાવણ્ય તથા મોજીલા સ્વભાવ ઉપર વિચાર કરતો હતો, એટલામાં બાળક વધારે રોયું અને નિખાલસ મને જશમા તેને લઇને ધવરાવવા બેઠી. જયસિંહ હવે તેને વધારે ધારી ધારીને જોઈ શક્યો અને ખરેખર જશમાના રૂપે અને સોજે તેને મોહિત કરી નાંખ્યો.

જુવાન્ રાજાના મનમાં જશમા ખુંચવા લાગી, અને જેમ જેમ દિવસ જતા ગયા, તેમ તેમ તેનો અનુરાગ વધતો ગયો. રાજાએ એક વાર ત્રિકમ ઓડને કહેવરાવ્યું કે, 'તમે ઓડના નાયક છો, અને તમારાં ધણીઆણી સાથે નાનું બાળક છે, માટે બીજા ઓડોની માફક ઉઘાડા જંગલમાં નહિ પડી રહેતાં, નગરમાં આવીને રહો! રાજા તરફથી તમને સઘળી સોઇ કરી આપવામાં આવશે.' ત્રિકમે ઉપકાર માની ના પાડ્યા પછી, રાજા જશમાને કહેવાને તૈયાર થયો.

બીજે દિવસે સવારે નિત્યની માફક રાજા તળાવનું ખોદકામ જોવા ગયો અને ઝાડની નીચેના આસન ઉપર બેઠો. જશમા પણ નિત્યની માફક ત્યાં થઇને માટી વહી જતી તેના જોવામાં આવી. મોહથી રાજા નિર્લજ્જ બન્યો અને તેણે જશમાને બોલાવીને કહ્યું કે 'નાજુકડી બાળા! તું આ મજુરી કરવાને સરજાયલી નથી. ટોપલી ઉપાડતાં જોને તારી નાજુક કમ્મર લચી જાય છે, રાતા કમળ જેવી હથેલીઓ લાલચોળ થઈ જાય છે અને અત્તર તેલ ફૂલેલને યોગ્ય તારા કેસમાં ધૂળ ભરાય છે. તારું મનોહર મુખ આ તડકામાં કરમાઈ જાય છે અને નાનકડું બાળક તાદ તડકામાં હેરાન થાય છે, માટે તું રાજમહેલમાં આવીને બેસ અને સુખ વૈભવ ભોગવ.'

**જશમાએ મધુરું હાસ્ય કરીને છૂટે મોઢે જવાબ આપ્યો કે, 'રાજાજી! અમે મજુર લોક રાજમહેલમાં ન શોભીએ. રાણીઓ જ રાજમહેલમાં તો શોભે? અમે તો માથે ધૂળ ભરાય અને મજુરી**

કરીએ તેમાં જ અમારી શોભા છે અને અમારાં બાળકને પણ નાનપણથી ઉઘાડામાં રહેવાની ટેવ પડે તો જ તે ખડતલ થાય.' આમ ઉત્તર આપી બાળકને ઝુલાવી, હસતી હસતી **જશમા** પાછી માટીની ખાણ તરફ ગઈ, અને રાજા તેની પગલાં માંડવાની ચાતુરી અને ચાલનો મરોડ જોઈ જ રહ્યો.

**જશમાએ** રાત્રે તે વાત **ત્રિકમને** કહી અને તળાવનું કામ ઝટપટ આટોપી, **પાટણથી** નીકળી જવાનો આગ્રહ કર્યો. ઓડ નાયક **ત્રિકમે** બીજે દિવસે પોતાનાં માણસોને તાકીદ આપી અને **જશમાએ** તે પછી રાજાની નજરે પડાય તેમ કામ કરવા માંડ્યું. જુવાન્ **જયસિંહ** રાજાની આંખો **જશમાને** જોવાને વધારે અને વધારે આતુર રહેવા લાગી. હમ્મેશના કરતાં વધારે વખત તે તળાવ ઉપર બેસવા લાગ્યો અને કોઈ રીતે **જશમાનાં** દર્શન થાય, એમ યુક્તિ પ્રયુક્તિઓ કરવા લાગ્યો. બે ત્રણ દિવસ પછી એવો બનાવ બની આવ્યો અને રાજા તથા **જશમા** પાછાં સામ સામે મળી ગયાં. આ વખતે ગૂજરાતના મોટા રાજાએ અત્યંત પ્રિય અને નમ્ર વચને **જશમાને** કહ્યું કે, "હે સુંદરિ ! ગુજરાતની ગાદીને લાત ન માર. હું તારો દાસ થઇને રહીશ અને ગુજરાતના દેવને પણ દુર્લભ એવા વૈભવ અને **લક્ષ્મી** તારા વિનોદનાં કારણ થશે. ભુંડિ ! તારી આ ધૂળધોયા જેવી સ્થિતિ ઉપર તો વિચાર કર. તું તો મોટા મહેલમાં હજારો દાસીઓથી સેવાતી થઈ, સુવર્ણને હિન્દોળે પાન ચાવતી બેસવાને યોગ્ય છે, તે શાને માટે અમસ્થી મિથ્યા આગ્રહમાં આવો અમુલખ મનુષ્યાવતાર એળે ગુમાવે છે ? માન."

જશમા બોલી;–ગુજરાતના રાજા તમે તમારા ભારમાં રહેજો અને સંભાળીને બોલજો. ત્રણે લોકનો વૈભવ મારે મન તો **ત્રિકમના** ઘરમાં જ છે અને માટીની ટોપલીઓ વહેતી આ મારી ઓડણીઓના સાથમાં જ હું તો સોનાની ખાટ ઉપર મને બેઠેલી સમજું છું.

રાજા ! આ કાયા તો કચરા જેવી છે. એની મોટાઈ તો માત્ર તેના સદાચારમાં જ સમાયલી છે અને તમે પોતે શા માટે તમને પોતાને આટલા બધા હલકા કરી નાંખો છો, તે જ હું તો સમજી શકતી નથી ? ક્યાં રાજા ભોજ અને ક્યાં ગંગલી ઘાંચણ ! ક્યાં કાગ અને ક્યાં હંસ ? જરા વિચાર કરો વિચાર, મારા રાજવી ! આપ તો અમ જેવાંના માવિતર કહેવાવ. મને ના બોલાવો, હું મારામાં સુખી શાંત અને પરમ વૈભવશીલ છું:–

"દેવરૂપ રાજ ! આપ દેશના ધણી જો;
હું તે કોણ જાત ધૂળધોઈ ઓડણી જો,

× × × ×

હું ન શોભું મારા રાજ ! આવી મહેલમાં જો."

આ પ્રમાણે મર્મ અને તિરસ્કારનાં વચન કહી, જશમા રાજાને તરછોડીને ચાલી ગઈ અને ત્રિકમને કહ્યું કે 'હવે પાટણનું પાણી મને હરામ છે ! રાજાના વર્તનથી ત્રિકમ પણ અજાણ્યો ન હતો. એટલે તે જ રાત્રે તે પણ અધુરે કામે રતોવાઈ પાટણ છોડી જવાને તૈયાર થયો. બે ત્રણ અંગના ઓડ અને જશમાને લઈ તે જ રાતે પાટણથી માળવા તરફ જવાને નિકળ્યો.

જશમાનો તિરસ્કાર રાજાને ઉલટો વધારે મોહક લાગ્યો અને રાત્રે તેને નિદ્રા પણ આવી નહિ. સવારમાં ઉઠતાં વેંત જ તે તળાવ ઉપર ગયો. ઓડ લોક કામ કરતા હતા ત્યાં ત્રિકમ જણાયો નહિ ત્યારે રાજાએ તજવીજ કરી. આખરે કોઇએ કહ્યું કે, "ત્રિકમ તો જરૂરને કામે માળવે ગયો." રાજા તુરત સમજ્યો અને ત્યાંથી ઉઠી, બે ચાર સવારો લઈ ત્રિકમની પાછળ પડ્યો.

ક્યાં ઓડની ગતિ અને ક્યાં રાજાના ઘોડાઓની ગતિ ! છતાં રાજા પાછળ આવશે અથવા પકડવાને માણસો મોકલશે,

એવા ભયથી **ત્રિકમ** અને **જશમા** દડ મજલ રસ્તો કાપતાં હતાં. એટલામાં તેમની સાથેના માણસોએ રાજા આવે છે એમ જણાવ્યું કે, તેઓ વધારે ઉતાવળાં ચાલ્યાં અને જેમ બને તેમ **ગુજરાતની** હદ ઓળંગી જવાનો યત્ન કર્યો, પણ તે ફોગટ. આખરે રાજા અને તેના સવારોએ તેઓને પકડી પાડ્યા. **ત્રિકમ**-ઓડ તેના સાથીઓ સાથે રાજાની સામે થયો. ક્યાં તીખ્ખી તલવારોવાળા ક્ષત્રિયો અને ક્યાં કોદાળીના હથીઆરે બચાવ કરતા બિચારા ઓડો ! એક પછી એક ત્રણ ચાર ઓડ કપાઈ ગયા અને આખરે **ત્રિકમ** તેની ત્રિયાના શીલ રક્ષણની ઝનુનમાં લડતાં લડતાં એક સખત જખમે કપાઈ જઈ, ધરણી ઉપર ઢળી પડ્યો. વજ્રમાંથી પણ આરપાર નિકળી જાય તેવી કારમી મરણાંત ચીસ પાડી. બેબાકળી જેવી બની લડાઇને જોતી ઉભી રહેલી **જશમા** તેના બાળકને નાંખી દઈ, જમીન ઉપર તડફડતા **ત્રિકમને** ખોળામાં લઇને બેઠી. રાજા ઘોડેથી ઉતરી તેની પાસે આવ્યો. પણ **જશમાને** અડવાની હિમ્મત ચાલી નહિ. કારણ કે તેનું સતીત્વ જ જાણે જ્વાળાઓ વમન કરતું **જશમાનું** રક્ષણ કરતું હોય તેમ તેને લાગ્યું. દીન વદને તે એક બે ડગલાં દૂર ઉભો રહીને બોલ્યો કે—‘ **જશમા** ! **જશમા** ! હવે થનાર હતું તે થઈ ગયું. માટે ઉંચું જો અને આ તને ઝંખી રહેલાં ચાતકલોચનને તારું **ચન્દ્રવદન** દેખાડવાને દયાળુ થા. **જશમા** ! **જશમા** !’

રાજા આમ નિર્લજ્જ વચન બોલતો જ રહ્યો. દરમીઆન બે ડચકાં ખાઈ **ત્રિકમનો** પ્રાણ તેની પ્યારીના ખોળામાં જતો રહ્યો અને ‘ હું આ આવી પ્રાણ !’ એમ બોલી **જશમા** ત્યાંથી ઉભી થઈ અને રડતા બાળકને એક વાર ફરીને પોતાના હાથમાં લઈ ચુંબન કરી, આકાશ સામું જોઈ બોલી કે; ‘હે દીનદયાળ ! અને જગત્પાલક ! આપ જ હવે આનું પાલન કરજો’ એમ કહી અરધું ઓઢણું ફાડી તેમાં બાળકને વિંટી તેને નીચે મૂક્યું, ચુંબન કર્યું ને તેના ઉપર

ફરીને વાત્સલ્યનાં એ આંસુ પાડ્યાં. પછી રાજા સામું જોઇને બોલી કે " ધિક્કાર છે તને ! દુષ્ટ ! તારું નામ પણ જગતમાં ન રહેશે અને તારા તળાવમાં પાણીએ ન ભરશે ' આમ કહી કમ્મરમાંથી કટાર કાઢી જોરથી પોતાના પેટમાં મારી, ' હું આવી નાથ ' એમ છેલ્લા બોલો બોલતાં જ ઢગલો થઈ ત્રિકમના ધડ ઉપર ઢળી પડી અને સિદ્ધ-રાજ હાથ ઘસતો અને પશ્ચાત્તાપ કરતો પાપ લઇને પાછો ગયો. ધન્ય છે **જશમા** તમારા પતિપ્રેમને !

---

## ચંદ્રપ્રભા.

—o—



આ પવિત્ર ચરિત્રવાળી નારી **નાગપુરના** રહીશ દેવદત્તની સ્ત્રી થતી હતી. તે સરળ, નમ્ર, વિવેકી અને નીતિમાન્ હતી. તેને નાની વયમાં દેવદત્ત સાથે પરણાવી હતી. દેવદત્ત કુલીન ઘરનો હતો, પરંતુ તેનાપર કોઇનો અંકુશ ન હોવાથી તે દુરાચારમાં ડૂબી ગયો હતો અને ઘરબાર તથા માલ મિલકત સર્વે ગુમાવી બેઠો હતો. તેથી સદ્‌ગુણી **ચંદ્રપ્રભા** ઘરમાં બેસી નીતિથી જે ધંધો થાય તે કરી ગુજરાન ચલાવતી હતી. દેવદત્ત કેફ કરીને ભમ્યા કરતો હતો. તે છતાં **ચંદ્રપ્રભા** તેની સાથે પ્રેમભાવ રાખીને શાંત મનથી પતિને સુધારવાના ઉપાયો યોજતી હતી. કોઇકિ વેળા ઘરમાં ખાવાનું થોડું હોય તો તે બધું પતિને આપી દેઇને પોતે ભૂખી રહેતી. તેણે પતિને દુરાચાર મૂકાવવાનો ઘણોએ પ્રયત્ન કર્યો, પરન્તુ તે સઘળું વૃથા ગયું. **ચંદ્રપ્રભાની** ઉમ્મર માત્ર પંદર સોળ વર્ષની જ હતી. આટલી નાની વયમાં તેને માથે પતિ તરફનું આવું દુઃખ આવી પડ્યું. તેમ છતાં તે ધીરજ ધરી પ્રભુ ઉપર

પૂર્ણ વિશ્વાસ રાખી, નીતિથી ચાલીને પતિ સુખી થાય તેમ કરતી હતી. પરંતુ તેની કંઈ પણ અસર દેવદત્તના દુષ્ટ મન ઉપર થવા પામતી નહોતી. ઉલટો તે બિચારીને દુઃખ દેતો હતો. તો પણ **ચંદ્રપ્રભા** પતિના તરફ અભાવ નહિ લાવતાં કેવળ શુદ્ધ મનથી તેની સેવા કર્યા કરતી હતી.

એક વખતે દેવદત્તે કેફની ધૂનમાં ઘેર આવીને **ચંદ્રપ્રભાને** છરીથી મારી. તેથી તે મૂર્છિત થઈ જમીન ઉપર પડી. એટલામાં એક ભલી બાઇએ આવીને **ચંદ્રપ્રભાને** ઔષધશાળામાં પહોંચતી કરી અને દેવદત્તને પોલીસે પકડીને કેદ કર્યો. ઔષધશાળામાં **ચંદ્રપ્રભાની** સ્થિતિ ધાસ્તી ભરેલી થઈ પડી હતી; તેથી માજીસ્ટ્રેટ મરતી વખતે જુબાની લેવા તેની પાસે ગયો. તે વખત પોતે ઘણી દુઃખી હાલતમાં હોવા છતાં તેણે પોતાના પતિપ્રતિ એટલી બધી પ્રીતિ અને ભક્તિભાવની લાગણી દર્શાવી કે, ત્યાં ઉભેલાઓ આશ્ચર્ય પામ્યા. **ચંદ્રપ્રભાને** પ્રશ્ન પૂછતાં તે બોલી કે; "હું અહિં કંઈ મારા પતિ સામે ફર્યાદ કરવા આવી નથી, પણ મારો ઘાવ રૂઝાવવા આવી છું. મારી પોતાની જ ભૂલથી મને આ ઘાવ લાગ્યો છે. અરે મારા પ્રાણનાથને કંઈ પણ દુઃખ દેશો નહિ. હું તેને મળવાને ઇચ્છું છું" જ્યારે તેના પતિને ત્યાં હાજર કર્યો ત્યારે તેને તે પૂછવા લાગી કે;–"તમે જમ્યા ? તમને કોઈ હેરાન તો નથી કરતું કે ?" વિગેરે ભક્તિનાં વચનો બોલવા લાગી. તે ઉપરથી દેવદત્તનો અપરાધ ના સાબિત ઠર્યો અને તે મુક્ત થયો. પરંતુ નિરાપરાધી દુઃખિણી **ચંદ્રપ્રભા** પ્રેમનાં વચનો બોલતી બોલતી મરણ પામી.

આ રીતે **ચંદ્રપ્રભા** જો કે મરણ પામી તો પણ તેણે જીવંતપર્યંત એકનિષ્ઠાથી જ પતિની સેવા કરી. ધન્ય છે **ચંદ્રપ્રભાની** પતિભક્તિને !

---

# સત્યવતી.

—o—



બંગાળા ઈલાકામાં રામાનંદ ગોસ્વામી નામનો એક પરમ વૈષ્ણવ ભક્ત રહેતો હતો. એ ગોસ્વામીને કેટલીએક જમીન વગર કરની ધર્માદામાં મળી હતી. આ ધાર્મિક પુરુષ સાધુ સંતોને અન્નપાન અને વસ્ત્રો આપીને સેવા કરતો હતો અને આખા દેશમાં પૂજાતો હતો. એની સ્ત્રીનું નામ સુનીતિ હતું. તે પરમ સાધ્વી વિવિધ જાતનાં વ્રતો કરતી હતી અને ગયા આવ્યા સાધુસંતોની સેવા કરતી હતી તથા પતિને જમાડ્યા પછી પોતે જમતી હતી. તેને પ્રેમાનંદ નામનો પુત્ર અને પ્રભાવતી નામની પુત્રી હતી. પ્રેમાનંદ ઘણો વિદ્વાન્ હતો અને આપણે જે સતીનું વર્ણન કરવાના છીએ, તે પતિવ્રતા સત્યવતીનો પતિ થતો હતો. તે વખતે બંગાળામાં ઉપરા ઉપરી મોટા દુકાળ પડ્યા હતા. તેથી જમીનની પેદાશ નહિ આવવાથી જમીનદારોને માથે કર ચઢી ગયો હતો. કર ઉઘરાવનાર દેવીસિંહ માલ મિલકત હરરાજ કરીને, પણ સરકારનો કર વસૂલ કરતો હતો. રામાનંદ સ્વામીની ધર્માદા જમીનપર કર નહોતો, તો પણ દેવીસિંહે તેને કર આપવા કહ્યું. તેથી રામાનંદ જોર જૂલમના ભયથી રાજસાહી રાણી ભવાની દેવીની પાસેથી ૫૦૦૦૦ રૂપીઆ કરજે કાઢીને ત્રણ વર્ષનો કર આપ્યો. છતાં પણ દેવીસિંહે વધારે કર માગ્યો. પરંતુ રામાનંદ પાસે રૂપિઆ નહોતા, તેથી દેવીસિંહે તેનું સર્વ લૂટી લઇને તેને પકડવાનો હુકમ કર્યો. આ ભયથી શું કરવું ? તે તેને સૂઝયું નહિ. પછી તેના પુત્ર પ્રેમાનંદે હિમ્મત આપી કે, પિતાજી ! તમે જરા પણ ડરશો નહિ. હું તેની પાસે જાઉં છું ને તમે મારી બ્હેનને અને મારી સ્ત્રીને લઇને રંગપુરમાં કોઈ શિષ્યને ત્યાં જઈ રહો !

આ પ્રમાણે કહીને તે ચાલતો થયો. તેને સિપાઇઓ પકડી કચેરીમાં લાવ્યા. દેવીસિંહને કચેરીમાં બેઠાં બેઠાં જૂલમ કરતો જોઈ પ્રેમાનંદ વાઘની પેઠે ગર્જના કરીને બોલ્યો;–"એ નરપિશાચ ! હમણાં તારું ખૂન કરીશ"! એમ બૂમ પાડતો જ કુદકો મારી છરી લેઈ દેવીસિંહને મારવા દોડ્યો, એટલે તેને પકડીને કેદમાં લેઈ ગયા. પ્રેમાનંદના કંઇ પણ ખબર ન મળવાથી રામાનંદને તથા સત્યવતીને ચિન્તા થવા માંડી. તેઓએ જાણ્યું કે, પ્રેમાનંદ મરી ગયો હશે; તેથી રામાનંદે કેદખાનામાં તેનો શોક કર્યો, પરંતુ કંઈ પત્તો લાગ્યો નહીં. તેથી શોકાતુર થઈ તે પાછો ગયો. સત્યવતીનો વિચાર હતો કે, પતિનું શબ મળે તો તેની સાથે બળી મરવું. પણ શબ નહિં મળવાથી તે બાચારી વૈધવ્યધર્મ પાળવા લાગી. તેને માથે દુઃખના ડુંગર ઉગવા લાગ્યા અને તેઓ સર્વ નિરાશ થઇને રંગપુરમાં રહ્યાં.

દેવીસિંહના સિપાઇઓના જાણવામાં આવ્યું કે, આ ગામમાં કોઈ રૂપવતી યુવતી આવી છે, તેને બળજોરીથી પકડી દેવીસિંહ પાસે મોકલાવી દેવાનો તેઓ લાગ શોધતા હતા. દેવીસિંહ મહા દુષ્ટ માણસ હતો. આબરૂદારની સ્ત્રીઓને પરાણે પકડી એક અખાડામાં પૂરી રાખતો હતો અને અધિકારીઓને રાજી રાખવા તેમને પસંદ પડતી મોકલતો હતો. પરમ સુંદરી સત્યવતીની ઉમ્મર વીશ વર્ષની હતી, પરંતુ એ જોવામાં બાળિકાના જેવી જણાતી હતી. સત્યવતીને સિપાઇઓના વિચારની ખબર થતાં તુરત તે પોતાના સસરાની સાથે દીનાજપુરના જંગલમાં નાસી ગઈ. સત્યવતીએ પોતાને સિપાઇઓ પકડે તો તેમને સ્વાધીન ન થતાં પોતાનો પ્રાણ ત્યાગ કરીને પણ ધર્મનું રક્ષણ કરવાનો નિશ્ચય કરી રાખ્યો હતો. તે પોતાના સસરા સાથે ત્યાં ત્રણ વર્ષ રહી. એક વખત સાયંકાળે ખબર મળી કે, કંપનીના સિપાઇઓ આ તરફ આવે છે, તે સાંભળીને રામાનંદ બોલ્યો;– "સત્યવતી ! તમે વૃદ્ધ

દાસી અને બે વિશ્વાસુ નોકરની સાથે જલદી નાશીને કાશીધામમાં રહો.” **સત્યવતી** રડતી રડતી બોલી:–“હું પાપિણી હવે કોને માટે જીવું છું ! વિધવાનું જીવન વિટંબણા માત્ર છે. આપ મારા સસરા નથી. આપ મારા પિતા પણ નથી, પણ આપ તો મારી મા છો. માની પાસે પુત્રી જેમ ખુલ્લા મનથી સર્વ કહે, તેમ હું આપને છોડીને કયાંઈ પણ જઈશ નહિં. દેવીસિંહ આપને કેદ કરશે તો હું પણ ત્યાં કેદમાં રહીશ. હું આપને એ સ્થિતિમાં ટીપું પાણી આપી શકીશ, તો પણ મારા જીવતરને સાર્થક માનીશ.”

**રામાનંદ** બોલ્યો; “બેટા ! દેવીસિંહ મોટા ઘરની સ્ત્રીઓની આબરૂ પાડે છે.”

**સત્યવતી** ક્રોધથી બોલી; “દેવીસિંહની કંઈ પણ મગદુર નથી કે, મારા ધર્મનો નાશ કરે ! સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી ધર્મનો માર્ગ નહીં છોડે તો જગતમાં એવો કોઈ પણ પુરુષ નથી કે, જે સ્ત્રીઓના ધર્મનો નાશ કરી શકે. બાર વર્ષ સુધી ઘણી વિપત્તિઓ સહન કર્યાથી હવે મેં જાણ્યું છે કે, સ્ત્રીઓની ધર્મરક્ષાનો સઘળો ભાર ભગવાને પોતાના હાથમાં જ રાખ્યો છે. દુર્બળનું બળ એક ઇશ્વર જ છે, એમાં કંઈ પણ સંદેહ નથી. પણ મને અફસોસ માત્ર એટલોજ છે કે, હજી પણ આ હતભાગિણીને માટે આપને કેટલું બધું દુઃખ ભોગવવું પડે છે.”

આટલું બોલતાં જ **સત્યવતી** મૂર્છિત થઇને પૃથ્વી ઉપર ઢળી પડી. થોડીવારે સાવધાન થઇને પાછી બોલી; “ઓ પરમેશ્વર ! આ હતભાગિણીને તમે શા માટે રૂપ અને સૌન્દર્ય આપ્યું. જેને માટે સ્ત્રીનું રૂપ અને સૌન્દર્ય હોય છે, તે તો ચાલ્યા ગયા છે. તો પછી આ રૂપ અને સૌન્દર્યની શી જરૂર છે ? હું આ ઘડીએ મારું નાક કાન કાપીને આત્મહત્યા કરું.” આ પ્રમાણે બોલતાં બોલતાં તે પોતાના કેશ તોડવા લાગી અને જોરથી કપાળ કૂટવા

લાગી. રામાનન્દે તેના હાથ પકડી તેને સમજાવીને શાંત પાડી. એટલે તે બોલી, " હે પરમેશ્વર ! હું કેમ તેની સાથે બળી મુઇ નહીં. તે સમયે બળી મરી હોત તો આ દુઃખ જોવું પડત નહીં. અરે તે દિવસે મને સાથે લઈ જઇને તેમના શબની શોધ કરી હોત તો હું નક્કી તેને શોધી શકત."

રામાનંદ;—બેટા ! ત્યારે શું પિતાના સ્નેહ કરતાં પણ પત્નીનો પ્રેમ આટલો બધો મોટો છે? માબાપનો સ્નેહ શું પત્નીના પ્રેમથી ઉતરતો ?

સત્યવતી;–માબાપના સ્નેહ કરતાં સાધ્વી સ્ત્રીનો પ્રેમ વધારે સૂક્ષ્મ દૃષ્ટિવાળો છે કે નહી, તે હું પોતે કંઈ સમજતી નથી. પરંતુ તમારા દીકરાએ એક દિવસે કહ્યું હતું કે, "સાધ્વી સ્ત્રીનો નિઃસ્વાર્થ પ્રેમ ભિન્ન આત્માને મેળવે છે, તેથી પુણ્યવતી માતાના નિઃસ્વાર્થ સ્નેહની પેઠે સાધ્વી સ્ત્રીનો પ્રેમ કોઈ પણ અવસ્થામાં વિકાર પામતો નથી.

આટલી વાતચિત થયા પછી રામાનંદે સત્યવતીને બહુ સમજાવી. સત્યવતીએ પણ જાણ્યું કે, હવે સસરાજીની સાથે રહી શકાશે નહિં. તેથી નિરાશ થઇને વૃદ્ધ નોકર ચાકર સાથે જ્યાં કોઇની પણ આવવાની હિમ્મત ચાલે નહિં, એવા જંગલમાં નાશી ગઈ અને ત્યાં પોતાનો ધર્મ સાચવવા માટે ઝુંપડી બાંધીને રહી; એક વખતે શિયાળામાં ગરીબોને ગરમ લૂગડાં આપવામાં હજારો રૂપિયા ખર્ચ કરતી હતી. તેની પાસે આજે તાઢ તથા તડકો દૂર કરવા માટે પહેરેલાં લૂગડાં શિવાય એક પણ લૂગડું નહોતું. તે દુઃખદ સ્થિતિમાં દિવસ ગાળવા લાગી. પરંતુ તેના હૃદયમાં પ્રેમ અને ભક્તિનો પ્રવાહ જેવો ને તેવો જ વહ્યા કરતો હતો.

સત્યવતી ગયા પછી રામાનંદ ઝુંપડી બહાર બેસીને કીર્તન કરવા લાગ્યો. ત્યાં સિપાઇઓએ આવી તેને લઈ જઇને કેદમાં

નાંખ્યો, ત્યાં **રામાનંદે** અન્ન પાણી તજી દીધાં. તેથી તે બહુ જ અશક્ત થઈ ગયો. આ ખબર સાંભળી **સત્યવતીએ** પોતાનો પ્રાણ જતાં સુધી પણ પ્રયત્ન કરી તેને છોડાવી લાવવા નિશ્ચય કર્યો. વૃદ્ધ દાસી તથા બે વિશ્વાસુ નોકરોને સાથે લઇને જ્યાં તેના સસરાને કેદમાં રાખ્યો હતો ત્યાં ગઈ ને કેદખાનાની થોડે દૂર બધાને રાખીને જેલખાનામાં ગઈ. જેલનો જમાદાર **રામસિંહ** હિંદુસ્થાની હતો. તે ઘણો ભલો અને દયાળુ હતો. તેણે પુરુષના વેશધારી **સત્યવતીને** પૃછ્યું; 'તું ક્યાં રહે છે ? તારું નામ શું છે અને તું અહિં શા માટે આવ્યો છે ?' વેષધારી **સત્યવતીએ** કહ્યું; "હજુર ! મારું નામ **નાનકુ** છે, હું **ગયા** જીલ્લામાં રહું છું, મારાં માબાપ **પુર્ણીયામાં** જમીનદાર હતાં. તેઓ મને નાનો મૂકીને મરી જવાથી હું નોકરી શોધવા માટે નિકળ્યો છું." **રામસિંહે** છોકરાની લાવણ્યતા જોઇને કહ્યું; "તું મારે ત્યાં રહીશ ? બોલ શું પગાર લઇશ ?"

**નાનકુ** બોલ્યો;-તમે જે આપશો તે લેઇશ. તે પછી **રામસિંહે** તેને પોતાને ઘેર રાખ્યો. **નાનકુ** દરરોજ **રામસિંહને** ઝપાટાબંધ ભાંગ તૈયાર કરી દેવા લાગ્યો. ભાંગ તૈયાર કરવાની તેની ચતુરાઇથી **રામસિંહ** તેનાપર બહુ જ રાજી થયો. તેણે પોતાની સ્ત્રીને ભલામણ કરી કે, **નાનકુને** છોકરાની પેઠે રાખજે. આવી રીતે **રામસિંહની** પ્રીતિ મેળવ્યા પછી એક વખતે કેદખાનામાં જવાની રજા મેળવીને **નાનકુએ** ( **સત્યવતીએ** ) પોતાના સસરા **રામાનંદની** સ્થિતિ જોઈ તો તે સાવ બેશુદ્ધિમાં પડ્યા હતો. તેથી તેને ઘણું દુઃખ થયું. પણ તે વાતની કોઇને ખબર પડવા દીધી નહીં. કેદખાના ઉપર પહેરો સખત હતો, પણ **નાનકુએ** **રામાનંદને** લઈ જવાની યુક્તિ રચીને રૂપાને તથા જગાને ચેતાવી રાખ્યા. લાગ મળતાં **રામસિંહ** કે પહેરેગીર કોઇ પણ ન જાણે, તેમ બેશુદ્ધ થયેલા **રામાનંદને** અંધારી રાતે જગો તથા રૂપો ઉપા-

ડીને સત્યવતીની સાથે નાસવા માંડ્યા. સીપાઇઓને ખબર પડતાં તેઓ તેની પાછળ પડ્યા. પણ તેમને ભૂલાવો ખવરાવીને તેઓ ઘાડા જંગલમાં જતાં રહ્યાં; તે જંગલમાં એક ઝુંપડી જોવામાં આવી; તેમાં એક વિધવા સ્ત્રી યોગીની દશામાં શિવની આરાધના કરતી હતી. સત્યવતી વગેરે સૌ હિમ્મતથી એ દેવકન્યાની પાસે ગયાં અને તેની સાથે કેટલીક વાતચિત કરતાં સત્યવતીનો સ્વામી પ્રેમાનંદ કે જેને તેઓ મરી ગયેલો માનતાં હતાં, તે જેલમાંથી નાશી ગયો હતો. પણ પાછો પકડાઇને કલકત્તાની જેલમાં જીવતો છે, એમ તેમના જાણવામાં આવ્યું; તેથી તેઓ ઘણાં ખુશી થયાં. સત્યવતી હવે સ્વામીનો ઉદ્ધાર કરવા માટે સસરાની રજા લઇને કલકત્તા જવાને તૈયાર થઇ; તેણે સાથે ફક્ત એક જગાને જ લીધો.

ખરેખર વિપત્તિ જ મનુષ્યનો મિત્ર અને સહાયક છે. એ વિપત્તિએ જ સત્યવતીને અલૌકિક હિમ્મત આપી હતી. સત્યવતી હિમ્મતથી જ રાત દિવસ ચાલીને ત્રણ દિવસમાં સો ગાઉ કલકત્તે જઇ પહોંચી. તેણે આ વખતે પુરુષનો વેષ પહેરીને રામકૃષ્ણ અધિકારી એવું નામ રાખ્યું હતું. તે સમયે કેદીઓને છોડાવવા માટે સુપ્રીમ કોર્ટમાં દરખાસ્ત કરીને પરવાનો મેળવવો પડતો હતો. તે વિના કેદીને છોડાવી શકતા નહતા. પરંતુ એ કોર્ટમાં દરખાસ્ત મેળવવામાં ઘણા રૂપિયાનો ખર્ચ થતો હતો. સત્યવતી પાસે રૂપિયા નહોતા. તેમ કલકત્તાની જેલ પણ દેવીસિંહના કેદખાના જેવી નહોતી. તેથી તે મોટા વિચારમાં પડી ગઇ. થોડા વખત પછી ગંગા ગોવિંદસિંહની માનું શ્રાદ્ધ આવ્યું. તે પ્રસંગે સેંકડો બ્રાહ્મણો દક્ષિણા લેવા જતા હતા ત્યાં સત્યવતીએ પણ બ્રાહ્મણવેષે જઇને પોતાના સ્વામીને કેદમાંથી છોડાવવાની યાચના કરી. પરંતુ તે નિષ્ફળ ગઇ, તેથી નિરાશ થઇ ટાઢ, તડકો વેઠીને રાત્રિ દિવસ માર્ગ ઉપરનાં એક ઝાડ નિચે બેસીને કાળ ગાળવા લાગી. તેણે ખાવું,

પીવું તથા નિદ્રા સર્વ તજી દીધું ને જીર્ણ વસ્ત્રથી દિવસે શરીરને ઢાંકતી હતી તે જ વસ્ત્રો રાત્રે ઓઢીને ઝાડ નિચે સુઇ રહેતી હતી. એ રીતે તેણે એકવીસ દિવસ સૂધી દુ:ખ ભોગવ્યું. એટલામાં એક દિવસે દૈવયોગથી એક ગૃહસ્થ ત્યાં થઇને નિકળ્યો. તેના હાથમાંથી અગત્યના કાગળો પડી ગયા. તે તેના લક્ષ્યમાં રહ્યું નહિં, પણ સત્યવતીએ પડતાં જોવાથી તે કાગળો ઉપાડીને તેણે ગૃહસ્થને આપવા માટે જગાને પાછળ મોકલ્યો. જગાએ દોડીને કાગળો તેના માલેકને સ્વાધીન કર્યા; તેથી તે ઘણો જ ખુશી થયો અને સત્યવતી પાસે જઇને તેનો ઘણો જ ઉપકાર માનીને બોલ્યો કે; “આ કાગળો ઘણા કામના હતા. તે જવાથી મારો કોઇ રીતે બચાવ નહોતો. ગંગા ગોવીંદસિંહ મારો મોટો શત્રુ છે, તે નક્કી મારું ભૂંડુ કરત. મહારાજ ! તમારે જોઇએ તે મારી પાસેથી માંગો.” સત્યવતીએ કહ્યું; “મારો એક સગો કેદમાં પડેલો છે, તેને છોડાવવાનો ઉપાય બતાવો.” તે ગૃહસ્થે કહ્યું; “તમે ફિકર નહિ કરો. હું તેનો ઉપાય કરીશ. ચાલો મારી સાથે” એટલે સત્યવતી તેની સાથે ગઇ. એ ગૃહસ્થે ત્યાંના ઉપરી અધિકારી સાહેબને સર્વ હકીકત કહીને પરવાનો લખાવી લીધો, એટલે સત્યવતી તથા જગાએ મળીને તે પરવાનો જેલના ઉપરીને આપ્યો. તેથી તેણે પ્રેમાનન્દને બંદિખાનામાંથી છોડી દીધો. સત્યવતીએ જગાને પ્રથમથી ચેતાવી રાખ્યો હતો કે, તારે મારી ઓળખાણ આપવી નહિ. બન્ને જણાં પ્રેમાનંદ પાસે જઇને ઉભાં રહ્યાં. વાતચિતથી પ્રેમાનંદે જગાને ઓળખ્યો. જગાએ સત્યવતીની રામાનન્દ અધિકારી તરિકે ઓળખાણ આપી. પ્રેમાનંદ તેની સામે જોયા કરતો હતો, પણ તેને ઓળખી શક્યો નહિ. તેણે માત્ર એટલું જ જાણ્યું કે, મારો કોઇ સગો મને છોડાવવા માટે આવ્યો છે.

સત્યવતી સ્વામીનાં મુખ સામે નિહાળીને જોયા કરતી હતી. તેને સ્વામીનાં મુખદર્શનથી અપાર આનંદ થયા લાગ્યો. પતિ-

પ્રાણ સ્ત્રીઓ જ્યારે પતિના મુખનું દર્શન કરે છે ત્યારે તેના હૃદયમાં આનંદ ઉછળી રહે છે. સત્યવતીએ આજે બાર વર્ષે પતિનું મુખ દીઠું હતું. તે જેને મરી ગયેલો જાણતી હતી, તેને આજે જીવતો જોયો. તેથી તેનું હૃદય આનંદથી ઉછળી રહ્યું હતું. રસ્તામાં કેટલીએક વાતચિત થયા પછી પુરુષના વેશમાં રહેલી સત્યવતી પ્રેમાવેશમાં પોતાના પતિને ગળે વળગી પડી અને હર્ષનાં આંસુ પાડતી બોલી; "પ્રાણનાથ! પૂર્વે અજ્ઞાનતાને લીધે મારાથી આપની સેવા થઇ શકી નથી. ખરેખર આપ જ મારા ઇષ્ટદેવતા છો. હવેથી હું છાયાની પેઠે આપની પાછળ પાછળ ફરીશ અને આપને સર્વ કાર્યમાં સહાય કરીશ. આપ મારા અપરાધોને ક્ષમા આપજો!"

પ્રેમાનંદ પોતાની પતિવ્રતા સ્ત્રીની દુર્દશા જોઇને ઘણો દુ:ખી થયો. તેની આંખમાં આંસુ આવી ગયાં અને બન્ને થોડી વાર મૌન થઇ રહ્યા પછી સત્યવતીએ કહ્યું; "પ્રાણનાથ! હવે જલદી પધારો! આપને પિતાજી યાદ કરે છે." તે પછી તે ત્રણે જણાં જ્યાં દેવકન્યા અને રામાનંદ હતાં ત્યાં વગડામાં આવ્યાં. તેમને જોઇને રામાનંદ વગેરેને બહુ આનંદ થયો અને સત્યવતીને સૌએ ધન્યવાદ આપ્યો. આવી રીતે મહાસાધ્વી દેવી સત્યવતીએ પોતાના પતિવ્રતાના પ્રભાવથી સ્વામીનો તથા સસરાનો ઉદ્ધાર કર્યો હતો. પવિત્ર ચરિત્રથી નારી જાતિની ઉન્નતિ કરનાર સત્યવતીને હજારવાર ધન્ય છે!!

---

## વીર ધાત્રી (ધાવ) પાન્ના.

——:o:——

**આ** શૂરવીર ધાત્રી પોતાની રાજ્યભક્તિને માટે મેવાડના ઇતિહાસમાં અમર થઇ છે. મેવાડનો મહારાણો સંગ્રામસિંહ જ્યારે દેવલોક પામ્યો ત્યારે તેનો ઉત્તરાધિકારી કુંવર ઉદયસિંહ માત્ર ૭ વર્ષની ઉમ્મરનો જ હતો. સંગ્રામ-

સિંહનો દાસીપુત્ર **વનવીર મેવાડની** ગાદી પચાવી પાડવાની આશાથી આ કોમળ રાજપુત્રને ઠેકાણે કરી દેવાને અનેક ઉપાયો શોધતો હતો. છ વર્ષનું બાળક નિશ્ચિંત મને ખાવા પીવાથી સંતુષ્ટ થાય છે, નિશ્ચિંત મને ઉંઘે છે. પરંતુ નિર્દોષ બાળક પોતાના ઘાતકનો ભાવ જરા પણ સમજી શકતું નથી. **બા**પારાવનો પવિત્ર વંશ નિર્મૂળ થવાની અણીપર આવી લાગ્યો હતો, તે સમયે એક **ધાત્રી** ઉદયસિંહનો ઉદ્ધાર કરવાને આગળ પડી હતી. અનાથ બાળક આજ એક વીરધાત્રીના આશ્રયમાં રહીને પોતાનું જીવન ગાળતો હતો અને વીરધાત્રી **પાન્ના** આજે **બા**પારાવના વંશધારીને જીવતો રાખવાને તૈયાર થઈ હતી.

એક રાત્રે રાજકુંવર ઉદયસિંહ ખાઇને સુતો હતો, તેવામાં એક હજામે આવીને **પાન્નાને** જણાવ્યું કે, **વન**વીર હમણાં જ ઉદયસિંહની હત્યા કરવાને આવે છે. તે ઉપરથી **પાન્ના**એ તુરત ઉદયસિંહને ફુલની એક ટોપલીમાં સુવાડી તેના ઉપર પાંદડાં ઢાંકીને હજામના હાથમાં સોંપી દીધો. વિશ્વાસુ હજામ તે ટોપલી લેઇને કોઇ એકાંત જગામાં ચાલ્યો ગયો. તે પછી તુરત જ **વન**વીર હાથમાં તરવાર લેઇને કુંવરના મહેલમાં આવી, ધાત્રી **પાન્ના**ને ઉદયસિંહ ક્યાં સુતો છે ? તે વિશે પૂછવા લાગ્યો. **પાન્ના** કોઈ પણ રીતે ગભરાઈ નહીં. તેણે ધીરજથી આંગળીવડે પોતાનો સુતેલો પુત્ર દેખાડ્યો. **વન**વીરે તેને ઉદયસિંહ સમજીને પોતાની તરવારવડે તેજ ક્ષણે મારી નાંખ્યો ને પછી તે ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યાર પછી વીરધાત્રી **પાન્ના** રડતી રડતી પેલા હજામની પાસે ગઇ. એવી રીતે **પાન્ના**એ અસંકોચથી પોતાના હૃદયરંજન શિશુને ઘાતકના હાથમાં અર્પણ કરીને મહારાણા **સં**ગ્રામસિંહના પુત્રની રક્ષા કરી હતી. જે ધાત્રી (ધાવ) **ચિ**તોડને માટે અને **બા**પારાવના વંશની રક્ષાને માટે પોતાના સંતાનને મૃત્યુમુખમાં સમર્પણ કરે, તેનો સ્વાર્થત્યાગ કેટલો મહાન્ હોવો જોઇએ. જે નારી

પોતાનાં બાળકને મારાના હાથથી મરેલું જોયા છતાં પણ કર્તવ્યસાધનમાં જે વિમુખ થઇ નહિ, તેનું હૃદય કેટલું ઉન્નત હોવું જોઇએ ? પોતાના રાજાના કુંવરની રક્ષા કરવા માટે પોતાના પુત્રનો ભોગ આપનારી પાન્ના ધાત્રીને હજારો હજાર ધન્યવાદ છે !!

---

## ગૌરીબાઇ.

—:0:—



આ ઇશ્વરભક્ત અને સાધ્વી કવિબાઇનો જન્મ ડુંગરપુરમાં રહેનારા એક નાગર બ્રાહ્મણને ઘેર થયો હતો. તેમનાં માબાપે તેને પાંચ વર્ષની ઉમ્મરમાં પરણાવી હતી. પરણ્યા પછી આઠમે દહાડે તેનો વર પરલોકવાસી થયો હતો. પરંતુ મુગ્ધભાવમાં રહેલી આ સાધ્વી બાળા તે વિશે અજાણ હોવાથી સાંસારિક દુઃખે તેના મન ઉપર અસર કરી નહતી. તે જેમ જેમ વયમાં આવતી ગઈ, તેમ તેમ વિદ્યાભ્યાસમાં વધતી ગઇ અને શ્રીમદ્‌ભાગવત તથા ભગવદ્ગીતાનો અભ્યાસ તેમણે આરંભ્યો. જેમ જેમ તે ગ્રંથોનું રહસ્ય જાણતી ગઈ, તેમ તેમ તેની ઇશ્વર-પ્રતિ ભક્તિ વધવા લાગી, અને પછી તે નિત્ય ભગવદ્‌ભજનમાં, દેવસેવામાં તથા ઇશ્વરની ગુણદર્શક કવિતાઓ રચવામાં પોતાનો કાળ ગાળવા લાગી. તેમની આવી ઇશ્વરભક્તિ તથા કવિતા કરવાની ચતુરાઇએ લોકોમાં તેમની મહત્તા પ્રસરાવી, એટલું જ નહિ પરંતુ ડુંગરપુરના મહારાજા શિવસિંહજી પણ તેની અલૌકિક ઇશ્વરભક્તિ જોઇને બહુ જ પ્રસન્ન થયો અને જાતે ગૌરીબાઈનાં દર્શન કરવા માટે તેને ઘેર ચાલીને ગયો. તે વખતે ગૌરીબાઇ અને મહારાજા વચ્ચે કેટલી

એક વાતચિત થઈ. ગૌરીબાઇએ મહારાજાના મનનું સમાધાન કરીને તેને કેટલાએક ચમત્કાર બતાવ્યા, તેથી મહારાજા તેમના ઉપર બહુ જ પ્રસન્ન થયો અને તેને એક દેવમંદિર બંધાવી આપ્યું. તેમાં ગૌરીબાઇએ પોતાના ઠાકોરજીને પધરાવીને તેની પ્રતિષ્ઠા કરી અને તે મંદિરમાં રહીને નિત્ય ગયા આવ્યા મહાત્માઓનો સત્કાર કરવામાં અને હરિભજનમાં કાળ ગાળવા માંડી.

છેવટે તેમણે વૃન્દાવનમાં શ્રીકૃષ્ણચન્દ્રની પાસે નિવાસ કરવાનો વિચાર કર્યો અને ત્યાં જવા માટે તૈયાર થઈ, તે વખતે ડુંગરપરના રાજાએ તેમને પોતાના ગામમાં રહેવાનો બહુ આગ્રહ કર્યો; પરંતુ વિદુષી અને ભક્ત બાઇએ પોતાનો સંકલ્પ ફેરવ્યો નહિ. તે વૃન્દાવન જવાને નિકળી અને જતાં જતાં જયપુર પાસે આવી કે, ત્યાંનો રાજા તેનો મોટો સત્કાર કરીને તેને પોતાના નગરમાં તેડી ગયો. ત્યાં રાજા અને રાણી બન્ને ગૌરીબાઈનાં દર્શન કરવાને તેમને ઉતારે ગયાં અને તેમનાં ચરણમાં પાંચસો સોના મહોરો ભેટ કરી. પરંતુ ગૌરીબાઇએ તેને હાથ અડકાડીને તે પાછી આપી તથા કહ્યું કે; મારે ધનનું શું પ્રયોજન છે? પરંતુ મહારાજાનો વિશેષ આગ્રહ દીઠો, એટલે તે વિદ્વાન્ બ્રાહ્મણોને વહેંચી આપી. ત્યાંથી તે બાઈ કાશીએ ગઈ. ત્યાંના રાજાએ પણ ગૌરીબાઇની ખ્યાતિ સાંભળીને તેનો ઘણો સત્કાર કર્યો. ત્યાં સાત દિવસ રહ્યા પછી તેમણે પોતાની એક સંબંધી બાઇને કહ્યું કે; હવે મારો કાળ સમીપ આવ્યો છે, તેથી હું યમુના નદીના તીરપર જઇને આવતી રામનવમીએ મારો દેહ પાડીશ. આમ કહીને તે યમુનાના તીરપર ગઈ અને ત્યાં સમાધિ લગાવીને બેઠી. રામનવમીને દહાડે મધ્યાહ્ને ભગવદ્ભક્ત વિદુષી અને કવિ તરિકે પ્રખ્યાત થયેલી ગૌરીબાઇ પોતાનો પંચમહાભૂતનો દેહ તજી દઇને પરમાત્માના સ્વરૂપમાં મળી ગઇ. સાધ્વી ગૌરીબાઇ પોતાની પાછળ હરિરસથી ઉભરાઇ જતી અનેક કવિતાઓ મૂકી ગઇ છે. જે અદ્યાપિ સાધુમંડળો એક તાર

તંબુરાના મધુર સુર સાથે ગાઇને તે બાઇની કીર્તિને અમર કરી રહ્યા છે. ચાલો આપણે પણ તેની કવિતાસરિતામાં સ્નાન કરીને પવિત્ર થઇએઃ—

હરિ નામ બીનારે ઓર બોલના કયા;
હરિ કથા બીન ઓર સુનના કયા. હરિ.
સુખસાગર શામલીયો ત્યાગી;
કુપ બુપમેં ડોલનાં કયા. હરિ.
ઘટ ગિરિધર ગિરધારી પાયા;
બાહેર દગ્ અબ ખોલના કયા. હરિ.
આત્મા અખંડ આવે ન જાવે;
જન્મ નહી તો ફીર મરના કયા. હરિ.
ગૌરી બ્રહ્મસ્વરૂપ જબ જાન્યા;
જાન્યા તો તો જદ ખોજના કયા? હરિ.

---

# ગુણસુન્દરી.

—o—



પાટણના છેલ્લા રાજા કરણ વાઘેલાના નાગર પ્રધાન માધવરાયના નાનાભાઇ કેશવરાયની સ્ત્રી ગુણસુંદરી એક પતિપરાયણ સતી સ્ત્રી હતી. માધવના પ્રધાનવટાના વૈભવનો ખરેખરો લાવો તો કેશવ અને ગુણસુંદરી જ લેતાં હતાં. માધવરાય અને તેની સ્ત્રી રૂપસુંદરી અપ્રજ હોવાથી એ બે પતિપત્નીને સંતાન સમાન ગણી મનગમતી મોજ કરાવતાં

હતાં. કેશવ અને ગુણસુંદરી પણ તેમને તેવી જ રીતે ચહાતાં અને માન આપતાં હતાં. દીયેર ભોજાઇ **લક્ષ્મણ** અને **સીતા**ની માફક હમેશાં એક બીજાની સાથે સંપૂર્ણ માન અને વ્હાલથી વર્તતાં હતાં.

પિતાને ઘેર પણ ગુણસુંદરી લાડકી અને ડાહી દીકરી હતી. તેમ ત્યાં પણ સારી સમૃદ્ધિ હતી, છતાં મોટા માનની અને સુખ વૈભવની તેના ઉપર નઠારી અસર થઇ ન હતી. ગુણસુંદરી જો કે હજી તો સત્તર અઢાર વર્ષના તારુણ્યના તનમનાટમાં રમતી ને મોટા રાજવૈભવમાં મહાલતી વહુવારુ હતી, તો પણ પતિની આગળ તો તે દાસી જેવી રહેતી હતી. મુખમાંથી બોલ બોલતા પહેલાં તો જ્યાં દાસદાસીઓ આવીને ઉભાં રહેતાં હતાં, ત્યાં પણ ગુણસુંદરી પતિની સેવાના પ્રસંગને અહોભાગ્ય માનતી હતી. સૌજન્ય, વિવેક, વિચાર અને વિનયથી પ્રધાનના ઘરમાં તે એક દિવા સમાન હતી. તે જ્યારથી ઘેર આવી, ત્યારથી ગૃહવ્યવસ્થા બધી તેણે ઉપાડી લીધી હતી અને જેઠાણીને સર્વ વાતે પ્રસન્ન રાખવામાં જ દેરાણીનું કર્તવ્ય માન્યું હતું.

આમ કરતાં કરતાં એકવાર સવારમાં તે પોતાની મેડીએ પતિની સાથે હિંદોળે બેઠેલી હતી, એટલામાં નીચે કંઇ ગડબડ થતી સંભળાઇ. હિંદોળેથી ઉઠી છજે જઇ નીચે ચોકમાં નજર કરી તો ત્યાં તેણે કેટલાક સિપાઇઓને દીઠા. તુરત જ પતિને બોલાવીને કહ્યું કે "આ જુઓની? ભાઇજી ઘેર નથી અને ભાભીજી નીચે પાઠ પૂજામાં બિરાજેલાં છે ત્યાં આ સિપાઇઓ શું કરવાને આવ્યા છે? જાવ જુઓ તો ખરા! ભાભીજી પૂજામાં હશે, તેથી કદાપિ જવાબે આપશે નહિ. જાવ જાવ જલદી જાવ." જુવાનીનો ફાટેલો, નવા લોહીનો ભરેલો અને કસરતનો કસાયલો, ગોરો, ઉંચ્ચો, માંસલ, મોહક અને અધિકારદર્પથી આદર્શક દેખાવનો કેશવ ધબ ધબ દાદર ઉતરી નીચે આવીને ચોકમાં ઉભો રહ્યો અને બોલ્યો

કે, “ અલ્યાઓ ! કેમ આવ્યા છો ? ભાભી સાહેબ સેવામાં બિરાજેલાં છે ત્યાં સુધી ધસી આવતાં તમને શરમ પણ આવતી નથી ? બોલો, શું છે ?”

મોટા કસબી ધોતરનો કછોટોવાળી, ઝીણી મલમલનું પહેરણ પહેરી વિશાળ અને ઉન્નત ગરદન ઉપર વિખરાયલા કાળા વાળવાળો અને ભારે ભ્રમરથી કોઇને પણ શેમાં તાણી જાય તેવો દેખાવે કેશવ આવીને સામે ઉભો રહેતાં જ સિપાઇઓ દૂર ખસી ગયા અને નાયકે આગળ આવી સલામ કરીને કહ્યું કે, ‘ કેશવભાઇ ! મારી જીભ ઉપડતી નથી, પરંતુ શું કરૂ રાજાનો હુકમ છે, એટલે કહ્યા વગર ચાલતું નથી કે, અમને તમારાં ભાભીને રાજમહેલમાં લઇ જવાનો કરણરાયનો હુકમ છે. તમે જે બોલશો તે મિથ્યા છે અને અમો હરેક પ્રકારે તેમને લઇ જઇશું.’

આ વચન સાંભળતાં જ કેશવ તપી ગયો અને તેણે ધક્કો મારી નાયકને ચોકમાંથી બહાર નાંખી દીધો, તેની જ સાથે સિપાઇઓ પણ બહાર નીકળી ગયા. મોટું બારણું બંધ કરી બારી ઉઘાડી હાથમાં ઢાલ તરવાર લઇ તે ત્યાં ઉભો રહ્યો અને બોલ્યો કે, ‘જયાં સુધી મારા જીવમાં જીવ છે. ત્યાં સુધી તો તમારા ભાર નથી કે, તમે કંઈ પણ કરી શકો.’ સિપાઇઓના નાયકે તેને ઘણું ઘણું સમજાવ્યો. પણ જ્યારે તે જરાપણ ડગ્યો નહિ ત્યારે તેમણે હલ્લો કરી તેની સામે શસ્ત્ર ઉપાડ્યાં. રૂપસુંદરી ડરી ગઇ અને ‘દીએરજી ! તમે ઘરમાં આવતા રહો’ એમ આગ્રહ કરવા લાગી. પણ કેશવ ત્યાંથી ખસ્યો જ નહિ. સિપાઇઓએ હલ્લો કરી આગલું બારણું ઉઘાડી નાંખ્યું ત્યારે તરવારથી પટા ખેલતો તે રૂપસુન્દરીની આગળ ચોકમાં આવીને ઉભો અને એક પછી એક આગળ વધતા સિપાઇઓને મારવા લાગ્યો. બે ચાર માણસો કપાઇ જતાં નાયકે જાણ્યું કે, ‘ કેશવ એમ ને એમ નહિ માને’ તેથી તેણે પોતે માણસોને લઇને હલ્લો કર્યો. પ્રધાનના વિશાળ ચોકમાં રાજાનાં

માણસો અને કેશવ વચ્ચે જબરી કતલ ચાલી. ઘણાકોને ઘાયલ કર્યા પછી એક જણની તલવારનો સખત ઝટકો લાગતાં કેશવનું મસ્તક તેના ધડ ઉપરથી નીચે પડ્યું અને રાજાના માણસો રૂપસુંદરીને રોતી અને કકળતી જોર જુલમે મીઆનામાં ઘાલી રાજમહેલમાં લઇ ગયા.

નાગરવાડામાં હાહાકાર થઇ રહ્યો. માધવરાવ પ્રધાનના આંગણામાં પડેલાં શબ તરફ કોઇથી અવાયું નહિ. છજામાં ઉભે ઉભે ગુણસુંદરીએ પોતાના પતિનાં પરાક્રમ જોયાં હતાં. રાજાનાં માણસો રૂપસુંદરીને લઈ ગયા ત્યારપછી તે એકદમ નીચે આવી અને કેશવનું શબ ખોળામાં લઈ 'હું પણ આપની સાથે જ આવું છું' એમ કહી બેફામ જેવી થઈ બેઠી. તે ધારી ધારીને તેનું મુખ જોવા લાગી, કારણ કે શૌર્યના જોશમાં મરણ પામેલા કેશવનું મુખ હજી કરમાયું ન હતું ને જાણે હમણાં જવાબ આપશે એવું લાગતું હતું. ગુણસુંદરીનાં પીએરીઆંને ખબર થઈ અને જ્યારે તેઓ ધસમસ્યાં ત્યાં દોડી આવ્યાં ત્યારે જ તેનાથી રડી જવાયું. ધીરે ધીરે નાતના ડાહ્યુઓ આવ્યા અને રાજાનાં માણસો શેરીમાં પડેલાં શબ ઉપાડી ગયા. જ્યારે કેશવને લઈ જવાનો વખત થયો ત્યારે 'જે અંબે! જે અંબે!!' એમ બોલી ગુણસુંદરી સતી થવાને તૈયાર થઈ. એક તરફથી હાહાકાર અને બીજી તરફથી સતીનો જે અંબેનો ઉદ્ગાર લોકને ઉશ્કેરી રહ્યો. કેશવનું શબ નીકળ્યું, તેની સાથે કંકુના છાપા મારતી સતી ગુણસુન્દરી પણ જોત જોતામાં નાગરવાડામાંથી બહાર નીકળી. દરવાજે પહોંચતાં સતીએ પાછું મુખ ફેરવી દરવાજાની કુંભે થાપો માર્યો. તેની સાથે જ અગ્નિ ઉત્પન્ન થયો અને મોટા અવાજે તે બોલી કે, 'પાટણની ગાદી ખેદાન મેદાન થઇ જજો અને જેણે અનર્થ કરી પ્રધાનના ઘરનો નાશ કરી નાંખ્યું છે, તેની રાણીઓ ને દીકરાદીકરી તુર્કોને ત્યાં વેચાજો.' 'જે અંબે, જે અંબે' બોલતી તે પછી શબને અનુસરી અને સરસ્વતીને કિનારે એક

જુવાન બાળા પોતાના સ્વામીના શબ સાથે આનંદના ઉદ્દગારો કાઢતી બળી ગઈ. ગુણસુંદરીનાં માતપિતાને અને આખી નાતને તેના સતીત્વને લીધે લોકોમાં મોટું માન પ્રાપ્ત થયું અને જ્યાં ત્યાં 'સતી ગુણસુંદરી' એ શબ્દના પ્રતિઘોષ પડી રહ્યા.

---

# રાજુલ—રાજિમતી.

—:o:—



રઠના એક મહાન્ જૈન ખાનદાનમાં રાજિમતી અથવા રાજુલનો જન્મ થયો હતો. દયા, સત્ય, ધર્મ, નીતિ અને ગૃહકાર્યને લગતું અતિ ઉત્તમ શિક્ષણ રાજુલને નાનપણથી જ આપવામાં આવેલું હતું. જ્યારે તે યોગ્ય વયમાં આવી ત્યારે તેના માબાપે નેમિનાથ નામના સર્વગુણસમ્પન્ન એક વહેવારીઆ શેઠના પુત્રને જોઈ તેની સાથે વિવાહ કર્યો. નેમિનાથ અને રાજુલના વિવાહ થયા સાંભળીને સર્વ કોઈ આનંદ પામ્યું અને બેઉ તરફથી પોતાની સમૃદ્ધિને યોગ્ય વિવાહની તૈયારીઓ થવા માંડી.

પછી લગ્નનો દિવસ પાસે આવ્યો ત્યારે મોટી ધામધુમથી નેમિનાથના પિતાએ વરઘોડો કાઢ્યો અને વહેવાઇને ત્યાં જાન લઈ ગયા. મોટા સત્કારપૂર્વક વહેવાઇએ જાનને એક ભવ્ય મકાનમાં ઉતારી. તેને ગૌરવ દેવા માટે વહેવાઇએ કેટલાંક પશુઓને મંગાવી રાખ્યાં હતાં અને તેમને જે ઠેકાણે જાનીવાસો આપ્યો હતો, તેની નજીકના એક વાડામાં ગોંધી રાખ્યાં હતાં. 'પોતાનો વધ

થવાનો છે’ એવો પશુઓમાં ત્રાસ ઉત્પન્ન થયેલો હોવાથી તે અશાંત થઈ બરાડ્યા કરતાં હતાં. જાનીવાસામાંથી વરરાજા નેમિનાથનું તે તરફ ધ્યાન ખેંચાયું. તેણે પશુઓ ઉપર દેખરેખ રાખનારને બોલાવી પૂછ્યું કે, ‘શા માટે આ પશુઓને અહીં ગોંધી રાખવામાં આવ્યાં છે?’ તે ઉપરથી તેણે કહ્યું કે ‘વરરાજા! તમારા લગ્નના ગૌરવમાં એમનો ભાગ આપવાનો છે તે માટે.’ આ વચન સાંભળતાં જ નેમિનાથના હૃદયમાં દયાનો સાગર ઉલટયો અને તે મોટેથી બોલી ઉઠ્યા કે ‘અરેરે! બુદ્ધિશાળી મનુષ્યો આ મુગાં પ્રાણીઓની ઉપર આનંદકારક આજીવિકા કરે છે. ધિક્કાર છે આવી સદસદ્ બુદ્ધિવાળા મનુષ્યને, કે જે તેનો કંઈ પણ ઉપયોગ કરતા નથી. મારે પરણવું પણ નથી અને ગૌરવ પણ લેવું નથી.’ આમ બોલી પરમ વૈરાગ્યને વશ થઈ નેમિનાથે વરરાજાને યોગ્ય કપડાં અને દાગીના કાઢી, પશુરક્ષકને આપી દઇ, પશુઓને છોડાવી મૂકી પોતે સાધુ વેશ લઇ તુરત જ ત્યાંથી નીકળી પડ્યા. માતપિતા અને સ્નેહીજનોએ ઘણુંએ કહ્યું, પણ દયાના સાગર એવા નેમિનાથના મનમાં તે ઉતર્યું જ નહિ અને ‘દયા ધર્મ’ એવો જીનેશ્વરનો ધર્મમાર્ગ ગ્રહણ કરી પરમ વૈરાગ્ય લીધો.

વરરાજાને વૈરાગ્ય આવતાં રાજિમતીએ પણ વૈરાગ્ય અંગીકાર કરી તેમની પાસેથી દીક્ષા લીધી અને સાધ્વી થઈ ગીરનારની ગુફામાં જઇ વાસ કર્યો. નેમિનાથના વૈરાગ્યથી ઉત્તેજાયલા તેના નાનાભાઇએ પણ વૈરાગ્ય લીધો અને નેમિનાથ જ્યારે લોકકલ્યાણાર્થે દેશાવરમાં નિકળી પડ્યા ત્યારે રાજિમતી અને તેનો દીએર ગીરનારમાં વ્રત પાળતાં રહ્યાં. એકવાર આષાડ મહિનો હતો, સાંજનો સમય હતો અને ગીરનારની ટોંકો ઉપર મયૂરોના કેકારવ થઈ રહ્યા હતા. ઝીણો ઝીણો વરસાદ પડતો હતો ને કેતકી તથા કેવડાની સુગંધવાળો પવન ફરફર ઝાડીને ઝુલાવી વહન થઈ રહ્યો હતો, તે વખતે રાજિમતી નગરમાંથી વહોરીને ગુફા તરફ,આવતાં

હતાં. વરસાદને લીધે તેમનાં લુગડાં ભીનાં થઈ શરીરે ચોંટી ગયાં હતાં. આ વખતે તેમનો દીએર રથનેમિ તેમની સામેની ગુફામાં કાઉસગ્ગ કરીને ધ્યાનમાં બેઠો હતો. રાજિમતીએ પોતાની ગુફામાં આવી જ્યારે ભીનાં કપડાં બદલવા માંડ્યાં ત્યારે તેમનાં તરુણ અને મનોહર ગાત્રોએ રથનેમિને વિકાર ઉત્પન્ન કર્યો. તે પોતાના વ્રતમાંથી ચલિત થવાની અણી ઉપર દેખાયો, ત્યારે રાજિમતીએ તેને બહુ જ છટાદાર રીતે આ પ્રમાણે બોધ આપ્યો કેઃ—

કાઉસંગ ધ્યાને મૂની રહનેમી નામે,
રહ્યાછે ગુફામાં શુભ પરિણામે રે;
દેવરિયા મુનિવર ધ્યાનમાં રહેજો,
ધ્યાનથકી હોય ભવનો પાર રે. દે૦ મુ૦

વરસાદે ભીનાં ચીવર મોકળાં કરવા,
રાજૂલ આવ્યાં તેણે ઠામ રે; દે૦ મુ૦
રૂપે રતિ રે વસ્ત્રે વરછત બાળા,
દેખી ખોભાણો તેણે કામ રે; દે૦ મુ૦

દિલ ખોભાણું જાણી રાજૂલ ભાખે,
રાખો થિર મન ગુણના ધામ રે; દે૦ મુ૦
જાદવ કુળમાં જિનજી નેમ નગીનો,
વમન કરી છે મુજને તેણે રે; દે૦ મુ૦

બંધવા તેના તમે શિવાદેવી જાયા,
એવડો પટંતર કારણ કેણ રે; દે૦ મુ૦
પરદારા સેવી પ્રાણી નરકમાં જાય,
દુર્લભ બોધી હોય પ્રાય રે. દે૦ મુ૦

સાધવી સાથે ચૂકી પાપ જે બાંધે,
તેનો છુટકો કદિયે ન થાય રે; દે૦ મુ૦

અશુચી કાયા રે મળ મૂત્રની ક્યારી,
તમને કેમ લાગી એવડી પ્યારી રે. દે૦ મુ૦

હું રે સંજમી તમે મહાવ્રત ધારી,
કામે મહાવ્રત જાશો હારી રે; દે૦ મુ૦
ભોગ વામ્યા રે મૂકી મનથી ન ઇચ્છે,
નાગ અંગધન કુળની જેમ રે. દે૦ મુ૦

ધીક કુળ નીચા થઈ નેહથી ચાલે,
ન રહે સંજમ શોભા એમ રે; દે૦ મુ૦
એવાં રસિલાં રાજૂલ વયણ શુણીને,
બૂઝયા રહનેમી પ્રભુજી પાસ રે. દે૦ મુ૦

પ્રાય આલોઈ ફરી સંજમ લીધું,
અનુક્રમે પામ્યા શિવ આવાસ રે; દે૦ મુ૦
ધન્ય ધન્ય જે નર નારી શિયળને પાળે,
સમુદ્ર તર્યા સમ વ્રત છે એહ રે. દે૦ મુ૦

રૂપવિજય કહે તેના નામથી હોજો,
અમ મન નિર્મળ સુંદર દેહ રે; દે૦ મુ૦

તુરત **રથનેમિને** જ્ઞાન થયું અને તે **રાજુલના** પગમાં પડ્યો. **રાજુલે** તેને પછી ઉત્તમ પ્રકારનો જીનેશ્વર ધર્મ બોધી મહામુનિ બનાવ્યો અને પોતે પણ આજન્મપર્યંત ઉત્તમ એવો ધર્મ પાળી નિર્વાણ મેળવ્યું.

---

# સંયુકતા.

—:O:—


શૂરી સતી કનોજના રાજા જયચન્દ્ર રાઠોડની પુત્રી થતી હતી. તે અસાધારણ ઉદારતાવાળી, સદ્‌ગુણ-સંપન્ન અને પરમસુંદરી હતી. ચન્દ કવિએ તેને "કનોજની લક્ષ્મી" કહીને વર્ણવી છે. દિલ્લીના પૃથ્વીરાજ ચહુઆણ અને કનોજના જયચન્દ્ર રાઠોડ વચ્ચે દ્વેષભાવ હતો. પૃથ્વીરાજે અશ્વમેધ યજ્ઞ કર્યો, તે જોઇને જયચન્દ્રને ઘણો દ્વેષ થયો, તેથી તેણે વધારે મોટાઈ મેળવવાને રાજસૂય યજ્ઞનો આરંભ કર્યો. એ યજ્ઞમાં પૃથ્વીરાજ આવ્યો નહોતો. તેને અપમાન કરવા માટે તેની સોનાથી મૂર્તિ કરીને દ્વારપાળની જગ્યાએ બેસાડી હતી. પૃથ્વીરાજને તેથી ઘણો જ ક્રોધ ચઢવાથી તેણે કનોજ જઇને જયચન્દ્રની સાથે લઢાઈ કરી તેને હરાવ્યો. તે વખતે સંયુક્તાએ પૃથ્વીરાજને જોયો હતો તથા તેના ગુણો અને પરાક્રમો સાંભળ્યાં હતાં. તે પરથી તેને યોગ્ય પતિ ધારીને મનવડે તેને વરી ચૂકી હતી. યજ્ઞ પૂરો થયા પછી સંયુક્તાનો સ્વયંવર કરવામાં આવ્યો. તે સમયે દેશ-પરદેશના બળવાન્ ક્ષત્રિય રાજાઓ તે સ્વયંવરનું આમંત્રણ સ્વીકારીને કનોજમાં હાજર થયા. ઠરાવેલે વખતે સઘળા રાજાઓ સ્વયંવરના મંડપમાં આવીને પોત પોતાને આસને બેઠા. તે સમયે સંયુક્તા વિવાહ યોગ્ય શણગાર સજી હાથમાં વરમાળા લેઇને દાસીઓ સાથે રાજસભામાં આવી. તેણે પ્રથમથી જ પૃથ્વીરાજને વરમાળા પહેરાવવાનો નિશ્ચય કરી રાખ્યો હતો, પરંતુ આ સભામંડપમાં પૃથ્વીરાજ હાજર થયો ન હોતો, તેથી પ્રથમની પેઠે તેની સોનાની મૂર્તિ દ્વારપાળને ઠેકાણે રાખવામાં આવી હતી, એ વાત સંયુક્તા જાણતી હતી. સંયુક્તાએ મંડપમાં બેઠેલા કોઈ રાજાને વરમાળ નહિ પહેરાવતાં પૃથ્વીરાજની સોનાની મૂર્તિને વરમાળા પહેરાવ્યાથી, પુત્રીનું આવું કાર્ય જોઇને જયચન્દ્ર ગભરાયો.

## સંયુક્તાનો સ્વયંવર.



સંયુક્તાએ પૃથ્વીરાજની સોનાની મૂર્તિને વરમાળ આરોપી.

પૃ. ૨૮૮.

Lakshmi Art, Bombay

**સં**યુક્તાએ વરમાળા પહેરાવ્યાની ખબર **પૃ**થ્વીરાજને થતાં તે લશ્કર સાથે કનોજ ગયો. લઢાઈ કરીને સંયુક્તાને હરી ગયો. **દિ**લ્લી જઇને તેની સાથે વિધિપૂર્વક લગ્ન કર્યાં. **પૃ**થ્વીરાજ આ લલિત લલના રત્નનો ભોક્તા થઇને આનંદમાં દિવસો ગાળવા લાગ્યો. **સં**યુક્તાના અસાધારણ ગુણોથી સ્વર્ગનું સુખ પણ તેની આગળ તુચ્છ જણાયું. થોડા કાળમાં **સં**યુક્તા પોતાના ભર્તારની પ્રિયપત્ની થઈ પડી.

**પૃ**થ્વીરાજ જ્યારે **સં**યુક્તા જેવી ઉત્તમ સ્ત્રીને પરણીને દાંપત્ય-પ્રેમનો લહાવો લેતો, સૌભાગ્યના હિંડાળામાં મોજ કરતો હતો, ત્યારે **શા**હાબુદ્દીન ગોરી **ભ**રતખંડના દરવાજાપર આવી પહોંચ્યો હતો. **સં**યુક્તા આ વેળા શત્રુના હાથથી માતૃભૂમિની રક્ષા કરવાને યત્નવાન્ થઈ. કેવી રીતે યવનસૈન્યનો પરાભવ થાય, કેવી રીતે યવનત્રાસથી ભારતભૂમિની રક્ષા થાય, આ ચિંતાથી તેનું મન વ્યગ્ર રહેવા માંડ્યું. તેણે પોતાના ભર્તારને ચતુરંગિણી સેનાના સેનાપતિ થઇને રણક્ષેત્રમાં જવાની પ્રાર્થના કરી. ગંભીર શબ્દથી **પૃ**થ્વીરાજને કહ્યું કે–"પ્રાણનાથ ! જગતમાં કોઈ ચિરસ્થાયી નથી. જેઓ મોટાં કાર્યો બજાવવા જતાં કદાચ મરણ પામે છે, તેઓ કાળની પાંખ ઉપર હંમેશાને માટે કોતરાઈ રહે છે. હું આશા રાખું છું કે, તમે આ મમત્વ ભરેલાં કોઈ તરફ મન લગાડશો નહિ. તમારા હાથની તરવારથી શત્રુની સામે લડો. તમારા બેસવાના તેજસ્વી ઘોડાને શત્રુના લોહીના પ્રવાહમાં તરતો કરો. તમે અને તમારું મોટું સૈન્ય હરહર ધ્વનિથી ચોતરફ પ્રતિધ્વનિ કરો! ક્ષત્રિય ધર્મથી વિમુખ થશો નહીં. હિંમ્મત, ઉદ્યમ અને યત્નની સાથે સ્વદેશની સ્વતંત્રતાની રક્ષા કરજો. હું પરલોકમાં તમારી અર્ધાંગના થઈશ. વીર રજપૂતાણી **સં**યુક્તાના મુખમાંથી નિકળેલાં આવાં શૌર્યનાં વચનોએ **પૃ**થ્વીરાજને ઉત્સાહી કર્યો.

**પૃ**થ્વીરાજે જલદીથી યુદ્ધની તૈયારી કરી. ભારતના ઘણા બળવાન્ રાજાઓ પોતાનાં લશ્કરો સાથે તેને આવી મળ્યા. યુદ્ધમાં જતી વખતે **પૃ**થ્વીરાજ એકવાર ફરીને **સં**યુકતા પાસે ગયો.

અને લડાઇની ગોઠવણ વિષે તેની સલાહ પૂછી. તેના જવાબમાં **સં**યુકતા બોલી કે–'રાજન્ ! સ્ત્રીની તે વળી સલાહ કોઈ પૂછે છે ? જાઓ હિમતથી યુદ્ધ કરો ને ક્ષત્રિયધર્મ બજાવો.' **પૃ**થ્વીરાજ ત્યાંથી નિકળીને રણભૂમિપર ગયો ને ત્યાં ભયંકર યુદ્ધમાં **શા**હાબુદ્દીન ઘોરીને હરાવ્યો. શત્રુ હારીને નાશી ગયા પછી **પૃ**થ્વીરાજ વિજયશ્રી સાથે પાછો **દી**લ્લીમાં દાખલ થયો.

પરાજિત થયા પછી બે વર્ષે પાછો **શા**હાબુદ્દીન ઘોરી મોટું સૈન્ય લઇને ભારતભૂમિપર આવ્યો. **પૃ**થ્વીરાજે તેના સામે લડાઇની તૈયારી કરી. આ વખતે પણ ઘણા ક્ષત્રિય વીરો તેને આવી મળ્યા. **સં**યુક્તાએ પણ પોતાના પતિને શત્રુ સામે જવા પ્રથમની પેઠે ઉશ્કેર્યો અને પોતાને હાથે તેને લડાઇનો પોશાક પહેરાવ્યો. એવામાં એકદમ તેના હૃદયમાં અમંગળની આશંકા થવા લાગી, તેથી તે વ્યાકુળ થઈ ગઈ. તેણે એક ધ્યાનથી **પૃ**થ્વીરાજની તરફ જોવા માંડ્યું. એકદમ કેટલોક પસીનો કપાળ ઉપરથી વહીને છાતી ઉપર ટપકવા માંડ્યો. તો પણ તેણે પતિને હિમ્મત આપી વિદાય કર્યો. **પૃ**થ્વીરાજ જલદીથી સૈન્યમાં સામેલ થઇને નગરની બહાર નીકળ્યો. **સં**યુક્તા મહેલપર ચઢીને પતિના જવાનો માર્ગ જોતી દીર્ઘ નિઃશ્વાસ નાંખીને બોલી કે, સૌભાગ્યની લક્ષ્મી હમેશાં એકની જ પાસે રહેતી નથી. ચઢતીની સાથે પડતી પણ રહેલી જ છે. **સં**યુક્તા આ પ્રમાણે અનેક વિચારો કરે છે, એટલામાં તો બીજી તરફ **પૃ**થ્વીરાજે ઘણી જ બહાદુરીથી યુદ્ધ કર્યા છતાં તે શત્રુને હાથે મરાયો અને દેવી **સં**યુક્તાની અમંગળ આશંકા ખરી પડી. આ દુઃખદાયક સમાચાર **દિ**લ્હીમાં **સં**યુક્તાને મળતાં વાર જ તેણે ચિતા ખડકાવી તેમાં પ્રવેશ કર્યો અને ક્ષણ માત્રમાં તેનું અનુપમ લાવણ્યવાળું સુંદર શરીર બળીને રાખ થઇ ગયું. આ જગતમાં **સં**યુક્તા પતિવ્રતપણાનું એક ઉજ્વળ દૃષ્ટાંત હતી. ધન્ય છે પતિવ્રતા સતી **સં**યુક્તાને ! ! !

---

# વીરનારી—ચંદા.

———o———


રનારી **ચન્દા** **પંજાબના** પ્રખ્યાત શિખ મહારાજા રણજિતસિંહની રાણી થતી હતી. તે મહાવીર તેજસ્વિની અને પરમ ધાર્મિક હતી. જ્યારથી તેણે રણજિતસિંહને પરણીને તેના અંતઃપુરમાં પ્રવેશ કર્યો હતો ત્યારથી તે કોહિનૂરની કાંતિથી વિકસિત થઇને લાહોરના દરબારનાં રાજકીય કાર્યોમાં કુશળતા બતાવવા લાગી હતી.

ઇ. સ. ૧૮૩૯ માં **પંજાબના** કેસરી મહારાજા રણજિતસિંહની ગાદીએ તેનો બાલપુત્ર દિલીપસિંહ બેઠો. તે નાની વયનો હોવાથી રાજ્યનો તમામ ભાર **ચન્દાએ** પોતાના હાથમાં રાખ્યો. હવે **ચંદાએ** પોતાની પ્રભુતા પ્રકાશ કરવા માંડી. તે નિત્ય રાજ્યકાર્યમાં ધ્યાન આપવા લાગી. તે જોઇને આખો **પંજાબ** દેશ તેની શક્તિથી છક થઈ ગયો. દરબારના સરદારો તેને રણજિતસિંહની પટ્ટરાણી જાણીને માન આપવા લાગ્યા અને રાજ્યની સમસ્ત પ્રજા તેને રક્ષાદેવી માનીને તેની ભક્તિ કરવા લાગી. આટલા દિવસ સુધી તો તે અંધકારમાં હતી. પણ હવે તો તે અંદરથી બહાર નીકળીને ચારે બાજુએ વખણાવા લાગી. રણજિતસિંહના સ્વર્ગવાસથી **પંજાબના** રાજ્યમાં ઘણો ખળભળાટ ઉઠ્યો, પરંતુ વીર રાણી **ચન્દાએ** પોતાના બુદ્ધિબળથી બધે શાંતિ ફેલાવી દીધી હતી. તે દરરોજ નિયમિત સમયે દરબારમાં જઇને રાજકાર્યમાં ધ્યાન આપતી હતી અને પોતાના પુત્રના રાજ્યને નિષ્કંટક કરવાને ઉત્તમ પ્રકારની રાજનીતિથી રાજ્ય ચલાવતી હતી.

આવી રીતે **ચંદા** **પંજાબનું** રાજ્ય નિર્વિઘ્ને ચલાવીને સર્વને સુખ આપતી હતી, તેવામાં અંગ્રેજોએ પોતાના પ્રદેશની રક્ષાને

માટે ઘણું સૈન્ય બ્રિટિશ રાજ્યની સીમાપર એકઠું કરવા માંડ્યું. બ્રિટિશ ગવર્નમેન્ટના આવા ઉદ્યોગથી ચંદાને તથા તેની ખાલસા ફોજને શંકા થવા લાગી કે, રખેને રજપૂત, મરાઠા અને મુસલમાન રાજ્યોની માફક પંજાબના રાજ્યને પણ સ્વાધીન કરવા ધાર્યું હોય. આવી શંકાથી ચંદાએ પણ યુદ્ધ સામગ્રી એકઠી કરવા માંડી. બીજી તરફથી તેની ખાલસા ફોજે મદોન્મત્ત હાથીની પેઠે બ્રિટિશ સૈન્ય ઉપર હલ્લો કર્યો. ચંદા રાણીએ ઉત્સાહભેર તેમાં ભાગ લીધો. પરંતુ તેનું આ કૃત્ય સારું કહેવાયું નહિ. જો તે આવા ઉદ્ધત કામથી વેગળી રહી હોત અને ખાલસા ફોજને વગર કારણનો હુમલો લઈ જતાં અટકાવી હોત તો તેના રાજ્યનું રક્ષણ થાત. પરંતુ તેમ ન કરતાં બ્રિટિશસિંહની સામે તેણે બાથ ભીડી. લાલસિંહ અને તેજસિંહ એ બે સરદારોના વિશ્વાસઘાતથી તે પરાજય પામી. છતાં વીર નારી ચંદાનું હૃદય બ્રિટિશસિંહના તેજની આગળ ઝાંખું પડ્યું નહિ. પંજાબનો બ્રિટિશ રેસીડેન્ટ—હેન્રી લૉરેન્સ ચંદાની પ્રકૃતિથી સારી પેઠે જાણીતો હતો. ચંદા જેવી વીર નારી લાહોરમાં રહ્યાથી પોતાનું પ્રભુત્વ અક્ષય રખાશે નહીં, એવો તેને દૃઢ વિશ્વાસ હતો. તેથી ચંદાને તેણે લાહોરમાં, શેખપુરમાં અને ત્યાંથી બનારસ (કાશી)માં દેશનિકાલ કરી. ચન્દા શત્રુથી પરાજય પામીને દેશનિકાલ થઈ, તોપણ તેના મનમાં કોઇ જાતનો વિકાર ઉત્પન્ન થયો નહિ. વીરજાયાએ વીર નારીની પ્રમાણે પંજાબનો પરિત્યાગ કર્યો, તે સમયે પણ તેના મન ઉપર દુઃખની અસર થઇ ન હતી, પરંતુ તેનું ધૈર્ય તે સમયે તેવું જ રહ્યું હતું.

થોડા સમય પછી આ વીર નારી ચન્દાને તથા તેના બાલપુત્ર દિલિપસિંહને રાજકેદી તરીકે બ્રિટિશ સરકારે હિંદમાંથી ઇંગ્લાંડ મોકલી દીધાં હતાં. ત્યાં તેને રૂપીઆ ૫,૮૦,૦૦૦ નું વર્ષાસન બાંધી આપીને ઇંગ્લાંડના જાગીરદારની માફક નોર્ફોક પરગણામાં રાખ્યાં હતાં. ઇંગ્લાંડમાં ગયા પછી મહારાજા દિલિપસિંહ પોતાનો શિખ

ધર્મ છોડી ખ્રિસ્તી ધર્મમાં વટલી ગયો હતો. તેણે એક ઇંગ્રેજ મડમની સાથે લગ્ન કર્યું હતું. વીરનારી **ચંદા** પોતાના ધર્મમાં પરમ શ્રદ્ધાવાળી હોવાથી પુત્રનાં એવાં આચરણો જોઇને ઘણી ઉદાસ થઇ, એટલું જ નહિ પણ પુત્રનો ત્યાગ કરીને તેનાથી જૂદી રહીને મરતાં સૂધી પોતાનો ધર્મ પવિત્રપણે પાળ્યો હતો. **ચંદા** પોતાની જન્મ-ભૂમિના વિયોગથી દુઃખી થઇ અંતે ઇંગ્લાંડમાં જ થોડાંક વર્ષોપર મરણ પામી હતી. **દિલિપસિંહ** પણ સને ૧૮૯૩ ની સાલમાં **ફ્રાન્સ** દેશના **પારિસ** શહેરમાં મરણ પામ્યો છે.

**ચંદા**પ્રતિ **પંજાબ** દેશની અપૂર્વ ભક્તિ, શ્રદ્ધા, અને પ્રીતિ હતી. આખો **પંજાબ** તેને દેવી પ્રમાણે ભક્તિ અને શ્રદ્ધાથી પૂજતો હતો. માતા પ્રમાણે સરલ હૃદયથી તેને માન આપતો હતો. **ચંદા** ખરેખર તેજસ્વિની વીર નારી હતી અને પતિના મરણ પછી પણ તેણે પતિનું નામ અમર કરવા માટે બહુ બહુ કર્યું હતું. ધન્ય છે વીરનારી **ચંદાને** !

---

# સોનરાણી.

—:0:—



બુંદીકોટાના **હાડારાજા ચાંપરાજને** ‘**સોનાં**’ નામે મહા પતિવ્રતા રાણી હતી. દૈવયોગે આ રાણીનું પાતિવ્રત્ય અને ચતુરાઈ ખરેખરી કસોટીએ ચઢયાં હતાં. રજપૂત-સ્થાનના રાજાઓને અગાઉ શહેનશાહની હજુરમાં હાજર રહેવું પડતું. તે પ્રમાણે **ચાંપરાજ** રાણીને ઘેર મૂકી **દિલ્હી** જઈ રહ્યો હતો. **અકબરશાહ**ના ખાનગી દરબારમાં એકવાર રજપૂતાણીઓના પાતિવ્રત્યની

વાત નિકળતાં **ચાંપરાજ હાડાએ** પોતાની રાણીની પતિભક્તિ માટે અભિમાન લીધું, ત્યારે **શેરબેક** નામના એક ઉદ્ધત મુસલમાને તેને હસી કાઢી, **શાહ**ને વિનંતિ કરી કે 'મને **હાડી** રાણીની પરીક્ષા લેવાની રજા આપવી જોઇએ.' **અકબરશાહે** તેની ઉદ્ધતાઇને માટે ઠપકો આપ્યો, પણ **ચાંપરાજે** વચમાં પડીને કહ્યું કે, 'ભલે, **શેરબેક**ને રાણીના પાતિવ્રત્યની પરીક્ષા લેવાનો અવકાશ આપવો; પણ મારે ને એને એટલી શરત કે, તે હારે તો તેણે અને હું હારું તો મારે **દિલ્હી**ને પાદરે ફાંસીએ ચઢવું.' **શાહે શેરબેક**ના સામું જોયું, એટલે છાતી ઠોકીને તે કબુલ થયો અને દરબારીઓમાં પરિણામ જોવાનું કૌતુહલ ઉત્પન્ન થઈ રહ્યું.

**શેરબેક સોનરાણી**ના પાતિવ્રત્યનો ભંગ કરવાને વિચારે **બુંદી** કોટા ગયો અને એક માલણની મારફતે તેને લલચાવવાના સંદેશા ચલાવવા માંડ્યા. **સોનરાણી** એક કાબેલ અને ચતુર રજપૂતાણી હતી. માલણનો અભિપ્રાય સમજતાં જ તેણે તેને સખત શિક્ષા કરી. **શેરબેક** આથી નિરાશ થયો નહિ. તેણે ધન આપી એક બીજી સ્ત્રીને ઉભી કરી અને તેણે શોભતા ઠાઠમાઠ સાથે **હાડા**ની ફોઇ થઇ રાજમહેલમાં પ્રવેશ કર્યો. રાણીને ખબર નહિ હોવાથી તે વિચારમાં પડી, પણ 'વખતે સાંઇનાં ફોઇજી હોય, અને તેમને અપમાન થાય તો રાજાજીને ખોટું લાગે' એવા વિચારથી તે તેને મળી. પેલી સ્ત્રીએ આમ તેમની વાતો કરી રાણીને ખાત્રીમાં લઇ લીધી. પ્રસંગ પડતાં **હાડા**ની મોટાઇનાં વખાણ કરી એકવાર તેણે **સોનરાણી**ને કહ્યું કે "વહુ! વર્ષો વર્ષ **હાડા**ને **દિલ્હી** જવું પડે અને તમે આવાં વિયોગિનીવ્રત લઈ લઇને શરીર સોસવી નાંખો, તે તો સારું નહિ." **સોનરાણી** ખરેખર તેને ફોઇજી સમજી ભોળવાઇ. તેણે તેને મીજબાની આપી અને રાજમહેલ, અંતઃપુર વગેરે સઘળું સાથે ફરીને દેખાડ્યું. પેલીએ પરિચય કરતાં કરતાં તેના અંગ ઉપરનાં કેટલાંક ચિન્હ જોઇ

લીધાં અને છેલ્લે રજા લેતી વખતે કહ્યું કે, 'વહુ! મારો ભત્રીજો નથી, એટલે મારાથી બીજું તો કંઈ મંગાતું નથી; પણ તમારી પાસે જે તેની મુદ્રાવાળી કટાર છે તે આપો તો સારું.' રાણીએ નમ્ર થઇ જવાબ આપ્યો કે, 'ફોઇજી! તમારા ભત્રીજા નથી તેથી શું? તમે કહો તે હું તમને આપું, પણ આ કટાર તો એમણે મને દાંપત્ય-સ્નેહમાં આપી છે, એટલે હું તે આપી શકું નહિ. બીજું જે જોઇએ તે માંગો.'

પેલી સ્ત્રીએ રાણીને ભોળવવાને ખરેખરો ઢોંગ કર્યો. તે બોલી કે 'કંઈ નહિ, હું જ મૂર્ખ કે મે 'સોનાની ઝાલ પાણીમાં નાંખી.' મારો ભત્રીજો હોય અને માગ્યું હોય તો સો મળે. પણ પારકી જણી આગળ માગ્યું તે કંઈ મળે? રહેવા દ્યો.' તે ત્યાંથી ચાલી. રાણીએ 'તેને રીસ ચઢશે અને રાજાને ઠીક લાગશે નહિ' એમ ધારી છેલ્લે કટાર આપી. પછી પેલી સ્ત્રી **શેરબેક** પાસે ગઈ અને **શેરબેક** કટાર લઈ તથા રાણીના અંગ ઉપરની ઇધાણીઓ જાણી લઈ ફૂલાતો ફૂલાતો **દિલ્હી** ગયો. દરબારવચ્ચે જ્યારે તેણે રાણીના શીલભંગની ખોટી વાત કહી, પૂરાવામાં તેનાં શરીર ઉપરની નિશાનીઓ વર્ણવી, કટાર **શાહેનશાહ**ની સન્મુખ મૂકી ત્યારે, **ચાંપરાજ**નું મુખ ઉતરી ગયું અને હિંદુઓને હલકા પાડવામાં જ હમેશાં મગરૂરી લેનારા દરબારીઓનાં મુખ ઉપર હાસ્ય તરી આવ્યું. '**હાડાજી**! ફાંશીએ ચઢો' એમ **શેરબેકે** સવાલ કર્યો ત્યારે, ક્રોધાવેશમાં **હાડે** કહ્યું કે, 'જહાંપનાહ! મને બુંદી જઇ **સોન**ને તિરસ્કાર કરી આવવાની મહેતલ આપો. **પહાડ-સિંહ** મારો જામીન છે.' **પહાડસિંહ** નામના **હાડા**ના મિત્ર રજપૂતે દરબાર વચ્ચે ઉભા થઇ કહ્યું કે '**હાડા**ને રજા આપો. જો તે વખતસર ફાંશીએ ચઢવાને હાજર નહિ થાય તો હું ફાંશીએ ચઢીશ.' **અકબરશાહે** **હાડા**ને રજા આપી.

**ચાં**પરાજ ક્રોધમાં ને ક્રોધમાં મજલ દડમજલ કરતો થોડે દહાડે **બું**દીકોટા ગયો. રાજમહેલમાં જઈ **સોન**રાણીને બોલાવી તિરસ્કારથી તેણે તેને કહ્યું કે 'ધિક્કાર છે તારા જેવી દુષ્ટ સ્ત્રીને ? તેં મારું નામ, કુળ અને છેલ્લે રજપૂત નામ પણ વગોવ્યું. ધિક્કાર છે તારા જેવી સ્વૈરિણીઓને કે જેમણે જગતને નરકમાં નાંખેલું છે.' 'રાજાજી ! શું છે ? આપ શું કહો છો ?' એમ સવાલ કરતી **સોનાં**ને નહિ સાંભળતાં, ફરીને પણ કેટલાંક કઠોર અને તિરસ્કારનાં વચન કહી, **ચાં**પરાજ ત્યાંથી તુરત જ પાછો ફર્યો. **સોન**રાણી હવે સમજી ગઈ. તેણે જાણ્યું કે 'કંઈ દગો થયેલો છે અને રાજાને કોઈએ મારા પાતિવ્રત્ય માટે શંકા જ નહિ પણ ખરેખર ભમાવી મૂક્યા છે.' દાસીઓને લઇ વેશ બદલી તુરત જ તે બીજે રસ્તે **દિલ્હી** જવાને ઉપડી અને સાંઢણીઓ ઉપર રાત્રી દિવસ અવિશ્રાંત પ્રવાસ કરી **ચાં**પરાજની પહેલાં ત્યાં જઈ પહોંચી. મિત્રની વતી મુદત થઈ જવાથી **પ**હાડસિંહ ફાંશીએ ચઢતો હતો, એટલામાં **ચાં**પરાજ ત્યાં આવી પહોંચ્યો. રજપૂતના વચન પાળવાના ગુણને લીધે ખુશ થયેલા પાદશાહે તેને તે દિવસે ફાંશીએ નહિ ચઢાવતાં કેટલીક મુદત આપી. **સોન**રાણીએ **દિલ્હી** આવી સઘળી હકીકત જાણેલી હોવાથી વગસગ લગાડી **શ**હેનશાહની દરબારમાં મુજરો કરવાની રજા મેળવી. બુંદીકોટાની ગણિકા મુજરો કરનાર છે, એમ જાહેર થવાથી મોટો દરબાર ભરાયો. **ચાં**પરાજ પણ તેમાં હાજર થયો. પછી ગણિકાના વેશમાં **સોન**રાણી સાજ સાથે દરબારમાં દાખલ થઇ અને પોતાના ગાનચાતુર્યથી સભાને તથા **શા**હને એવાં ખુશ કરી નાંખ્યાં કે, **શા**હે તેને ઇનામ માગવા ફરમાવ્યું.

**સોન**રાણી બોલી કે--જહાંપનાહ ! તમારી સભામાં જે **શેર**બેક મીયાં છે, તે મારે ત્યાં રહી દામ આપ્યા વગર નાશી આવ્યો છે, માટે તેનું નાક મને અપાવવું.

સભાજનો શેરએક મીયાંના સામું જોવા લાગ્યા અને મીયાં તો દિગ્મૂઢ બની ગયા. શાહે તેની સામું જોઇ કહ્યું કે, 'મિયાં! ઉમરાવજાદાએ તો ગણિકાનાં નાંણાં તુરત ગણી નાંખવાં જોઇએ, તેમ નહિ કરતાં તમે નાશી આવ્યા તો હવે નાક કાપી આપો.'

સોનરાણી કટાર કાઢીને શેરએકની સામે જતાં બોલી કે, 'મિયાં! ચલોજી નાક દે દો.'

શાહનો હુકમ સાંભળી શેરએક બિચારો લેવાઈ ગયો અને આજીજી કરતાં બોલ્યો 'જહાંપનાહ! ઉસ્કુ તો મેને દેખી બી નહિ હૈ.'

સોન—'મિયાં! અબ સબ ભૂલ ગયે?'

શેરએક—'જહાંપનાહ! મૈં કુરાનપર હાથ રખકે કહેતા હું કે, મેને ઉસ્કુ કબીબી દેખી નહિ હૈ.'

શાહ બોલ્યો કે, 'મિયાં દેખલો ઈરસે દેખ લો, વો પૂરવાર કરેગી. પિછાન લો મગર શિર કટા જાય ગે.'

'નહિ, નહિ, જહાંપનાહ! કબી બી ઉસ્કુ નહિ દેખી હૈ. ઔર એ સબ પલત વાત કરતી હૈ' આમ બોલી શેરએક પાદશાહના સિંહાસન આગળ નમી ગયો, એટલે સોનરાણીએ તુરત જ મુખ ઉપર બુરખો નાંખી દીધો અને કુલીન ક્ષત્રિયાણીની રીતે સંકોચાઇને ઉભી રહી.

આ બધો બનાવ જોઈ દરબારીઓ અને શાહ અચંબો પામ્યા. એક પળ દરબારમાં ચુપકીદી પ્રસરી રહી. પછી શાહે કહ્યું કે;–

'અરે! આ શું છે? આમાં કંઈ અર્થ છે, માટે દરબારમાં તે ખુલ્લો થવો જોઇએ.' સોનના સામું જોઈ શાહે કહ્યું કે 'બાઈ! તું કોણ છે? જે હોય તે ખરી હકીકત દરબારને જાહેર કર.'

**સો**નરાણી વિનયથી બોલી કે:-બાવા **જ**હાંપનાહ !-

"મુજ ઉપર ગૂજરી પિતા પાદશાહ જાણી;
હું હવે ગણિકા નથી હાડાની રાણી.
જ્યારથી હાડોજી આવ્યા આપની પાસે;
હું જપ તપ કરતી નાર બેઠી ઉદાસે."

'**હા**ડાની રાણી' એ શબ્દ સાંભળતાં જ **શા**હ અને દરબારીઓ ઉભા થઈ ગયા અને હજારો હજાર ધન્યવાદ આપતાં બોલ્યા કે, વાહ વાહ ! સતી ક્ષત્રિયાણી વાહ !" **ચાં**પરાજને સર્વેએ ધન્યવાદ આપ્યો અને શેરબેકના ઉપર તિરસ્કાર તથા ધિક્કારની પસ્તાળ પાડી. દરબારમાં સતી ચરિત્રનો અદ્દભુત દેખાવ થઈ રહ્યો, તેથી ખુશ થઈ **અ**કબર પાદશાહે કહ્યું કે, '**હા**ડાજી ! હું તમારા વચનપાલકપણાંથી અને **સો**નાનાં પાતિવ્રત્યથી ઘણો જ ખુશ થયો છું. હવેથી તમને દરબારમાં હાજર રહેવાની ફરજથી મુક્ત કરું છું.' **સો**નરાણી સામું જોઈ પાદશાહે કહ્યું કે, 'દિકરી ! તેં ખરેખરું પાતિવ્રત્ય બતાવી, પાપીને તેનાં ફળ અપાવી, પતિવ્રતાપ્રતાપ બતાવ્યો છે, માટે હું તને મારી ધર્મપુત્રી ગણી પહેરામણીમાં તારા રાજ્યની ખંડણી માફ કરું છું,' આમ કહી પાદશાહે સિંહાસન ઉપરથી ઉતરી **સો**નરાણીનો હાથ **ચાં**પરાજના હાથમાં આપી, દુવા દીધી.

---

## મીરાંબાઇ.

—:0:—



રજપૂતસ્થાનમાં **મે**ડનાના રાજા **જ**યમલ રાઠોડને ત્યાં સંવત્ ૧૪૮૦ માં **મી**રાંબાઇનો જન્મ થયો હતો અને ૧૪૯૫ માં ઉદેપુરના યુવરાજ કુંભાજી સાથે તેમનાં લગ્ન થયાં હતાં. બેઉ પતિપત્ની કવિતાનાં શોખીન હતાં. થોડા

જ વખત થયાં તેઓમાં ભક્તિમાર્ગનો વિકાશ વધવા માંડ્યો હતો, તેમાં **મી**રાંએ રસ લેવા માંડ્યો અને વિલાસી તથા શૃંગારરસની પોષક, એવી મજેની કવિતાઓ શ્રીકૃષ્ણ પરમાત્મા અને ગોપિકાઓને ઉદ્દેશીને ગાવા માંડી કે, જેમાં યુવરાજ કુંભોજી તલ્લીન થઈ ગયા. દંપતી ગાનતાનમાં ગુલતાન થઈ ગયાં અને ભક્તિરસના પ્રવાહ સાથે વહેતાં પોતે જ કૃષ્ણ ગોપીના ભાવમાં કૃષ્ણગોપીરૂપ થઈ સંસારનાં સુખ લેવા લાગ્યાં.

ઉદેપુરનું રાજગૃહ શિવભક્ત હતું, તેથી સાસુ સસરા તથા બીજાં કુટુંબીઓને **મી**રાંની શ્રીકૃષ્ણભક્તિ પસંદ પડી નહિ અને એક તરફથી કુંભોજી જ્યારે સાંસારિક ભાવનાઓ તરફ ઢળતા ગયા ત્યારે બીજી તરફ **મી**રાંબાઈ પારલૌકિક ભક્તિભાવમાં મસ્ત બનતી ગઈ. હજી તો દંપતીના માર્ગ એક બીજાથી બહુ દૂર ગયા નહતા, એટલામાં વૃદ્ધ રાજાના સ્વર્ગવાસથી કુંભોજી રાજા થયા અને ઐહિક પ્રવૃત્તિમાં વધારે ને વધારે ગુંથાવા માંડ્યા. **મી**રાંબાઈ મહારાણી થયાં ને છૂટ મળી તેનો સદુપયોગ કરતાં, સાધુ સંતને સત્કારતાં અને શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિનાં કીર્તનપદ ગાતાં તથા ગવરાવતાં ભક્તિભાવમાં મસ્ત બની ગયાં. કુંભાજી કનૈયો કે કનૈયો કુંભાજી અને **મી**રાં ગોપી કે ગોપી **મી**રાં, એવી ઉચ્ચ ભાવનાએ, રહેતાં રહેતાં તેના મનમાં જન્મ લીધો અને ભાવનામય શૃંગાર ભક્તિનો ઉછાળો હૃદયમાં વધવા માંડ્યો. કુંભોરાણો રાગમાં રંગાયા ત્યારે **મી**રાએ ભાવનામય શૃંગારની આગળ શારીરીક શૃંગારને તુચ્છ માની, ગમે તેવાં વસ્ત્ર પહેરવાં અને ગમે તેવાં નીચ ઉચ્ચ ભાવ વગરના ભક્તની સાથે પણ ભક્તિ કરવી, એ માર્ગને લીધો. એટલે કુટુંબીઓએ રાણાને આડું અવળું ભેરવી દંપતીના સ્નેહમાં કંઈ વિચ્છેદ પડાવ્યો.

બેઉ પતિપત્નીના માર્ગ એક બીજાથી ઘણે દૂર પડી ગયા અને વહેમનો ઓળો નિંદક લોકોએ રાણાની આગળ મોટો ને

મોટો થતો જતો દેખાયો. **મીરાં**એ રાજ મહેલમાં સંત સાધુને બોલાવી, શ્રીકૃષ્ણ કીર્તનમાં કાળ ગાળવા માંડયો. તેથી કંટાળી રાણાએ ત્યાંથી રજા આપી. **મીરાં**બાઇએ મહેલમાંથી નીકળી, કૃષ્ણ મંદિરનો આશ્રય લીધો અને ત્યાં પણ ભક્તિરસની ધૂન મચાવવા માંડી. મંદિર રાજવાડામાં હતું, એમ કહેવાની અત્રે અગત્ય નથી. **મીરાં**ની ભક્તિથી ખેંચાયલા ભક્તો ટોળાંબંધ ત્યાં આવવા માંડ્યા. **મીરાં** ભક્તોમાં નાતજાતનો કે ઉચ્ચ નીચનો ભેદ રાખ્યા વગર ભક્તિના ગાન તાનમાં ગુલતાન રહેવા લાગ્યાં. આવે વખતે એકવાર તેમનાં નણંદે આવી **મીરાં**બાઇને કહ્યું કેઃ–

"* * * ભાભિ ! આ શો માંડયો ઉતપાત;
અહીંયાં આવીને કુટુંબ લજાવ્યું, મહીએર લજાવ્યાં માત તાત. મીરાં૦

અંબર આભરણ પે'રો અનુપમ, સજો સુંદર શણગાર;
મહેલે પધારી રાણાજી તણેરે, રમી રીઝવી લ્યો ભરથાર. મીરાં૦

છાપાં તિલક આ શી તુલસીની માળા, નાચો ખુંદો વેરાગીને વેશ;
સંગ મુકી દ્યો સાધુ સંતનોરે, રાણોજી તો કરે સુણી ક્લેશ. મીરાં૦

**મીરાં**–મીરાં કહેરે બાઈ ! ક્લેશ ટળવાનો, એક જ છે ઉપાય;
ક'જો રાણાજીને સાધુ સેવે, પ્રીતે નૃત્ય કરી હરિ ગાય. મીરાં૦

સોનું રૂપુ પે'રે શું થયું બાઈ, નાંખી દ્યો ડાક ડમાળ;
છાપાં તિલક ધરી સાધુમાં બેસો, પે'રો તુલસીની માળ. મીરાં૦

તમો પણ જાઓ શીદ સાસરેરે બાઇ, વૃથા વળગો દેહ;
મન ગમતા મોહન વર સાથે, સરવ તજી કરો સ્નેહ. મીરાં૦"

**મીરાં**નાં આ વચન સાંભળી, તેમની નણંદને નખ શીખ ઝાળ લાગી અને રાણાજી પાસે આવી પોતાને કહેલાં વચન માટે બહુ કંકાશ કર્યો. રાણોજી આથી રીસે ભરાયા અને વિખનો પ્યાલો

ભરી એક સેવક સાથે તેમની ઉપર મોકલાવ્યો. **મીરાં**બાઈ શ્રી-કૃષ્ણચંદ્રની પૂજા કરી નૈવેદ્ય કરવાની તૈયારીમાં હતાં, એટલામાં રાણાએ મોકલેલો વિખનો પ્યાલો સેવકે લાવી તેમના હાથમાં આપ્યો અને કહ્યું કે, 'રાણાજીએ આ વિખ મોકલ્યું છે, તે પી જઈ લોકનિંદાનો અંત આવવા દ્યો.' **મીરાં**બાઇએ હસીને પ્યાલો હાથમાં લીધો અને કહ્યું કે 'કનૈયો તે રાણો અને રાણો તે કનૈયો એમ જ હું માનું છું. આ પૂજા થઇ રહી છે અને કનૈયા રાણાજીને નૈવેદ્ય કરવાનું છે, એટલે તેમને તે ધરાવી હું તે પી જાઉં છું.' આમ કહી શ્રીકૃષ્ણને ધરાવી વિષનો પ્યાલો ગટગટાવી ગયાં. સેવકે જઈ રાણાને વાત કહી. સાંજ પડી અને સવાર થયું, પણ **મીરાં**બાઇને કંઇ થયું નહિ, ત્યારે રાણાને ઘણો પશ્ચાત્તાપ થયો.

પતિ એ જ પરમેશ્વર અને પરમેશ્વર એ જ પતિ, એવા અનન્ય ભાવથી **મીરાં** ભક્તિમાં એક તાર રહેવા લાગી. તેથી દેશ દેશાવરમાં તેની નામના થઈ અને ઘરેઘર તેનાં ભક્તિરસથી ઉભરાઇ જતાં તથા વિલાસી ભાવથી ભરપૂર પદો ગવાવા લાગ્યાં. **મીરાં**ની ભક્તિથી ખેંચાઇ હજારો લોક અને દૂર દેશાવરના સંતો તેને મળવાને આવવા લાગ્યા. **મીરાં**ની ભક્તિ આખરે દિલ્હીના પાદશાહ **અ**કબરના દરબારમાં પણ વખણાઈ. શાહ **અ**કબરે તેને જોવાનો વિચાર કર્યો. કહે છે કે, **તા**નસેનને લઈ શહેનશાહ સાધુ સંતના વેશમાં **મીરાં**ને મળવા ગયો, અને તેની ભક્તિ જોઈ એવો પ્રસન્ન થયો કે, નવ લાખનો હીરાનો હાર તેણે **મીરાં**ના આરાધ્ય દેવ **શ્રી**કૃષ્ણચન્દ્રને અર્પણ કર્યો.

મહામૂલ્યવાન્ હાર **મીરાં**ની પૂજામાં આવતાં, નિંદક લોકોએ અનેક જાતની સારી ખોટી વાતો ઉરાડી અને રાણાએ તેથી નાખુશ થઈ તેને ઉદેપુર છોડી જવાનો હુકમ કર્યો. એમ કહેવાય છે કે, પ્રથમ તો રાણાએ **મીરાં**ને મારી નંખાવવાનું ફરમાવ્યું હતું.

પણ એ દુષ્ટ કાર્ય કરનાર કોઈ નહિ મળવાથી જ તેને ઉદેપુરમાંથી કાઢી મૂકવામાં આવી. **મીરાં** કે જેનું મન ભક્તિમાં તરી રહ્યું હતું, તેણે રાણાનો હુકમ માથે ચઢાવ્યો અને ઉદેપુરથી નીકળી વૃંદાવન ગઈ. શ્રીકૃષ્ણચંદ્રનાં ચરણારવિંદથી પવિત્ર થયેલા પુલિન-વાળા **યમુનાજીના પ્રદેશમાં મીરાંએ શ્રી**કૃષ્ણભક્તિની એવી ધૂન લગાવી કે, ઉત્તર હિંદુસ્તાન, રજપૂતસ્થાન, માળવા અને ગુજરાત તેમનાં મનોહર ગાનથી ગાજી રહ્યાં. કૃષ્ણભક્તિનો હિંદુસ્તાનમાં આ પ્રમાણે પડઘો પડયો. એટલામાં કુંભારાણાનો મોહ પણ ઉમ્મરના વહેવા સાથે ઉતરી ગયો અને તેને **મીરાં** રાણી યાદ આવી તથા તેનો તિરસ્કાર કરી, કાઢી મૂકવા માટે અત્યંત પશ્ચાત્તાપ થવા માંડયો.

કુંભો રાણો જેમ જેમ **મીરાં**બાઇની કીર્તિ સાંભળતો ગયો, તેમ તેમ તેને અધિકાધિક પ્રેમ વધતો ગયો. આખરે રાણાએ વૃંદાવન જવાનો નિશ્ચય કર્યો. કંઈક **મીરાં**ની પરીક્ષા લેવા અને કંઈક મોગલ રાજ્યમાં ઓળખાઈ ન જવાના કારણે, રાણાએ સાધુના વેશમાં વૃંદાવન જઈ, **મીરાં**ના મઠમાં ઉતારો લીધો. હજારો ભકતોની મધ્યે **શ્રી**કૃષ્ણની ભકિત કરતી **મીરાં**ને જોઇ, રાણાને તેની ઉપર બહુ જ પ્રેમ થઇ આવ્યો અને સમજાયું કે, આ કુલનારીએ મારા કુટુંબને લાંચ્છન લગાડયું નથી, પણ ઉલટું દીપાવ્યું છે. એકવાર હજારો ભકતજનની મંડળી મળી હતી અને **મીરાં શ્રી**કૃષ્ણ પરમાત્માની આરતિ કરવાની તૈયારી કરતી હતી, એટલામાં ભકતોમાંથી આગળ ધસી આવી રાણાએ નજીક જઇને કહ્યું કે, 'આ યાચકની એક યાચના છે.' **મીરાંએ** ઉત્તર આપ્યો કે, "ભક્તિરસ શિવાય યાચકને આપવાને મારી પાસે બીજું કંઇ જ નથી, અને તે જોઇતી હોય તો અમારામાં તલ્લીન થાઓ." "તમારામાં તલ્લીન કરવાની જ યાચના છે ? બીજી નહિ?" એમ રાણોજી હસીને બોલ્યા કે, તુરત જ

સ્વરસંધાન ઉપરથી **મીરાં**બાઇએ તેમને ઓળખ્યા અને તાનમાં આવી જઇ એક મધુર ગાનની સાથે રાણાજીની આરતિ ઉતારી તેમને પગે પડી. સાધુવેશમાં પતિને જોઈ ગળગળે સાદે તે બોલી કે, 'આખરે હું આપને યાદ આવી અને દર્શન દીધાં. તેથી આ દિકરી બહુ જ પ્રસન્ન થઈ છે. બોલો હવે શી આજ્ઞા છે ?'

ભક્તજનનો સંઘ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. રાણાએ વિનયથી કહ્યું કે, 'હે સુંદરિ ! હવે **મે**વાડ ચાલો અને મારા દેશને પાવન કરો.' **મીરાં**બાઇ કે જેમને કંઈ રાગ જ નહતો, તે તુરત તૈયાર થયાં અને સપાટાપૂર મોગલ હદ ઓળંગી હજારો ભક્તજનોની સાથે પોતાની હદમાં દાખલ થઈ ગયાં. **મે**વાડની હદમાં દાખલ થતાં જ રાણાએ મહારાજાનો અને **મીરાં**એ મહારાણીનો વેશ ધારણ કર્યો અને બેઉ પતિપત્ની મોટા આનંદથી રાજધાનીમાં આવ્યાં. રાણોજી **મીરાં**ના ભક્ત અને **મીરાં** રાણાની ભક્ત બની, સંસાર અને ભક્તિએ ઉભયનું સેવન કરતાં તેઓ દંપતી અનન્ય સુખ લેવા લાગ્યાં. **મીરાં**બાઇએ મહારાણી પદે સંસારસુખ લીધું, ભક્તિરસનો પ્રવાહ લોકમાં વહેવરાવ્યો અને '**મીરાં** માર્ગ' નામનો પંથ સુદ્ધાં ચલાવ્યો. સંસારમાં રહીને જ ભક્તિ કરવાનો તેનો હેતુ રાખ્યો. મહારાણી **મીરાં**એ આ પ્રમાણે સંસાર, રાજ ને પારલૌકિક સુખનો આનંદ લેતાં પતિની સાથે અનેક લોકોપયોગી કાર્યો કર્યા અને ઉભય કુળને શોભા આપી. આવી પતિપરાયણ અથવા પતિપરમેશ્વર અને પરમેશ્વર એ જ પતિ, એમ માનનારી લોકોત્તર સ્ત્રીઓને ધન્ય છે.

———

# ભટ્ટી-કર્મદેવી.

—:0:—



કર્મદેવી રજપૂતાનામાં આવેલા અરિન્ત નગરના રાજા માણિકરાવની પુત્રી હતી. તે રૂપ, ગુણ અને સૌંદર્યથી ભરપૂર હતી. તેનો પ્રથમ સંબંધ તેના પિતાએ રાઠોડ વંશના મંડોરના રાજકુમાર અરણ્યકુમારની સાથે કરવાનો વિચાર કર્યો હતો. પરંતુ કર્મદેવીની ઇચ્છા તેને પરણવાની નહોતી. એ વખતે જેસલમીરની પાસે મુગલ રાજ્યમાં રણાંગદેવ રાજા રાજ્ય કરતો હતો. તેને સાધુ નામે એક પુત્ર હતો. તે ઘણો જ બહાદુર અને તેજસ્વી પુરુષ હતો. તેના પરાક્રમની વાતો કર્મદેવીને કાને પડી, ત્યારથી એ રાજપુત્રની સાથે પરણવાની તેની ઇચ્છા હતી. આ બાબત કર્મદેવીએ સાધુને લખી જણાવતાં તેણે પણ લગ્નને માટે હા પાડી. પછી માણિકરાવે પુત્રીની ઇચ્છા પ્રમાણે તેને મુગલ રાજકુમાર સાધુની સાથે પરણાવીને તેને ઘણું ધન અને મણિમુક્તા ઇત્યાદિ આપીને સાધુની સાથે વિદાય કરી. સાધુ પોતાના ભટ્ટીસ્વારો સાથે કર્મદેવીને લઇને રાજધાની તરફ જવા નિકળ્યો. ચંદન નામની જગ્યાપર વિશ્રાંતિ લેવા માટે મુકામ કર્યો. તે સમાચાર મંડોરના રાજકુમાર અરણ્યકુમારને થતાંવાર તે વેર લેવાને માટે ચાર હજાર રાઠોડ સૈન્ય સાથે આવી પહોંચ્યો. તેને જોઇને સાધુ પણ લડવા માટે તૈયાર થયો. સને ૧૪૦૭ માં એક રજપૂત કન્યાને માટે એવી રીતે એ રજપૂત વીરો ચંદન નામની જગો આગળ લડવાને મેદાન પડયા. બન્ને વચ્ચે મોટું યુદ્ધ થયું. એક એકનાં ઘણાં માણસો કપાવા લાગ્યાં. આ બનાવ જોઇને કર્મદેવી જરા ભયભીત થઈ નહિ. પ્રિયતમના જયની આશાને સંશયમાં ડોલાં ખાતી જોઈ, કર્મદેવી મુંઝાઈ નહિ, પણ હિમ્મતની સાથે પ્રાણપતિને ઉત્સાહી કરવા લાગી. પતિનું મહાપરાક્રમ જોઇને

મનમાં ને મનમાં ધન્યવાદ આપવા લાગી. **સાધુના** પરાક્રમથી ૬૦૦ રાઠોડો રણભૂમિપર માર્યા ગયા. **સાધુનું** પણ અર્ધું સૈન્ય માર્યું ગયું, છતાં કર્મદેવી ધીરજથી ઉભી રહીને પતિને કહેવા લાગી કે—હું તમારું પરાક્રમ જોઇશ અને તમને સહાયતા કરીશ. **સાધુ,** વીર-બાલા કર્મદેવીની અસાધારણ ધીરજ જોઈ ઘણો ખુશી થયો. શત્રુ સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યો. બન્ને વીરપુરુષોના હથિયારના ઘર્ષ-ણથી અગ્નિના તણખા નિકળ્યા. **સાધુએ અરણ્યકમલના** હાથ ઉપર તરવારનો ઝટકો માર્યો. **અરણ્યકમલે** પણ **સાધુના** મસ્તક ઉપર તરવારનો ઝટકો લગાવ્યો. કર્મદેવીએ જોયું કે, પ્રાણેશ્વરના મસ્તક-પર તરવાર વાગી છે. બન્ને જુવાનો પરસ્પરના શસ્ત્ર પ્રહારથી અચેત થઇને રણભૂમિપર પડ્યા. **અરણ્યકમલ** થોડી વારે સચેત થયો, પણ **સાધુ** તો એ નિદ્રામાંથી ફરીને ઉઠ્યો જ નહિ. કર્મદેવી રંડાઈ. તેની બધી આશા ધૂળમાં મળી ગઈ. આજે ઉજ્જડ અરણ્યમાં તેનું શિરોરત્ન લુટાઈ ગયું. તે પછી કર્મદેવીએ ધૈર્ય ધારણ કરી તે રણક્ષેત્રમાં ચિતા તૈયાર કરાવી, પ્રાણપતિને ખોળામાં રાખી, શાંત ભાવથી અગ્નિમાં પ્રવેશ કર્યો. જોત જોતામાં તેનું સુંદર શરીર બળીને ભસ્મ થયું, પરંતુ તેની કીર્તિ નાશ થઈ નહિ. તેજસ્વિની વીરબાળા કર્મદેવી અસાધારણ પતિભકિત દેખાડીને પોતાનું નામ પતિવ્રતાઓમાં અમર કરી ગઈ.

---

## તારાબાઇ.

—:o:—



**આ** વીરનારી રજપૂતાનામાં આવેલા ટોડાના રાજા **રાવસુર-તન સોલંકીની** પુત્રી થતી હતી. તે ઘણી જ **રૂપાળી,** ગુણવાન્, અને શૂરવીર હતી. એક દિવસે **તારાબાઈ** લડાઇનો પોશાક પહેરી, નિડરપણે ઘોડો દોડાવતી જતી હતી. તે

સમયે મેવાડના રાજા **રાયમલ્લ**નો પુત્ર **જયમલ્લ** ઘોડા ઉપર બેસીને ત્યાંથી જતો હતો. તેની નજર **તારાબાઈ**પર પડી. તેનું અનુપમ સૌંદર્ય અને ઘોડાપર બેસવાનું કૌશલ્ય જોઈને તે આશ્ચર્યમાં પડી ગયો. આ વીરનારીએ તે જુવાન રાજપુત્રના હૃદયની આશા નિરાશા વચ્ચે મોટું યુદ્ધ કરાવ્યું. તેના ઉત્તરોત્તર વિચારોથી તે ક્ષત્રિય-કુમાર અધીરો બની ગયો.

**જયમલ્લ**ને **તારાબાઈ** સાથે પરણવાની અભિલાષા થઈ, પણ **રાવસુરતને** તેની આશાને સફળ કરી નહિ. **લીલા** નામે એક પરાક્રમી પઠાણ **રાવસુરતનને** જ દેશમાંથી બહાર કાઢીને ટોડા સ્વાધીન કરી બેઠો હતો, તેથી રાઓ **સુરતન** દેશ નિકાલ થઈ કન્યારત્નની સાથે મેવાડના રાજ્યમાંહેલા **વેદનોર** ગામમાં આવીને રહ્યો હતો. **સુરતન**ની પ્રતિજ્ઞા એ હતી કે, જે કોઈ બાહુબળથી ટોડા જિતે, તેની સાથે **તારાબાઈ**ને પરણાવવી. **જયમલ્લ** રાઓ **સુરતન**ની પુત્રી સાથે પરણવાને અભિલાષી થઈને ટોડા જિતવાને નિકળ્યો. પરંતુ **સુરતન**ની પ્રતિજ્ઞાને પાર પાડી શક્યો નહીં. પઠાણે પરાક્રમથી તેને પાછો હાંકી કાઢ્યો. હાર્યા છતાં પણ **જયમલ્લ** **વેદનોર**માં જઈને **તારાબાઈ**ને પરણવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. તેપરથી **રાઓસુરતને** **જયમલ્લ**ને મારી નાંખ્યો.

ધીમે ધીમે તે **જયમલ્લ**ના નાશની વાત રાણા **રાયમલ્લ**ને કાને પહોંચી. એકાએક ક્રોધથી તેનાં ભવાં વક્ર થઈ ગયાં અને બન્ને આંખો લાલ થઈ ગઈ. પ્રાણાધિક પુત્રના મરણથી તે ગભરાયો નહીં, પણ તેણે ગંભીર સ્વરથી કહ્યું કે, "જે કુલાંગાર પુત્ર પિતાનું ગૌરવ એવી રીતે નાશ કરવાને તૈયાર થયો હતો, તે એવી જ શિક્ષાને પાત્ર હતો. **રાઓસુરતને** એ કુલાંગારને યોગ્ય શિક્ષા કરીને ક્ષત્રિયધર્મ બજાવ્યો છે. એ પ્રમાણે કહીને **રાયમલ્લે** પોતાના પુત્રને મારનારા **રાઓ** **સુરતન**ને મોટા સત્કાર સાથે **વેદનોર**નું રાજ્ય આપ્યું. તે પછી **રાયમલ્લ**નો બીજો પુત્ર **પૃથ્વીરાજ** હતો.

તેણે **તારાબાઇ**નું પાણિગ્રહણ કરવાની આશાથી વેદનોરમાં **રાઓ સુરતન**ની પાસે જઇને પ્રતિજ્ઞા કરી કે, **ટોડા** સર કરીને આપને ન સોંપું તો આપ મને પણ ખરો ક્ષત્રિય કહેશો મા. **તારાબાઇ**એ **પૃથ્વીરાજ**નાં અસાધારણ સાહસ અને પરાક્રમની વાત પ્રથમથી જ સાંભળી હતી અને હમણાં તેને મહાન્ કાર્ય કરવા માટે આવેલો જોઇને તેની અર્ધાગના થવાનો તેણે સંકલ્પ કર્યો. **પૃથ્વીરાજે** તુરત યુદ્ધની તૈયારી કરી; તે વેળાએ **તારાબાઇ** પિતાની આજ્ઞા લેઇને **પૃથ્વીરાજ**ની સાથે લડાઇમાં જવાને તૈયાર થઈ.

**પૃથ્વીરાજ** અને **તારાબાઇ** પાંચસો ઘોડેસ્વારો સાથે **ટોડા** જિતવાને નિકળ્યાં. **ટોડા**માં જઇને જૂવે છે તો પઠાણ એશ-આરામમાં પડેલો હતો. **પૃથ્વીરાજ** અને **તારાબાઇ**એ તેનાપર હલ્લો કર્યો ને તેને ઠાર કર્યો. પોતાના ઉપરીને મરણ પામેલો જોઈ પઠાણો ગડબડ મચાવવા લાગ્યા. એવામાં **પૃથ્વીરાજ** ને **તારાબાઈ** ઘોડા દોડાવીને નગરના દરવાજા ઉપર ચઢી આવ્યાં. એ વખતે એક હાથી તેમનો જવાનો રસ્તો રોકીને ઉભો હતો. તેને જોઇને **તારાબાઇ**એ પોતાની તરવારવડે તે હાથીની સૂંઢ કાપી નાંખી; તેથી હાથી અધીરો થઇને ભાગવા લાગ્યો. વીરબાળાનાં અસાધારણ પરાક્રમથી બંધ દરવાજા ખુલ્લા થઇ ગયા અને તેઓ પોતાના સ્વારો સાથે નગરમાં દાખલ થયાં.

ત્યાર પછી અફઘાનો ટોળા બંધ થઇને લડાઈ કરવા લાગ્યા. પરંતુ તેઓ રજપૂત સૈન્ય સામે ટકી શક્યા નહિ. **તારાબાઇ**એ એ યુદ્ધમાં ઘણું પરાક્રમ બતાવ્યું. એ મહાશક્તિના પરાક્રમથી પઠાણો પરાજિત થયા અને **ટોડા**માં પાછો રજપૂતવિજયનો વાવટો ઉડવા લાગ્યો. વીરપુરુષ **પૃથ્વીરાજ**ની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. **પૃથ્વીરાજે રાઓ સુરતન**ને **ટોડા**નું રાજ્ય સોંપ્યું અને **રાઓ સુરતને તારાબાઇ**ને **પૃથ્વીરાજ** સાથે મોટી ધામધુમથી પરણાવી.

**પૃથ્વીરાજ** મેવાડમાં આવીને **તારાબાઇ**ની સાથે કમલમેરના મહેલમાં રહેવા લાગ્યો. ત્યાર પછી તેણે ઘણીવાર લડાઈ કરી હતી. તે સર્વે લડાઇઓમાં **તારાબાઇ**એ તેને ઉત્સાહ આપ્યો હતો. પરંતુ તે જોડું ઘણો વખત સુધી આ સંસારમાં સાથે રહી શકયું નહિ. **શિરોહી**નાં રાજા **પ્રભુરાવ**ની સાથે **પૃથ્વીરાજ**ની બહેનને પરણાવી હતી. તેની સાથે **પ્રભુરાવ** સારી રીતે વર્તતો નહતો. એ માટે **પૃથ્વીરાજે શિરોહી**માં જઇને પોતાની બહેનના જોડા **પ્રભુરાવ**ને માથે લેવડાવ્યા. આ અપમાનનું વેર લેવા માટે **પ્રભુરાવે** નિશ્ચય કર્યો અને તેણે ચાર પાંચ દિવસ સુધી **પૃથ્વીરાજ**ને રાખીને ઘણી મહેમાનદારી કરી અને જ્યારે **પૃથ્વીરાજ** ઘેર જવા માટે નિકળ્યો ત્યારે તેણે રસ્તામાં ખાવા માટે ઝેરવાળા લાડુ આપ્યા. તે લાડુ ખાધાથી **પૃથ્વીરાજ**ના શરીરમાં ઝેર વ્યાપી ગયું. તે વિષેની તેણે **તારાબાઇ**ને ખબર મોકલી. પરંતુ તેના જતા પહેલાં તો તે મરણ પામ્યો. **તારાબાઇ** પોતાના પતિને મરણ પામેલો જોઇને તેની સાથે પરલોકમાં જવાને તૈયાર થઇ અને ચિતા ખડકાવી પોતાના ખોળામાં પતિનું મસ્તક રાખીને બળતી આગમાં પતિની સાથે બળી મરી. ધન્ય છે પતિવ્રતા **તારાબાઇ**ને !

---

## મીનલદેવી.

—:૦:—



ર્ણાટકના રાજા **જયકેશી**ને **મીનલદેવી** નામે એક પુત્રી હતી. રાજાએ તેને સર્વે જાતની કેળવણી આપી હતી. તેમ ચિત્રવિદ્યા અને ગાન કળામાં તે એક્કા નીવડી હતી. ઉમ્મર લાયક થતાં જ્યારે માતપિતાએ વરની તજવીજ

કરવા માંડી ત્યારે **મીનલદેવીએ** પોતાની **અનિચ્છા** બતાવી. યોગ્ય વરના અભાવે અને કુંવરીની પરણવાની અનિચ્છાને લીધે રાજા જયકેશી અને રાણી દિલગીર થયાં. આમ કરતાં જુવાન રાજકન્યાને એકવાર સ્વપ્ન થયું; તેમાં તે એક રાજકુંવરને પરણી અને વરને મળતી મળતી જ તે નવોઢા આનાકાનીમાં જરાતરામાં જાગી ઉઠી. સ્વપ્નમાં પોતે વરેલા વરની રાજકન્યાએ સવારમાં ઉઠીને છબી ચિતરી કાઢી અને સખીઓને જણાવ્યું કે; 'આ રાજકુંવર જો મળી આવે તો હું પરણું.' સખીઓએ રાજમાતાને અને તેણે રાજાને વાત કરતાં રાજાએ તે છબી પોતાના રાજમાં રહેતા પરદેશી એલચીઓને બતાવી. ગુજરાતના એલચીએ તેને 'કરણરાજ'ની છબી તરીકે ઓળખી. જયકેશીએ પછી રાજચિતારાને બોલાવી **મીનલદેવીની** છબી ચિતરાવી અને તે બન્ને છબીઓ લઇ ગુજરાત જઇ, બનેલાં અવનવા બનાવની કરણને વાત કરી, રાજકુંવરીનું માગું કરવાને મોકલ્યો.

કર્ણાટકથી નાળિએર લઇને ગયેલી મંડળી **પાટણ** પહોંચી અને જુવાન રાજાને જોઇ સ્વપ્નમાં થયેલી મુલાકાત ઉપરથી રાજકુંવરીએ કાઢેલા ચહેરાનું તદ્રૂપ જોઇ વિસ્મય પામી, સભા ભરી કરણ રાજાએ કર્ણાટકથી આવેલી મંડળીની મુલાકાત લીધી. કર્ણાટકી ચિતારાએ, બનેલા બનાવની હકીકત કહી: **મીનલદેવીએ** ચિતરેલી રાજાની છબી અને પોતે ચિતરેલી **મીનલદેવીની** છબી દરબારમાં સર્વની સમક્ષ રજુ કરી. જયકેશી તરફથી સોનાનું શ્રીફળ અને ભેટ ધરી માગું કર્યું. જુવાન કરણરાજા **મીનલદેવીની** શક્કાદાર છબી જોઈ પ્રસન્ન થયો અને બેઉ છબીઓ મુખ્ય મંત્રીએ પડદામાં બિરાજેલાં રાજમાતા ઉદયમતિને બતાવીને સર્વ હકીકત નિવેદન કરી. રાજમાતાએ આવી અલૌકિક રીતે રાજકુંવરીને પોતાના કુંવર ઉપર લાગેલી રઢથી રળિયાત થઈ. જયકેશીનું માગું સ્વીકારી, મંડળીને મોટો સિરપાવ આપવાનો તથા

**પાટણ**થી પોતાના દરજ્જાને શોભે તેવું ખાડું મોકલી, કન્યાને **પાટણ** તેડાવવાનો હુકમ આપ્યો. આ વાત સાંભળી **પાટણ**ની પ્રજા પ્રસન્ન થઈ અને વિવાહની સઘળે ઠેકાણે વધાઇઓ અપાઇ.

જુવાન રાજા ચમત્કારી બનાવ ઉપર અને **મીન**લદેવીના છબીમાંથી દર્શન દેતા મનોહર સૌંદર્ય ઉપર એકાંતમાં મનોરથ કરતો, યદચ્છાએ મળી આવેલી પોતાની અર્ધાંગના થનાર અલબેલીના આગમનની આતુરતાથી રાહ જોવા લાગ્યો. આણી તરફ કર્ણાટકથી માગુ કરવા ગયેલી મંડળી અને રાજમાતાએ ખાંડુ મોકલેલું ગુજરાતી રાજવંશીઓનું મંડળ થોડા વખતમાં મજલ દર મજલ કરતું કર્ણાટક પહોંચી ગયું અને **જયકેશી**એ તેનો મોટો સત્કાર કરી, પોતાના વૈભવને શોભા આપે, એવી પહેરામણી કરી રાજકન્ય **મીન**લદેવીને સાસરે વળાવી. કન્યાને લઇ ગુજરાતના રાજવંશીએ થોડા જ વખતમાં **પાટણ** ખાતે પાછા ફરી આવ્યા અને મોટી ધામધુમથી **પાટણ**માં કરણરાજ અને **મીન**લદેવીનાં લગ્ન થયાં.

એક બીજાને મળવાને માટે તલસી રહેલાં વરવહુ પવિત્ર પ્રાણિગ્રહણના વિધિથી એક બીજાના હાથમાં એક બીજાનો હાથ આપી પ્રસન્ન થયાં. પરંતુ દૈવની ગતિ ખરેખર વિચિત્ર જ છે કે, અંતઃપુરમાં જતાં અને વહુરાણીનું મુખ જોતાં જ રાજા ખિન્ન થયો અને 'છબીમાં જણાતું સૌંદર્ય આ નહિ' એવો જ અણધાર્યો તેને ઓચિંતો વહેમ પડયો. તેનું મન ખિન્ન થયું અને **મીન**લદેવીના પ્રવાસ ઉપર, તેના અનન્ય પ્રેમ ઉપર કે તેના લોકોત્તર ગુણ ઉપર તેને વિચાર ન જ થયો અને તે રાણીથી અલગ રહેવા લાગ્યો. રાજમાતા ઉદયમતિ અને મંત્રી મંડળ વગેરે સૌએ રાજાને ઘણુ સમજાવ્યો, પણ તેનું મન રાણીની તરફ વળ્યું જ નહિ. પોતે રાજાને પસંદ ન પડી, એવું જાણતાં **મીન**લદેવીને એવો તો પરિતાપ થયો કે, તે **પાટણ**ને પાદરે બળી મરવાને તૈયાર થઈ. રાજમાતાએ અને મંત્રીઓએ તેને તેમ કરતાં અટકાવીને કહ્યું કે

'રાણીજી! તમારે સાહસ કરવું નહિ જોઇએ. રાજમાતા અને આખું રાજ તમને પોતાનાં રાણી તરીકે અત્યંત પ્રસન્નતાથી સ્વીકારે છે એટલું જ નહિ, પરંતુ રાજા બીજી બધી રીતે તમને રાણી જ ગણે છે અને બીજી સ્ત્રી કરવાને ખુશી નથી. માટે તમારે ધીરજ રાખવી જોઇએ. પૃથ્વીની પેઠે સ્ત્રીઓએ ક્ષમા અને સમુદ્રની પેઠે ગંભીરતા રાખવી જોઇએ. આ રાજપાટ અને અમે સૌ તમારાં છીએ. માટે રાજમહેલમાં પધારી રાજમાતાની ખુશીથી રાજરાણી તરીકે અમારા ઉપર અમલ કરો.' મંત્રીઓના, લોકના અને વૃદ્ધ સાસુ ઉદયમતિના કહેવાને માન આપી, **મી**નલદેવી રાજમહેલમાં જઇને રહી અને સૌ રાણી તરીકે જ તેને માન આપવા લાગ્યાં.

આમ કરતાં કરતાં કેટલોક વખત વહી ગયા પછી એકવાર એક કર્ણાટકી ગણિકા **પાટણ**માં આવી અને દરબારમાં તેનો નાચ-રંગ થતાં રાજાને મોહ ઉત્પન્ન થયો. મિત્ર મારફતે ગણિકાને ખાનગીમાં નાચરંગને માટે રાજાએ કહેવડાવ્યું. આ વાત મંત્રી અને રાજમાતાના જાણવામાં આવતાં, તેમણે કેટલીક બક્ષીસો આપી ગણિકાને **પાટણ**માંથી કાઢી મૂકી. તેને બદલે **મી**નલદેવીને રાજાની ખાનગીમાં નાચરંગને માટે મોકલી. **મી**નલદેવી નાચરંગમાં એવી તો કુશળ હતી કે, કંઈ પૂછવું જ નહિ. પતિની ગણિકા થવામાં તેને ખોટું લાગ્યું નહિ અને તેવા જ સ્વાંગમાં ખાનગીમાં જઈ રાજાની આગળ મુજરો કર્યો. તેના હાવભાવ અને ગાનથી રાજા પોતાને ભૂલી ગયો, એટલું જ નહિ પણ મહેલમાં રહેવાની માંગણી કરી. **મી**નલદેવી તે સ્વીકારીને મહેલમાં રહી અને જોગા-નુજોગ એવો થયો કે, તે મુલાકાતથી જ તેનો ચઢતો દહાડો થયો.

બે ત્રણ દિવસ પછી ધર્મશીલ રાજાને ગણિકાગમન માટે પશ્ચાત્તાપ થયો અને વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી તેણે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત માગ્યું. તે ઉપરથી ધગધગતી પુતળીને આલિંગન આપવાનું બ્રાહ્મણોએ પ્રાયશ્ચિત બતાવ્યું અને રાજા એ પ્રમાણે

કરવાને તૈયાર થયો. નગરમાં હાહાકાર થઈ રહ્યો અને **પાટણને** પાદરે લોખંડની ગણિકારૂપ પુતળીને તપાવી લાલચોળ કરી, રાજાએ તેને આલિંગન આપવાની તૈયારી કરી. બધી તૈયારી થઈ અને રાજા નિશ્શંક મને તેને ભેટી, અધર્મનું દેહાંત પ્રાયશ્ચિત્ત લેવાને તત્પર થયો ત્યારે હજારો માણસનાં ટોળાંની વચ્ચે આવી **મીન**લદેવી રાજાને પગે પડી અને મુલાકાત દરમીઆન લીધેલી ધણીની મુદ્રિકા આગળ ધરીને બોલી કે, 'આપ નિષ્પાપ છો અને વિધિપુરઃસર પાણિગ્રહણ કરેલી આ દાસીને જ આપે સંગથી કૃતકૃત્ય કરેલી છે. રાજમાતા અને મંત્રી વળી આનાં સાક્ષી છે, માટે હે ધર્મજ્ઞ ! હે પુણ્યદર્શન પતિ ! આપ નિષ્કલંક છો અને મેં અવિનય કર્યો હોય તો મને ક્ષમા આપો.'

કરણ રાજા **મીન**લદેવીનાં વચન સાંભળીને આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. પ્રજાજને મોટો જયઘોષ કરી મૂક્યો અને રાજમાતા તથા મંત્રીએ સઘળી હકીકત કહેતાં રાજા શરમીંદો પડી પોતાને પાપમાં પડતો બચાવી લેવા માટે ઉપકૃત્ય હૃદયે તેને પગે પડવા ગયો, પરંતુ **મીન**લદેવીએ તેને તેમ કરતાં અટકાવી રાજમાતાને પગે પડી શુભાશીષ લેવાને કહ્યું; 'પ્રિયા, તું જ મને અને મારા ગૃહને ઉદ્ધારનાર છે: માટે મને મારા અનાદરને ક્ષમા આપ' એમ કહી તેનો હાથ પોતાના હાથમાં લઈ રાજમાતા ઉદયમતિને પગે પડ્યો અને માતાએ તેઓને શુભાશીષ દીધી.

તે પછી રાજારાણીનો સ્નેહ નિત્ય પ્રતિ વધતો ગયો અને રાણીએ એ જ અલૌકિક પ્રસંગના પરિણામમાં ગુર્જરેશ્વર ચક્રવર્તિ મહારાજ જયસિંહ **સિદ્ધ**રાજને જન્મ આપ્યો. રાણી **મીન**લદેવીએ પતિપરાયણ નિરભિમાનપણે રહી પતિના જીવનકાળે પતિને અને મરણ પછી પુત્રને રાજકાર્યમાં મદદ આપવામાં પોતાના સદ્ગુણ અને બુદ્ધિનો પૂર્ણ ઉપયોગ કર્યો હતો. રાણી **મીન**લદેવી

વળી એવાં લોકોપકારક મહારાણી હતાં કે, તેમણે રાજમાંથી કેટલાક કર ઓછા કરાવ્યા હતા અને વીરમગામ તથા બીજે સ્થળે અનેક જળાશય બંધાવ્યાં હતાં.

---

# ઉદયસિંહની ઉપપત્ની.

—:0:—



જ્યારે અકબર બાદશાહે પોતાની મોટી સેના સાથે ચિતોડગઢ ઉપર સ્વારી કરી હતી, તે વખતે ચિતોડની ગાદી ઉપર રાણો ઉદેસિંહ હતો. તે નિર્બળ હોવાથી પ્રથમ તો અકબરની સાથે લડવાને હિમ્મત હારી ગયો. પરંતુ સરદારોના ઉત્તેજનથી અને રાજ્ય જવાના ભયથી છેવટે અકબરની સામે થયો હતો. તેના હૃદયમાં હિમ્મત કે દૃઢતા નહોતી. તેનાં લશ્કરે ઘણીવાર સુધી અકબરના પરાક્રમી લશ્કરની સામે લડાઈ કરી. પરંતુ જોઇએ તેવો વિજય ન મળવાથી તેઓ કોને માટે, ને કયા બળથી લડી શકે ? તેઓ આખરે લડાઈના મેદાનમાંથી ભાગી ગયા હતા. ભાગતાં ઉદયસિંહ અકબરના હાથમાં સપડાયો અને પાદશાહ તેને બંધીવાન કરીને પોતાની છાવણીમાં લઈ ગયો. મેવાડનો અધિપતિ મુસલમાનના હાથમાં બંધીવાન થયો.—વીરજનની મેવાડભૂમિનું લલાટ કલંકની રેખાથી અંકિત થયું. ઉદયસિંહ દુશ્મનના હાથમાં બંધીવાન થયો. તેથી રાજકુટુંબમાં મોટી ગડબડ મચી રહી. કેવી રીતે તેનો છૂટકો થાય, એ વિષે કંઈ પણ વિચાર

સૂઝતો નહોતો. સરદારો પણ તેને છોડાવવાને માટે ઉપાય કરતા ન હોતા, તેથી ચિતોડની પડતીનો સમય આવી લાગ્યો. તે જોઇને ઉદયસિંહની ઉપપત્નીનું હૃદય ઘણા અભિમાન અને ક્રોધથી ઉત્તેજિત થયું અને તે ધીર તથા ગંભીર સ્વરથી બોલી;—"ચિતોડ શું આજે વીર વગરનું છે? વીર પુરુષોને ઉત્પન્ન કરનાર મેવાડની ભૂમિએ આજે પોતાનું સઘળું તેજ શું ગુમાવ્યું છે? હમણાં અસંખ્ય પુરુષો ચિતોડમાં રહે છે, તેઓ શું નિર્જીવ છે? ક્ષત્રિયોની હિમ્મત અને આત્માભિમાન એકી વારે આ લોકમાંથી ચાલ્યાં ગયાં છે? આટલું બોલીને લશ્કરને તયાર થવા જણાવી, પોતાના કોમળ શરીરપર લોઢાનું બખ્તર પહેર્યું અને હાથમાં ધનુષ, બાણ તથા તીક્ષ્ણ તરવાર લેઇને ઘોડા ઉપર સવાર થઇને લડાઇના મેદાનમાં ગઈ અને રજપૂતસૈન્યની સાથે મુગલ છાવણીની સામે ભીમ બળથી ઉભી રહી. તેના પ્રચંડ ભાલાના મારાથી અને બાણના પ્રહારથી ઘણુંક યવન લશ્કર મરી ગયું. થોડી વાર લડાઇ થયા પછી યવનોએ ભયથી નાસવા માંડયું. ચન્ડી સમાન ઉદયસિંહની ઉપપત્ની વીરનારી વધારે ઉત્સાહ અને પરાક્રમની સાથે શત્રુના દળને ભગાડવા લાગી અને ધીમે ધીમે અકબરના વડા સેનાપતિના તરફ જવા લાગી. વીરનારીની અદ્દભૂત વીરતા જોઇને મુગલ પાદશાહ આશ્ચર્યમાં પડી ગયો અને છેવટે સેના સાથે લડાઇના મેદાનમાંથી જતો રહ્યો. આજે ભારત વર્ષનો પાદશાહ અકબ્બર રજપૂતાણીની લડાઇમાં હાર્યો. એક વીરનારીના બળથી આજે પરાક્રમી મુગલસેના નાશી ગઈ! ધન્ય છે વીર રમણીના વીરત્વને!

---

# દેવી શરતસુંદરી.

—:0:—



આ સાધ્વી સ્ત્રી બંગાલના રાજશાહી પ્રાંતમાં આવેલ પુતિઆના શ્રીમાન્ રાજા જોગેન્દ્રનાથની રાણી થતી હતી. તેનું વય પંદર વર્ષનું હતું ત્યારે તેનો પતિ મરણ પામ્યો હતો. શરતસુંદરી દેવી નાની વયમાં જ વિધવા થઈ હતી, છતાં તેણે બાકીનું જીવન ઈશ્વરઈચ્છાને તાબે થઇને ઈશ્વરભક્તિમાં ગાળવાનું નક્કી કર્યું હતું. તેણે સર્વ આભૂષણો ગરીબોને દાનમાં આપી દીધાં. પોષાકમાં વૈરાગ્યસૂચક સફેત સાડી શિવાય બીજું કંઈ પણ વસ્ત્ર પહેરતી નહતી. જે સ્ત્રી સુંદર છત્રપલંગમાં પોઢતી, તે અત્યારે તૃણની ચટાઈપર શયન કરવા લાગી અને સખીઓનો ત્યાગ કરી દઈ કાશી ક્ષેત્રમાં જઇને રહી અને ઈશ્વર-ભજન તથા શાસ્ત્રાધ્યયન વગેરેમાં પોતાનો વખત ગાળવા લાગી. કેટલોક વખત વીત્યા પછી તેનો દત્તક પુત્ર પણ મરણ પામ્યો. પરંતુ ફરીને એ સંસારના મોહપાશમાં ન પડતાં ઈશ્વરારાધનમાં જ પોતાનો કાળ ગાળવા લાગી. આવો આ દેવીનો દૃઢ વૈરાગ્ય જોઇને ઈંગ્રેજ સરકારે તેને મહારાણીનો ખિતાબ આપ્યો હતો. છેવટે તે સ્વદેશહિતનાં અનેક પરોપકારી કાર્યો કરીને મરણ પામી હતી. તેના મરણથી લોકો બહુ ખિન્ન થયા હતા. સૌભાગ્ય અવસ્થામાં તે પતિપરાયણ અને વિધવાપણામાં ઈશ્વર ભક્તિપરાયણ રહી. તેણે "સાધ્વી સતી" એવું ઉત્તમ પદ મેળવ્યું હતું. તેની ધર્મનિષ્ઠા, આચારવિચાર અને સૌન્દર્યપણાથી ચકિત થઇને પ્રોફેસર વર્ડસવર્થ જેવા પરદેશી પંડિતે પણ તેની બહુ પ્રશંસા કરી છે.

શરતસુંદરી દેવીની પુત્રવધૂનું નામ હેમંતકુમારી હતું. તેનામાં પણ શરતસુંદરીના જેવા જ ઉત્કૃષ્ટ ગુણો હતા. જ્યારે

શરતસુંદરી રાણી ગુજરી ગઇ ત્યારે તેની વિધવા વહુ વસુમતિ રાણી રાજ્યની વ્યવસ્થા કરવા લાયક છે કે નહિ, તેની તપાસ કરવા સરકારે કલેકટરને મોકલ્યો હતો. તે સમયે વસુમતીરાણી, હેમંતકુમારી અને તેની દાસીઓ પડદામાં બેઠાં હતાં અને પડદાની બહાર કલેકટર તથા અધિકારી ગૃહસ્થો બેઠા હતા. સાહેબે તે રાણીને ગણિત, ભૂગોળ અને જમીનદારીના કેટલાક સવાલો પૂછ્યા. તેના તેણે ઘણા જ સરસ જવાબ આપ્યા. તેની આવી કુશળતા જોઇને સૌ આશ્ચર્ય પામ્યા. કલેકટરે તેની હુશિયારી જોઇને સરકારમાં સારો અભિપ્રાય લખી મોકલ્યો. કલેકટરે જતી વખતે કહ્યું, "રાણી સાહેબ ! મારી તમને સલામ છે. હું રજા લેઉં છું. આપને તસ્દી આપી છે તેથી હું ઘણો દિલગીર છું." રાણીએ ઉત્તરમાં કહ્યું કે "મારી આપને હજાર વાર સલામ છે. આપે મને કાંઇ તસ્દી આપી નથી, પરંતુ મારે લીધે આપને તસ્દી ભોગવવી પડી છે તેથી ઉલટાં મારે દિલગીર થવું જોઇએ. છેવટે આપને એટલીજ વિનતિ છે કે આપ મને મારી મિલકત સોંપો !" કલેકટરે જવાબ આપ્યો કે; "મિલકત સોંપવાનો અખત્યાર મારા હાથમાં નથી, પરંતુ હું એ વિશે સરકારમાં લખીશ. આપ એટલી બધી મિલકતને શું કરશો?" રાણીએ કહ્યું "મારાં કૈલાસવાસી સાસુજી શરતસુંદરી દેવી પરોપકારનાં કામ કરવાનું મારાપર મૂકી ગયાં છે, તે કાર્યો હું આગળ ચલાવીને દેશની ઉન્નતિ માટે મજબૂત યત્ન કરીશ." તેનું આવું બોલવું સાંભળીને સાહેબ ઘણોજ ખુશી થયો અને તેનાં આવા ઉત્તમ સદ્ગુણોનાં બહુ વખાણ કરીને ત્યાંથી ગયો.

ત્યાર પછી રાણી હેમંતકુમારીએ ઘણાં પરોપકારનાં કાર્યો કર્યાં હતાં. તેનામાં આચારવિચાર અને બીજા સદ્ગુણો હતા. તે પોતાની સાસુ શરતસુંદરીની પેઠે દાનધર્મ અને ઇશ્વરભક્તિમાં કાળ ગાળતી હતી અને પ્રજાને અનેક પ્રકારે સુખ આપતી હતી.

એથી સર્વે તેને દેવી પ્રમાણે માન આપતાં હતાં. ધન્ય છે આવી સાધ્વીઓને કે જેમણે પોતાનાં જીવનને આવી રીતે સાર્થક કરી જગતમાં અક્ષય્ય કીર્તિ મેળવી છે.

---

# મૈનાવતી.

—:o:—

આ સાધ્વી સ્ત્રી ગોડબંગાલાના રાજા ત્રૈલોક્યચન્દ્રની પટરાણી થતી હતી. તેણે વિશ્વવિખ્યાત, મહાજ્ઞાની અને ઉત્કટ વિરાગી મહાત્મા ગોપીચન્દને જન્મ આપ્યો હતો. પોતાના પતિ ત્રૈલોક્યચંદ્ર જીવતાં તેમની સેવામાં રાત દહાડા ગાળ્યા કરતી હતી, પરંતુ દુર્દૈવથી રાજાનું મરણ થયું, એટલે રાણી મૈનાવતીને આ અસાર સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો અને કાયાને કાચના કુપ્પા સમાન ક્ષણભંગુર સમજી તે પારલૌકિક સુખ સાધવાને તત્પર થઈ, અને ઇશ્વરકૃપાથી જાલંધર નામના એક મહાયોગીંદ્રનાં તેને દર્શન થયાં. મૈનાવતીને મહાત્માની સેવા કરવા માંડી અને તેમની પાસેથી સદુપદેશ ગ્રહણ કરવા યોગીરાજ નિત્ય તે રાણીને અધ્યાત્મ સંબંધી જ્ઞાન આપવા લાગ્યા. પરંતુ દુરિજનો રાણીનાં આ સુકૃત્યોપર સંતોષ નહી માનતાં મનમાં બળવા લાગ્યાં. દુર્જનો સામા મનુષ્યનું સારું કર્મ જોઇને પણ મનમાં બળે છે. પરમ સાધ્વી રાણી મૈનાવતીની તેવી જ સ્થિતિ થઈ.

રાજમાતા મૈનાવતી પરમ પવિત્ર અને મોટી ઇશ્વરભક્ત હતી. મહાત્માનું સેવન પોતાના આત્માના કલ્યાણ માટે કરતી હતી, છતાં પણ ગોપીચન્દ રાજાની રાણી ઓમા સાસુની ઇર્ષ્યા કરવા

માંડી અને તેણે છેક રાજા ગોપીચંદની પાસે પણ તેની માતાના સંબંધમાં વાકું બોલતાં બાકી રાખ્યું નહીં. તેણે એક વખતે એકાંત પ્રસંગ જોઇને રાજાને કહ્યું કે, વાહાલા ! સાસુજીનાં આચરણની લોકોમાં બહુ જ નિંદા થાય છે. કોઈ વેશધારી જાલંધર નામનો જોગટો આપણા નગરમાં આવ્યો છે, તેમને સાસુજીએ પોતાના મહેલમાં ઉતારો આપ્યો છે. મને ભય લાગે છે કે રખેને સાસુજી આપણા રાજકુલને કલંક લગાડે નહીં ! રાજા ગોપીચન્દ પોતાની રાણીની વાત સાંભળી ઉશ્કેરાયો અને કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના તેણે જાલંધરને મારી નાંખવાનો વિચાર કર્યો. એક દિવસે યોગીરાજ જાલંધર સમાધિ ચઢાવીને બેઠા હતા, તે વખતે તેને પોતાના સીપાઇઓ પાસે ઉંચકાવીને ઘોડારની પાસેના એક અંધારા કુવામાં નંખાવી દીધા અને તેના ઉપર ઘોડાની લાદ તથા બીજો કચરો નાંખીને કૂવાને પૂરાવી દીધો. મૈનાવતી આ વાતથી તદ્દન અજાણી હતી. તે નિત્યના નિયમ પ્રમાણે સ્નાન કરીને જેવી યોગીરાજનાં દર્શન કરવા ગઇ તો ત્યાં યોગીરાજ મળે નહીં. ગુરુનાં દર્શન નહીં થવાથી મૈનાવતીએ જાણ્યું કે મારો કંઇક અપરાધ થવાથી ગુરુ મહારાજા ચાલ્યા ગયા જણાય છે. તેને ગુરુનાં દર્શન કર્યા પછી ભોજન કરવું, આવો નિયમ હતો, તે નિયમ-ભંગ ન થાય એટલા માટે રાણી અન્નનો આહાર તજી દઇને પયઃપાન ઉપરજ દહાડા ગાળવા માંડી.

એક દિવસે રાજપુત્ર ગોપીચંદની જન્મગાંઠનો દિવસ હતો, તે વખતે ગોપીચંદ સુવર્ણના બાજઠ ઉપર બેઠો હતો અને તેની રાણીઓ તેને કેસરસ્નાન કરાવતી હતી. તે વખતે રાજમાતા મૈનાવતી પણ તેની પડોસમાં જ ઉભી હતી. તે ગોપીચંદનું સુંદર શરીર જોઇને તથા તેની આસપાસ ઉભી રહીને ગોપીચંદને સ્નાન કરાવતી રાણીઓનાં ટોળાંને જોઇને માયાના મહામોહનો વિચાર કરવા લાગી કે; અહોહોહો ! માયા કેવી પ્રબળ છે ! આ મારા

પુત્રનું મનોહર શરીર જે આજ ચંપાના છોડ જેવું દીપી રહ્યું છે અને રાણીઓ જેને આજે કેસરસ્નાન કરાવે છે, તે થોડા વખત પછી વિનાશ પામશે. તેમના પિતા અને પિતામહો આજે ક્યાં છે ? તેઓ પણ આ સંસાર છોડીને ચાલતા થાય છે તો પછી એક દિવસે આની પણ એવી જ ગતિ થવાની. છતાં મારા પુત્રને તે નાશવંત દેહ ઉપર કેટલી બધી મમતા છે. આમ વિચાર કરતાં કરતાં તેની આંખમાંથી અશ્રુઓ ટપકવા લાગ્યાં, તે ગોપીચંદના જોવામાં આવ્યાં એટલે તેણે માતાને પ્રશ્ન કર્યો;–માજી ! આ મંગળ પ્રસંગે જ્યારે આખા શહેરમાં આનંદ પથરાઇ રહ્યો છે ત્યારે તમે કેમ રડો છો ? શું કોઇએ તમારો અપરાધ તો નથી કર્યોના ?

દશ મહિના જેણે ઉદરમાં ભાર ઉપાડીને જનેતાનો ધર્મ બજાવ્યો હતો, તે જનેતા જ અત્યારે પુત્રની ગુરુ બની અને તેણે પુત્રનું અનુપમ સુખ હૈડે ધર્યું. તે બોલી;–દીકરા ! આ સંસાર તો અસાર છે, જે જન્મ્યું તે જવાને માટેજ. કાયા તો કાચના કુપ્પા જેવી ક્ષણભંગુર છે. માટે અનિત્ય એવી કાયાવડે નિત્ય એવા શ્રીહરિનાં પદને પ્રાપ્ત કરી લે. કાલની કોને ખબર છે. તને આ મિથ્યા શરીર ઉપર જે મોહ થયો છે, તે ઉપર મને રડવું આવે છે. દીકરા ! ફરી ફરીને મનખા દેહ મળવી મુશ્કેલ છે, માટે ઇશ્વરકૃપાથી મળેલા આ મનુષ્યજન્મને વ્યર્થ નહી ગુમાવતાં સફળ કર.

ખરેખર માતા હોજો તો આવી જ હોજો ! સંસારમાં રચી-પચી રહેલા પુત્રને સન્માર્ગ દેખાડીને તેનો ઉદ્ધાર કરનારી માતાઓ વિરલ જ હોય છે. માતાએ ઉછેરીને મોટો કર્યો હતો, તે માતા એ જ જન્મને સાર્થક કરવા માટે જે ઉપદેશ આપ્યો તે સાંભળીને ગોપીચંદ આશ્ચર્યમાં ડૂબી ગયો. પોતાની પવિત્ર માતા ઉપર પોતાની પટ્ટરાણીએ મૂકેલો આરોપ તેને તુરત જ મિથ્યા જણાયો. પોતાને માતાના તરફ આણેલા અભાવને માટે પશ્ચાત્તાપ થયો.

મહાત્મા પુરુષનો નાશ કરવા માટે તેના હૃદયમાં મોટો સંતાપ થવા માડયો. આમ અનેક વિચારોમાં ચઢ ઉતર કરતો રાજા ગોપીચંદ ક્ષણભર પોતે નિદ્રામાં છે કે જાગે છે, એ પણ વિસરી ગયો. ક્ષણ પછી તેણે તુરત સર્વે રાણીઓને ખસી જવાની આજ્ઞા આપી કે રાણીઓ દૂર ઉભી રહી. પછી ગોપીચંદ બાજઠપરથી ઉભો થઈ તુરત માતા મૈનાવતીનાં ચરણ આગળ ગયો અને ભૂમિપર પ્રણામ કરીને બોલ્યો; માતુશ્રી ! આ અપરાધીને ક્ષમા આપો ! મેં તમારો મોટો અપરાધ કર્યો છે. મારા નિચ કૃત્યોની સામુ જોશો નહીં, તમે મને નરકમાં પડતાં બચાવ્યો છે તો હવે આ મિથ્યા શરીરમાંથી આત્માનો ઉદ્ધાર કેવી રીતે થાય? મારા જન્મ મરણનો ફેરો કેમ ટળે? મૈનાવતી બોલી,–દીકરા ! મારા ગુરુ જાલંધર જો અહીં હોત તો તને ઉપદેશ કરીને તારો સંશય ટાળત ! તે સાંભળીને ફરી ગોપીચંદના મનમાં મોટો પશ્ચાત્તાપ થવા લાગ્યો. પરન્તુ કરેલા અપરાધને છૂપાવી રાત દહાડો રાજકાય કાર્યોનો ત્યાગ કરીને ઇશ્વર ભજનમાં કાળ ગાળવા લાગ્યો.

કેટલાંએક વર્ષો પછી યોગીરાજ જાલંધરનો શિષ્ય કાનીફ જે ગુરુની આજ્ઞા લઇને તીર્થયાત્રા કરવા માટે ગયો હતો, તે પોતાના ગુરુની સંભાળ લેવામાટે ગોપીચંદ રાજાના નગરમાં આવી ચઢ્યો. ત્યાં તેણે સાંભળ્યું કે ગોપીચંદ રાજાએ પોતાના ગુરુને સમાધિસ્થ દશામાં કુવામાં નાંખી દીધા છે, તેથી તેણે ગોપીચંદનો બહુ જ તિરસ્કાર કર્યો. રાજમાતા મૈનાવતી પણ પુત્રે કરેલાં અકાર્યને જાણીને બહુ જ ક્રોધે ભરાણી અને કાનીફની પાસે પોતાના પુત્રના અપરાધ માટે ક્ષમા માગી. તે પછી કાનીફે મૈનાવતીની સહાયતાથી પોતાના ગુરુને કૂવામાંથી બહાર કાઢયા અને સમાધિમાંથી જાગૃત કર્યા. યોગસમાધિમાં અત્યાર સુધી રહેલા યોગીરાજ સમાધિમાંથી જાગૃત થયા કે ગોપીચંદે તથા મૈનાવતીએ ગુરુ મહારાજને પ્રણામ કર્યા. યોગી મહારાજ ગોપીચંદના અપરાધથી

જાણીતા હતા, તોપણ તેમણે મૈનાવતીની ભકિત સામું જોઇને ગોપી-ચંદને તેના અપરાધ માટે ક્ષમા આપીને પોતાનો શિષ્ય બનાવ્યો.

કેટલાએક દિવસ પછી ગોપીચંદને રાજપાટ ઉપર અભાવ આવી ગયો અને અત્યંત વૈરાગ્ય થવાથી તેને વનવાસ કરવાની ઇચ્છા થઈ. તે ઉપરથી ગોપીચદે ગુરુમહારાજને તે વાત જાણ કરી. ગુરુ મહારાજે કહ્યું; બેટા ગોપીચન્દ ! વનમાં વાસ કરવો, એ બહુ કઠિન છે. રાજ વૈભવો, સ્વાદિષ્ટ નવનવાં ભોજનો, સુવાને માટે સુવર્ણના પલંગો, ચઢવાને માટે હાથી ઘોડાઓ, બેસવા માટે સિંહાસનો વગેરે તજી દઇને વનમાં વાસ કરવો એ બહુ કઠિન કામ છે. તું નગરમાં જ રહીને આત્માનું કલ્યાણ થાય તેવા ઉપાયોની યોજ્યા કર ! પરંતુ ઉત્કટ વૈરાગ્યના પ્રતાપે ગોપીચંદે ગુરુના કહેવાપર લક્ષ્ય આપ્યું નહીં. એટલે યોગીરાજ જાલંધરે ગોગીચંદને દીક્ષા આપી. ગોપીચંદ ગુરુની પાસેથી દીક્ષા ગ્રહણ કરી, સર્વ આભૂષણો અને વસ્ત્રોનો ત્યાગ કરી, કૌપીન ધારણ કરી, હાથમાં ખપ્પર ને કાખમાં ઝોળી ભેરવીને 'અહલ્લક' કરતો પ્રથમ રાણી-ઓની પાસે ભિક્ષા માગવા ગયો. રાણીઓ મહારાજા ગોપીચંદનો સાધુ વેશ જોઇને રડવા લાગી અને રાજાને યોગીનો વેશ ઉતારી નાંખવા માટે બહુ બહુ સમજાવ્યો; પરંતુ ગોપીચંદ પોતાના વિચારમાં ડગ્યો નહીં. તે પોતાની રાણીઓને, મંત્રીઓને તથા બીજા નોકર ચાકરોને સંસારની અનિત્યતા વિશે ઉપદેશ આપીને વનમાં ચાલ્યો ગયો.

જે પુત્ર રાત દહાડો રાજ્યવૈભવોમાં રચ્યો પચ્યો હતો, તે પુત્ર ક્ષણભરના ઉપદેશથી જ રાજપાટ તજી દઇને વનમાં ચાલી નિકળ્યો. તે બધો પ્રતાપ પરમ સાધ્વી રાજમાતા મૈનાવતી રાણીનો જ હતો. જે જનેતાએ પુત્રને આ જગતમાં જન્મ આપ્યો હતો, તે જ જનેતાએ આજે પોતાના પુત્રને સદુપદેશ આપીને તેનો ઉદ્ધાર પણ કર્યો હતો. આવી અલૌકિક વાત્સલ્યવાળી માતાઓ આ

જગતમાં કોઈ જ હોય છે. પરમ સાધ્વી રાણી મૈનાવતીનાં આવાં ઉત્તમ કર્તવ્ય ઉપર મુગ્ધ બનીને ભક્ત કવિઓ તેના ઉજ્વળ યશનું કીર્તન કરતાં કહે છેઃ-

જનની જીવોરે ગોપીચંદની, જેણે પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી;
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસારીડો આગજી.
જનની જીવોરે.

---

## બ્રાહ્મણપત્ની.

—:o:—



આ પતિવ્રતા સ્ત્રી એક ધર્માત્મા બ્રાહ્મણની સ્ત્રી થતી હતી. તે સ્ત્રી નિત્ય પતિને ભાવપૂર્વક જમાડ્યા પછી જમતી, પતિને જ પોતાનું પરમ દૈવત માનતી, તેના મનને અનુકૂળ વર્તતી, મન, વાણી અને કાયાથી એક પતિનું જ ચિંતન કર્યા કરતી, પતિસેવામાં પરાયણ રહેતી, પોતાના કુટુંબનું નિત્ય હિત ચાહ્યા કરતી અને ઇંદ્રિયોને નિયમમાં રાખીને દેવતા, અતિથિ, સાસુ સસરો, ચાકર નોકરો, તથા બીજા જેઠાણી નણંદ વગેરેની સેવા કરીને તેમનો આશીર્વાદ ગ્રહણ કરતી હતી.

એક સમયે કૌશિક નામનો એક બ્રાહ્મણ જે પોતાને સિદ્ધ અને શાસ્ત્રવેત્તા માનતો હતો તે આ પતિવ્રતા સ્ત્રીને ઘેર ભિક્ષા માગવાને ગયો અને **भिक्षां देहि** એમ કહીને ઉભો રહ્યો. તે સમયે પેલી પતિવ્રતા સ્ત્રી વાસણ માંજતી હતી, તે બોલી કે, મહારાજ જરા

ઉભા રહો. હમણાં હાથ ધોઇને તમને ભિક્ષા આપું. એટલામાં તેનો પતિ બહારથી આવ્યો એટલે તે બ્રાહ્મણી પોતાના પતિને માટે ભોજનની તયારી કરવા માંડી. પ્રથમ તેણે પોતાના પતિને પગ ધોવાને પાણી આપ્યું અને પછી બેસવાને આસન આપ્યું. પેલો બ્રાહ્મણ પગ ધોઈ આચમન કરીને આસનપર બેઠો એટલે આગળથી તયાર કરેલાં ભાતભાતનાં ભોજનો પતિના આગળ પીરસીને તે સ્ત્રી તેની સેવા કરવા લાગી, તેથી પેલા બ્રાહ્મણને ભિક્ષા આપવી વીસરી ગઇ. પરંતુ થોડીવાર પછી તેને યાદ આવ્યું કે ભિક્ષા માંગવાને આવેલા બ્રાહ્મણને હું ભિક્ષા આપતાં ચુકી ગઇ છું. તે ઘણીવાર થયા ઉભો છે. ચાલ તેનો સત્કાર કરું, એમ વિચાર કરીને તેને ભિક્ષા આપવા માટે ઘરની બાહાર આવી એટલે કૌશિક ક્રોધ કરીને બોલ્યો, અરે બ્રાહ્મણિ! આટલી બધી વાર! હું તો ઉભો ઉભીને થાકી જ ગયો! પેલી બ્રાહ્મણીએ જાણ્યું કે, મહારાજ ક્રોધમાં આવી ગયા છે અને તેને લીધે પોતાનાં સ્વરૂપને પણ વિસરી ગયા છે. કંઇ નહીં હું તેની શુદ્ધ ઠેકાણે આણું. આમ વિચાર કરીને તે બોલી; મહારાજ! આપ આટલા બધા તપી જાવ છો કેમ? હું મારા પતિ કે જે ભુખ્યા અને થાકયા પાકયા હતા, તેની સેવામાં રોકાયાથી આપને ભૂલી ગઇ હતી. આપ મારા ઉપર ક્ષમા કરો! એટલે કૌશિકના ક્રોધમાં વધારો થયો અને તે બોલ્યો; તેં બ્રાહ્મણને શ્રેષ્ઠ માન્યો નહિ, પરંતુ પતિને શ્રેષ્ઠ માન્યો, એ કેટલી મૂર્ખાઈ. ગૃહસ્થ થઇને બ્રાહ્મણનું અપમાન કરે છે? બ્રાહ્મણને ઇંદ્ર પણ નમે છે ત્યારે મનુષ્યો નમે, તેમાં આશ્ચર્ય શું? તું અજ્ઞાન જણાય છે. તેં વૃદ્ધોની પાસેથી બ્રાહ્મણોની મહત્તા સાંભળી જણાતી નથી. બ્રાહ્મણ જો કોપ કરે તો પૃથ્વીને પણ બાળીને ભસ્મ કરી નાંખે.

પેલી પતિવ્રતા બ્રાહ્મણી બોલી; મહારાજ! હવે બહુ થયું! હવે ક્રોધ શમાવો! તમે મને પણ શું બગલી ધારોછો? હું બ્રાહ્મણોના તરફ ભક્તિભાવથી વર્તું છું, છતાં તમે કોપાયમાન થશો તો મારુ

શું કરવાના હતા ? હું બ્રાહ્મણોના પ્રભાવને જાણું છું. અગસ્ત્યે મહાસાગરનું પાન કર્યું હતું, વાતાપિ નામના દૈત્યને પણ તેણે પોતાના પેટમાં પચાવી દીધો હતો. વધારે તો શું, પણ બ્રાહ્મણો મહાન્ પ્રભાવવાળા હોય છે. પરંતુ સ્ત્રીઓને બ્રાહ્મણોના કરતાં પણ પોતાના પતિ વધારે માન્ય અને પૂજ્ય હોય છે. પતિસેવા કરતાં સ્ત્રીઓને બીજું કંઈ પણ અધિક નથી. હું પતિવ્રતાનો ધર્મ પાળું છું અને પતિસેવાના પ્રતાપથી ભૂત ભવિષ્યની વાતો જાણી શકું છું. તમે ક્રોધ કરીને એક બગલીને બાળી નાંખી હતી, તે વાત હું પતિવ્રતના પ્રભાવથી જાણી શકું છું. જે ક્રોધ તથા મોહ વિનાનો હોય છે, સત્ય બોલે છે, ગુરુને સંતુષ્ટ કરે છે, કોઈને હણતાં છતાં હણતો નથી, ઇન્દ્રિયોને તાબે રાખે છે, વેદાધ્યયન કરે છે, કામ, ક્રોધ, લોભ, મોહ વગેરેથી દૂર રહે છે, તેને દેવો બ્રાહ્મણ કહે છે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! વેદાધ્યયન કરવું, અંતરિંદ્રિયોને નિયમમાં રાખવી, સરળ રહેવું, તથા બ્રહ્મચર્ય પાળવું, આ બ્રાહ્મણના ધર્મો છે. તમે ધર્મવેત્તા, વેદાધ્યયન કરનારા અને પવિત્ર છો, તોપણ ધર્મનું રહસ્ય બરાબર સમજતા નથી, આમ હું માનું છું. માટે તમે મિથિલા નગરીમાં જઈને ધર્મવ્યાધની પાસેથી ધર્મનું રહસ્ય જાણો. તે તમારા મનનું સમાધાન કરશે. કૌશિક બ્રાહ્મણ પતિવ્રતા સ્ત્રીની વાતચિત સાંભળીને આશ્ચર્ય પામ્યો, તેની વિદ્વત્તાપર મોહી પડ્યો અને નમ્રતાથી બોલ્યો; માતાજી ! મારી ઉદ્ધતાઈ ઉપર ક્ષમા કરો ! તમે મને ઉપદેશ આપીને મારા જીવનનો ઉદ્ધાર કર્યો છે. હું તમારા કહેવા પ્રમાણે મિથિલા નગરીમાં જઈને ધર્મનું સ્વરૂપ જાણવા માટે પ્રયત્ન કરીશ. આમ કહીને પતિવ્રતા સ્ત્રીને પ્રણામ કરીને તેનાં પતિસેવામાં પરાયણતા તથા મનની ઉદારતાનાં વખાણ કરતો કરતો તથા પોતાની ઉદ્ધતાઈને ધિક્કાર આપતો ત્યાંથી ચાલી નિકળ્યો.

---

# રાણી ફીલીપા.

—:0:—



આ રાણી ઉદાર મનની હતી. તેનામાં માતપિતા તરફથી પ્રાણીઓના તરફનો પ્રેમ વારસામાં ઉતરેલો હતો. તે ઇંગ્લંડના રાજા ત્રીજા **એડવર્ડની** માનીતી રાણી હતી. નીચે દર્શાવેલી દયા માટે તે ઇંગ્લંડના ઇતિહાસમાં અમર થઇ ગઇ છે.

ઇંગ્લંડના રાજા ત્રીજા **એડવર્ડના** સમયમાં ઇંગ્લંડ અને **ફ્રાન્સ** વચ્ચે યુદ્ધ થયું હતું. તે સમયે **એડવર્ડે ફ્રાંસના** કેલે શહેર ઉપર સવા વર્ષ સુધી ઘેરો ચાલુ રાખ્યો. તેનું પરિણામ સારૂં ન આવ્યું, પરંતુ તેને પોતાને મોટી નુકશાનીમાં ઉતરવું પડ્યું અને હજારો શૂરવીરો રણમાં ખપી ગયા તે જૂદું. આખર શહેરમાં અન્નપાણી ખૂટી જવાથી લોકો પોતાનું શહેર **એડવર્ડને** તાબે કરવાને તૈયાર થયા. તે ઉપરથી **એડવર્ડે** કહેણ મોકલ્યું કે, તમે તમારા પ્રાણ અને ધન દોલત સર્વ મને આધીન કરો તો હું તમારા શહેર ઉપરથી ઘેરો ઉઠાવીને તમને મોકળા કરૂં. પરંતુ તે વાત કોઇએ માન્ય કરી નહી, એટલે રાજાએ ફરીને શહેરનાં માણસોને કહાવ્યું કે, તમારામાંથી ફક્ત ૭ માણસો પોતાના ગળામાં ફાંસીની દોરી નાંખી ઉઘાડે પગે મારી હજુરમાં હાજર થઇ શહેરના દરવાજાની કુંચીઓ મને સોંપે અને હું મારી મરજી પ્રમાણે તેઓને શિક્ષા કરૂં. કદાચ તેઓનો શિરચ્છેદ પણ કરૂં. આ વાત જો તમને માન્ય હોય તો હું બાકીના બધાને જીવિતદાન આપીશ. રાજા **એડવર્ડનો** આવો કઠોર ઠરાવ સાંભળીને લોકોમાં હાહાકાર થઇ રહ્યો.

થોડા વખત વીત્યા પછી યુસ્ટેસડી **સેંટપીરી** નામના મોટા પ્રતિષ્ઠિત ગૃહસ્થે લોકોની સમક્ષ હાજર થઇને કહ્યું કે; "જો

પુરુષ આવા દુઃખદ પ્રસંગે લોકોનાં સુખ માટે પોતાનો ભોગ આપવાને તૈયાર થશે, તે આ દેશ ઉપર મોટો ઉપકાર કરશે અને ઇશ્વિરના દરબારમાં તેને મોટું માન મળશે. હું પોતે આ શહેરનાં રક્ષણ માટે મારું પોતાનું મસ્તક રાજાને અર્પણ કરવા તૈયાર છું." આ ગૃહસ્થનું ઉદાર બોલવું સાંભળીને લોકોનાં હૃદય ભરાઈ આવ્યાં, એટલું જ નહીં પરંતુ પહેલ કરનારા ગૃહસ્થની આવી આત્મવિસર્જનરૂપી મોટી ઉદારતા જોઇને બીજા પાંચ પુરુષો પણ પોતાનો ભોગ આપવાને બહાર પડ્યા. તે પછી તે છએ જણાએ રાજા એડવર્ડની આજ્ઞા પ્રમાણે અપરાધીનો પોશાક પહેરીને રાજાની પાસે ગયા. તે જો કે શોકજનક હતો, તો પણ લાખો મનુષ્યોમાં માનપાત્ર થઈ પડયો હતો. રાજાએ તેઓને હાજર થયા જોઇને તિરસ્કારના શબ્દોથી તેઓનું અપમાન કર્યું અને તુરત જ હુકમ કર્યો કે, આ હુલ્લડખોરોને ફાંસીને લાકડે લટકાવી દ્યો! તે સમયે મોટા મોટા સરદારોએ અને ખુદ રાજકુમારે રાજાને વિનતિ કરી, તોપણ રાજાએ તેમનું કહેવું માન્યું નહીં. પરંતુ આ વખતે પવિત્ર ચરિત્ર દયાની મૂર્તિ રાણી ફીલીપા પોતાનું કર્તવ્ય કરવાને બહાર પડી. તે રાણી પનોતાં પગલાંની ગણાતી હતી, કારણ કે તેના આવ્યા પછી ઇગ્લંડે મોટા વિજયો કર્યા હતા. વળી હમણાં તે ગર્ભવતી હતી. આ બધાં કારણોથી રાજાની તેના ઉપર અથાક પ્રીતિ હતી. રાણી ફીલીપા તુરત રાજાની પાસે જઈ ઘુંટણીએ પડી, રાજાના હાથનું ચુંબન કરી, આંસુ આણીને બોલી; હું સમુદ્ર ઓળંગી મહા દુઃખો ભોગવીને માત્ર આપને મળવા માટે જ આવી છું, તો પછી આપે પણ મારી એક માગણીને સ્વીકારવી જોઇએ. હું ઇચ્છું છું કે, આપ આ દુઃખી લોકોને જીવિતદાન આપો અને ભવિષ્યના ઇતિહાસમાં મનનું મોટાપણું મૂકી જાવ! રાજા એડવર્ડે થોડીકવાર પોતાના મન સાથે વિચાર કર્યા પછી રાણી ફીલીપાને કહ્યું;–વહાલી ફીલીપા! તું અત્યારે અહીં શા માટે આવી? ખરેખર ભાવી બળવાન્ છે, તેને

કોઈ પણ મિથ્યા કરી શકતું નથી. ભલે તારી તેમ ઇચ્છા છે તો હું છએ જણાને છોડી મૂકું છું. એમ કહીને રાજાએ છએ જણાને છૂટા કર્યા. પછી રાણીએ તે છએ જણાને ઉંચી જાતનો પોશાક તથા પુષ્કળ ધન આપીને વિદાય કર્યા. રાણી **ફી**લીપાનું દયા ભરેલું કાર્ય જ્યારે કેલે શહેરના લોકોના જાણવામાં આવ્યું ત્યારે તેઓ તેનાં દયાળુ કાર્યને માટે તેને આશીર્વાદ આપવા લાગ્યાં, એટલું જ નહી, પરંતુ રાણી **ફી**લીપા ઈંગ્લંડના ઇતિહાસમાં દયાની દેવી તરિકે અમર થઈ ગઈ.

---

# વીરમતી.

—o—



**ધા**રાનગરના રાજાને **અ**ણમાનિતી રાણીને પેટે અવતરેલો **જગદેવ** નામે એક બહાદૂર અને ગુણવાન્ પુત્ર હતો. **અ**ણમાનિતી રાણીનો કુંવર હોવા છતાં રાજવાડાની રીત પ્રમાણે નાનપણમાં જ તેને ટુંકટોડાના રાજાની કુંવરી **વી**રમતી સાથે પરણાવી દેવામાં આવ્યો હતો. નાનો હતો ત્યાં સુધી તો **જગદેવ ધારાનગરમાં** રહ્યો, પરંતુ સમજણો થયા પછી રાજાની અપ્રીતિમાં એક સાધારણ માણસની માફક રહેવું તેને યોગ્ય લાગ્યું નહિ. તેણે સ્વપરાક્રમથી કીર્તિ અને વૈભવ મેળવવા માટે પરદેશ જવાની ઇચ્છા કરી. તે તેની માતાને સમજાવી આખરે તેની અનુજ્ઞા લઈ પિતાના નગરમાંથી નીકળી પડ્યો.

આ વખતે ગુજરાતમાં રાજા **સિદ્ધરાજ જયસિંહ** રાજ્ય કરતો હતો અને તેના રાજ્યની જાહોજલાલી સર્વત્ર પ્રસિદ્ધ હતી. **ધારા**

નગરમાંથી નીકળવા પછી **જગદેવે પાટણ** જવાનો વિચાર કર્યો અને તેણી તરફ પ્રયાણ કરવા માંડ્યું. માર્ગ કરતાં કરતાં એકવાર, બપોરને વખતે તેણે એક બાગમાં ઉતારો લીધો અને ઘોડાને ચરવા માટે છૂટો મૂકી દઇ પોતે એક ઝાડની શીતળ છાયામાં જરા આરામ લેતો સુતો. શીળા સુગંધી પવનને લીધે તેને બપોરની નિદ્રા આવી ગઈ. જગદેવના ઉંઘી ગયા પછી એક સ્ત્રી ફરતી ફરતી ત્યાં આવી ચઢી અને તેને જોઈ આશ્ચર્ય પામી. આ સ્ત્રી તે બીજી કોઇ જ નહિ, પણ ટુંકટોડાના રાજાની કુંવરી **વીર**મતી હતી. પોતાના સ્વામીને આવી રીતે સુતેલો જોઈ તે આશ્ચર્ય પામી અને ત્યાંથી પાછી ફરી. તેણે જઈ પોતાની સખીઓને કહ્યું અને વારા ફરતી તેઓ આવીને જગદેવને જોઈ ગઈ. સર્વેને ખાતરી થયા પછી **વીર**મતી એકલી ફરીને ત્યાં ગઈ અને વિનયથી નિદ્રામાં સુતેલા નાથની આગળ બેસી ધારીને જોઇ તથા ઓળખી સહસા જ મનમાં બોલી ઉઠી કે 'અરેરે ! એ અહીંયાં ક્યાંથી ? અને અહીંયાં તો અહિંયાં, પણ આવી સ્થિતિએ ? એ આવે સાથરે સુઈ રહે અને હું રાજવૈભવ ભોગવું, એ મારા અર્ધાંગનાપણાને ધિક્કાર છે.'

**વીર**મતીથી આ છેલ્લા શબ્દ બોલતાં લાંબો નિઃશ્વાસ મૂકાઈ ગયો, તેથી જગદેવ જાગ્રત થયો. આંખ ઉઘાડતાં ઉપવનલક્ષ્મીના જેવી તેને પોતાની પાસે બેઠેલી જોઇને જગદેવે બેઠા થતાં થતાં ધીરેથી પૂછ્યું કે, 'તમે કોણ છો? અને કેમ અહીં બેઠાં છો?'

'હું જે છું તે અહીં બેસવાને અધિકારિણી છું.' **વીર**મતી શરમાતે સાદે ઉત્તર આપ્યો. જગદેવને તુરત જ યાદ આવ્યું કે, પોતે ટુંકટોડામાં છે અને આ કોઇજ નહિ પણ પોતાની પત્ની **વીર**મતી છે. તેનાથી બીજો સવાલ પૂછાયો નહિ અને આવી સ્થિતિમાં એક બીજાને મળવાથી ક્ષણવાર તેઓ મૌન રહ્યાં. **વીર**-મતીને અસર થઇ. તે બોલી કે 'પ્રાણનાથ! આપને એવું શું દુઃખ પડેલું છે કે, આપ આવા વેશે આમ દેશ પરદેશ ફરવા

નીકળ્યા છો? આ દેહને પણ ત્યારે સુખની જરૂર નથી. પ્રવાસમાં આપની સેવા કરવા માટે આજન્મ દાસી થવાને વિવાહ વખતથી જ બંધાયલી આ કિંકરીને સાથે રાખો; અને પિઉજી! મારા હૃદયને મુંઝવી નાંખે એવા આ બનાવને માટે પણ હવે ખુલાસો આપો.'

ગુણવાન્ અને વિનયવાન્ સ્ત્રી જ પુરુષોના દુ:ખનો વિસામો છે. **જગદેવ** તેનાં આવાં નમ્ર વચન સાંભળી પ્રસન્ન થયો. તેણે પછી **વીર**મતીને પોતાનો અથેતિ વૃત્તાંત કહી સંભળાવ્યો. **વીર**મતી અને **જગદેવ** આ પ્રમાણે વાતો કરતાં હતાં, એટલામાં તેની સખીઓએ દરબાર ગઢમાં જઇને વાત કરી. તેથી **વીર**મતીનો ભાઈ મોટો સાજ લઈ **જગદેવ**ને તેડવા સામો આવ્યો. બાગમાં એક બીજાને મળી ભેટી સર્વે દરબાર ગઢમાં ગયાં. સસરાને ઘેર **જગદેવ** ચાર પાંચ દિવસ રહ્યો. પછી પાછો **પાટણ** જવાને તયાર થયો. રાજાએ ગામ ગરાસ આપવા કબુલ થઈ ત્યાં રહેવાનું કહ્યું, પણ **જગદેવે** સ્વપરાક્રમથી જ આજીવિકા ને કીર્તિ મેળવવાનું પણ લીધેલું હોવાથી તેણે તે માન્યું નહિ. **વીર**મતી સાથે જવાને હઠ લઇને તયાર થઈ, તેથી આખરે ટુંકટોડાના રાજાએ આજ્ઞા આપી. **જગદેવ** અને **વીર**મતી બે જણુ એકલાં જ પછી ત્યાંથી **પાટણ** જવાને નીકળ્યાં.

ટુંકટોડેથી **પાટણ** જવાને માટે **જગદેવે**, લોકોએ વાઘ વાઘણના ભયે તજી દીધેલો ટુંકો માર્ગ લીધો. અરધી મંજલે જતાં તે ક્રૂર પ્રાણીઓ તેની સામે ધસી આવ્યાં, પણ **જગદેવે** તેમને એક એક તીર મારી મારી નાંખ્યાં. વાઘનો ભય દૂર થવાથી લોકો તેને આશીષ દેવા લાગ્યા. પછી ચાલતાં ચાલતાં એકવાર સાંજને વખતે તે **પાટણ** જઈ પહોંચ્યો. **વીર**મતીને ઘોડા સોંપી **જગદેવ** **પાટણ**માં ઘરબારની ગોઠવણ કરવાને ગયો, એટલામાં જામોતી ગણિકાની એક દાસી ત્યાં આવી. તેણે **વીર**મતીને તેની સગી બનીને ભોળવી નાંખી. 'બેન, તમે આપણે ઘેર ચાલો' એમ કહી તે તેને

જામોતીને ઘેર લઈ ગઈ અને જામોતી પણ તેને જોઇને આનંદ પામી. જગદેવ પાદરે પાછો ફર્યો અને વીરમતીને જોઈ નહિ ત્યારે દિલગીર થયો.

જામોતીને ત્યાં આવતાં જ વીરમતી સમજી ગઈ કે 'તે કોઇ દુષ્ટ સ્ત્રીના ફાંસામાં ફસી પડી છે.' તેણે હિમ્મત રાખી. પછી રાત પડી ત્યારે જગદેવને નામે પાટણના કોટવાળનો પુત્ર આવ્યો. જામોતીએ તેને જ માટે વીરમતીને છળી હતી. કોટવાળનો છોકરો વીરમતી સન્મુખ આવી અયોગ્ય છૂટ લેવા ગયો પણ ફાવ્યો નહિ. તેણે 'કુતરા દૂર રહે' એમ કહી તેને તરછોડી નાંખ્યો અને જ્યારે તે જોર કરવા ગયો ત્યારે વિકરાળ વાઘણ જેવી વીરમતીએ તેને મારીને બારીએથી રસ્તા ઉપર નાંખી દીધો. રોન ફરતા સિપાઇઓએ કોટવાળના પુત્રનું શબ જોઈ જામોતીને અને કોટવાળને ખબર કરી. કોટવાળ કેટલાક સિપાઇઓને લઇ આવ્યો અને જે ખંડમાં વીરમતી હતી ત્યાં ચઢી ઉતરવાની ધમકી આપી. વીરમતી તેથી ડરી નહિ. જે કોઈ સિપાઈ બારીએ આવ્યો, તેને તેણે ઝટકાવી નાંખ્યો. એ ચાર સિપાઇઓ કતલ થઈ જતાં જ શહેરમાં હાહાકાર થઈ રહ્યો. સવાર થતામાં વાત દરબાર ગઢમાં ગઈ અને સિદ્ધરાજ જાતે ત્યાં આગળ આવ્યો. બીજી તરફથી લોકોમાં થતી વાત સાંભળી કૌતુલહનો પ્રેર્યો જગદેવ પણ ત્યાં આવી ચઢયો. સિદ્ધરાજના કહેવાથી તેણે પોતાનું નામ આપ્યું અને પોતાના ઉપર વીતેલી વાત કહી. જગદેવે સિદ્ધરાજને સલામ કરી અને હાંક મારીને બારણાં ઉઘડાવ્યાં. વીરમતીને જોઇ રાજા પ્રસન્ન થયો અને તેને પોતાની ધર્મપુત્રી કહી રાજમહેલમાં લઈ ગયો. તેનાં પાતિવ્રત્યનાં સઘળે વખાણ થયાં.

જગદેવ પણ સિદ્ધરાજના દરબારમાં ઉંચે પગારે એક સામંત સરદાર તરીકે નોકરીએ રહ્યો. વીરમતીની સ્ત્રીઓમાં અને જગદેવની વીર પુરુષોમાં પાટણમાં પ્રખ્યાતિ થઈ. જગદેવના બળ પરાક્રમ

અને સ્વામીભક્તિથી પ્રસન્ન થયેલો રાજા પગાર પેટે મોટી જાગીર તેને નામે ચલાવતો હોવાથી, બીજા સામંતોમાં અદેખાઈ ઉત્પન્ન થઈ. જગદેવ તેના ઉપર ધ્યાન નહિ આપતાં અને સ્વધર્મે વર્તતાં એકનિષ્ઠાથી રાજસેવા બજાવ્યો જતો હતો. એમ કરતાં કરતાં તેને એક પુત્ર થયો. પાટણમાં તેની એક મોટા સામંત તરીકે પ્રતિષ્ઠા જામી.

એકવાર ચોમાસાની ઘમઘોર રાત્રિએ રાજા ઓચિંતો જાગી ઉઠ્યો અને ગામને પાદરે કંઇક આનંદ અને કંઇક શોક થતો હોય તેવું સાંભળ્યું. દેવડીપરના સામંતોને રાજાએ હાંક મારી, પણ કોઈ ત્યાં હાજર હતા ને કોઇ ન હતા. જેઓ હતા તેમને રાજાએ ગામ બહાર જઈ તજવીજ કરી આવવાનું કહ્યું, પણ કાળી અંધારી રાતે કોઈ તે તરફ ગયું નહિ. હુકમ આપ્યા પછી કૌતુહલ જોવાને રાજા નીચે ઉતર્યો. કોઇ સામંત ત્યાંથી બહાર નીકળ્યો નહિ; માત્ર જગદેવ ઢાલ તલવાર લઇ રાજાના હુકમ પ્રમાણે ગામ બહાર જવા નીકળ્યો. રાજા તેની પાછળ ગયો. ગામ બહાર ભયંકર ઝાડીમાં જતાં જગદેવને આનંદ મંગળ કરતી કેટલીક સ્ત્રીઓ જણાઈ, અને તેમને પૂછતાં તેઓએ જણાવ્યું કે, 'અમે યોગિનીઓ છીએ. આવતી કાલે રાજા મરણ પામવાનો છે, માટે આનંદ ઉડાવીએ છીએ.' જગદેવ ત્યાંથી આગળ ગયો ત્યારે કેટલીક સ્ત્રીઓ શોક કરતી હતી. જગદેવે તેમને સવાલ કરતાં તેઓએ જણાવ્યું કે, 'અમે પાટણની અધિદેવતાઓ છીએ અને રાજાના મરણ માટે શોક કરીએ છીએ.'

રાજાને આ વચનો સાંભળવાથી ભય અને કૌતુહલ ઉત્પન્ન થયાં, એટલામાં જગદેવે તેમને પૂછ્યું કે, 'કોઈ રીતે રાજા જીવે એમ છે?' અધિદેવતાઓએ ઉત્તર આપ્યો કે, પેલી યોગિનીઓને તમે તમારો ભોગ આપો તો રાજા જીવે. ચાલો આપણે તેમને પૂછીએ.' અધિદેવતાઓ, જગદેવ અને તેમની પાછળ

રાજા પેલી યોગિનીઓ આગળ ગયાં. 'તું મસ્તક આપે તો રાજા જીવે' એમ તેમણે કહ્યું. તેથી બે ઘડીની મહેતલ માગી **જ**ગદેવ **વી**રમતીને મળવા નગર તરફ પાછો ફર્યો. કૌતુહલથી ઉશ્કેરાયલો રાજા પણ તેની પાછળને પાછળ ગયો. **જગદેવે** ઘેર આવી સઘળી વાત **વી**રમતીને કહી, એટલે તે બોલી કે "ઓહો! ધન્ય ઘડી ધન્ય દહાડો ! ! એવો પ્રસંગ કયાંથી કે જેનું લુણ ખાધું છે, તેને માટે મસ્તક આપવા જેવો મંગળ પ્રસંગ આવે ! ! ભલે ! ચાલો હું પણ તમારી સાથે આવું છું અને જો મારું મસ્તક આપવાથી રાજાના આયુષ્યમાં વળી વિશેષ વધારો થતો હોય તો તે પણ આપો.'

"ત્યારે ચાલો સત્વર" એમ કહી **જ**ગદેવે ઉતાવળ કરી, એટલે મોટા આનંદથી પોતાના બાળક પુત્રને લઈ **વી**રમતી પતિની સાથે જવાને આગળ થઈ. સ્ત્રી, પુરુષ ને છોકરો ત્રણે જણ યોગિનીઓ પાસે આવ્યાં. રાજા તેમની પાછળ જ હતો, એમ કહેવાની અત્રે અગત્ય નથી. યોગિનીઓ બોલી કે "જગદેવ ! જો તું તારા પુત્રને, સ્ત્રીને અને તારા મસ્તકને આપે તો રાજાના આયુષ્યમાં પોણોસો વર્ષનો વધારો થાય. બોલ શું કહે છે ?" 'અસ્તુ !' એમ કહી **જ**ગદેવે તરવાર ખેંચી અને **વી**રમતીએ તુરત છોકરાને આગળ ધર્યો. **જ**ગદેવ પરમાર જેવો 'લે ભોગ' કહી તેનું મસ્તક છેદવા જાય છે, તેવો જ યોગિનીએ તેનો હાથ પકડી લીધો અને કહ્યું કે 'અમે તારા ઉપર પ્રસન્ન છીએ. જા, અમને ભોગ મળી ચૂકયા. રાજાને અમે પોણોસો વર્ષનું આયુષ્ય આપીએ છીએ.' આમ કહી તેઓ એકદમ અદૃશ્ય થઈ ગયાં અને **જ**ગદેવ તથા **વી**રમતી પુત્રને લઈ હસતાં રમતાં ઘેર આવ્યાં. **જ**ગદેવ અને **વી**રમતીની ભક્તિ જોઈ રાજા ઘણો જ પ્રસન્ન થયો.

બીજે દિવસે દરબાર ભરી **જ**ગદેવ અને **વી**રમતીની રાજભક્તિની મોટી સ્તુતિ કરી રાજાએ તેમને ભારે સિરપાવો આપ્યા,

ધારાનગર લેવાને તેને ઘણી સહાય કરી. જગદેવ અને વીરમતી પછી સિદ્ધરાજની સહાયથી ધારાનગર મેળવી સુખી થયાં. વીરમતીના જેવી લોકોત્તર સ્ત્રીઓ આ સંસારને કેવો ઉજ્જવળ બનાવે છે, તે સર્વેએ લક્ષમાં લેવા જેવું છે.

---

# યશોદા–તુલસીદાસપત્ની.

—o—



શ્રી રામચંદ્રજીના પરમ ભક્ત શ્રીતુલસીદાસજી એક ધનાઢ્ય પિતાના પુત્ર હોઈ, તરુણાવસ્થામાં વિધવા માતાના ઘણાક લાડકોડમાં ઉછર્યા હતા. મુખજોયા પુત્રને માતાએ પંદર વર્ષની વયમાં જ એક ખાનદાન કુટુંબની રૂપાળી, વિવેકી અને કુલીન યશોદા નામની કન્યા સાથે મોટી હોંશથી પરણાવ્યો હતો. ઘરમાં સંપૂર્ણ વૈભવ અને સુખ હતાં, તેમાં સોનું ને સુગંધ એકઠાં થાય તેમ, હોંશિલી માતાએ પુત્ર અને વહુને મોટી સમૃદ્ધિ ને વૈભવનો અનુભવ લેવા એકઠાં કર્યાં અને તેઓ દંપતી વચ્ચે થોડા જ સમયમાં એવી પ્રીતિ જામી કે, તુલસીદાસને યશોદાને મૂકીને અંતઃપુરમાંથી બહાર પણ જવું અપ્રિય લાગવા માંડ્યું. હિંદુ ધર્મના સામાન્ય નિયમને અનુસરી જુવાન તુલસીદાસજી સવારના પહોરમાં માત્ર યમુના ઉપર સ્નાન કરવા જતા હતા. એ ત્રણ કલાક આમ નિત્ય કર્મમાં ગાળ્યા પછી પાછા ઘરમાં આવતા ને બાકીનો બધો વખત યશોદાની સાથે જ આનંદનો અનુભવ લેવામાં જતો હતો.

આમ કરતાં કરતાં આવકમાં ઘટાડો થયો, એટલે વિધવા માતાએ પુત્રને બોલાવી એકવાર કહ્યું કે, "સુખ વૈભવનો અનુભવ ધન ઉપર આધાર રાખે છે, માટે તેની તરફ પણ તારે લક્ષ આપવું જોઇએ. 'મોટી થઈ સ્ત્રી સાસરે અને મોટો થયો પુરુષ ધંધે હોય તો શોભે' માટે ધંધા તરફ પણ લક્ષ આપતો જા."

તુલસીદાસે માતાની શિખામણ ઉપર ધ્યાન આપ્યું નહિ. કારણ કે યશોદાનો એક ક્ષણનો વિયોગ પણ તેમને અસહ્ય લાગતો હતો. યશોદાનાં પીએરીઆં તે સાસરે ગયા પછી પોતાને મળેલી નહિ હોવાથી તેનું મુખ જોવાને અત્યંત આતુર હતાં. વારંવાર તેમનાં યશોદાને તેડાં આવતાં હતાં, પણ તુલસીદાસ જવા દેતા નહિ. દંપતીનો પરસ્પરાનુરાગ લોકમાં નિંદાવા લાગ્યો એટલું જ નહિ, પરંતુ તુલસીદાસની સાસુએ તેમની વૃદ્ધ માતાને ઠપકો પણ દીધો. યશોદાને તેડી જવા સારુ તુલસીદાસની માતાએ તેનાં પીએરીઆંને રજા આપી, એટલે એકવાર સવારમાં તુલસીદાસ યમુના સ્નાને ગયેલ હતા, તે સમયે તેઓ આવીને છાનાં માનાં યશોદાને તેડી ગયાં.

સ્નાન અને નિત્ય કર્મ કરી ઘેર પાછા આવતાં તુલસીદાસને યશોદા ઘરમાં કયાંહી દેખાઈ નહિ અને માતાને પૂછ્યું તો તેમણે કહ્યું કે તેનાં પીએરીઆં તેને તેડી ગયાં છે, ત્યારે તે વિયોગથી આકુળ વ્યાકુળ થઈ ગયા અને જેવા યમુના ઉપરથી સ્નાન કરીને આવ્યા હતા, તેવાને તેવા જ, હાથમાં જળપાત્ર, ખભે ધોયેલાં વસ્ત્ર અને બોડે માથે, તે સાસરા તરફ ગયા. આણી તરફ ઘણે વખતે સાસરેથી પીએર આવેલી યશોદા હજી તો પોતાનાં સગાં અને સ્નેહીઓને મળી પણ રહી નહતી અને માતાની સાથે એકાંત ઓરડામાં બેસી વાતચિત કરતી હતી, એટલામાં વિયોગથી વ્યાકુલ થયેલા તુલસીદાસજી મુગ્ધ હોય તેમ ચાલ્યા ચાલ્યા ત્યાં જવા લાગ્યા. પતિને અત્યંત મોહમુગ્ધ થઈ ગયેલા અને નિર્લજ્જ થતા જોઈ, લજ્જાળુ યશોદાને બહુ જ લાગી આવ્યું. પોતાના

પિતાને ઘેર પોતાની પાછળ લાજ મર્યાદા ને કંઈ પણ વિવેક રાખ્યા વગર 'પ્યારિ ! પ્યારિ !' એવા શરમાવનારા શબ્દથી પોતાને સંબોધતા પતિને આવતા જોઈ તેને બહુ જ ખોટું લાગ્યું, ઘણી જ શરમ આવી અને ખરેખર તે અને તેની માતા જે ખંડમાં બેસીને વાત કરતાં હતાં ત્યાં ચાલી આવતા જોઇને તો, તેણે ઉઠીને સામાં જઇ ઉંબર આગળ જ તેમને નીચે પ્રમાણે કહીને અટકાવ્યા અને પોતાને ભજવા કરતાં શ્રી **રામચંદ્રને** ભજવાનો બોધ કર્યો. બારણાને ઉંબરે તુલસીદાસને પોતાની સામે ધસી આવતા અટકાવીને ધર્મપરાયણ એવી **યશોદાએ** ખિન્ન ચિત્તે પોતાને તિરસ્કાર કરતાં આડો હાથ ધરી કહ્યું કે:—

## ( લલિત છંદ. )

"શરમ છે કશી કે નથી પતિ! અરર! આમ શું ગૂમ થૈ મતિ ?
મુજ અભાગિણીની બધી રતિ–પ્રભુ પદે ધરો થાય સદ્‌ગતિ.
રુધિર માંસનાં ગર્હ્ય ગાત્રની–નરક ખાણ હું નારિ જાતની;
તુલસીદાસજી! આટલી રતિ, પ્રભુ પદે ધરો થાય સદ્‌ગતિ;
ધન ધરા અને દાર સંતતિ, કશું નથી ખરું વિશ્વમાં પતિ!
જગત જાળ આ જૂઠ્ઠિ મોહિની, પ્રભુ ભજો થવા સ્વામિ! સદ્‌ગતિ.
ક્ષર શરીર આ પાપ પાંજરું, રટણ તેહનું શું કરો મરું ?
પ્રભુ! થવા કરો શ્રેય આપનું, સ્મરણ રામના પુણ્ય નામનું.

લજ્જાથી અભિભૂત થતાં થતાં પણ **યશોદાએ** આ પ્રમાણે તુલસીદાસને યોગ્ય અને કઠણ વચન કહ્યાં અને તેમને તે પ્રસંગે, એ એવાં તો યોગ્ય રીતે હૃદયમાં ઉતરી ગયાં કે, તુરત જ તે ત્યાંથી પાછા ફરી રામભક્ત બની **ચિત્રકૂટના** ઘાટ ઉપર ગયા અને **શ્રી**રામચંદ્રની ભક્તિમાં જ જીવનને જોડી દીધું.

યશોદાએ પણ તે પછી સંસાર ઉપરથી રાગ ઉતારી નાંખ્યો અને પતિના પરમ શ્રેયસ્કર રામભક્તિના વિષયને જ આ જન્મપર્યંત અનુસરવાનું રાખ્યું. તુલસીદાસે પોતાને અત્યુત્તમ રામભક્તિનો બોધ કરવાને યશોદાનો આભાર માન્યો ને લોકોએ પણ યશોદાની ધર્મ ઉપરની આવી પ્રીતિને માટે તેને એક મહા સતી અને પતિ-બોધક સદાચારવતી સ્ત્રી તરીકે પૂજી. કવિઓએ યશોદાના ગુણ કીર્તનમાં ગાયું છે કેઃ—

"ધન્ય ! તરુણી તુલસીદાસની, બોધ્યો અનુરક્ત નાથજી. ધન્ય૦
ગદ્ધા પચ્ચીશીમાં ઘૂમતા, વધૂ મધુ ચકચૂરજી,
કંથને બોધ્યો તેં કામિનિ! અમને પદ તારાં પૂજ્યજી. ધન્ય૦
પોતામાં મોહી રહેલને, કરતા હાજી હજૂરજી,
જોબનીએ નવે નાથને, કરશે કયી વહુ દૂરજી." ધન્ય૦

આવી સદાચરણી અને લજ્જાળુ સ્ત્રીઓને જ ધન્ય છે કે, જેમનાં આચરણો જગતને શિક્ષણીય થઈ પડે છે.

---

## રાણી લક્ષ્મીબાઈ.

—:0:—




રતના મધ્ય સ્થળમાં આવેલા બુંદેલખંડના પહાડી પ્રદેશમાં ઝાંસી નામે એક સ્વસ્થાન છે. સને ૧૮૩૮ માં ત્યાંની ગાદી ઉપર ગંગાધરરાવ નામે બ્રાહ્મણ રાજા રાજ કરતો હતો. લક્ષ્મીબાઇ તેની રાણી હતી. તે

બહાદુર, બુદ્ધિશાળી અને ધીરજવાન્ હતી. સને ૧૮૫૩ માં ગંગાધરરાવે, બીનવારસ મરણ પામતાં, બ્રિટિશ રેસીડેન્ટને લખ્યું હતું કે:—"બ્રિટિશ ગવર્નમેન્ટની સાથે અમને જે સંધિ થઈ છે, તેની બીજી કલમ પ્રમાણે મેં આનંદરાવ નામના પંદર વર્ષના બાળકને દત્તક લીધો છે. ઈશ્વરની કૃપાથી અને આપની ગવર્નમેન્ટના અનુગ્રહથી જો હું સાજો થઈશ અને મને પુત્ર થશે તો તે વેળાએ કદાપિ ગોઠવણ કરવામાં આવશે, પણ હું જીવતો ન રહ્યો તો આ બાળક અને મારી વિધવા પત્ની સાથે તમે તહનામાપ્રમાણે કાર્ય લેજો.

આ વખતે લૉર્ડ ડેલહાઉસી ગવર્નર જનરલ હતો. તેણે એવી રાજનીતિ ધારણ કરી હતી કે, જે રાજાઓ બીનવારસ મરી જાય, તેમનાં રાજ્યો ખાલસા કરવાં. ઝાંસીના રાજ્યને પણ ગંગાધરરાવ મરી જતાં બીન વારસ ગણીને ખાલસા કરી, બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. રાણી લક્ષ્મીબાઇને આ વાત ગેરકાયદે જણાયાથી, તેણે સરકારને અરજીઓ કરી અને તેમાં વિયનસર સંધિનો નિયમ, બંધુતાનું દૃષ્ટાંત અને દત્તક ગ્રહણની વિધિવિશે ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો બતાવી, ઝાંસીની સ્વાધીનતાની રક્ષાને માટે આગ્રહની સાથે બ્રિટિશ ગવર્નમેન્ટને વિનવણી કરી, પરંતુ તેમાંનો એકકે ઉદ્યોગ ફલીભૂત થયો નહિં. આ અન્યાય અને અપમાનથી તેના હૃદયમાં ક્રોધાગ્નિ પ્રગટ થયો. બ્રિટિશ એજન્ટની મુલાકાત વખતે લક્ષ્મીબાઇએ ગંભીર સ્વરથી તેને જણાવ્યું હતું કે:—"મેરી ઝાંસી દૂઉંગી નહિ." લક્ષ્મીબાઇની આ વાણીથી તેને અસર થઈ હતી, પણ ઝાંસી કંપની સરકારના હાથમાં ગયું. એક તરફથી એ રીતે લક્ષ્મીબાઇને અપમાન આપીને નાખુશ કરવામાં આવી ત્યારે બીજી તરફથી તેના રાજ્યમાં જે અંગ્રેજ સોલ્જરો દાખલ થયા, તેમના તરફથી ગોમાંસ માટે ઘણીક ગાયોનો વધ કરવામાં આવ્યો. લક્ષ્મી-

બાઈ પરમ ધાર્મિક બ્રાહ્મણી રાણી હતી. તેના રાજ્યમાં થતો અધર્મ તે જોઈ શકી નહિં. મર્યાદામાં રહી કાંઈ પણ તોફાન નહિં કરતાં દમ મારીને છાની માની તે બેસી રહી. તેવામાં વળી **ઝાંસી**નાં દેવસ્થાનો અને ધર્મખાતાં ઉપર લૉર્ડ ડેલહાઉસીએ જપ્તિ બેસાડી, તેથી બળતામાં ઘી હોમાયું. આ બધાં આચરણોથી છંછેડાયલી નાગેણ ભયંકર ડંસ દેવાને તત્પર થઈ.

દેશી લશ્કરનાં માણસોએ મીરતમાં બળવો ઉઠાવ્યાની ખબર તેને મળી. તે તકનો લાભ લઇને **લક્ષ્મી**બાઇએ લડાઇની સામગ્રી એકઠી કરી. **લક્ષ્મી**બાઇએ વીર પુરુષનો વેશ ધારણ કર્યો. તે ઘોડા ઉપર સ્વાર થઈને પોતાના મરાઠી સૈન્યને હિમ્મત આપવા લાગી. બ્રિટિશ સેનાની સાથે તેનો સંગ્રામ થવા લાગ્યો. તેણે કેટલાક મહિના સૂધી અસીમ સાહસથી ઇંગ્રેજોની સાથે યુદ્ધ કરી પોતાનું અસાધારણ પરાક્રમ દેખાડ્યું. તેનું વીરત્વ જોઇને ઇંગ્રેજ સેનાપતિ **સર હ્યુ** રોઝ અજાયબ થઈ ગયો. લડાઇમાં **લક્ષ્મી**બાઇનું ઘણુંક લશ્કર નાશ પામ્યું અને **ઝાંશી** પડતાં જ તેને ત્યાંથી નાસવું પડ્યું. તેણે પાછું મહા પરાક્રમથી કાલ્પી નગરમાં બ્રિટિશ સૈન્ય સાથે યુદ્ધ કર્યું. પરંતુ તે પણ ઇંગ્રેજોને હાથ ગયું. **લક્ષ્મી**બાઈ એથી પણ ઉત્સાહ તથા ઉદ્યમશૂન્ય થઈ નહિં. તેણે તાતીઆ ટોપી સાથે રહી **ગ્વાલીયર**નો માર્ગ લીધો. જુન મહિનાની ૧૭ મી તારીખે **ગ્વાલીયર**ની આગળ પાછું ઇંગ્રેજ સૈન્ય સાથે તેણે યુદ્ધ કર્યું. પછી **ભૈ**રવરૂપે તે બ્રિટિશ સેનાપતિ સર હ્યુરોઝની સામે થઈ. આ યુદ્ધ તેના જીવનનું છેલ્લું યુદ્ધ હતું. આ યુદ્ધમાં ઘણું પરાક્રમ દેખાડ્યાથી **સર હ્યુ**રોઝે કહ્યું છે કે,–"**લક્ષ્મી**બાઈ હતી તો સ્ત્રી, તથાપિ તે વિપક્ષીઓમાં સર્વ કરતાં વધારે સાહસીક અને રણદક્ષ હતી. આ વીર પુરુષ **વીરાંગના**નું ખરું સમજ્યો હતો. આ ભયંકર યુદ્ધમાં **લક્ષ્મી**-બાઈ અને તેની દાસી પોતાના લશ્કરને મોખરે રહીને લડ્યાં. કેટલાક

કેલાક સુધી દારુણ યુદ્ધ ચાલ્યા પછી આખરે હાર થઈ. રાણી ઘાયલ થવા છતાં નાઠાં, પણ આગળ જતાં એક નાળા ઉપર પુંઠે પડેલા માણસોથી માર્યા ગયાં. લક્ષ્મીબાઇની હિમ્મતનાં અંગ્રેજોએ ઘણાં વખાણ કરેલાં છે અને એમ કહેવાય છે કે, તે યુદ્ધના જોશમાં ન પડ્યાં હોત તો કદાપિ વધારે મોટી જાગીર અને કીર્તિ પોતાના દત્તક વારસને આપી ગયાં હોત.

---

## સરદારબા.

—:o:—




ડે ભતરીજો ને આંગળીએ વીરો,
  જવલબા ફરવાને નીસર્યા, હો જી જી !
" ઉગમણી દેશના વાવલીઆ વ્હાયા,
  માથેથી ઓઢણાં ફરુંક્યાં, હો જી જી !
" હાથે ન મોહ્યો રાય વર પગે ન મોહ્યો,
  માથાની વેણે મોહ પામ્યો, હો જી જી !
" હડીઓ રેમતખાન, પાલખીઓ મોકલે,
  કલ્યાણી કુંવરી આણાં કરજો. હો જી જી !
" ચાકળીએ બેઠાં હોરે માતાજી !
  તુર્કનાં તેડાં કોને આવ્યાં, હો જી જી !
" હુંય ન જાણું મારી બેટી જવલબા,
  જઈ તમારાં ભાભલડીને પુછો. હો જી જી !
" ઓરડીએ બેઠાં હોરે ભાભલડી !
  તુર્કનાં તેડાં કોને આવ્યાં, હો જી જી !

તમારો વીરો તે એનિ ! જુગારડે રમતાં,
તમને તૂરકને દઈ આવ્યા, હો જી જી !
" વચણ સૂણીને કુંવરી ધરણીએ ઢળીયાં, હાય,
વેણીએ વેર વાળ્યાં. હો જી જી !"

**અલ્લાઉદીન** ખીલજીએ ગુજરાતના છેલ્લા રાજા કરણ ઘેલાનો પરાજય કર્યા પછી, ગુજરાતમાં મુસલમાની સુબો નીમ્યો હતો અને એ પ્રમાણે, તે પછી દિલ્હીના પાદશાહો તરફથી ગુજરાતને માટે **પાટણ**માં પાદશાઈ સુબાઓ નિમાઈ આવતા હતા. ઉત્તર ગુજરાતમાં તેમ છતાં લગભગ સ્વતંત્ર જેવાં પણ થોડી ખંડણી ભરતાં કેટલાંક રજપૂત સંસ્થાનો રહેલાં હતાં. **રાણીપુર** નામના એક સંસ્થાનમાં આ સમયે કલ્યાણ વંશનો **ક્ષેમરાજ** નામે રજપૂત રાજા રાજ્ય કરતો હતો ને તેને **ઝવલબા** ઉર્ફે **સરદારબા** નામની એક અત્યંત રૂપાળી કુંવરી હતી. જે વખતે આ કુંવરી યૌવનમાં આવેલી હતી, તે વખતે એકવાર ગુજરાતનો પાદશાઈ સુબો **રહેમતખાન** મુલુકગીરીએ નીકળેલો **રાણીપુર** તરફ આવ્યો હતો. રાજાએ તેના માનપાનમાં કેટલીક ધામધુમ કરી હતી. **રાણીપુર**માં તેનો પડાવ હતો, તે દરમીઆન એકવાર રાજાના મહેલ આગળથી પસાર થતાં તેણે **સરદારબા**ને જોઈ. **સરદારબા** તેને જોતાં જ બગીચામાંથી ઉતાવળી ઉતાવળી મહેલમાં જતી રહી; તથાપિ જતાં જતાં વાયુને લીધે તેનું માથું ઉઘડી ગયું અને કાળો ભમ્મર જેવો તેનો ચોટલો જોઈ **રહેમતખાન** સુબો તેના ઉપર મોહી પડયો. **રહેમતખાને** પછી પોતાના પડાવ ઉપર જઈ **સરદારબા**ના ભાઇને પોતાની સાથે જુગટે રમાડી, તેમાં તેની બહેન **સરદારબા**ને જિતી લીધી.

સુબાએ પછી **સરદારબા**ને તેડવાને માટે સુખપાલો વગેરે, ગામમાં મોકલ્યું; પણ **ક્ષેમરાજ** વગેરે કોઈ જાણતું ન હતું, તેથી સર્વને

આશ્ચર્ય લાગ્યું. આખરે રૂપાંદેએ સઘળી વાત કહી અને પતિના કામને માટે પશ્ચાત્તાપ કરી પોતે નણંદનું અને રજપૂત નામનું રક્ષણ કરવા તૈયાર થઈ. સુબાએ વધારે લશ્કર મોકલ્યું. લડાઈ થઈ અને તેમાં આખરે સરદારબાની ભાભી રૂપાંદે વીર પુરુષને શોભે એવી રીતે લડી સામે મુખે મરણ પામી. મુળરાજકુંવરે ઇસ્લામી ધર્મ સ્વીકારી કુળને લાંચ્છન લગાડયું. રજપૂતોએ પોતાના રાજાનું નામ રાખવાને પ્રાણ આપ્યા, પણ સઉ આખરે હાર્યા અને રહેમતખાન, વૃદ્ધ રાજા રાણી તથા સરદારબાને કેદ કરવા સમર્થ થયો. હવે તેણે પાટણ તરફ પ્રયાણ કરવા માંડયું અને સરદાર કુંવરને પોતાના વૈભવ તરફ લલચાવવા માંડી.

સરદારબાએ જાણ્યું કે, બળ કરીને પાપીના પંજામાંથી છૂટાય તેમ નથી. માટે યુક્તિથી છૂટવું જોઇએ. પછી સુબાને મુલાકાત આપવાનો વિચાર કરી, તેને બોલાવી દારુની નિશામાં નાંખી પોતે તેનાં વસ્ત્ર પહેરી લઈ તંબુમાંથી નાશી ગઈ. પુરુષના વેશમાં નાશીને તે અરાવલીના ડુંગરોમાં ફરવા લાગી. છેલ્લે એક યોગીના આશ્રમમાં ભસ્મ લગાવી, તેણે વેરાગણની માફક રહેવા માંડયું. એ ઠેકાણે રહેતાં રહેતાં એકવાર શિકારે આવેલા ચંદ્રાવતીના રાજકુમાર વૈરીસિંહ સાથે તેને મુલાકાત થઈ અને જ્યારે ગદ્‌ગદ્ સ્વરે તેણે ક્ષત્રિય રાજકુંવરને પોતાનું વૃત્તાંત કહ્યું ત્યારે શૌર્યથી તેનાં રુંઆં ઉભાં થયાં. વૈરીસિંહે પાટણની ગાદી લેવાનો નિશ્ચય કર્યો. આઠ દિવસમાં સૈન્ય સાથે અંબા ભવાનીના ધામમાં પોતાની રાહ જોવાનો વાયદો કરી તે ત્યાંથી ચંદ્રાવતી તરફ ગયો.

સરદારબા યોગિનીના વેશમાં અંબા ભવાની જવાને નિકળી, પણ સુબાના તેની જ શોધમાં ફરતા સિપાઇઓને હાથ અધવચમાં પકડાઈ ગઈ. સિપાઇઓ તેને પકડી એક પિંજરામાં પૂરી પાટણ તરફ લઈ ચાલ્યા. માર્ગમાં સરદારબાને પકડવા માટે કોને ઇનામ

મળવું જોઇએ, તે સંબંધી સિપાઇઓમાં લડાઈ થઈ અને તેઓ અન્યોન્યમાં કપાઈ મુઆ. ત્યાંથી **આબુ**નાં ભાઉડાં **સરદાર**બાને જે પેટીમાં કેદ રાખેલી હતી, તે પેટી **અંબાજી** લઇ ગયાં અને ત્યાંના પૂજારીને સોંપી.

**સરદાર**બાએ બ્રાહ્મણ પૂજારીને પોતાનો એકાવળ હાર આપી હાથમાં લીધો અને તેણે તેને છૂપી રાખી. વાયદા પ્રમાણે **ચંદ્રા**વતીનો કુમાર **વૈરીસિંહ** સૈન્ય લઈ **પાટણ** ઉપર સ્વારી કરવા જતાં **અંબા** દેવીને વંદવા અને સરદારને સાથે લેવા ત્યાં આવ્યો. એઉ જણ ત્યાંથી **પાટણ** તરફ ગયાં. **સરદાર**બાના માત પિતા જો ઇસ્લામ ધર્મ કબુલ ન કરે તો, તેમને ફાંસીએ ચઢાવવાં, એવો સુબાનો હુકમ હતો. વૃદ્ધ રાજા રાણીએ ધર્મ પરિવર્તન કરતાં મરણને શ્રેય માન્યું હતું, તેથી **પાટણ**ની ભાગોળે તેમને જે દિવસે ફાંશીએ ચઢાવવાના હતા, તે જ દિવસે **સરદાર** તેના પતિ સાથે **પાટણ** ઉપર હલ્લો લઈ ગઈ. ફાંશી ફાંશીને ઠેકાણે રહી અને **વૈરિસિંહ** પોતાના વીણી કાઢેલા રજપૂત સવારો સાથે છાપો મારી મુસલમાનોને ઝાપટી કાઢ્યા. ઓચિંતા હલ્લાથી હડબડી ગયેલો સુબો તેમની સામે થતાં માર્યો ગયો અને પાટણ **વૈરિસિંહ**ના હાથમાં આવ્યું. ગુજરાતમાં સર્વત્ર જય જયકાર થઈ રહ્યો.

ફાંશીને લાકડેથી છૂટેલાં **સરદાર**બાનાં માબાપે તે પછી **વૈરિસિંહ**ને તેનું કન્યાદાન દીધું. **સરદાર**બા મનગમતો પતિ મેળવી તથા પોતાના પાતિવ્રત્ય અને એક નિષ્ઠાથી વીરપુરુષોને દુર્લભ એવું કાર્ય અને પરાક્રમ કરી સાસરે ગઈ અને ત્યાં એક રાજરાણી તરીકે લોકોમાં પ્રિય થઈ પડી. પતિ એ જ સર્વસ્વ, એમ માનનારી **સરદાર**બાથી રાજકુળ પ્રસન્ન થયું, એટલામાં ઇશ્વરે તેને સારો દહાડો દેખાડ્યો. **સરદાર**બા માતા થઈ અને તેના માનમાં વળી વિશેષ વધારો થયો. પરંતુ મુસલમાનોએ **પાટણ** પડવાથી

આ દંપતીને સુખે બેસવા દીધાં નહિ. દિલ્હી તરફ પાટણ પડ્યાના સમાચાર જતાં જ ગુજરાતને પાછું લેવા માટે ત્યાંથી મોટી સેના ખુશરુખાનના હાથ નીચે ગુજરાત ઉપર ચઢી આવી. પહેલે જ સપાટે ચંદ્રાવતીને તેણે ઘેરો ઘાલ્યો. વૈરિસિંહ આ સેનાની સામે પોતાના રજપૂતોને લઈ લડ્યો. પરંતુ ગુજરાતનો દહાડો ઘેર ન હોવાથી તે રણમાં પડ્યો અને તેનો નાનો ભાઈ માનસિંહ બાયલો હતો, તે રણમાંથી પાછો નાશી આવ્યો. માનસિંહનામાં બળ પરાક્રમ તો ન હતાં તે ન હતાં જ, પણ ઉલટું તેનામાં એક દુષ્ટ બળ ઉશ્કેરાયલું હતું અને તે સરદારબાને પોતાની કરવાનું હતું. વૈરિસિંહના મરણ સમાચાર આપતાં જ તેણે તે વાત સરદારબાને કહી, પણ તેણે તેને તિરસ્કારી કાઢી પોતાના બાળક પુત્રને સાસુને ખોળે બેસાડી રણ ચઢવાનો નિશ્ચય કર્યો. પતિનિધનથી ઉશ્કેરાયલી વાઘણ જેવી સરદારબા રણમાં પડીને જ સહગમન કરવાને તૈયાર થઈ, તેની સાથે રજપૂતોને ખરેખર વધારે શૂર છૂટયું.

રજપૂતોને લઈ સરદારબા તેમની સરદાર બની, મુસલમાનોની સામે રણે ચઢી. મોટી કતલવાળી ખુનખાર લડાઈ થઈ, પણ તેમાં તે આખરે ઘાયલ થઈ શત્રુને હાથ પકડાઈ. આ સેનાનો નાયક ખુશરુ હતો, કે જે એક હલકી પંક્તિનો મુસલમાન થયેલો મૂળે હિંદુ હતો. ખુશરૂએ ઘાયલ સરદારબાને પોતાના તંબુમાં મંગાવી તેને પોતાની સ્ત્રી થવાની લાલચ આપવા માંડી. સરદારબા લોહી વહી જવાથી નિર્બળ થઈ ગઈ હતી. તોપણ તેની આવી માગણી સાંભળતાં જ તેનું મગજ તપી ગયું અને તેણે ખુશરુને લાખો ફિટકાર આપ્યા. જ્યારે તે બોલતાં બોલતાં બીછાનામાં ઢળી પડી ત્યારે ખુશરુખાન તેની પાસે ગયો અને જેવો તે તેને અડ્યો, તેવો જ અગ્નિનો સ્પર્શ થયો હોય તેમ સરદારબાના અંગમાં

નવો આવેશ ચઢી આવ્યો. તેણે જોર અને આવેશથી બિછાનામાં બેઠાં થતાં થતાં પોતાની શિયળરક્ષિણી કટારથી ખુશરુનાં આંતરડાં પેટ બહાર ખેંચી નાંખ્યાં અને તંબુમાંથી ઉઠી ચંદ્રાવતી તરફ દોડી. તંબુમાં પગ ધરતી થોડીવારમાં જ ખુશરુ મરણ પામ્યો અને સરદારબા ચંદ્રાવતી તરફ દોડી જતાં નિઃસત્વ થઈ ધરણી ઉપર ઢળી પડી, રણમાં જ પોતાની કીર્તિને દિગંતમાં ગજાવી મરણ પામી. આવી શૂરી પૂરી અને નેક વ્રતવાળી પતિપરાયણ આર્યાઓને આપણું ક્ષાત્ર અત્યારે પણ અત્યંત આભારી છે. આ ઉપરથી હાલની આર્યાઓને ઘણું શીખવાનું છે.

---

# રાણકદેવી.

—:0:—



ધના રજપૂત રાજા શાર પાવરને ઘેર એક પુત્રીનો જન્મ થતાંને વાર રાજ જોશીએ કુંડળી કરી રાજાને કહ્યું કે, 'જો તમે પુત્રીનું મુખ જોશો તો આંધળા થશો.' શાર પાવરે આથી નિષ્ઠુર બની નાના બાળકને જંગલમાં છોડી દેવાનો હુકમ કર્યો. છાતી ફાડી નાંખે એવી રાણીની આનાકાની છતાં વજ્રના જેવા કઠિન હૃદયની ખવાસણો બાળક છોકરીને રાતોરાત જંગલમાં નાંખી આવી. જંગલમાં આખી રાત જવા છતાં કોઈ પ્રાણીએ તેનો નાશ કર્યો નહિ અને બીજે દિવસે પ્રભાતમાં માટી ખોદવા જતા હડમતીઆ નામના એક કુંભારને તે બાળક છોકરી હાથ આવી. હડમતીઆને સંતાન નહિ હોવાથી પ્રેમથી તેણે તેને ઉપાડી લીધી. સિંધમાંથી નીકળી આ વાત છૂપાવવા

કચ્છમાં આવી 'તે પોતાનું બાળક છે' એમ લોકમાં કહી તેને તે ઉછેરવા લાગ્યો. રાનમાંથી જડેલી હોવાને લીધે હડમતીઆએ તેનું નામ 'રાણક' પાડયું. જેમ જેમ તે મોટી થતી ગઈ, તેમ તેમ તેના ગુણો અને તેજસ્વિતા વધતાં ગયાં. આમ કરતાં કરતાં રાણકબા મોટી થઈ. એકવાર કચ્છના રાજા લાખાની નજર તેના ઉપર પડવાથી તેણે માગું કર્યું. ગરીબ બિચારો હડમતીઓ, રાજાને કેવી રીતે ના કહે? તેને અને તેની સ્ત્રીને તો તે પુત્રી નાતમાં પરણાવી સંસારનો ખરેખરો લ્હાવો લેવાની ઇચ્છા હતી. લાખા ફૂલાણીને ના નહિ પડાવાથી હડમતીઓ આખરે રાણક અને સરસામાન લઈ કચ્છમાંથી રતોવાઈ સોરઠ તરફ ઉતરી પડયો અને જુનાગઢની નજીક મજેવડી નામના ગામમાં જઈ રહ્યો.

મજેવડીમાં રહેતાં કેટલાંક વર્ષ વ્યતીત થયાં નહિ, એટલામાં એકવાર દ્વારિકાની યાત્રાથી ગુજરાત પાટણ તરફ પાછા ફરતા સોલંકીઓના ભાટો ત્યાં આવીને ઉતર્યા. તેમણે અચાનક રાણકને જોઈ. તેની ચંચળાઈ તથા તેના હાથ પગ ઉપરનાં ચિન્હ ઉપરથી ભાટોને લાગ્યું કે, તે કોઈ રાણી થવાને યોગ્ય કન્યા છે. તેથી હડમતીઆને મળી તેમણે પાટણના રાજા સિદ્ધરાજને માટે તેની માંગણી કરી અને ધન આપી સમજાવી દીધો. સિદ્ધરાજ પાસેથી શિરપાવ લેવાની આશાએ તે ભાટો પછી દડમજલ કુચ કરતા પાટણ આવ્યા અને સિદ્ધરાજ ભોજનશાળામાં જમવા બેઠો હતો ત્યાં તેને મળવા ગયા. રાણીઓને જોઈ જોઈ તેમણે મસ્તક હલાવ્યાં. રાજાએ જમી રહ્યા પછી મસ્તક હલાવવાનું કારણ પૂછ્યું ત્યારે દસોંદી ભાટે કહ્યું કે, 'મહારાજ! આપ ગુજરાતના ચક્રવર્તી છો, પરંતુ આપના અંતઃપુરમાં પદ્મિણી રાણી નથી, તેથી અમે મસ્તક હલાવ્યાં. રાજાએ તેવી રાણી માટે શું કરવું એમ પૂછ્યું, એટલે તેમણે કહ્યું કે, 'સોરઠ દેશમાં એક કન્યા

છે.' રાજાએ આતુરતાથી તેનો હેવાલ જાણવાની ઇચ્છા બતાવતાં દસોંદીએ પોતાની ભાટાઇને યોગ્ય ભાષામાં કહ્યું કે—

"યાત્રા કરતા ફરતા ફરતા, પોંચ્યા સોરઠ દેશ,
મજેવડી એક ગામ નાનું, સુંદર તોય વિશેષ.
હડમતીઆ કુંભાર કેરી, પુત્રી બાળે વેશ,
કુંમ કુંમ પગલાં ચાલે પડે છે, અંગે મ્હેકે છે બરાશ.
ચતુરાને નથી ચૌદ થયેલાં, ફૂલ ખીલે છે હજીએ."

સિદ્ધરાજે શિરપાવ આપી દસોંદીને ફરીને મજેવડી મોકલ્યો અને મોટે પગારે તેણે ત્યાં જઇ રાણકને રાજરીતિ નીતિ શીખવવા એક ઉત્તમ શિક્ષક રાખી આપ્યો. 'રાણકી રાણી થશે" એવા મનોરથથી હડમતીઓ રાત્રિ દિવસ આનંદમાં રહેવા લાગ્યો. પરંતુ એટલામાં તો કોઇ બીજા ભાટે જુનાગઢના રાજા રાખેંગારને જઇને કહ્યું કે 'તમારા મુલકનું કન્યારત્ન સિદ્ધરાજ લઇ જાય તો સોરઠનું નાક જાય.' રાખેંગારને આથી મમત્વ ઉત્પન્ન થયું ને કામદારો મોકલી રાણકદેવીને અને હડમતીઆને જુનાગઢ તેડાવી શુભ દિવસ જોવરાવી ઝટપટ લગ્ન કરી નાંખ્યાં. રાખેંગાર રાણકદેવીને પરણીને મહેલમાં દાખલ થતો હતો, તેવામાં પહેલે પગથીએ ચઢતાં જ રાણકદેવીના પગમાં ઠેસ વાગી ને અંગુઠામાંથી લોહી નીકળ્યું. આ માનશુકન ઉપર ભાટોએ કહેલું છે કે:—

(દુહો) પરથમ પોળે પેસતાં, થયો ઠપકો ને થઇ ઠેસ.
રંડાપો રાણકદેવને, કે સુનો સોરઠ દેશ.

રાણકદેવી રાણી થઇ, હડમતીઓ ખુશ થયો અને રાખેંગાર તેનાં રૂપ, ગુણ અને શીલથી પ્રસન્ન થયો. આણી તરફ સિદ્ધરાજને રાખેંગાર ઉપર મોટો ક્રોધ ઉત્પન્ન થયો. તેણે મોટું સૈન્ય લઇ સોરઠ ઉપર સ્વારી કરી. રાખેંગાર ગિરનાર ઉપરના કિલ્લામાં ગયો અને સૈનિકોએ સિદ્ધરાજના ઘેરાને જવાબ આપવા માંડયા.

ઘેરો ઘણો વખત લંબાયો. તે દરમીઆન રાણુકદેવીને બે કુંવરો પણ થયા. એકવાર રાણુકદેવીએ છજામાં જઇને જોયું અને સિદ્ધરાજની છાવણી જોઇ ત્યારે કહ્યું કે:—

(સોરઠ) અમારા ગઢ હેઠ, કેણે તંબુ તાંણીઆ;
સઘરો મોટો શેઠ, બીજા વર્તવું વાણીઆ.

ગુજરાતની છાવણીમાંથી આનો એવો ઉત્તર મળ્યો કે:-

વાણીઆના વેપાર, મતે દાંડ જાણજે;
મારી રાખેંગાર, ઉતારશું રાણુકદેવને.

ઘેરો ચાલુ રહેતાં આખરે રાખેંગારનો ભાણેજ ફુટવાથી રાણાના લસ્કરમાં ભેળ પડી અને સિદ્ધરાજ જિત્યો. આ જિતનું ચારણ લોકો વર્ણન આ પ્રમાણે કરે છેઃ-

(દુહા) ઝાંપા ભાગ્યો ભેળ પડી, ભાંગ્યો ગઢ ગરનાર,
દુદો હમીર મારીઓ, સોરઠનો શણગાર.

સિદ્ધરાજ જુનાગઢ જોઈ કિલ્લામાં ગયો અને રાણુકદેવીના અંતઃપુરમાં પેઠો. તેના પાંચ વર્ષના છોકરાને પ્રથમ મારી નાંખ્યો. તે જોઈ માણેરો નામનો અગીયાર વર્ષનો છોકરો રાણુકદેવીની પાછળ રડીને રક્ષણ માટે આવતો રહ્યો. શૂરી ક્ષત્રિયાણીએ તેને પોતાની પાછળ સંતાતો જોઈ સિદ્ધરાજના સાંભળતાં કહ્યું કે:-

(સોરઠ) માણેરા મત રોય, ન કર આંખો રાતીઓ,
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારીએ.

સિદ્ધરાજે તે છોકરાને માર્યો નહિ અને રાણુકદેવી તથા અંતઃપુરનાં કેદીઓને ડેરે લઈ આવવાનો પોતાનાં માણસોને હુકમ કર્યો. પછી રોતી અને કકળતી વિધવા થયેલી દુઃખી રાણુકદેવીને લઈ જ્યારે સિદ્ધરાજનાં માણસો ગિરિનાર ઉતરવા લાગ્યાં ત્યારે રાણકદેવીએ

દરેક વસ્તુને જોઈ જોઈ અત્યંત શોક કર્યો. ચારણ કવિઓ આ હૃદય-દ્રાવક પ્રસંગને વર્ણવતાં કહે છે કે, ગિરનાર ઉતરતાં મોરને બોલતો સાંભળી રાણકદેવીએ કહ્યું કેઃ—

કાંઉં કેં ગરછ મોર, ગોખે ગરવાને ચઢી;
કાપી કાળજ કોર, પિંજર દાઝયો પાણીએ.

ઉતરતાં ઉતરતાં દામોદર કુંડ આવ્યો ત્યારે વળી તે બોલી કેઃ-

ઉતર્યા ગઢ ગરનાર, તનડું આવ્યું તલાટીએ;
વળતાં બીજી વાર, દામો કુંડ નથી દેખવો.

વળી ખડ ચંપાને જોઈ તે બોલી કે—

ચંપા તું કાં મોરીઓ, થડ મેલું અંગાર;
મો'રઈ કવિઓ માણતો, મરીઓ રાખેંગાર.

છેલ્લે છાવણી તરફ જતાં ગિરનારને જોઈ તે બોલી કેઃ-

ગોઝારા ગરનાર, વલામણ વેરીને કીઓ;
મરતાં રાખેંગાર, ખરેડી ખાંગો નવ થયો.

કહે છે કે ગિરનાર આથી પડવા માંડ્યો, એટલે વળી પતિનું યશોગાન કરતી તે બોલી કેઃ-

મ પડ મારાધાર, ચોસલાં કોણ ચઢાવશે;
ગયા ચઢાવણહાર, જીતા જાતર આવશે.

સોરઠથી રાણકદેવીને લઈ સિદ્ધરાજે ગુજરાત તરફ પ્રયાણ કર્યું. ગુજરાતને એ કાળે 'પાટણ દેશ' એમ કરીને પણ કહેતા હતા. સિદ્ધરાજે રાણકદેવીની પાસે રાખેલી દાસીઓ નિત્ય તેનું મન મનાવવાનો યત્ન કરતી હતી. તે જ્યારે સોરઠ મૂકીને તેઓ ગુજ-

**રાતમાં** દાખલ થવા માંડયાં ત્યારે **રાણકદેવીને ગુજરાત** ઉપર મોહ ઉપજાવવાને માર્ગમાં આવતી સારી સારી જગ્યાઓ બતાવવા લાગી. તે જોઈ **રાણકદેવીએ** તેમને કહ્યું કેઃ—

બાળુ **પાટણ**દેશ, પાણી વિના પૂરા મરે;
સરવો **સોરઠ** દેશ, સાવજડાં સેજળ પીએ.
બાળુ **પાટણ** દેશ, જીસે પટોળાં નીપજે;
સરવો **સોરઠ** દેશ, લાખેણી મળે લોબડી.

માર્ગે જતાં એક જણીએ પૂછયું કે, તમારા સ્વામી કયાં છે? ત્યારે તેણે **રાખેંગાર**ના શબને યાદ કરી કહ્યું કેઃ—

વાયે ફરકે મુચ્છડી, રયણ ભુકે દંત;
જુઓ પટોળાંવાળીઓ, લોબડીવાળાનો કંથ.

તમારા સ્વામી મરી ગયા તો તમે રડતાં કેમ નથી અને આવાં બેબાકળાં કેમ લાગો છો? ત્યારે **રાણકદેવીએ** કહ્યું કેઃ—

પાંપણને પડતે કા' તો કુવા ભરાવીએ;
માણેરો મરતાં, શરીરથી સરણાં વહે.

**સિદ્ધરાજે રાણકદેવીને** સમજાવવા અને શોક છોડવવા ઘણાએ પ્રયત્ન કર્યા, પણ તે સતી પોતાના વ્રતમાં જરા પણ ચળી નહિ. જ્યારે કોઈ પણ વાતે તેનું મન પ્રસન્ન થયું જ નહિ, ત્યારે **સિદ્ધરાજે** પોતે એકવાર તેને પૂછયું કે 'તમારે **પાટણ** નથી આવવું તો કયાં જવું છે?'

**રાણકદેવીએ** આડે મુખે જ ઉત્તર આપ્યો કે; 'અહીં **સોરઠ**ની સીમા પૂરી થાય છે, માટે મને રહેવા દો. મારે મારા સ્વામીની પાછળ સતી થવું છે. માટે પરદેશમાં ન લઈ જાઓ. **સિદ્ધરાજે** પછી **વઢવાણ** આગળ **ભોગાવા** ઉપર **ચંદનની** ચિતા ખડકાવી

અને રાણકદેવીને કહ્યું કે 'જો તમે સતી હો તો આ ચિતા અટકાવી તમારા સત્યથી સળગાવી ખુશીથી બળી મરો.' રાણકદેવી જેવી સતીને આથી બીજું શું જોઇએ? તુરત જ હાથમાંથી કંકુ વેરતી અને કુમકુમને પગલે ચાલતી ભોગાવા ઉપર ખડકેલી ચિતા ઉપર જઇ બેઠી અને સૂર્યનારાયણને પ્રણામ કરી બોલી કે:-

વારુ શે'ર વઢવાણ, ભાગોળે ભોગવો વહે;
ભોગવતો રાખેંગાર, ભોગવ ભોગાવા ધણી.

કહે છે કે આ પ્રમાણે બોલી સૂર્યને નમસ્કાર કર્યા કે, તુરત ઉનો વાયુ વહાયો કે, જેને લીધે ચિતા એકદમ સળગી ઉઠી.

વા'યો વાય સવાય, વાએ વેળુ પરજળે;
ઉભા ત્યાં સિદ્ધરાજ, સત જોતો સોરઠાણીનું.

જે વેળાએ ચિતા બળવા માંડી, તે વેળાએ સિદ્ધરાજે પોતાની પામરી તેની ઉપર નાંખી, પરંતુ ભાટો અને ચારણો સતીના સત્યની સ્તુતિ કરતાં કહે છે કે, રાણકદેવી અને ચિતા બળીને ભસ્મ થઇ ગયાં; પરંતુ સિદ્ધરાજની અર્થાત પરપુરુષની પેલી પામરી બળી નહિ!!

---

# ગાંધારી.

—:o:—



પોતાના સો પુત્રોનું મરણ સાંભળીને ગાંધારીને અત્યંત ખેદ થયો હતો. પુત્રવાત્સલ્યથી માતાને ખેદ થાય, એ સ્વાભાવિક છે અને તે ખેદને અંતે ગાંધારીના શરીરમાં રોમેરોમ ક્રોધ વ્યાપી ગયો અને તેથી તે પોતાના પુત્રને

મારનારા **પાંડવો**ને શાપ દેવાને તૈયાર થયાં. આ વાતની વેદ **વ્યાસને** ખબર પડી, તેથી તે **ગાંધારી**ની પાસે ગયા ને તેને ઉપદેશ આપીને તેના ક્રોધને શાંત કર્યો અને કહ્યું કે એ રાજરાણી **ગાંધારી**! તમે પુત્રનો શોક કરો મા, તમારો પુત્ર યુદ્ધમાં લઢવાને જતો હતો ત્યારે નિત્ય તમને પ્રણામ કરીને તમારી આજ્ઞા માગીને કહેતો હતો કે, માજી! મારો યુદ્ધમાં વિજય થાય, તેવો તમે મને આશીર્વાદ આપો. તે સમયે તમે તેને વારંવાર કહેતાં હતાં કે, પુત્ર! यतो धर्मस्ततोजयः જ્યાં ધર્મ છે ત્યાં જ વિજય થાય છે. **પાંડવો** ધર્મનિષ્ઠ છે, સત્યવાદી છે તેથી તેનો વિજય થયો છે. માટે તમારે **પાંડવો**ને શાપ આપીને તમારાં વચનને મિથ્યા કરવાં યોગ્ય નથી. તમે પતિવ્રતા છો, ક્ષમાશીલ છો, ધર્મને જાણનારાં છો, માટે અધર્મનો ત્યાગ કરો. 'જ્યાં ધર્મ છે ત્યાં વિજય છે.' **ગાંધારી**એ પોતાનાં સંતપ્ત મનને શાંત કરીને કહ્યું કે; હે **ભ**ગવન્! હું **પાંડવો**નો નાશ થાય, એમ કદી પણ ઇચ્છતી નથી. પરંતુ પુત્રોના મરણથી મારું મન વિહ્વળ થઈ ગયું છે. જેમ **કુંતી** **પાંડવો**ની રક્ષા કરે, તેમ જ મારે પણ **પાંડવો**ની રક્ષા કરવી જોઇએ! કેટલું બધું ઉદાર હૃદય! કેવો વાત્સલ્ય ભાવ! મારી પેઠે મારાપતિ **ધૃ**તરાષ્ટ્રે પણ **પાંડવો**ની રક્ષા કરવી જોઇએ. **કૌરવો**નો નાશ થવામાં દુષ્ટ કર્ણ, **શ**કુનિ, **દુ**ર્યોધન વગેરે કારણ છે, તે હું સારી પેઠે જાણું છું.

મારા મનમાં ખેદ માત્ર એટલોજ છે કે, દુર્યોધનની સામે ગદા યુદ્ધ કરતી વખતે **ભીમે** દુર્યોધનના સાથળમાં ગદા મારીને એક યોધાને નહિ છાજતું હલકું વર્તન કર્યું હતું. તે જ મારા મનમાં સાલ્યા કરે છે. શૂરવીર પુરુષો પોતાના પ્રાણના બચાવની ખાતર યુદ્ધ સમયે શું પોતાના ધર્મનો ત્યાગ કરે છે?

આ પ્રમાણે વાતચિત કરીને **ગાંધારી** કુરુ ક્ષેત્રમાં રણભૂમિઉપર જ્યાં પોતાના પુત્રો મરણ પામીને પડ્યા હતા ત્યાં ગયાં. એ સમયે

કૌરવ રાજાની રાણીઓ તથા બીજી રાજરાણીઓ પોતાના પતિનાં છેલ્લાં દર્શન કરવા માટે રણભૂમિઉપર એકઠી થઈ હતી અને તેઓના કરુણાવિલાપથી આખી રણભૂમિ ગાજી રહી હતી.

ગાંધારી, સ્ત્રીઓના રડારોળથી ગાજી રહેલાં રણક્ષેત્રમાં દાખલ થયાં અને પછી શ્રીકૃષ્ણને પોતાની પાસે બોલાવીને કહેવા લાગ્યાં કે:-ઓ માધવ ! આ છૂટા કેશ મૂકીને ટીટોડીની પેઠે રડારોળ કરી રહેલી મારી આ વહુવારુઓના તરફ તમે દૃષ્ટિ કરો ! મારાથી આ દુઃખ દેખી શકાતું નથી ! આમ કહેતાં કહેતાં ગાંધારી જરા આગળ આવી અને દુર્યોધનનું શબ જોયું કે, તે મૂર્છિત થઈ કાપેલી કેળની પેઠે પૃથ્વીઉપર પડી ગઈ. થોડી વાર પછી ભાન આવ્યું કે, વળી ઉઠીને ઉભી થઈ; અને આક્રંદ કરતી બોલી ઉઠી કે; અરેરે! મારો જે દીકરો સુવર્ણના પલંગ ઉપર મખમલની તળાઇમાં સુતો હતો, તે આજે કુરુક્ષેત્રમાં ધરતી ઉપર પડ્યો છે. અરેરે મારાથી આ જોવાતું નથી રે ! આમ કેટલોક કલ્પાંત કર્યા પછી ગાંધારીએ શ્રીકૃષ્ણને કહ્યું, તમે કૌરવ પાંડવો વચ્ચે જો કે કલહ શાંત કરવાને સમર્થ હતા, છતાં તમે તેને શાંત ન પાડતાં બંને વચ્ચે વિગ્રહ થવા દીધો; ને કૌરવોના તરફ બે દરકાર રહ્યા તેથી જેમ અમારા કુળનો સંહાર થવા દીધો છે, તેમજ તમારા કુળનો પણ સંહાર તમારા નજર આગળ જ થશે. આજથી છત્રીસમે વર્ષે તમારા સર્વ કુળનો સંહાર થશે.

શ્રીકૃષ્ણ મંદ મંદ હસતા બોલ્યા કે; ઓ પતિવ્રતા ! તમારા શ્રાપને હું સ્વીકારી લઉં છું. જે કામ મારે કરવાનું હતું, તે તમે શાપ આપીને કર્યું છે. ઓ પતિવ્રતા ! ઉઠો, ઉભાં થાવ, શોક તજી દો, તમે જ ઇર્ષામૂઢ, ક્રૂર અને અધર્મી દુર્યોધનને માન આપતાં હતાં, તેથી આજે કૌરવોનો નાશ થયો છે. તમે તમારો પોતાનો અપરાધ બીજાના ઉપર ઢોળી પાડવો, એ તમને ઘટે નહિ. સૌ

પોતાનાં કર્મનાં ફળ ભોગવે છે. આટલું કહીને શ્રીકૃષ્ણ વિદાય થયા ને ગાંધારી પણ પોતાના પુત્રોના શબની વ્યવસ્થા કરીને પોતાનાં કર્મને માટે ખેદ કરતાં છાવણી તરફ ગયાં.

---

# શુચિસ્મિતા.




ચિસ્મિતા મહાત્મા કરુણમુનિનાં પત્ની હતાં. તેમણે પોતાના પતિવ્રતના પ્રભાવથી મરેલા કરુણમુનિને જીવતા કર્યા હતા. ધનંજય નામના બ્રાહ્મણને સો પત્નીઓ હતી. આ સોમાંથી શાભાકા નામની સ્ત્રીથી કરુણમુનિ થયા હતા. એમના પિતાએ બીજા ભાઇઓની સાથે એને પણ સરખી મિલકત આપી હતી. પરંતુ બીજા ભાઇઓ એનો અત્યંત દ્વેષ કરતા હતા. એક વખતે ભવનાશિકા નદીપર આવેલા નૃસિંહ દેવનાં દર્શન કરવા તેઓ જતા હતા, તેવામાં રસ્તામાં કોઈ એક બ્રાહ્મણ હાથમાં કંઇક ફળ લઇને જતો હતો. કરુણમુનિએ વગર પૂછયે તે ફળ સુંઘ્યું. આથી તે બ્રાહ્મણે ગુસ્સે થઈ તેને શાપ આપ્યો કે, મધમાખીના જેવું આચરણ કરેલું હોવાથી તું સો વર્ષ સુધી મધમાખી થઇને જીવીશ. પણ ત્યાર પછી તારી સ્ત્રીના પાતિવ્રત્યના પ્રભાવથી દધીચમુનિ તારો શાપમાંથી છૂટકારો કરશે. કરુણે પોતાની સ્ત્રીને આવી કહ્યું "હું સો વર્ષ સુધી મધમાખ થઈ રહીશ; માટે તું મારું પાલન કરજે." શુચિસ્મિતાએ કહ્યું; પતિ ગમે તે અવસ્થામાં હોય, પણ પત્નીએ તેની દેવતાની સમાન પૂજા

કરવી જોઇએ. થોડીવારમાં કરુણમુનિ મધમાખ થઈ ગયા તથા આમ તેમ ઉડવા લાગ્યા. તેમની સ્ત્રી પોતાના જીવની માફક તેનું પાલન કરવા લાગી. તેમના ભાઇઓને આ વાતની ખબર પડવાથી તેઓ ઘણા ખુશી થઈ ગયા તથા એકવાર લાગ સાધી તેને તેલમાં નાંખી દીધા. તેલમાં નાંખી દેવાથી મધમાખે પોતાના દેહનો ત્યાગ કર્યો. આ સમયે તેની સ્ત્રી શુચિસ્મિતા અત્યંત આક્રંદ કરવા લાગી. તે કહેવા લાગી; હે પતિ ! મને આપ સિવાય અન્ય કોઇનો આધાર નથી. સ્ત્રીઓને સર્વ આધારરૂપ પતિ જ છે. હે વિધાતા ! પ્રથમ તું મને મારી પછી મારા પતિને લઈ જા. એટલા સમયમાં ત્યાં આગળ અરુંધતી આવી પહોંચ્યાં અને બોલ્યાં; તું હવનની ભસ્મ લઈ આવ. હું તારા સ્વામીને જીવતો કરીશ. અરુંધતીએ મૃત્યંજયના મંત્રવડે ભસ્મને પવિત્ર કરી તે માખીના શરીરપર નાંખી. અરુંધતીના સતીત્વને લીધે કરુણમુનિ જોતજોતામાં જીવતા થઈ ગયા. શુચિસ્મિતા ફરી પતિને પ્રાપ્ત કરી તેની સેવા કરવા લાગી. કરુણમુનિના સંબંધીઓએ જ્યારે મુનિને સો વર્ષ થયાં, તે વખતે તેને ફરી મારી નાંખ્યો. શુચિસ્મિતા આ મૃત મક્ષિકાને લઈ દધીચ મુનિ પાસે લઈ ગઈ. દધીચે કહ્યું; હે સતી ! તું રડ મા. ભસ્મને લીધે તારો સ્વામી જીવતો થઈ મનુષ્યદેહ પામશે. હું તારા પતિને ભસ્મવડે જીવતો કરીશ. ત્યાર પછી મંત્રેલી ભસ્મવડે કરુણમુનિને જીવતા કર્યા. પછી સ્વામીના શાપનો અંત આવતાં શુચિસ્મિતાના આનંદનો પાર રહ્યો નહિ. તેણે દધીચમુનિની અત્યંત આગતા સ્વાગતા કરી તથા શુચિસ્મિતાએ પોતાનું જીવન મહાદેવની ભક્તિમાં તથા પતિભક્તિમાં ગાળ્યું.

---

# સુનીતિ.

—:o:—


ત્તાનપાદ રાજાને બે પત્નીઓ હતી. એકનું નામ સુનીતિ તથા બીજીનું નામ સુરુચિ હતું. સુરુચિના મનમાં એક વેળા એમ આવ્યું કે, રાજા મારા કરતાં સુનીતિને વધારે ચાહે છે. આથી તે પોતાના ઓરડામાં ભરાઇને રડવા લાગી. કોઈ પણ તેને છાની રાખે તો પણ રહે નહિ. થોડીવાર પછી રાજા ત્યાં આવ્યો તથા સુરુચિને પૂછયું કે, તું શું કરવા આમ રુદન કરે છે? તો પણ તેણીએ કાંઈ પ્રત્યુત્તર આપ્યો નહિ. રાજાએ આખરે થાકીને કહ્યું કે, મારું શરીર ભૂખ તથા તરસને લીધે બહુ પીડાય છે. પ્રથમ મને ખાવાનું આપ. પછી તારે રીસાવું હોય તો રીસાજે. એટલે સુરુચિ ઉઠી તથા દાસીને હુકમ કરી ખાવાનું મંગાવ્યું. રાજા જમી રહ્યા પછી સુરુચિ તેને પંખો નાંખવા બેઠી. આ સમયે રાજાએ પૂછ્યું કે, તને શું દુઃખ છે, તે મને કહે. રાણીએ કહ્યું કે, હું આપના ઘરમાં એક દાસીના સરખી છું. ખરું સુખ તો સુનીતિ ભોગવે છે. જો મને પત્નીને યોગ્ય સ્થાન આપવું ન હતું તો પરણ્યા શા માટે? વળી આ યમુના નદીના કીનારા ઉપરનો ભાગ આપે કોને રહેવા આપ્યો છે? રાજાએ કહ્યું; તે ભાગ તો તું પરણી, તે પહેલાંથી રાણી સુનીતિ વાપરે છે. તું કહેતી હોય તો તારે માટે એના કરતાં પણ એક સારો મહેલ બંધાવી આપું. સુરુચિએ કહ્યું; આપના ભંડારમાં જે મુક્તાહાર હતો, તે આપે કોને આપ્યો? રાજાએ કહ્યું; તે હાર મારા પૂર્વજોને, દેવોને સંતુષ્ટ કરવાથી ભેટ તરીકે મળ્યો હતો. મારો વિવાહ થયા પછી એ હાર પિતાજીએ સુનીતિને ખોળે મૂકયો હતો. બીજો એવો હાર તને બનાવી આપવા માટે મેં ઘણો પ્રયાસ

કર્યો, પણ એવી જાતનાં મોતી મળી શકતાં નથી. પાછું સુરુચિ બોલી; અગ્નિહોત્રાદિ કાર્ય કરવા આપ સુનીતિને સાથે લઈ બેસો છો, તો શું હું આપની સહધર્મચારિણી નથી? રાજાએ કહ્યું; તારી ઉમર હજી કોમળ છે, તેથી તારાથી વ્રતોપવાસ થઈ શકે નહિ. તેમજ લોકાચાર પ્રમાણે જે રાજાને અનેક રાણીઓ હોય તો તેમાંથી જે મોટી હોય, તે જ એવાં કાર્ય કરવા બેસી શકે. સુરુચિએ ત્યાંથી ઉઠી ચાલવા માંડયું, એટલે રાજાએ તેનો હાથ ઝાલી પાછી બેસાડી તથા કહ્યું; હું હમણાં સુનીતિને પાછી બોલાવી મંગાવું છું. તું શા માટે ઓછું આણે છે? હું હમણાં સુનીતિને અહીં બોલાવી મગાવું છું. તે તારું દુઃખ ગમે તેમ કરીને પણ ઓછું કરશે. એમ કહી રાજાએ સુનીતિને ત્યાં બોલાવી મંગાવી. સુનીતિએ ત્યાં આવતાંની વારમાં સુરુચિને પૂછયું કે કેમ બેન! આજે રોઇને તેં કેમ આંખો સુજાડી દીધી છે? કંઈ તારા પિઅરમાંથી કંઇ માઠા સમાચાર તો નથી આવ્યા ને? સુરુચિ કાંઈ ઉત્તર આપે, તે પહેલાં રાજા ઉત્તાનપાદ બોલી ઉઠયા કે, સુરુચિ એમ માને છે કે, મારા કરતાં રાજા સુનીતિને વધારે ચાહે છે. વળી જે હાર તને આપવામાં આવ્યો છે, તે હાર એને જોઇએ છે. સુનીતિએ તુરત જ પોતાના ગળામાંથી હાર કહાડીને સુરુચિના ગળામાં પહેરાવી દીધો. સુરૂચિએ હાર ફેંકી દીધો તથા કહ્યું કે હું કાંઈ ભીખારણ નથી કે તારું આપેલું લઈશ. મારો જે જે વસ્તુ-પર હક છે, તે હું પોતે લઈશ. સુનીતિઃ—તારો જેનાપર હકક છે, તે તને મળશે એટલું જ નહિ પણ મારી પોતાની હકવાળી વસ્તુઓ પણ હું તને આપી દેવા તૈયાર છું. વળી મને જેટલો રાજાની સેવાનો અધિકાર છે તેટલોજ તને છે. તું એકલી જ એમની સેવા કર તથા તમને બેને સુખી જોઈ હું સુખી થઇશ. સુરુચિઃ–મહા-રાજ! અમે બન્નેને એકવેળા મુનિએ આશીર્વાદ આપ્યો હતો કે, તમો પુત્રવાન્ થશો. વળી જો સુનીતિને પુત્ર થશે તો મારા પુત્ર

કરતાં તેનો પુત્ર ગાદી માટે વધારે હકદાર થશે. આથી મારો પુત્ર ગાદીપર બેસી શકશે નહિ. **સુનીતિઃ**–તારે તેને માટે ફિકર કરવી નહિ. હું મારા પુત્રને આ ક્ષણિક રાજ્ય ભોગવવાનો ઉપદેશ નહી આપું. પણ જેથી અનંત સુખની પ્રાપ્તિ થાય, એવું સામ્રાજ્ય મેળવવાનો ઉપદેશ આપીશ. વળી તેણે વધારામાં કહ્યું કે, મારે રાજ્ય ધન વૈભવાદિ કંઈ જોઈતાં નથી. હું સવાર સાંજ પતિના પદની પૂજા કરું, એ જ મારી પ્રાર્થના છે. **સુરુચિઃ**–તે પણ હવે નહિ મળે. જેમ ઝાડને નવું પાંદડું ફૂટતાં પહેલાં જૂના પાંદડાને પોતાના સ્થાનનો ત્યાગ કરવો પડે છે, તેમ તારે તારા સ્થાનનો ત્યાગ કરવો પડશે. **સુનીતિએ** રાજા તરફ જોઈ કહ્યું કે, આપની શી આજ્ઞા છે? રાજાથી કાંઇ ઉત્તર આપી શકાયો નહી, એટલે રાણી **સુનીતિએ** રાજાનો સર્વ ભાવ સમજી જઇ ત્યાંથી ઉઠી ચાલવા માંડયું. **યમુના** કાંઠાપર જ્યાં **અત્રિ** ઋષિનો આશ્રમ હતો, ત્યાં તેણે ચાલવા માંડયું. ત્યાં જઈ ઋષિની સમીપ એક ઝુપડીમાં તેણે રહેવા માંડયું. મહર્ષિ **અત્રિની** તે સેવા કરતી હતી તથા ત્યાં રહેતી હતી. કેવળ **અત્રિ** મુનિને જ માલુમ હતું કે, આ રાણી છે. ત્યાં એનું નામ **આશ્રમલક્ષ્મી** પડયું હતું તથા સર્વે જણા એને એ જ નામથી ઓળખતા હતા. એક સમય મહર્ષિ **અત્રિઋષિ** **આશ્રમલક્ષ્મીને** પૂછવા લાગ્યા; હે **આશ્રમલક્ષ્મી**! આ આશ્રમમાં આવ્યા પછી એકવાર પણ મેં તારું મુખ હાસ્ય-યુક્ત જોયું નહિં, તેનું શું કારણ? **આશ્રમલક્ષ્મીઃ**—રુદન કર્યા વગર મારા પાપનું પ્રાયશ્ચિત્ત થશે નહિ. વળી હું જો નિષ્પાપ હોઉં તો મારે શા સારૂ આટલું દુઃખ ભોગવવું પડે? **મહર્ષિ** કહેઃ– સંકટ ભોગવવામાં પરમાત્માનો કાંઇક હેતુ સમાયલો છે. જોકે સૂર્યનારાયણ પોતાનાં પ્રખર કિરણોવડે પૃથ્વીને બાળે છે, તે પૃથ્વીને ફળદ્રૂપ કરવા માટે છે, તેમ ભગવાન્ આપણને દુઃખ આપે છે, તે દેહને સજા તરીકે આપતા નથી, પણ આપણી મારફત

કાંઇ મહાન્ પરમ શ્રેયવાળું કાર્ય કરવા માટે આપણને દુઃખ આપે છે. વળી તારા ગર્ભમાં એક એવો પુત્ર જન્મશે કે, તે આખી પૃથ્વીમાં ભક્ત ચૂડામણિ તરીકે પ્રખ્યાત થશે. **આશ્રમલક્ષ્મી** કહે:– આપનું વચન જોકે મિથ્યા થાય એમ નથી, છતાં હું ક્યાં ને મારા પ્રભુ ક્યાં? હું શું મારાં પ્રભુનાં દર્શન ફરી કરી કરીશ? મહર્ષિ આ પ્રમાણેની વાતચિત કરી રહ્યા પછી પોતાના સ્થાનપ્રતિ ગયા. તેજ રાત્રિના વાયુ પ્રબળ વેગે વાવા લાગ્યો તથા મોટાં મોટાં વૃક્ષો ઉખડી પૃથ્વીપર પડવા લાગ્યાં. આ સમયે **આશ્રમલક્ષ્મી** બારણાં બંધ કરી એકલી પોતાની પર્ણકુટીમાં બેઠી હતી. એટલામાં કોઇએ આવી તેનું બારણું ઠોકયું તથા કહ્યું; ઘરમાં કોણ છે? કમાડ ઉઘાડો તથા મને બચાવો. **આશ્રમલક્ષ્મીએ** બારણાં ઉઘાડયાં. તે આવનાર મનુષ્યપર દૃષ્ટિ પડતાં **આશ્રમલક્ષ્મી** ચમકી તથા બોલી; કોણ, મહારાજ! વધારે તે બોલવા જતી હતી, એટલામાં પતિ તથા પત્ની બેઉ જણાં મૂર્છિત થઇ પૃથ્વીપર પડયાં. આ આવનાર પુરુષ તે ઉત્તાનપાદ હતો. ત્યાર પછી રાજા તેને પોતાના નગરમાં લઇ ગયા તથા તેને **ધ્રુવ** નામે એક પુત્ર થયો, જે ઇશ્વરનો પરમ ભક્ત હતો. **સુનીતિને** જો કે પોતાના પતિ તરફથી **સુરુચિ** જેટલું માન ન હતું, છતાં તે પોતાની પતિભક્તિમાં જરા પણ ન્યૂનતા રાખતી ન હોતી તથા આવા મહાન્ પ્રતાપી પુત્રજન્મનું કારણ તેની પતિભક્તિ હતી.

---

## માદ્રી.

—:૦:—



**પાં**ડુ રાજાને બે પત્ની હતી. એકનું નામ **કુન્તી** તથા બીજીનું નામ **માદ્રી** હતું. એક સમય પર રાજા **પાંડુ** શિકાર કરવા ગયા. ત્યાં તેમણે મૃગ તથા મૃગલીનું જોડું જોયું. આમાં **મૃગ** બ્રાહ્મણ હતો. પણ મૃગલીને

વિશે પુત્રોત્પત્તિ કરવા માટે તેણે **મૃ**ગનું સ્વરૂપ ધારણ કર્યું હતું. રાજાએ એક બાણ તે મૃગ તરફ છોડયું. આ બાણ વાગતાંજ તે મૃગ નીચે પડયું તથા મૃગરૂપધારી તે બ્રાહ્મણ બોલ્યો કે, તેં મને આ મૈથુન સમયે મારી નાંખ્યો છે, માટે હું તુંને એટલો શાપ આપું છું કે, તું જો કોઇપણ સ્ત્રી સાથે મૈથુન કરવા જશે કે તુરત મરણ પામીશ. આથી **પાં**ડુ રાજા પોતાની સ્ત્રી સાથે સહવાસ કરવાને અશક્ત હતા. પણ કુંતીને બાલ્યાવસ્થામાં કોઈ પણ દેવતાને પોતાની સમીપ બોલાવવાનો મંત્ર આપ્યો હતો. તે મંત્રના બળથી પતિની અનુજ્ઞા લઈ કુંતીએ ધર્મદ્વારા **યુધિષ્ટિર**, **પ**વનદ્વારા **ભીમ**, તથા ઇન્દ્રદ્વારા **અ**ર્જુન એમ ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા. ત્યાર પછી કુંતીએ તેજ મંત્ર પોતાની સપત્ની **મા**દ્રીને શિખવ્યો. આ મંત્રના બળથી **અ**શ્વિનીકુમારદ્વારા **મા**દ્રીને બે પુત્રો થયા; **ન**કુળ તથા **સ**હદેવ. કેટલાક વખત પછી **પાં**ડુરાજા તપશ્ચર્યા કરવા સારુ વનમાં ગયા, ત્યારે તેમની પત્નીઓ પણ તેમની સાથે ગઈ. અહીં વસંત ઋતુ એક સમયપર પૂર બહાર ખીલી રહ્યો હતો. તેવામાં **પાં**ડુરાજા **મા**દ્રીના અટકાવવા છતાં તેનાપર કામાસક્ત થયા, પણ તેમને ઋષિનો શાપ હોવાથી તેજ સમયે રાજાનું મૃત્યુ થયું. આ સમયે કુંતી તેની સાથે બળી મરવા તત્પર થઈ. તે વખતે **મા**દ્રીએ તેને અટકાવી કહ્યું કે, મારાપર આસક્ત થવાથી રાજા મૃત્યુને વશ થયા, માટે હું એમની સાથે બળી મરીશ. કુંતીએ ઘણી ના કહી, છતાં **મા**દ્રીએ માન્યું નહિ. આખરે કુંતીએ તે બાબતની સંમતિ આપી. પછી **મા**દ્રી પોતાના બે પુત્રો **ન**કુળ તથા **સ**હદેવને કુંતીને સપૂરત કરી પોતે પોતાના પતિ સાથે બળી મુઈ. તે ઘણી જ સદ્ગુણી હતી તથા પતિપર તેને અચળ પ્રેમ હતો તથા પતિપ્રેમને લીધે પોતાના પતિ સાથે બળી મરી, તે પતિલોકને પ્રાપ્ત થઈ.

---

# શશિકળા.

—:૦:—



એ કાશીરાજ સુબાહુની કન્યા તથા અયોધ્યાપતિ સુદર્શનની પત્ની હતી. શશિકળાએ ઘણાના મુખથી સાંભળ્યું હતું કે, ભરદ્વાજ મુનિના આશ્રમમાં રહેતો સુદર્શન નામનો રાજપુત્ર, જે અયોધ્યાના મહારાજા ધ્રુવસંધિનો પુત્ર થતો હતો, તે સદ્‌ગુણી, વિદ્વાન્, શૂરવીર તથા કામદેવ સમાન સુંદર હતો. શશિકળાએ આ રાજપુત્રની સાથે પોતાની પરણવાની ઇચ્છા પોતાની માને જણાવી. રાણીએ તે વાત પોતાના ધણીને કહી. ત્યારે રાજા સુબાહુએ કહ્યું કે, એ પુત્ર જો કે કુળવાન્ છે, પણ તે રાજ્યથી ભ્રષ્ટ થયો છે તથા ભાગ્યહીન છે. વળી સુદર્શનના ઓરમાન ભાઈ શત્રુજિતનો દાદો યુધાજિત્ તેને મારવા ફરે છે, માટે સુદર્શન કરતાં તું શત્રુજિત સાથે પરણવાની ઇચ્છા રાખે તો વધારે સારું. કુંવરીએ કહ્યું "મને સ્વપ્નમાં એમનાં જ દર્શન થયાં છે તથા હું એમની સાથે જ પરણીશ. એના સિવાય બીજા સર્વે મારે પિતા સમાન છે. ત્યાર પછી કેટલેક કાળે રાજાએ સ્વયંવર બોલાવ્યો. તેમાં યુધાજિત્ તથા શત્રુજિત પણ આવ્યા હતા. શશિકળાએ ગુપ્ત રીતે એક બ્રાહ્મણને ભરદ્વાજના આશ્રમ પ્રતિ સુદર્શનને સ્વયંવરમાં આવવા માટે મોકલ્યો. બ્રાહ્મણના સંદેશાથી સુદર્શન સ્વયંવરમાં આવવા માટે તૈયાર થયો. તે વખતે તેની મા મનોરમાએ કહ્યું; "હે પુત્ર ! તારે માથે ઘણા શત્રુ છે. તું જાણે છે કે તારો ઓરમાન ભાઈ તારો શત્રુ છે. માટે તું ત્યાં જવું માંડી વાળે તો સારૂં." રાજપુત્રે કહ્યું; 'મને દેવી સહાય કરશે તથા દેવીની કૃપાથી હું વિજય મેળવીશ, માટે મને જવા દે." ત્યારે મનોરમાએ કહ્યું કે, હું પણ તારી સાથે આવીશ. પછી મનોરમા તથા સુદર્શન

બેઉ સુબાહુ રાજાને ત્યાં ગયા. રાજાએ તેઓનો સારી રીતે સત્કાર કર્યો. સ્વયંવરનો સમય થયો, એટલે રાજા સુબાહુ શશિકળા પાસે આવી કહેવા લાગ્યો; બેટી, ઉઠ તથા હાથમાં વરમાળ લઇને સ્વયં-વર સભામાં ચાલ. તને પસંદ પડે, તે રાજાના ગળામાં વરમાળ પહેરાવ. અનેક દેશના રાજાઓ આ સ્વયંવરમાં આવેલા છે, તેમાંથી મરજીમાં આવે તેને તું વર.' પિતાનાં આ રીતનાં વચન સાંભળી શશિકળા બોલી; "હું રાજાઓની સમક્ષમાં નહી જાઉં. શાસ્ત્રમાં કહ્યું છે કે, સ્ત્રીએ પોતાના પતિ સિવાય અન્ય કોઇનું મુખ જોવું જોઇયે નહિ. હું રાજાઓની સભામાં જઈ વારાંગના માફક રાજાઓની તરફ તાકીને જોઈ રહેવાની નથી. પતિવ્રતા સ્ત્રીના જે ધર્મ કહ્યા છે, તેને હું અક્ષરશઃ પાળીશ. હે પિતા! જો તમે મારું સારૂં જ ચહાતા હો તો સુદર્શન સાથે જ મારું લગ્ન કરી આપો."

કન્યાનાં આ રીતનાં વચન સાંભળી રાજા સુબાહુ ઘણો મુઝાયો. પછી અત્યંત ચિંતાતુર થતો સ્વયંવરમાં ગયો તથા સર્વને હાથ જોડી નમ્રપણે કહ્યું; "હે નરેશો! મેં મારી કન્યાને ઘણું સમજાવી, છતાં તે કોઈ પ્રકારે આપની સભામાં આવવા તૈયાર થતી નથી. માટે હું તમોને એટલી પ્રાર્થના કરું છું કે, મારાથી બનતો આદરસત્કાર ગ્રહણ કરી તમે પોતાનાં રાજ્યમાં પધારો" રાજાનું આ રીતનું વચન સાંભળી કોઈ બોલ્યું નહિ. પણ યુધાજિત્ ક્રોધ કરી બોલી ઉઠ્યો "તને જો પ્રથમથી જ આ પ્રમાણેનો સંશય હતો તો બધા રાજાઓને તેં શા માટે બોલાવ્યા? વળી હું કહું છું તે સાંભળ. તું આ બધા રાજાઓને છોડી દઈ તારી પુત્રી જો સુદર્શનને પરણાવીશ તો હું સુદર્શનનો સંહાર કરી તારી કન્યાને મારા દોહિત્ર સાથે પરણાવીશ". યુધાજિતનાં આ પ્રમાણેનાં વચનથી રાજા સુબાહુ અત્યંત દુઃખી થયો. રાજા સુબાહુએ જાતે આવી શશિકળાને ઘણું સમજાવી, પણ શશિકળા નિશ્ચિન્તતાથી બોલી; "આપને હજુ સુધી મારા વ્રતની ખબર નથી. હું સુદર્શન વગર અન્ય કોઈ પુરુષને પર-

ણીશ નહિ. મનથી જ હું સુદર્શનને વરી ચૂકી છું. આપ કોઈ વાતની ચિંતા કરો નહિ. આપ મારો વિવાહ કરી સુદર્શનના હાથમાં સોંપી દ્યો. ભગવતી દેવી અમારું કલ્યાણ કરશે". રાજા સુબાહુ પછી સ્વયંવરમાં ગયો તથા સર્વે રાજાઓને કહ્યું કે, કન્યા આજે આવી શકતી નથી, પણ આવતી કાલે હું સમજાવીને લાવીશ. માટે આવતી કાલે પધારશો. પછી તેજ રાત્રીએ રાજા સુબાહુએ પોતાની કન્યાનું લગ્ન સુદર્શન સાથે કરી દીધું. આથી સર્વે રાજાઓ નિરાશ થઈ પોતપોતાના નગર પ્રતિ ચાલ્યા ગયા. પણ યુધાજિત તથા શત્રુજિત બન્ને મોટું લશ્કર લઇ રસ્તામાં ઉભા રહ્યા કે, જો આ રસ્તેથી સુદર્શન જાય તો તેને મારી નાંખી શશિકળાનું હરણ કરી જઇએ. આ વાતની રાજા સુબાહુને ખબર હતી. તેથી સુદર્શનને વિદાય કરતી વખતે પોતે પણ મોટું લશ્કર લઇ તેની સાથે ગયો. રસ્તામાં સુદર્શન તથા સુબાહુ એક બાજુએ તથા બીજી બાજુએ યુધાજિત તથા શત્રુજિત એ બેઉ પક્ષ વચ્ચે મહાન્ સંગ્રામ થયો. પણ આખરે યુધાજિત તથા શત્રુજિત ઘવાઇ રણમાં મરણ પામ્યા તથા સુદર્શનને વિજય પ્રાપ્ત થયો. સુદર્શન પોતાની મા મનોરમા, ઓરમાન મા લીલાવતી તથા પત્ની કળાવતી સાથે અયોધ્યા ગયો તથા ત્યાં સારી રીતે પ્રજાનું પાલન કરવા લાગ્યો. તેણે પોતાની ઓરમાન માને ઘણો દિલાસો આપ્યો તથા પોતાની સગી મા મનોરમાની માફક તે ગણી તેની સેવા ચાકરી કરવા લાગ્યો. શશિકળા પણ પોતાની બે સાસુની સેવા ચાકરી તથા પતિની ભક્તિ કરવા લાગી તથા પતિસાથે દેવીની પૂજા કરવામાં તથા રાજ્યકાર્ય ચલાવવામાં પ્રવૃત્ત થઈ.

---

# કલાવતી.

—:૦:—



કલાવતી કમળાના અંશરૂપ પિતૃઓની માનસી કન્યા તથા સુચન્દ્ર રાજાની પત્ની હતી. એણે પોતાના સતીત્વના પ્રભાવથી પોતાના પતિને સજીવન કર્યો હતો. રાજા સુચંદ્ર પોતાની પત્નીને સાથે લઈ એક વેળા પુષ્પભદ્રા નદી તીરે એક નિર્જન પ્રદેશમાં રહેવા લાગ્યો. ત્યાં તેઓ એક હજાર વર્ષ સુધી રહ્યાં. ઘણા સમય સુધી વિહાર કરી ચૂકયા પછી સંસારપરથી અત્યંત વિરક્ત થઈ સુચંદ્ર રાજા કલાવતી સાથે તપ કરવામાટે વિંધ્યાચળ ઉપર ગયો. ત્યાં સુચંદ્ર રાજાએ એક હજાર વર્ષ સુધી કઠોર તપ કર્યું. શ્રીકૃષ્ણનાં ચરણકમળનું ધ્યાન ધરતાં ધરતાં સુચંદ્ર એક વેળા મૂર્છિત થઈ ગયો. કલાવતીએ પોતાના પતિના શરીરપરથી મેલ વગેરે કાઢી નાંખી જોયું તો તેમાંથી પ્રાણ જતો રહ્યો છે. કલાવતીએ આવી સ્થિતિમાં પોતાના પતિને પોતાની છાતીપર લીધો તથા 'હે પ્રાણનાથ' એમ કહી શોકથી તે ઉંચે સ્વરે રડવા લાગી. આ રીતનું સતીનું રુદન સાંભળી ભગવાન્ બ્રહ્માએ આવીને સુચંદ્ર રાજાના મૃત દેહને પોતાના ખોળામાં લીધો તથા પોતાના કમંડળમાંથી થોડું પાણી લઈ રાજાના શબપર છાંટ્યું. આથી રાજા સુચન્દ્રના શરીરમાં જીવ આવ્યો. સાક્ષાત્ બ્રહ્માને પોતાની સમીપ બેઠેલા જોઇને રાજાએ તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. બ્રહ્માએ સંતુષ્ટ થઈ કહ્યું, હે સુચન્દ્ર ! તું મરજીમાં આવે, તે વરદાન માગ. રાજાએ મોક્ષ થવા સંબંધી વરદાન માગ્યું. બ્રહ્મા આ વરદાન આપવા તૈયાર થઈ ગયા. તેવામાં કલાવતીએ આર્ત સ્વરથી કહ્યું; હે બ્રહ્મન્ ! આપ જો મારા પતિને આ રીતનું વરદાન આપશો તો પછી આ અબળાની શી

ગતિ થશે ? પતિસેવા એ જ માત્ર પતિવ્રતાનું વ્રત છે. પતિસેવા ન થાય તો સ્ત્રીનાં બધાં કાર્ય નિષ્ફળ જાય. બ્રહ્માદિ નિયમો પણ પતિસેવાના સોળમા ભાગની બરાબર નથી. રમણીને પતિ કરતાં વધારે પ્યારું કંઈ હોતું નથી. ધન વૈભવ કોઈ પણ પતિ કરતાં વિશેષ હોતા નથી. પ્રાણ પણ પતિ કરતાં અધિક નથી; તો પછી સ્ત્રીઓને માટે પ્રાણેશ્વરપતિ કરતાં વધારે શ્રેષ્ઠ કોણ હોય ? જેમ વૈષ્ણવનું ચિત્ત ભગવાનમાં આસક્ત હોય છે, વેશ્યાનું મન જેમ યારમાં આસક્ત છે, તેમ સાધ્વી સ્ત્રીનું ચિત્ત રાત દિવસ એકાગ્રતાથી પતિમાં લાગેલું હોય છે. બીજા બધા શોકને તો વિસારે પાડી શકાય, પણ પતિનો વિરહ કદી વિસારે પાડી શકાય એમ નથી. સાધ્વી સ્ત્રી દરેક જન્મમાં સ્વામીની સહધર્મચારિણી તરીકે સાથે ને સાથે જ રહે છે. રાણીનાં આ રીતનાં વચનો સાંભળી બ્રહ્મા બોલ્યા: હે પુત્રી ! તું હજુ કેટલોક વખત તારા સ્વામી સાથે સ્વર્ગીય સુખ ભોગવ્યા પછી તારો ભારતમાં જન્મ થશે. એ વખતે તમે બન્ને જીવન્મુક્ત થઈ ગોલોકમાં જશો. આ રીતે કહી તથા વર વહુને વરદાન આપી બ્રહ્મા અંતર્ધ્યાન થઈ ગયા. રાજા સુચંદ્રે ગોકુળમાં વૃષભાનુને નામે તથા કાન્યકુબ્જમાં કમળાને નામે કલાવતીએ જન્મ લીધો. ત્યાર પછી વૃષભાનુ તથા કમળાનાં લગ્ન થયાં તથા તે બેઉનાથી રાધિકાને જન્મ થયો. ત્યાર પછી તેઓએ પૂર્વ જન્મનું સ્મરણ કરી આ સંસારનો ત્યાગ કરી જીવન્મુક્તિ મેળવી.

---

# ખના.

—:૦:—



ખના એ મહિરની પત્ની થતી હતી. વિક્રમાદિત્યના દરબારમાં કાલીદાસ આદિ નવ રત્નો હતાં, જેમાં વરાહ નામે એક હતો. આ વરાહને મિહિર નામે એક પુત્ર હતો. મિહિરનો જન્મ થયા પછી એના પિતાએ જોયું તો એનું આયુષ્ય કેવળ દશ જ વર્ષનું જોયું. આ ટુંકા આયુષ્યના પુત્રને ઉછેરી તેની સાથે માયા વધારવી, તેને ઠીક લાગી નહિ. આથી તે બાળકને એક માટીના ઘડામાં પૂરી તેને જળમાં ફેંકી દીધો. આ પુત્ર કોઈ એક ગરીબ મનુષ્યને મળી આવ્યો. તેણે તેનું પાલન કર્યું. વરાહની ગણત્રીમાં ભૂલ હતી. તેનું આયુષ્ય ૧૦ વર્ષનું નહતું, પણ સો વર્ષનું હતું. મિહિર મોટો થયા પછી દેશ પરદેશમાં મુસાફરી કરતો, તે લંકા દ્વીપમાં જઈ ચઢ્યો. મિહિર ત્યાં એક પંડિતને ઘરે જ્યોતિષ ભણવા લાગ્યો. ત્યાં તે પંડિતને ઘેર એક ખના નામે કન્યા પણ જ્યોતિઃશાસ્ત્રનું ભણતી હતી. આ રીતે મિહિર તથા ખના ઘણા દિવસ સૂધી રાત દિવસ સહવાસમાં આવવાથી તથા એઉની સમાન રુચિ હોવાથી મિહિર અને ખનામાં પરસ્પર પ્રેમ બંધાયો તથા અભ્યાસ થઈ રહ્યા પછી એઉનાં લગ્ન થયાં. ત્યાર પછી મિહિર ખનાને લઈ પોતાના દેશ પ્રતિ આવ્યો. તેઓ જ્યારે ગુરુની આજ્ઞા લઈ વિદાય થતાં હતાં, ત્યારે ગામને પાદરે એક ગાય પ્રસવ કરવાની તૈયારીમાં હતી. ત્યારે ગુરુએ મિહિરને પૂછ્યું કે, આ ગાયને વાછરડી કેવા રંગની આવશે? મિહિરથી તે કહેવાઈ શકાયું નહિ. ત્યારે તેના ગુરુએ કહ્યું કે, હજુ તું જ્યોતિષ વિદ્યા પૂરી શીખ્યો નથી. માટે આ પુસ્તકો તારી પાસે રાખી તારો અભ્યાસ પૂરો કરજે.

મિહિરે ગુરુના હાથમાંથી પુસ્તકો લઈ લીધાં. પણ તેનો વિચાર એ આવ્યો કે, આટલા દિવસ પરિશ્રમ કરવા છતાં જ્યોતિષ વિદ્યા આવડી નહિ, તો આ સાધારણ પોથાંથી શું આવડવાનું છે? આમ ધારી તેણે તે પુસ્તકો નદીમાં ફેંકી દીધાં. ખનાએ આ જોયું ત્યારે તેણે પૂછ્યું કે આ તેં શું કર્યું? આ વખતે નદીના ઓટથી તે પુસ્તકો ઘણે દૂર ચાલી ગયાં હતાં. મિહિરના પિતા પાસે ઘણા લોકો જોશ જોવડાવવા આવતા, પણ વરાહ જ્યોતિષમાં ઘણો હોશિયાર ન હોવાથી કેટલીકવાર તેનાથી ખોટી ગણત્રી થઈ જતી તે સમયે ખના અંદર બેઠી બેઠી સસરાની ભૂલ સુધારી આપતી. આથી વરાહને ઘણીવાર શરમ ભરેલું લાગતું. એકવેળા આકાશમાં બધા મળીને કેટલા તારા છે, એ જાણવા વિક્રમાદિત્યે આગ્રહ કર્યો. આ કામ વરાહને સોંપવામાં આવ્યું. પણ વરાહથી તે થઈ શકે એમ ન હતું. વરાહે સભામાં કહ્યું કે હું ઘેર જઈ વિચાર કરી કહીશ. વરાહ ચિંતાતુર મોંએ ઘેર ગયો. ખના સસરાનું મોં ચિંતાતુર જોઈ ચિંતાનું કારણ પૂછવા લાગી. સસરા પાસેથી કારણ જાણી લીધા પછી ઘણા થોડા સમયમાં આ અઘરો હિસાબ તેણે ગણી આપ્યો. વરાહે બીજે દિવસે સભામાં જઈ તે ગણત્રી કહી સંભળાવી. રાજાએ પૂછ્યું કે, આ ગણત્રી કોણે કરી? વરાહે ગભરાઈ જવાબ દીધો કે મેં નથી કરી. રાજાએ પૂછ્યું કે શું મિહિરે આ ગણત્રી કરી? વરાહે કહ્યું કે, આ ગણત્રી મારી પુત્રવધૂએ કરી છે. આથી રાજાએ પ્રસન્ન થઈ વરાહને હુકમ કર્યો કે, આવતી કાલે રાજસભામાં ખનાને લઈ આવવી. વરાહે જાણ્યું કે, મારી કુળવધૂ રાજસભામાં હાજર થઈ વિદ્યાની ચર્ચા કરી મારા તથા મારા પુત્રના કરતાં પણ જ્ઞાનમાં પ્રાધાન્ય સ્થાપશે, એ ઠીક નહિ. તેણે પોતાના પુત્રને હુકમ કર્યો કે, તારી સ્ત્રીની જીભ કાપી નાંખ. મિહિર પિતાનો આ રીતનો આદેશ સાંભળી કેવળ સ્તબ્ધ બની ગયો. તેને

શું કરવું, તે સૂજ પડે નહિ. **ખના**ને આ વાતની ખબર પડતાં તેણે પોતાના પતિને કહ્યું કે, તમે પોતાના પિતાની આજ્ઞા પાળતાં શા માટે અચકાઓ છો? પ્રારબ્ધના યોગે જે થવાનું હોય છે તે થાય છે જ. મેં તો ગણત્રી કરી જ રાખી છે કે, આ નિમિત્તવડે મારું મૃત્યુ થવાનું છે. પછી **મિહિરે ખના**ની જીભ કાપી નાંખી. આથી **ખના**નું મૃત્યુ થયું. આપણે **ખના**ને પતિભક્તિ માટે, પતિને પુત્ર ધર્મ પાળવા માટે પોતે કરેલા આત્મત્યાગ માટે હજારો ધન્યવાદ આપીએ તોએ ઓછા છે. જ્યોતિષનાં અનેક સૂત્રો બંગાળી ભાષામાં **ખના**ના વચનો તરીકે પ્રસિદ્ધ છે.

---

# પદ્મા.

—:૦:—

**પ**દ્મા એ **અ**નરણ્ય રાજાની પુત્રી હતી. તે સુશીલ, પ્રિયવાદી, શુદ્ધ, સદ્‌ગુણી અને વિદ્વાન્ હતી. એક સમય પુષ્પભદ્રા નામની નદીપર તે સ્નાન કરવા ગઈ. તેવામાં **પિપ્પલાદ** નામના મુનિ તેને જોઈ મોહાંધ થઈ ગયા. આ મુનિ વયે અત્યંત વૃદ્ધ હતા. તે મુનિએ **પદ્મા**ના સાથે લગ્ન કરવાની ઇચ્છા રાજા **અ**નરણ્યને જણાવી. મુનિએ કહ્યું; "હે રાજન્! તું તારી કન્યા મને આપ. જો તું ત પ્રમાણે નહિ કરીશ તો હું શાપ દઈ તારું રાજપાટ સર્વે ભસ્મીભૂત કરી દઈશ." મુનિની વૃદ્ધાવસ્થા જોઈ રાજા તથા તેના મિત્રો અત્યત સંતાપ કરવા લાગ્યા. રાણીઓ પણ આ સમાચાર જાણી અત્યંત ગભરાઈ ગઈ. પછી સર્વ સભાસદોએ કહ્યું કે, આપે કે આપના

પૂર્વજોએ કોઈપણ અતિથિની પ્રાર્થના નિષ્ફળ કરી નથી. વળી આ તો બ્રાહ્મણની પ્રાર્થના છે. માટે તે પૂર્ણ કરવી, એ આપણું કર્તવ્ય છે. છતાં કન્યાની ઉમર મોટી છે, માટે તેની શી રીતની ઇચ્છા છે, તે પૂછી જોવી જોઇએ. પછી સુલોચના નામની દાસીને કન્યાનો અભિપ્રાય જાણવા માટે મોકલી. પદ્માએ કહ્યું; "મારાં માતા તથા પિતાની ખાતર જે કાંઈ દુઃખ મને પડશે, તે હું સહન કરવા તૈયાર છું. વળી આ ખુશીની વાત છે કે, જ્ઞાનવૃદ્ધ તપસ્વી મુનિની પતિ તરીકે મને સેવા કરવાની મળશે." કન્યાની આ રીતની ઉદારતા સાંભળી સર્વ સભાજનો આશ્ચર્યચકિત થઈ ગયા. પછી રાજાએ પોતાની કન્યા આ વૃદ્ધ મુનિની સાથે પરણાવી. પરણી રહ્યા પછી મુનિએ તેને સુંદર સાડી તથા અલંકારને બદલે વલ્કલ પહેરવાનું કહ્યું. પદ્માએ ઘણા જ હર્ષપૂર્વક વસ્ત્રાલંકારો ત્યાગ કર્યા તથા તે અલંકારો ગરીબ લોકને વહેંચી આપી પોતે વલ્કલ વસ્ત્રને ધારણ કર્યા. મુનિવર તે કન્યાને લઈ પછી પોતાના આશ્રમ પ્રતિ ગયા. પદ્મા તપોવનમાં જઈ મન, વચન તથા કર્મદ્વારા પતિની સેવા કરવા લાગી.

એક વેળા યમરાજે યુવાન્ રાજાનો વેશ ધારણ કરી, પદ્મા જ્યારે મંદાકિનીમાં સ્નાન કરવા ગઈ હતી, ત્યારે તેની પાસે આવી પૂછ્યું; "હે સુંદરી ! તું કોઈ રાજાને માટે યોગ્ય છે, પણ મરણ-કાંઠે પહોંચેલા વૃદ્ધ પતિની સાથે તારે રહેવું યોગ્ય નથી. હું તારાપર અત્યંત પ્રસન્ન થયો છું. માટે તું તારા દાસ તરીકે ગ્રહણ કર. તું મારી સાથે વિહાર કરી જન્મનું સાર્થક કર." ત્યારે સતી પદ્માએ તે ધર્મરાજાને કહ્યું; "હે સ્ત્રીલંપટ ! હે નરાધમ ! તું મારી સાથે આવી વાત કરીશ તો હું તને મારા સતીત્વના પ્રભાવથી બાળીને ભસ્મ કરી નાંખીશ. હું તને તારા દુષ્કૃત્યને લીધે એટલો જ શાપ આપું છું કે, કામદ્વારા જ તારો ક્ષય થશે." સતીનો શાપ સાંભળી યમ પોતાનો ગુપ્ત વેશ બદલી નાંખ્યો તથા સતીને

પગે લાગી કહ્યું; "હે સતી! હું ધર્મરાજ છું. હું કેવળ તારી પરીક્ષા લેવા તારી સમીપ આવ્યો હતો. હવે મારો અપરાધ માફ કર તથા મને શાપમાંથી મુક્ત કર." પછી સાધ્વી પદ્માએ શરમાઈ જઈ કહ્યું; "હે ભગવન્! મેં ક્રોધને વશ થઈ આપને શાપ દીધો. પણ હવે સતીનો શાપ મિથ્યા તો નહિ થઈ શકે, પણ એટલું કહું છું કે, સત્યયુગમાં તમે પૂર્ણાંશે રહેશો, ત્રેતામાં તમારો એક પાદ ઓછો થશે, દ્વાપરમાં આપણા બે પાદ ઓછા થશે, કળિમાં આપના ત્રણ પાદો ઓછા થઈ જશે તથા કળિના છેવટના ભાગમાં આપના સર્વ પાદો જતા રહેશે. પણ પાછો સત્યયુગ બેસશે, એટલે પાછા આપ ચાર પાદ યુક્ત થશો. આપનો વાસ સદ્‌વિવેક તથા ધર્મ આદિમાં રહેશે, પણ પ્રપંચી મનુષ્યમાં આપનો વાસ નહિ રહે. આ રીતે મારો શાપ સત્ય થશે તથા આપનો ક્ષય પણ નહિ થાય. હવે હું મારા પતિની સેવા કરવા જાઉં છું. આપ હવે આપના સ્થાનપ્રતિ પધારો." આ રીતની સતી પદ્માની વાત સાંભળી ભગવાન્ ધર્મરાજ બોલ્યા; "હે સતી! તારાપર હું પ્રસન્ન થયો છું. તને એક વરદાન આપું છું અને તે એ કે, તારો પતિ રસિક, બળવાન્ તથા યુવાન્ બની જશે તથા તે માર્કંડેય મુનિ કરતાં પણ દીર્ઘાયુ ભોગવશે. તું અખંડ સૌભાગ્યવતી રહીશ તથા તું અનેક પુત્રોની માતા થઈશ." આ પ્રમાણેનો આશીર્વાદ આપી ભગવાન્ યમરાજ ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગયા. પછી પદ્મા પોતાના આશ્રમ પ્રતિ આવી તથા જોયું તો પોતાના પતિને યુવાવસ્થા પ્રાપ્ત થયેલી જોઈ. તે પોતાના પતિની અનેક પ્રકારે સેવા કરવા લાગી તથા પૂર્ણ વૈભવને ભોગવી અનેક પુત્રને જન્મ આપ્યો.

---

# શકુંતલા.

—o—



કુંતલા **વિશ્વામિત્રથી મેનકા** નામની અપ્સરામાં ઉત્પન્ન થઈ હતી. જન્મ વખતે જ તેનાં માતાપિતાએ તેનો ત્યાગ કર્યો હતો અને કણ્વઋષિએ તેને પોતાના આશ્રમમાં લાવી, ઉછેરીને મોટી કરી હતી. અપ્સરાની પુત્રી હોવાથી **શકુંતલા** જેમ અત્યંત રૂપાળી હતી, તેમ કણ્વ જેવા મહાત્મા ઋષિના આશ્રમમાં રહીને ઇતિહાસ, પુરાણ વગેરે ભણીને તથા ધર્મશાસ્ત્રોનું શ્રવણ કરીને તેણે ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું હતું. ઋષિએ તેને આવ્યા ગયા અતિથિઓનો સત્કાર કરવાનું તથા આશ્રમના વૃક્ષોને ઉછેરવાનું કામ સોંપ્યું હતું. કણ્વઋષિનાં પત્ની **ગૌતમી** પણ **શકુંતલાને** ગુરુજનની સાથે કેમ વર્તવું, આવ્યા ગયાનો સત્કાર કેવી રીતે કરવો, વગેરે શિખવીને તેને ઘણી જ વિવેકી બનાવી હતી. તપસ્વી ઋષિ અને ઋષિપત્નીના હાથની નીચે કેળવાયલી **શકુંતલા** શાસ્ત્રમાં તથા વ્યવહારમાં ઘણી જ કુશળ અને ધર્મનિષ્ઠ થઈ હતી.

એક વખતે **પુરુવંશનો** રાજા **દુષ્યંત** વનમાં મૃગયા કરવાને નિકળ્યો હતો. તે ફરતો ફરતો કણ્વઋષિના આશ્રમમાં આવી ચઢયો અને પોતાની સાથે આવેલાં સૈન્યને આશ્રમની બહાર ઉભું રાખી, પંડે એકલો જ આશ્રમમાં દાખલ થયો અને પૂછ્યું કે, “આશ્રમમાં કણ્વ છે?” રાજાનો શબ્દ સાંભળીને મૂર્તિમતી લક્ષ્મીના જેવી રૂપાળી, તપસ્વિનીના વેશમાં રહેલી **શકુંતલાએ** આશ્રમમાંથી બહાર આવી, ઉત્તર આપ્યો કે, ઋષિમહારાજ બહાર પધાર્યા છે. આવો પધારો! એમ કહી રાજાને બેસવા માટે આસન આપ્યું અને તેની પૂજા કરીને પૂછ્યું;

## જલસિંચન.



કણ્વઋષિના આશ્રમમાં શકુન્તલા વૃક્ષોને પાણી પાય છે. દુષ્યન્ત ઓથે રહી તેને જોઈ રહ્યા છે.

પૃ. ૩૭૦.

"શી આજ્ઞા છે?" રાજાએ ઉત્તર આપ્યો; "હું કણ્વમુનિનાં દર્શન કરવાને આવ્યો હતો." 'ભલે થોડીવાર બેસો. હમણાં ઋષિમહારાજ આવશે' આમ **શ**કુંતલાએ ઉત્તર આપ્યો. તે પછી દુષ્યંત અને **શ**કુંતલાની વચ્ચે કેટલીક વાતચિત થઈ. છેવટે રાજાએ **શ**કુંતલાને હસતાં હસતાં કહ્યું; 'તેં મારો અતિથિસત્કાર કરી મારા હૃદયને હરી લીધું છે. આવું તારું સુંદર લાવણ્યમય શરીર વનના કલેશો ભોગવવાને યોગ્ય નથી. પરંતુ અંતઃપુરને અલંકૃત કરવાને યોગ્ય છે. તું ક્ષત્રિયની પુત્રી છે, તેથી એક રાજરાણી થવાને યોગ્ય છે. હું તને મારા રાજ્યની મહારાણી બનાવવાની ઇચ્છા કરું છું. તે સાંભળીને **શ**કુંતલા શરમાઈ ગઈ અને થોડીવાર લજ્જાથી નેત્ર નીચાં ઢાળી દીધાં અને પછી બોલી; "પરણવાની બાબતમાં હું સ્વતંત્ર નથી. હમણાં મારા ધર્મપિતા કણ્વ આવશે, તે જે કરે તે મને માન્ય છે." આમ કહી **શ**કુંતલા ત્યાંથી જવાને ઉભી થઈ. દુષ્યંતે તેનો હાથ પકડીને કહ્યું; "જાય છે ક્યાં ? આ અતિથિની કોણ બરદાસ્ત લેશે ? ક્ષત્રિયોને માટે શાસ્ત્રમાં ગાંધર્વવિવાહ કહેલો છે. તે વિવાહ કરવામાં પતિપત્નીના પરસ્પર પ્રેમની જ જરૂર છે. તું પોતે જ તારું દાન કરવાને શક્તિમાન્ છે." આમ વાતચિત થયા પછી **શ**કુંતલા થોડીવાર બોલ્યા ચાલ્યા વગર બેસી રહી. પછી **શ**કુંતલા અને દુષ્યંત ગાંધર્વવિવાહથી પરણ્યાં અને પરસ્પર વિનોદ કરવા લાગ્યાં. તે પછી દુષ્યંતરાજા પોતાના નગર તરફ જવાને તૈયાર થયો. તે જોઇને **શ**કુંતલા વિનયથી કહેવા લાગી; "મહારાજ ! મારે માટે આપે શી વ્યવસ્થા કરી છે?" દુષ્યંતે ઉત્તર આપ્યો; "ચતુરા ! ચિંતા કરીશ મા. હું શહેરમાં જઇને મીયાના પાલખી મોકલી, મોટા ઠાઠમાઠથી તને તેડાવી લઇશ." આમ કહી રાજા પોતાના નગર ભણી ગયો અને **શ**કુંતલા પોતાના કામમાં જોડાઈ. થોડીવારમાં કણ્વઋષિ આશ્રમમાં આવ્યા, પરંતુ આજે હમે-

શની માફક શકુંતલા ઋષિને માન આપવા માટે તેની સામે જઈ શકી નહિ. તે લજ્જાથી આડું મુખ કરીને દૂર જ ઉભી રહી. ઋષિ દિવ્ય જ્ઞાની હતા. તે શકુંતલાના મનનો ભાવ સમજી ગયા. તેણે શકુંતલાને પોતાની પાસે બોલાવીને કહ્યું, "પુત્રિ! શા માટે લજાય છે? તેં ધર્મવિરુદ્ધ કાર્ય કર્યું નથી. ક્ષત્રિયની કન્યાઓ ગાંધર્વવિવાહથી પણ પરણે છે. તેં જેને પતિ તરીકે પસંદ કર્યો છે, તે પુરુવંશમાં જન્મેલો એક મહાન્ રાજા છે. તે પછી શકુંતલાએ ઋષિને પ્રણામ કરીને પ્રાર્થના કરી; "પિતાજી! આ પુત્રીની પ્રાર્થના છે કે, તેનાથી મને જે પુત્ર થાય, તે મહાન્ પરાક્રમી થાય અને પૌરવવંશનું રાજ્ય અચલ તપે." કણ્વ-ઋષિ હસીને બોલ્યા; 'દીકરી! તથાસ્તુ.'

તે પછી ગર્ભવતી શકુંતલાએ દશમે મહિને પુરુવંશના ભૂષણરૂપ પ્રતાપી પુત્રને જન્મ આપ્યો. ઋષિએ એ પુત્રને જાત-કર્મ વગેરે સંસ્કારો કર્યા. એ પુત્ર અણીદાર શ્વેત દાંતવાળો અને સિંહના જેવો મજબૂત બાંધાવાળો હતો. એના હાથમાં ચક્રની રેખાઓ હતી, મસ્તક મોટું હતું, તેનો દેખાવ એક દેવતા સમાન પ્રભાવશાલી હતો. એ કુમાર જ્યારે ૭ વર્ષનો થયો, ત્યારે આશ્ર-મની આસપાસ ઉભેલાં વૃક્ષોની સાથે સિંહ, દીપડા, નહાર વગેરે બળવાન્ તથા ક્રૂર પ્રાણીઓને બાંધીને તેઓનું દમન કરવા લાગ્યો. તે ઉપરથી ઋષિએ તેનું સર્વદમન એવું નામ પાડયું. ઋષિએ એ કુમારને ઉમરમાં આવેલો જોઇને શકુંતલાને કહ્યું; "દીકરી! આ પુત્ર યુવરાજના અભિષેકને લાયક થયો છે, માટે હવે તું તારા પુત્રને લઈ સાસરે જા. મોટી ઉમર થયા પછી કન્યાઓએ સાસરામાં રહેવું જોઇએ. ઘણો સમય પિયેરમાં રહેવાથી પોતાનાં ચરિત્રને તથા કીર્તિને કલંક લાગે છે તથા ધર્મને હાનિ પહોંચે છે. માટે તારે હવે સાસરે જવું યોગ્ય છે. શકુંતલાને પણ એ વાત ગમતી હતી. તેણે ઋષિની આજ્ઞા માથે ચડાવી અને દુષ્યંત રાજાની પાસે જવાને તયાર

થઇ. ઋષિની આજ્ઞાથી શિષ્યો પણ તેની સાથ જવાને તૈયાર થયા. શકુંતલા અને તેનો પુત્ર જ્યારે આશ્રમમાંથી બહાર નિકળ્યાં ત્યારે ઋષિ કણ્વ પ્રથમ તો પુત્રીના વિયોગથી ગળગળા થઇને અશ્રુપાત કરવા લાગ્યા. બીજી તરફ ગૌતમી પણ અશ્રુ-પાત કરવા લાગ્યાં. તેની સખીએ પણ તેનો વિયોગ થવાથી ઘ્રુસકાં મૂકી રડવા લાગી. આશ્રમનાં મૃગો પણ સાસરે જતી શકુંતલાને જોઇને આંસુભરી આંખે વારંવાર તેની આસપાસ ફરવા લાગ્યાં અને સૂચવવા લાગ્યાં કે, હવે અમને કોણ ખડના કોળીઆ કરીને ખવરાવશે. આશ્રમ વૃક્ષો, જેને પાણી સિંચીને ઉછેરવામાં આવ્યાં હતાં, તેઓ પણ શકુંતલાને સાસરે જતી જોઇને મ્લાન થઇ ગયાં. સાસરે જતી શકુંતલા ધીમાં પગલાંથી સૌની આગળ આગળ ચાલવા લાગી. એક તરફથી તે પતિની પાસે જવાને ઉત્કંઠિત હતી, પરંતુ બીજી બાજુએ માતા-પિતાનો અને સખીનો સ્નેહ તેને જતાં અટકાવતો હતો. ધીમે ધીમે સૌ આશ્રમના સીમાડાપર આવી પહોંચ્યાં, એટલે શકુંતલા ઉભી રહી અને ધર્મપિતા કણ્વનાં તથા માતા ગૌતમીનાં ચરણમાં પ્રણામ કર્યા ને સખીઓને મળીભેટી. તે સમયે ઋષિ પુત્રીના સ્નેહથી ગળગળા થઇ ગયા, પરંતુ ધૈર્યથી પોતાનો શોક દબાવીને બોલ્યા; 'બેટા શકુંતલા! તું તારા સાસરામાં સુખી રહેજે. પિતા તરિકે હું તને ઉપદેશ આપું છું, તે પ્રમાણે તું રોજ વર્તીશ તો તારું કલ્યાણ થશે. સાંભળ.'

તે પછી શકુંતલાને તથા તેના પુત્રને લઇ, એ ઋષિના શિષ્ય દુષ્યંતની રાજધાની હસ્તિનાપુર ગયા અને શકુંતલાને તથા તેના સૂર્ય જેવા તેજસ્વી પુત્રને રાજમહેલમાં રાજાની આગળ લઇ ગયા ને રાજાને તેની ઓળખાણ પાડીને પાછા પોતાના આશ્ર-મમાં આવ્યા.

**શકુંતલા** રાજાનું વિધિપૂર્વક પૂજન કરીને બોલી; "રાજાજી ! આ દેવતાસમાન પુત્ર તમારો છે. તમે કણ્વઋષિના આશ્રમમાં મને જે વચન આપ્યું હતું, તેને હવે પાળો. રાજા દુષ્યંતને કણ્વના આશ્રમમાં બનેલો સર્વ વૃત્તાંત યાદ હતો, છતાં તે અજાણ્યો થઇને બોલ્યો; "ઓ તાપસી ! તું કોની પુત્રી છે? હું તને ઓળખતો જ નથી. મેં તારી સાથે ધર્મથી, અર્થથી કે કામથી સંબંધ કર્યો હોય, એમ મને યાદ નથી. તારે મરજીમાં આવે તો રહે અને મરજીમાં આવે તો જા. તારી ઇચ્છામાં આવે તેમ કર."

તે સાંભળીને **શકુંતલા** ભાનવિનાની થઈ ગઈ. તેનાં નેત્ર ક્રોધથી લાલચોળ થઈ ગયાં. તેના હોઠ ધ્રુજવા લાગ્યા. થોડી વાર સુધી તે વાંકી આંખથી રાજાની સામે જોઈ રહી અને પછી પોતાના ક્રોધને તથા તપથી મેળવેલાં તેજને શમાવી, ઉંચું મસ્તક કરીને નિર્ભયપણે બોલી; "રાજાજી ! તમે આપણા બંનેના વિવાહની વાત જાણો છો, છતાં કહો છો કે, હું જાણતો નથી, પરંતુ તમારું હૃદય તેને માટે ખાત્રી આપે છે. તમે અસત્ય ભાષણ કરીને તમારા આત્માને અને પુરુવંશને કલંક લગાડો મા. તમે જાણો છો કે, હું એકલો છું, પરંતુ તેમ નથી. તમારા શરીરમાં સાક્ષીરૂપ પરમાત્મા જે છે, તે તમારા કામને જાણે છે. જે મનુષ્ય પાપકર્મ કરે છે, તે એમ જાણે છે કે, મારું કર્મ કોઈ જાણતું નથી, કે જોતું નથી. પરંતુ તેમાં તે ભૂલ કરે છે. એક મનુષ્ય જે જે કર્મ કરે છે, તે સર્વને સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, આકાશ, ભૂમિ, જળ, હૃદય, યમ, દિવસ, રાત્રિ, બે સંધ્યાકાળ તથા ધર્મ આ સર્વે મનુષ્યના કર્મના સાક્ષી છે. જે અસત્ય ભાષણ કરીને પોતાના અંતરાત્માને ઠગે છે, તેનું કોઈપણ દિવસ કલ્યાણ થતું નથી. હું એક પતિવ્રતા સ્ત્રી છું. મારી મેળે ચાલીને તમારી પાસે આવી છું, માટે તમે મારું અપમાન કરો મા. તમારે મારો

સત્કાર કરવો જોઇએ. આ જે કાંઈ કહું છું, તે હું વનમાં કહેતી નથી, પણ રાજસભાવચ્ચે કહું છું. પુરુષ પોતે પોતાની સ્ત્રીમાં પુત્રતરિકે જન્મે છે, તેથી મુનિઓએ શાસ્ત્રમાં સ્ત્રીને જાયા કહેલી છે. પું નામના નરકમાંથી પુત્ર પોતાના પિતા, પિતામહોને તારે છે. માટે સ્વયંભૂએ સંતાનને પુત્ર એવું નામ આપેલું છે. જે સ્ત્રી ઘરના કામમાં કુશળ હોય, પ્રજાવાળી હોય, પતિ ઉપર પ્રીતિવાળી હોય, તેને ભાર્યા જાણવી. સ્ત્રી પુરુષનું અર્ધાંગ ગણાય છે. સ્ત્રી પુરુષનો મિત્ર ગણાય છે. સ્ત્રી એ જ ધર્મ, અર્થ અને કામનું મૂળ છે. મોક્ષ મેળવવા ઇચ્છનારાને સ્ત્રી જ મુખ્ય સાધન છે. સ્ત્રીની સહાયતાથી પુરુષો ધર્મની ક્રિયાઓ કરી શકે છે. મધુર ભાષિણી સ્ત્રી આપત્તિ વખતે અંતઃકરણના મિત્રની ગરજ સારે છે. તે ધર્મના કામમાં પિતાસમાન છે, દુઃખમાં માતા સમાન છે, ભયંકર જંગલોમાં વટેમાર્ગુને એક સ્ત્રી વિશ્રામ-સ્થાનરૂપ થઈ પડે છે. સ્ત્રીને લીધે પુરુષો જગતમા ગૃહસ્થાશ્રમી થઈને બીજાનો સત્કાર કરી શકે છે. માટે સ્ત્રી પુરુષનું સર્વસ્વ ગણાય છે. પતિવ્રતા સ્ત્રી મરણ પછી પોતાના પતિના લોકમાં જાય છે અને પતિ જો નરકમાં પડેલો હોય તો તેનો ઉદ્ધાર કરે છે. જે સ્ત્રી ભર્તારની પહેલાં મરણ પામે છે, તે સ્વર્ગમાં સ્વામીની વાટ જોતી બેસી રહે છે. સ્ત્રીને પોતાના પતિનો સંબંધ આ લોક અને પરલોક એમ બન્ને લોકમં છે. ડાહ્યા પુરુષોએ કહેલું છે કે, પ્રત્યેક સ્ત્રીમાં પુરુષ પોતે પુત્રરૂપે અવતરે છે. તેથી પુત્રવાળી સ્ત્રીને પોતાની માતાવત્ ગણવી જોઇએ. પોતાની સ્ત્રીને વિશે ઉત્પન્ન થયેલા પુત્રને જોઈને પુરુષ જાણે દર્પણમાં જોતા હોય, એમ આનંદ પામે છે. ઘામથી પીડા પામતો પુરુષ જેમ શીતળ જળથી સ્નાન કરીને શાંત થાય છે, તેમ આધિથી તથા વ્યાધિથી પીડા પામતા પુરુષને સ્ત્રી શાંતિ-કારક થઈ પડે છે. રતિનો, પ્રીતિનો અને ધર્મનો એ ત્રણેનો

આધાર સ્ત્રીના ઉપર રહેલો છે. સ્ત્રી એક પવિત્ર સનાતન ક્ષેત્ર છે, જેને વિશે પુરુષનો આત્મા પુત્રરૂપે જન્મ પામે છે. ઓ રાજા! શરીરે ધૂળ ધૂળ ભરેલો છોકરો પોતાના પિતાના ખોળામાં ચઢી બેસે છે તથા તેને ભેટે છે ત્યારે પિતાને જે આનંદ થાય છે, તે આનંદ સમાન દુનિયામાં બીજો કોઈ આનંદ નથી. કામદેવ સમાન રૂપાળો આ પુત્ર અને મારા જેવી એક પતિવ્રતા સ્ત્રી ચાલીને તમારી પાસે આવ્યાં છીએ અને આશા ભરી દૃષ્ટિએ તમારી સામું જોતાં ઉભાં છીએ તો તમે શા માટે અવગણના કરો છો? કીડીઓ પણ પોતાનાં ઈંડાંનું રક્ષણ કરે છે. તો તમે ધર્મજ્ઞ થઈને તમારા પુત્રનું કેમ રક્ષણ કરતા નથી? ઓ રાજા! તમે તમારા પુત્રનું આલિંગન કરી સુખનો લાવો લ્યો. આ તમારો પુત્ર ભવિષ્યમાં મહાન્ રાજા થવાનો છે. હું જ્યારે સુવાવડમાં હતી ત્યારે આકાશવાણી થઈ હતી કે, આ પુત્ર આખા ભરતખંડનો રાજા થશે અને સો અશ્વમેધ યજ્ઞ કરશે. મારા જેવી એક પતિવ્રતા સ્ત્રીને તથા આવા એક ઉત્તમ પુત્રને કારણવગર તજી દેવો, તે યોગ્ય નથી. મેં પૂર્વજન્મમાં એવાં તે શાં કર્મ કર્યાં હશે કે, નાનપણમાં મારા પિતાએ મારો ત્યાગ કર્યો અને અત્યારે તમે પણ તજવા તૈયાર થયા છો. તમે મારો ત્યાગ કરશો તો હું આશ્રમમાં ચાલી જઈશ, પરંતુ પુત્રનો ત્યાગ કરવો, એ તમને યોગ્ય નથી."

શકુંતલાનાં વચનો સાંભળી દુષ્યંત બોલ્યો; "હું તને પરણ્યો હોઉં અથવા મેં તારામાં પુત્ર ઉત્પન્ન કર્યો હોય, એમ હું જાણતો નથી. તું કોઈ બનાવટી સ્ત્રી છે. માટે અહીંથી ચાલી જા." શકુંતલા બોલી; "રાજાજી! તમે બીજાના દોષો જુવો છો, પરંતુ તમારા પોતાના દોષ તરફ બીલકુલ ધ્યાન આપતા નથી. તમે મારા પતિ થઈને અસત્ય ભાષણ કરો છો, તેથી મારા અર્ધ અંગને કલંકવાળું સમજું છું. જેમ વરાહ ઉત્તમ ખોરાક મૂકી

નરકને ગ્રહણ કરે છે, તેમ મૂર્ખ માણસ મનુષ્યોની સાથે વાતચિત કરતાં તેની વાણીમાંથી દોષોને ગ્રહણ કરે છે. પરંતુ એક ડાહ્યો માણસ હંસ જેમ પાણીમાંથી દૂધને ગ્રહણ કરે છે, તેમ સાધુ પુરુષ સામા માણસની વાતચિતમાંથી સદ્ગુણને ગ્રહણ કરે છે. જેમ વિદ્વાન્ પુરુષો વૃદ્ધને પ્રણામ કરી આનંદ પામે છે, તેમ મૂર્ખ સજ્જનની નિંદા કરીને આનંદ પામે છે. મનુષ્ય પોતે દુર્જન હોવા છતાં બીજાને દુર્જન કહેવા નીકળે, એ કેટલું બધું હાસ્યાસ્પદ છે. પિતૃઓએ કહ્યું છે કે, પુત્ર જ કુળ અને વંશની પ્રતિષ્ઠાને વધારનારો છે. માટે પુત્રનો ત્યાગ કરવો. તે ધર્મના ત્યાગ કરવા બરાબર છે. હે રાજા! તમે સત્ય ધર્મને પાળનારા છો, પૃથ્વીના રક્ષણ કરનારા છો, માટે આવું કપટ કરવું તમને ઘટે નહિ. સો કુવા ખોદાવવા કરતાં એક વાવ ઉત્તમ છે. સો વાવ ખોદાવવા કરતાં એક યજ્ઞ કરવો શ્રેષ્ઠ છે. સો યજ્ઞ કરવા કરતાં એક પુત્ર શ્રેષ્ઠ છે અને સો પુત્રના કરતાં સત્ય વધારે શ્રેષ્ઠ છે. સત્યના સમાન અન્ય ધર્મ નથી. સત્યના જેવું કોઈ તપ નથી. તમે તે સત્યનો ત્યાગ મા કરો. તમારા મનને પૂછો અને સત્યને અનુસરીને આ તમારી પતિવ્રતા સ્ત્રીનો તથા આ પુત્રનો સ્વીકાર કરો. કદાચ જો તમે મારા કહેવાપર વિશ્વાસ નહિ રાખો તો હું અહીંથી ચાલી જઈશ. કારણ કે તમારા જેવાની સંગાતે રહેવું, એ અયોગ્ય ગણાય. તેમ આ મારો બાળક, જો તમે તેને રાજ્ય નહિ આપો, તો પણ ચાર સમુદ્રવાળી પૃથ્વીનું રાજ્ય કરશે."

આમ કહી **શકુંતલા** ત્યાંથી ચાલી ગઈ. તે પછી આકાશવાણીએ રાજાને કહ્યું કે: "ઓ **દુષ્યંત**! એ **શકુંતલા** તારી ગાંધર્વ વિવાહથી પરણેલી સ્ત્રી છે અને તેની સાથે રહેલો પુત્ર તે તારો પુત્ર છે. તારો પુત્ર તારા પછી રાજ્યાસનપર બેસી તારી કીર્તિમાં વધારો કરશે." દેવવાણી સાંભળી રાજા દુષ્યંત પ્રસન્ન થયો તથા પોતાના પુરોહિત તથા અમાત્યને કહ્યું કે, "હું પોતે, આ

શકુંતલા મારી સ્ત્રી છે તથા મારો જ આ પુત્ર છે, એમ જાણતો હતો, પરંતુ શકુંતલાના કહેવાપરથી જ મેં એ વાત કબુલ કરી હોત તો જગત્ મારાપર તથા શકુંતલા ઉપર દોષારોપ મૂકત. પરંતુ આકાશવાણીએ જગતનો નિર્ણય કરી આપ્યો છે.” આમ કહી શકુંતલાને તથા તેના પુત્રને દૂતો મોકલી રાજમહેલમાં બોલાવ્યાં. રાજા આનંદભેર પોતાની સ્ત્રી તથા પુત્રને ભેટયો, અને શકુંતલાને મહારાણીનો અધિકાર આપ્યો તથા તેને ધીરજ આપીને બોલ્યો; “રાણી! તમારું મેં અપમાન કર્યું, તેને માટે તમે ઓછું આણશો મા. મારો અને તમારો સંબંધ છૂપી રીતે આશ્રમમાં થયો હતો, તેથી મેં તમારી પવિત્રતાને પ્રસિદ્ધ કરવા માટે જાહેરમાં તમારું અપમાન કર્યું હતું. જો મેં આમ ન કર્યું હોત તો લોકોની ખાતરી થાત નહિ, તેથી લોકો આપણને પતિપત્ની તરિકે માન્ય કરત પણ નહિ. તેમ આ પુત્રને મેં યુવરાજપદપર સ્થાપન કર્યો હોત તો પણ તેને લોકો ઔરસ પુત્ર તરીકે માનત પણ નહિ. તેથી મેં આ ઉપાય લીધેલો હતો. ઓ વહાલી! ક્રોધમાં આવી તેં મને જે કઠણ વચન કહ્યાં છે, તેને માટે હું તને માફી આપું છું. તું મારી પ્રાણવલ્લભા છે.” આમ કહી શકુંતલાને રાણીવાસમાં દાખલ કરી અને તેના પુત્રને મોટા ઠાઠમાઠ સાથે યુવરાજપદપર અભિષેક કર્યો.

---

# સતી સીમંતિનીની કથા.



સુત કહે સાંભળ ભૂદેવ, પરિપૂરણ કરજો શિવસેવ;
કારણ વિના પૂજે પશુપતિ, તે પામે નિશ્ચય સદ્‌ગતિ. ૧
વિશ્વાસ નિજ ચિત્તે ધરે, તે પણ સુખ પામે ભવ તરે;
જેમ જાણો તેમ સેવો ઇશ, જેને નમે સુર ક્રોડ તેત્રીશ. ૨
નિર્વિકાર નિરંજન જેહ, નિર્મળ પદ તો કહીએ તેહ;
શંકર તત્વ જાણ્યો બહુ સાર, અનેક તર્યા ભવસાગર પાર. ૩
પ્રદોષે પૂજિયે નિરધાર, મનવાંછિત આપે સોમવાર;
સંધ્યા સમયે પૂજીયે અવિનાશ, સોમ દિવસ રહિયે ઉપવાસ. ૪
વાનપ્રસ્થ બ્રહ્મચારી જતિ, ગૃહસ્થે પૂજવા ગિરિજાપતિ;
નાના મોટા વર્ણ અરાડ, તેણે પૂજવા વિશ્વાધાર. ૫
વિધવા સધવા કન્યાસાર, શંકર વ્રત કરવા સોમવાર;
પ્રદોષ પુણ્યનો પાર નહી લહું, એ કથા વિસ્તારી કહું. ૬
જે સાંભળતાં અતિ સુખ થાય, જન્મ મરણની આરત જાય;
સકલ લોકે જશ થાયે ઘણો, અંતે પદ પામે શિવ તણો. ૭
અજાવત દેશે એક ભૂપ, પ્રગટ હવો જાણે પોયણરૂપ;
ચતુર શિરોમણિ ગુણ નિધાન, ચિત્રવર્મા તેનું અભિધાન. ૮
દુર્બળ દીન તણો પ્રતિપાળ, શત્રુ દુર્બુધ દુષ્ટનો કાળ;
અનેક યજ્ઞ કરે નિત્ય નવા, રાજ ધુરંધર સુત પામવા. ૯
વેદ વિધિગત જાણે ધર્મ, ક્ષત્રિયતણાં નિત્ય પાળે કર્મ;
હરિશંકર બેઉનો વિશ્વાસ, વેદ પુરાણ કરે અભ્યાસ. ૧૦
અનેક સ્ત્રીઓ પણ સંતતિ નહી, વૃદ્ધ વયે અતિ ચિંતા થઈ;
શિવ પૂજે દૃઢ પ્રીતે કરી, એમ કરતાં થઈ એક દીકરી. ૧૧

ચિત્રવર્મા સુખ પામ્યો ઘણું, વંધ્યા દુખ ટાળ્યું અમતણું;
અનેક પેરના આપ્યાં દાન, સીમંતિની પાડયું અભિધાન. ૧૨
સુંદર રૂપ સુલક્ષણે ભરી, કટીસ્થાન જાણે કેસરી;
અંગેઅંગ અપર મિતસાર, તેનો હું કેમ કરું વિસ્તાર. ૧૩
દ્વિજ મેળવ્યા ભૂપતિયે ઘણા, જોવડાવ્યા ગ્રહ પુત્રી તણા;
એક બ્રાહ્મણ કહે સાંભળો રાય, એના ભાગ્ય તણો નહિ પાર. ૧૪
રૂપ તેજ કમળા નિરધાર, સૌભાગ્યપણે ગિરિતનયાસાર;
ચતુર પણે દમયંતી તોલ, બ્રહ્મ તનયાવત્ કહેશે બોલ. ૧૫
અદ્‌ભુત્ પુત્ર પ્રસવશે આઠ, જાણે આદિત સુરવર માત;
ચંદ્રકલાવત્ અંગ વાધશે, મિત્ર ભકિત કરિ શિવ સાધશે. ૧૬
નાના વિધ સુખ કરશે ભોગ, અયુત વરષ નિજપતિ સંજોગ;
સીતા સરખી સાધ્વી થશે, સ્વામી સહિત શિવલોકે જશે. ૧૭
બ્રાહ્મણ કહે રસના છે એક, એના ભાગ્યનો કેમ કહું છેક;
નૃપ સાંભળી પ્રિત પામ્યો ઘણી, આપ્યા અશ્વરથ અંબર મણી. ૧૮
નિરભે થઇ છોડી નૃપભીત, એક બ્રાહ્મણ બોલ્યો અનરીત;
સત્ય વચન કહું સાંભળો રાય, રખે મનમાં તું વ્યાકુળ થાય. ૧૯
કર્મે લખ્યું તે નિશ્ચય થશે, ચૌદમે વર્ષે વિધવા થશે;
એવું વચન સાંભળ્યું દ્વિજતણું, ભૂપતિ દુઃખ પામ્યો છે ઘણું. ૨૦
દૃઢ થઇને કરે વિચાર, કર્યું ઇશ્વરનું હશે નિર્ધાર;
મન માંને તેમ બોલે લોક, ફોગટનો શો કરવો શોક. ૨૧
પિતા મંદિર સીમંતિની રમે, સહિયર કોઇ બોલી એક સમે;
વરસ ચૌદ સુખ પામશો ઘણું, પછી દુઃખ થાશે વિધવાતણું. ૨૨
વિધવા દુખ સાંભળીને કર્ણ, યાજ્ઞવલ્કય સ્ત્રીને ગઈ શર્ણ;
મૈત્રેયી જેનું નામ કહેવાય, તેને જઇને લાગી પાય. ૨૩
હું આવી માતા તમ પાસ, વિધવા દુખ ટાળવા કેરી આશ;
વ્રત ઉપાસના કહો ઉપાય, જે આચરતાં અતિ સુખ થાય. ૨૪

મૈત્રી કહે સાંભળ વીનતિ, સેવો નિરંતર ગૌરીપતિ;
સોમ પ્રદોષ વ્રત કરજો સહી, ભજજો શિવ ગિરિજા સ્થિર રહી. ૨૫
વચન સુણીને થઈ રળિયાત, સોમ પ્રદોષ ચિત્ત આવી વાત;
શિવ શક્તિ પૂજે નિરધાર, નિયમ સહિત માંડ્યા સોમવાર. ૨૬
એમ કરતાં દિન ગયા વહી, પરણાવા જોગ પુત્રી થઈ;
નૈષધ દેશ તણો ભૂપાલ, જેને દમયંતી સતી નાર. ૨૭
ચંદ્રસેન તેનો સુતસાર, ધર્મ ધોરિંધર તેજ અપાર;
તેનો પુત્ર ચિત્રાંગદ નામ, સૂર શિરોમણ પૂરણ કામ. ૨૮
તેના સંગાતે વિવા કર્યો, ચિત્રવર્મા બહુ હરખે ભર્યો;
વિવિધપેર કરી પેહેરામણી, આપ્યા ગજરથ અંબરમણી. ૨૯
અનેક દેશના ભૂપતિ મળ્યા, કરી વિવા સઉ પાછા વળ્યા;
કુંવર રહ્યો સસરાને ઘેર, રીત દર્શયાતણી બહુ પેર. ૩૦
એક દિવસ જલક્રીડા કરે, ક્ષુદ્ર નાવ લઇ યમુના તરે;
હાસ્ય વિનોદે તાળી હાથ, આવ્યો મારુત બુડ્યો સઉ સાથ. ૩૧
હાહાકાર થયા બેઉ તીર, જળમાં જોવા પેઠા વીર;
ચિત્રવર્મા કાંઠે રહી રૂવે, મિત્રો નાવ ચડી સઉ જુવે. ૩૨
મછવેધી મળ્યા તત્કાળ, બેઉ તીરે બાંધી છે જાળ;
બુડ્યા અનેકકો ગ્રાહે ગળ્યા, કોએક તે મધ્યેથી નીકળ્યા. ૩૩
કોઇક નિસર્યા છોડીને પ્રાણ, કુંવર અલોપ થયો નિર્વાણ;
થયા વિસ્મય સઉ સાંભળી વાત, નગર લોક કરે ઉતપાત. ૩૪
રાજાને ગ્રહી લાવ્યા ઘેર, રાણી વિલાપ કરે બહુ પેર;
સીમંતિની મુર્છાગત થઈ, સકલ અંગ તણી ગતિ ગઈ. ૩૫
શુદ્ધ થઇને કરે વિલાપ, સાહ્ય થજો શંકર માબાપ;
સીમંતિનીએ કર્યો વિચાર, સ્વામી સંગ જઇયે તે સાર. ૩૬
સૌગમની સાંભળીને વાત, પ્રીત કરી સમજાવે તાત;
ગોત્રી એક ચિત્રાંગદ તણો, કુટુંબ સ્નેહ રાખે અતિ ઘણો. ૩૭

બાંધવ જાણીને કીધો ધર્મ, ઉર્ધ્વ દેહાદિક કીધાં કર્મ;
એવી વાત નૈષધપુર ગઈ, નગરી સઉ અતિ વ્યાકુળ થઈ. ૩૮
ચંદ્રસેન ત્યાં દુખ પામ્યો ઘણું, કહે પ્રાશ્ચિત પ્રગટ્યું હમ તણું;
હવે હમારી શી ગતિ થશે, પુત્ર વિના નૃપ સ્થાનક જશે. ૩૯
રાણી દુઃખ તણો નહી પાર, પુત્ર વિના કહે ધિક સંસાર;
શોક થકી દેહ દાધ્યો વર્ણ, કર્યા દાહે દેહ બેઉના વર્ણ. ૪૦
કારાગ્રહે ઘાલ્યો મહારાજ, લીધા રિધસિધ સંપત ધનરાજ;
શત્રુ ચિત્ત થાવે અતિ પ્રસન્ન, જેમ જાણે તેમ પીરસે અન્ન. ૪૧
ચંદ્રસેન અતિ દુખ મનમાં ધરે, શત્રુવશ રહીને ઉદર ભરે;
એ કથા એટલેથી રહી, સીમંતિનીની શી ગતિ થઈ. ૪૨
તે કથાનો કહું વિસ્તાર, પ્રદોષ વ્રત કીધા સોમવાર;
વિધવા થઇ દુખ પામી ઘણું, તોયે વ્રત પાળે શિવતણું. ૪૩
સાચું થયું તે દ્વિજનું કવું, ચૌદમે વર્ષે વિધવા થવું;
મૈત્રિ વચન મન કરિ વિશ્વાસ, વ્રત કરે પૂજે અવિનાશ. ૪૪
મૈત્રીએ ફળ કહ્યુંતું ઘણું, અનંત પુણ્ય શિવ પૂજા તણું;
તે વાત મનમાં રાખી સહી, શિવ પૂજે ચિત્ત સ્થિરતા રહી. ૪૫
જળ ચડાવે પ્રાશ્ચિત જાય, શિવ પૂજાથી રિધસિધ થાય;
નાના વિધ સુખ પામે સાર, ગંધ અક્ષત પૂજે નિર્ધાર. ૪૬
શુભ વાસના ધૂપ દાને હોય, દીપે કાંતિ સમો નહિ કોય;
નૈવેદ્ય હોય ઉત્તમ ભોગ, તાંબુલ દાને પ્રભવે રોગ. ૪૭
ધર્મ અર્થ પરિપૂરણ કામ, પામે મોક્ષ જે કરે પ્રણામ;
હોમેથી બહુ પામે ધન, મુનિજન રંજન અમર પ્રસન્ન. ૪૮
જપ કરે અષ્ટ મહાસિદ્ધિ થાય, તે કારણ પૂજે શિવરાય;
શિવતણો રાખો વિશ્વાસ, જન્મતણા દુખ કરવા નાશ. ૪૯
એ કથા એટલેથી રહી, ચંદ્રાંગદની, શિ ગતિ થઈ;
તે સઘળી વિસ્તારી કહું, પ્રીત કરી સાંભળજો સહુ. ૫૦

અગાધ જળનો નાવે પાર, મગન થયો ત્યાં રાજકુમાર;
રસાતલ પન્નગ સ્ત્રી નાગ, કુંવર જોઈ સહુ વિસ્મે થાય. ૫૧
દેખીને મન થયો ઉલ્લાસ, લઇ ગયા તેને તક્ષક પાસ;
તક્ષકપુરની શોભા ઘણી, સ્ફટિક ભીતે જડી ત્યાં મણી. ૫૨
વજ્ર ગવાક્ષે કનક જાળીયાં, સપ્ત ભૂમિ મંદિર માળિયાં;
શુભ પ્રવાળ મુક્તાફળ માળ, શુભટ દ્વારે બેઠા રક્ષપાળ. ૫૩
અંબર ભૂષણ અંગે ભલાં, જેનાં મૂલ્ય જાયે ન કળ્યાં;
રત્ન સિંહાસન શોભા ઘણી, તે ઉપર પન્નગ વરમણી. ૫૪
સહસ્ત્ર ફણા શિર શોભામણી, અનેક ભક્તિ કરે તે તણી;
કો બાળક કો સેવક સાર, તેજ પરાક્રમનો નહિ પાર. ૫૫
નાગે દીઠો રાજકુમાર, રીસ કરી બોલ્યો તેણીવાર;
કોણ લાવ્યો આ બાલક અહીં, કહો સાચું એ શી ગતિ થઇ. ૫૬
વિનય સહિત જોડી બે હાથ, નાગકન્યા કહે સાંભળો નાથ;
હમો ગયા નિર જમના તીર, દીઠો ત્યાં એ બાલક ધીર. ૫૭
ચપળ નેત્ર અંગ શોભા ઘણી, દેખાડવા લાવ્યા તમભણી;
આજ્ઞા દો તે કરિયે હમે, એવું કહી સઉ ચરણ નમે. ૫૮
તક્ષકે કોપ તજ્યો તે વાર, સમીપ તેડ્યો રાજકુમાર;
કોણ કારણ તું આવ્યો અહીં, કોણ પિતા તમો રહોછો કહીં. ૫૯
કોણ જાત માતા તમ તણી, ભક્તિ કરો કોણ દેવની ઘણી;
ઇચ્છા હોય તે કહો મહારાજ, રખે રાખો મનશું લાજ. ૬૦
ચરણે નમ્યો સાંભળી નૃપ સૂત, અનેક સ્તુતિ કરે અદ્ભુત;
કહે ભૂમંડળ નૈષધ ગામ, તાંહાનો નૃપ નળરાજા નામ. ૬૧
ચંદ્રસેન નૃપ નળનો સુત, ક્ષત્રિ ધર્મ પાળે અદ્ભુત;
તેના પુત્ર ચિત્રાંગદ હમે, જેને વાત પૂછો છો તમે. ૬૨
ચિત્રવર્મા ઘેર વેવા થયો, દશૈયા જમવા હું ત્યાં રહ્યો;
સખા સહિત રમવા સાંચર્યો, ક્ષુદ્ર નાવ લઈ જમુના તર્યો. ૬૩

ભાંગી હોડી સઉ બુડ્યા સહી, કર્મ સંજોગે હું આવ્યો અહીં;
હવાં કોટિજન્મનાં અઘ નાશ, નાગકન્યા લાવી તમ પાસ. ૬૪
માતપિતા બેઉ કીધા ધન્ય, સ્વામિતણાં પામ્યો દર્શન;
અપૂરવ દીઠા મહારાજ, કીધો કૃતારથ મુજને આજ. ૬૫
જે દીઠેથી સઉ દુખ ટળ્યું, પૂર્વ પુણ્ય ફરી આવી મળ્યું;
એવું કહીને લાગ્યો પાય, વળતો બોલ્યો તક્ષકરાય. ૬૬
કોણ દેવને અદકો ગણી, પરમભક્તિ કરો તેહ તણી;
જેને ભજતા ભવ દુખ સમે, એવો કોણ સેવો છો તમે. ૬૭
વળતો બોલ્યો રાજકુમાર, હમે ભજીયે છે વિશ્વાધાર;
જેને અંશે અજ અવતર્યો, રાજસ ગુણ અંગીકૃત કર્યો. ૬૮
ચરઅચરને સર્જે જેહ, આદિ અનાદિ શિવ સેવું તેહ;
વિષ્ણુ વિશ્વંભર નામ કહેવાય, કમળા જેનાં સેવે પાય. ૬૯
સાત્વિક ગુણ તે વૈકુંઠ ઠામ, તેના પ્રભુને કરૂં પ્રણામ;
રૂદ્રરૂપે તામસગુણ ધરે, પ્રલય સ્થાવર જંગમને કરે. ૭૦
નિરાકાર નિરંતર બ્રહ્મ, રૂપ અરૂપ સૌ વર્જિત કર્મ;
શંભુ છે તે તેજ પ્રકાશ, અમર તણો તે પ્રભુ અવિનાશ. ૭૧
રૂરૂ તક્ષક ધરે આભર્ણ, પરમ પ્રીત કરે બેઉ કર્મ;
અહરનિશ કરે સૌ સેવ, અધિક નામ જાણું મહાદેવ. ૭૨
એવી વાત પન્નગવરે સુણી, આપ્યા અંબર શુધ બહુ મણી;
શિવ સેવક જાણ્યું અભિધાન, પ્રસન્ન થઇ દીધાં સનમાન. ૭૩

---

## વલણ

સનમાન દીધાં પ્રસન્ન થઇને, પન્નગ સૌ બહુ સ્તુતિ કરે;
માહાદેવ સુત હરદેવ કહે, નૃપ ઉગાર્યો ગિરિજાવરે. ૭૪

## આશાવરી

માણુસરૂપ ધરીને આવ્યો ફોગટ પ્રાણીરે;
હરિહર કેરી ભક્તિ ન કીધી, રામ ન બોલ્યો વાણીરે. માણુસ૦
માત તાતનું જોબન છેધું, અવર ન કાંઇ કીધુંરે;
જોગ ભોગની વાત ન જાણી, તેં આતુરદાન દીધુંરે. માણુસ૦
મોહ તૃષ્ણા મમતાયે વિટાયું, ઉનમત આપ વખાણેરે;
ધન દારા સુત સંપત દેખી, મૂરખ કાંઇ ન જાણેરે. માણુસ૦
જે જેમ આવ્યો તે તેમ જાશે, ત્યાંહા આરત શી કરીએરે;
ગૌરીવર ગોપીવર ચરણે, પ્રીત કરી ચિત ધરિયેરે. માણુસ૦
દુરિજન દુષ્ટ મુખ બોલિ ન જાણે, શિવનારાયણનું નામરે; .
કહે હરદેવ હરિહર સેવો, અવસરે આવે કામરે. માણુસ૦

---

## રાગ મલ્હાર

સુત બોલ્યારે, શૌનક રૂષિ શ્રવણે ધરો;
પ્રીત પૂરણરે, શંકર વ્રત પૂજા કરો. ૧
શિવ સેવોરે, મનવાંછિત ફળ દે સહી;
શિવ ભક્તનેરે, ત્રિવિધ તાપ પીડે નહી. ૨
સીમંતિનીરે, ચંદ્રાગદની યુવતી;
તેણે પૂજ્યારે, પ્રદોષે ગૌરીપતિ. ૩
વ્રત પૂજારે, મહિમાથી સુત ઉગર્યો;
દુખ સાગરેરે, ચદ્રાંગદ પૂરણ તર્યો. ૪
પન્નગવરેરે, આદર ભાવ કીધા ઘણા;
કંઠે આરોપ્યારે, હાર અમૂલ્ય સોહામણા. ૫

એમ બોલ્યારે, વર માગો મન ભાવતા;
જાણ્યા નહીંરે, શિવ સેવક અહીં આવતા. ૬

જો જાણતરે, તો આવત સામા સહી;
સુખ ભોગવોરે, મણિ શોભીત મંદીર રહી. ૭

રોગ શોકજરે, તસ્કર વર્જિત પુર સદા;
કલ્પ તરૂવરરે, ઇચ્છા પૂરે સર્વદા. ૮

અમ્રત રસેરે, પૂરણ વાવ સોહામણી;
નાગકન્યારે, પરમ ભક્તિ કરશે ઘણી. ૯

દુષ્ટ દુખનીરે, કોઇ ન જાણે સંભાવના;
અંગે અરચોરે, શીતલ ચંદન બાવના. ૧૦

નિશ્ચળ થઇનેરે, ચિંતા સઘળી પરહરો;
મન ભાવતારે, વિવિધ ભોગ નિત્યે કરો. ૧૧

એવું સાંભળીરે, બોલ્યો એમ નૈષધપતિ;
પ્રભુ સાંભળોરે, સત્ય કહું એક વીનતી. ૧૨

હમ નારીરે, સીમંતિની વ્યાકુળ થશે;
તે તો પરણીરે, શ્વશુર મંદિર હવે જશે. ૧૩

પતિવ્રતારે, નારી શિરોમણિ છે સતી;
સોમવારેરે, પ્રીતે પૂજે ગિરિજાપતિ. ૧૪

અમ ઉપરરે, શ્વશુર સ્નેહ રાખે ઘણો;
કરી કરૂણારે, પૂરો મનોરથ તે તણો. ૧૫

દુખ ઉપન્યું રે, વય વૃદ્ધ માતપિતાતણું;
શત્ર થઇનેરે, દાયાદ દુઃખ દેશે ઘણું. ૧૬

એવું સાંભળીરે, તક્ષક પ્રીત પામ્યો ઘણી;
તોલ પૂરારે, એક ભાર આપ્યા મણિ. ૧૭

મનવેગીરે, અશ્વ એક આપ્યો ભલો;
સેવાકારીરે, રાક્ષસ સંગે મોકલ્યો. ૧૮

એક નાગનેરે, તક્ષકે કરી વીનતિ;
સાથ કારણુરે, સંગ રહેજો જ્યાંહાં ભૂપતિ. ૧૯

વર આપ્યોરે, સકલ લોક બહુ જશ હશે;
શત્રુ દળરે, તમને દેખી નાશી જશે. ૨૦
ચંદ્રાંગદરે, આજ્ઞા માગીને સંચર્યો;
મણિ અંબરરે, ભાર રાક્ષસને શિર ધર્યો. ૨૧

સંગે નાગનીરે, જમુના ત્રટ આવી રહ્યો:
તીર દેખીનેરે, અતિ ઉલટ મનમાં થયો. ૨૨

અશ્વે ચડીરે, જમુનાત્રટ ક્રીડા કરે:
નરરૂપેરે, રાક્ષસ પન્નગ પૂંઠે ફરે. ૨૩

તેણે દિવસેરે, સોમપ્રદોષ ઉતો સહી;
ત્યાં નહાવારે, સિમંતિની આવી રહી. ૨૪

નર દીઠોરે, ઉત્તમ અશ્વ નચાવતો;
એ નરનેરે, કંઈ એક મેં દીઠો હતો. ૨૫

વિસ્મે થઇરે. સહિયરને કહે વીનતિ:
રૂપ સુંદરરે, જાણે ચંદ્રાંગદ ભૂપતિ. ૨૬

કર્મ કેરારે, લખ્યા લેખ મીટે નહી;
રંક હાથેરે, ઉત્તમ હાથ છાજે નહી. ૨૭

એમ કહેતારે, કામબાણે વ્યાકુળ થઇ;
રૂપ જોઇનેરે, ચિત્રામણ વત્ થઇ રહી. ૨૮

વરસ ત્રણેરે, નૃપનંદન આવ્યો ફરી;
તેણે દીઠીરે, નારી અનેક દુઃખે ભરી. ૨૯

સૌભાગ્યનુંરે, લક્ષણ એક દીસે નહી;
કંઠે ભૂષણરે, અંજન તિલક શોભા નહી. ૩૦

નિસ્તેજથીરે, સકલ અંગ શોભા ગળી;
વ્રત શોકથીરે, શરીર અંગ દાધ્યો વળી. ૩૧

લટ છૂટીરે, રૂખ મસ્તક ગુંથ્યા વિના;
મુખ પાંડુરરે, અતિ દુર્બળ જોઇ અંગના. ૩૨

દુઃખ પામ્યોરે, અશ્વ મૂકી પાળો થયો;
પગે ચાલીનેરે, સીમંતિની પાસે ગયો. ૩૩

મુખે બોલ્યોરે, કોણ જાત છે તમતણી;
દેહ દુર્બળરે, પ્રથમ કાંતિ હતી ઘણી. ૩૪

લાજ પામીરે, મધુર વાયક શ્રવણે સુણી;
સખીને કહ્યુંરે, કહો માંડી ગત અમતણી. ૩૫

સખી ઓચરીરે, સાંભળો એક કથા કહુ;
નૈષધપતિરે, ચંદ્રસેનની એ વહુ. ૩૬

ચંદ્રસેનનોરે, કુંવર ચંદ્રાંગદ છે ભલો;
રૂપ લક્ષણેરે, કોણે નવ જાયે કથ્યો. ૩૭

તેની નારીરે, એ જાણો નિશ્ચય કરી;
ચિત્રવર્મારે, નૃપવર કેરી દીકરી. ૩૮

સિમંતિનીરે, નામ જાણો એનું તમે;
દિન પ્રત્યેરે, દ્વિજને જમાડીને પોતે જમે. ૩૯

એનો સ્વામીરે, સ્વશુર મંદિર નિત્યે રમે;
તે તો બૂડ્યોરે, જમુના જળ કોઇએક સમે. ૪૦

વરસ ચૌદમેરે, વિધવા દુઃખ પામી ઘણું;
તોયે પાળેરે, સોમવ્રત શંકરતણું. ૪૧

શિવ શક્તિરે, પ્રીતે પૂજે સંધ્યાસમે;
વિપ્ર વરનેરે, ભૂષણ અંબર આપી નમે. ૪૨

ચંદ્રસેન્યનેરે, શત્રુએ દુઃખ દીધું બહુ;
નર નારીરે, બંધન કરી લીધું સહુ. ૪૩

બંધનમાં રહીરે, વિપત થકી ઉદર ભરે;
ચિત્રાંગદનેરે, કુંવર નિત્યે સાંભરે. ૪૪

વ્રત જાણીનેરે, તીર્થે નાવા આવી સતી;
હમે માંડીનેરે, કહી એની સઘળી ગતિ. ૪૫

નારી જાણીનેરે, ભાંગી ભ્રાંતિ સઉ ચિત્તની:
હરખ પામીનેરે, વળતી બોલી સીમંતિની. ૪૬

કોણ કારણરે, એવડી વાત પૂછી તમે:
સ્નેહ સરખારે, પ્રેમલાયક જાણ્યા હમે. ૪૭

નર ગાંધર્વરે, અમર જાત સુત કોણતણા;
યક્ષ રાક્ષસરે, કોણ સંગે આ બે જણા. ૪૮

ગુણ સાગરરે, અતિ વલ્લભ સોહામણા;
કામ સરખારે, મેં દીઠા મહીમા ઘણા. ૪૯

સત્ય બોલોરે, દુર્બળ જાણ્યા કેમેકરી;
કાંહાથી આવ્યારે, કોણ સ્થાનક જાશો ફરી. ૫૦

વાત કહેતારે, નયણે થકી આંસું ઝર્યાં;
પ્રીત પૂરણરે, સ્વામિ લક્ષણ તો સાંભર્યાં. ૫૧

કંઠ બાંધોરે, મુગ્ધા એમ બોલી સહી;
મુરછા હવીરે, શરીરતણી સૌ સુધ ગઈ. ૫૨

વસુધા તલ પડતારે, રાખી છે એને કર ધરી;
ચિત્રાંગદેરે, પ્રીતિ દીઠી અતિ આકરી. ૫૩

મોહ પામ્યોરે, ઘટિક એ વ્યાકુળ થઈ;
ધીર થઇનેરે, પ્રેમનો બોલ સ્ત્રીને કહ્યો. ૫૪

કર ફેરવ્યોરે, મુખે બોલ્યો સાંભળ સતી;
પ્રદોષેરે, તમે પૂજો છો ગિરિજાપતિ. ૫૫

તેણે કીર્તિરે, સકળ લોક તારી થઈ;
દિન બે પછીરે, નિજ પતિને મળજો સહી. ૫૬

સિદ્ધ રૂપેરે, સકલ લોક ફરિયે હમે;
તારો સ્વામીરે, દીઠો હતો કોઇએક સમે. ૫૭

તમ સંગાથેરે, રહેવા મન ઇચ્છે ઘણું;
દિન થોડેરે, સુખ થાશે સ્વામી તણું. ૫૮

શિવ સેવ્યારે, સુર સરિતા જેણે શિર ધરી;
એવું કહીનેરે, અસ્વાર શીઘ્ર કરી. ૫૯

અશ્વે ચડીનેરે, નૃપવર ત્યાંથી સંચર્યો;
નાગ રાક્ષસરે, સંગ અંગે ઉલટ ભર્યો. ૬૦

શુભ અંબરરે, ચંદન પુષ્પ શોભે સહુ;
તેની વાસનારે, દશ જોજન વ્યાપી બહુ. ૬૧

તાત દેશનીરે, વાડી મધ્યે તે ઉતર્યો;
નવ જોબનેરે, કનક ભૂષણ શોભા ભર્યો. ૬૨

ચિત્રવર્મારે, નગર લોક પાસે ગયા;
વધામણીરે, લેવા સઉ તત્પર થયા. ૬૩

બહુ નારીરે, નગરતણી ટોળે થઈ;
તાહાં ચાલીરે, નર દુહિતા તો ત્યાં રહી. ૬૪

ત્યાં દીઠોરે, ચંદ્રાંગદ વસુધાધિપતિ;
કો નર આવ્યોરે, બે નર કો સઘળી ગતિ. ૬૫

સખી સાંભળોરે, નાશ થયો તે કયાં મળે;
દૈત્ય રાક્ષસરે, અમર માયાને કોણ મળે. ૬૬

વય વર્ણેરે, લક્ષણ મેં જાણ્યાં સહી;
નર નિશ્ચયરે, ચંદ્રાંગદ અન્ય નહી. ૬૭

એક આવ્યોરે, ચંદ્રાંગદ સરખો સહી;
મન ભાવતીરે, અનેક વાતો તેણે કરી. ૬૮

કર સ્પર્શથીરે, શરીરે સુખ પામી ઘણું;
રૂપ લક્ષણથીરે, જાણ્યું લક્ષણ સ્વામીતણું. ૬૯

કોણ જાણેરે, કયાંથી આવ્યો ને કયાં ગયો;
મન મધ્યેરે, એ અદ્ભુત સંધે રહ્યો. ૭૦

કોણ જાણેરે, ઇંદ્રજાળ માયા હશે;
શિવ વ્રતથીરે, મૈત્રી વચન સાચાં થશે. ૭૧

સત્ય વાયકરે, વિપ્રવરનું સાચું થશે;
અષ્ટ અર્ભકરે, એને થશે તેણે કહ્યું. ૭૨

સત્ય જોવારે, શંકરે માયા મોકલી;
સુર બ્રહ્મારે, જે ન જાયે કોણ કળી. ૭૩

એવું ઓચરીરે, સિમંતિની નાવા ગઈ;
હવે સાંભળોરે, કુંવર તણી જે ગતિ થઈ. ૭૪

સણગારીનેરે, રાક્ષસને ત્યાં મોકલ્યો;
મહા બળીયોરે, માયાવી દીસે ઘણો. ૭૫

ગયો પુર વિષેરે, રાક્ષસ કોઈ નહી ઓળખે;
મુખે બોલ્યોરે, નૃપ નિરભે રહેતા રખે. ૭૬

શત્રુ થઇરે, નૃપ તેં સારું કર્યું;
ચંદ્રસેનનેરે, બંધન કરી ધન સુખ હર્યું. ૭૭

તેના કુંવરરે, ચંદ્રાંગદ આવ્યા ફરી;
નાગ તક્ષકેરે, જેની પ્રીતે સેવા કરી. ૭૮

આપ્યા અંબરરે, કનક ભૂષણ કુસુમ મણિ;
રાજમહેલોરે, ખોળો જગા રહેવા તણી. ૭૯

ચંદ્રસેન્યનેરે, ભક્તિ કરી ચરણે નમો;
કપટ કરીરે, જેનેપેરે પેર દમો. ૮૦

ઘર સાથનેરે, કુશળ ધરો જો વાસના;
શિઘ્ર થઇરે, કરો કુંવરની ઉપાસના. ૮૧

જુદ્ધ કરીરે, જો રાખો મન વાસના તમે;
થાવો વેહેલારે, તત્પર થઇ આવ્યા હમે. ૮૨

એવું સાંભળીરે, દેહ ધ્રુજે થાય આકળો;
સઉ જન કહેરે, ચંદ્રાંગદને જઇ મળો. ૮૩

એવું સાંભળીરે, દાયાદ નૃપ પાસે ગયો;
બંધ છોડીનેરે, કર જોડી ઉભો રહ્યો. ૮૪

ચરણવંદેરે, પ્રીત કરી બેઉ જણ તણા;
મુખે ઓચરેરે, મેં અપરાધ કર્યા ઘણા. ૮૫

માતતાત છોરે, અનાથનું છાવરજો;
ચંદ્રાંગદરે, કુંવરવત્ કરી જાણજો. ૮૬

વર્ણ આશ્રમરે, સૌ કો સુખ પામ્યા ઘણું;
ગીત ગાયેરે, ઘેરઘેર હોય વધામણું. ૮૭

ચંદ્રસેનનારે, મસ્તકે છત્ર સોહામણું;
સિંહાસનેરે, રાજ તેજ શોભે ઘણું. ૮૮

વાગે વાજાંરે, શરણાઈ શબ્દ સોહામણા;
નાચે નૃત્ય કરીરે, આશિર્વાદ વિપ્રો ભણ્યા. ૮૯

ગુરુ મૈત્રીરે, નગરલોક પાસે ગયા;
રાજપુત્રનેરે, ભેટી મન આનંદ થયા. ૯૦

પંચ શબ્દેરે, નોબત વાજે ને ગડગડે;
શુભ જોગેરે, રાજકુંવર અશ્વે ચડે. ૯૧

રાજ માર્ગેરે, કુંવર પધારે જે સમે;
કર જોડીનેરે, જનપદ લોક સઉ નમે. ૯૨

ભાટ ચારણુરે, ઉત્તમ જશ મુખે ઓચરે;
વૃદ્ધ બાલકરે, પ્રીતિ પૂરવ સંગે ફરે. ૯૩

માત તાતનેરે, જથા જોગ ચરણે નમ્યા;
તેનાં મનતણાંરે, ત્રિવિધતાપ તત્ક્ષણ સમ્યાં. ૯૪

મુર્છા ખાઇરે, મુખે બોલી વિવ્હળ ગયું;
સુત ભેટતારે, રાજા મન વિવ્હળ થયું. ૯૫

જોધ પંડીતરે, રાજસભા પૂરણ બહુ;
સૌ દેખતારે, પૂર્વવાત કીધી સહુ. ૯૬

નાગ તક્ષકેરે, પર્મ ભકિત કીધી ઘણી;
તેણે આપ્યારે, વસ્ત્ર શુદ્ધ ભૂષણ મણિ. ૯૭

સુગંધથીરે, સકળ દેશ પરિમળ થયો;
તેણે મોહેરે, કેહે શો રંગ દીઠો તમો. ૯૮

અતિ ઉત્તમરે, વસ્તુ જોઈ વિસ્મે થયા;
તેજ અદ્દ્ભુતરે, સૌકોનાં નેત્ર મીચી રહ્યાં. ૯૯

ચંદ્રસેનનેરે, હરખ પૂરણ આંસું ઝરે;
એ સાચુંરે, અથવા સ્વપ્ન એમ ઓચરે. ૧૦૦

મૈત્રીવરેરે, સમજાવ્યો નૈષધપતિ;
મુખે ઓચર્યોરે, કુળવંતી વહુ સતી. ૧૦૧

જેના પુણ્યથીરે, મમ પુત્ર હમને મળ્યો;
એવું કહીનેરે, એક સેવક ત્યાં મોકલ્યો. ૧૦૨

ચિત્રવર્મારે, મંદીર કહેવા વધામણી;
સિમંતિનીરે, સાંભળી પ્રીત પામી ઘણી. ૧૦૩

તે સેવકરે, પામ્યો ઉચિત મન ભાવતા;
ધન અંબરરે, અંગે ભૂષણ સોહાવતા. ૧૦૪

સૌભાગ્યેરે, પૂરણ દીઠી આ તો દીકરી;
તેઆ નૃપ સઉરે, વેવા કીધો ત્યાં છે ફરી. ૧૦૫

ધન સંપતરે, રાજ સંપત આપી સઉ;
ચંદ્રસેન કહેરે, પૂર્વે પુણ્યે પામ્યા વહુ. ૧૦૬

એમ કહીનેરે, આપ્યા કુસુમ ભૂષણમણિ;
દશ જોજનરે, શુદ્ધ શોભા તાહાં તે તણી. ૧૦૭

મુકતાફળરે, કંઠે હાર ચંપકતણા;
સુકાય નહીરે, શુદ્ધ સદા ગુણ તેહતણા. ૧૦૮

ચંદ્રાંગદરે, લાવ્યો પાતાળ વિષે જઈ;
તે જોઈનેરે, સકલ નારી વિસ્મે થઈ. ૧૦૯

ચિત્રવર્મારે, નરનારીને આણંદ થયો;
ચિત્રાંગદરે, મળિ ભેટી નિજપુર ગયો. ૧૧૦

ચંદ્રસેનનેરે, સોંપ્યું રાજ નિર્ભે થયો;
શિવ ભજવારે, જોગધરા વનમાં ગયો. ૧૧૧

ભાવે કરીનેરે, ભજન કર્યું શિવરાયનું;
ટાળ્યું પ્રાશ્ચિતરે, માનસિક વાચિક કાયનું. ૧૧૨

તે રાજારે, નિર્ભે થઈ શિવપુર ગયો;
સુખે ભોગવ્યુંરે, ગિરિજાવર શરણે રહ્યો. ૧૧૩

ચિત્રવર્માંરે, રાયની રીત ભલી હવી;
શિવ ભજતારે, કીર્તિ પામ્યો તે અવિનવી. ૧૧૪

સૌ ભૂપતિરે, ચંદ્રાંગદની સેવા કરે;
ભૂમંડળમાંરે, આણુંદ થઈ સઘળા ફરે. ૧૧૫

સુખ સંપતરે, રિદ્ધ સિદ્ધ પામ્યો ધણી;
આઠ બાળકરે, એક કન્યા નિશ્ચય હવી. ૧૧૬

શિવ વ્રતથીરે, વિપ્રવાણી સાચી હવી;
વરસ પૂરણુરે, દશ સહસ્ર ગયાં વહી. ૧૧૭

સુખ ભોગવીરે, અંતે શંકર પદ ગયા;
નિર્ભે થઈરે, ગિરિજાવર ચરણે રહ્યા. ૧૧૮

નરનારીરે, શિવપુર સુખ પામ્યા ઘણું;
સત્ય માનજોરે, તે પુણ્ય શંકર વ્રત તણું. ૧૧૯

શિવ પૂજેરે, વ્રત મહિમા શ્રવણે ધરે;
સુખ ભોગવીરે, ભવસાગર નિશ્ચય તરે. ૧૨૦

## વલણ.

ભવસાગર નિશ્ચય તરે, ગર્ભે સંકટ નાવે ફરી;
મહાદેવ સુત હરદેવ કહે, શિવ ભજો ચિત્ત સ્થિર કરી. ૧૨૧

---

